# "સર જમશેદજી જીજીભાઈ,"

## પહેલા પારસી બેરોનેટ;

### એક કીર્તિવંત જન્મચરિત્ર.

---

એ પ્રખ્યાત નરના

**ત્રણે દીકરાઓ તથા બીજા વારસોનાં**

ટુંક પણ ઉપયોગી જન્મચરિત્ર

અને

**૧૦ સુંદર ચિત્રો સાથે.**

---

અનેક સાધણોપરથી


રચનાર

**રતનજી બેહેરામજી આદન,**

ગોકળદાસ તેજપાલ હાઈ સ્કૂલના ફારસી ભાષાના શિક્ષક.


---


મુંબાઈ,

"તત્વવિવેચક" છાપખાનામાં છાપ્યું.

---

ઈ. સ. ૧૮૯૯. ૧૨૬૮ યજદજરદી.

---

કિંમત રૂપિયા ત્રણ.

# અર્પણ પત્રિકા.

**મારા મહેરબાન અને વહાલા મુરબ્બી,**

લખાણો કરવાનો લાભવગરનો લોભ આજ વર્ષોનો મને છે. વાર્તાનાં થોડાંક પુસ્તક મેં લખ્યાં છે; તેવાં પુસ્તકો તમને અર્પણ કરવાનું મેં વાજબી ધાર્યું નથી. સર્વથી સરસ મારૂં પુસ્તક તમને અર્પણ કરવાની હોંશ મને વર્ષોની હતી. "સર જમશેદજી જીજીભાઈનાં કીર્તિવંત જન્મચરિત્રનું" તેવું આ પુસ્તક તમને અર્પણ કરવાની એક લાયક તક આખરે આજ મારે હાથ લાગી છે. વહાલા મુરબ્બી, તમે મારા પોતાના "સર જમશેદજી" છો; કારણ, તમે મને કેળવણી અપાવી છે; અંગ્રેજી ભાષાની કેળવણીનાં મીઠાં ફળ તમે મને ચખાડયાં છે; ચઢતી કેળવણી સંપાદન કરવાને અને સાહિત્યનો મારો શોખ પૂરો પાડવાને તમે મને દરેક જાતની મદદ કરી છે. વધુ શું લખું? એટલુંજ કે બાપ, ભાઈ કે મિત્રોની મદદવગર રખડતા થયલા અને એક નિરાધાર વિધવાના અનાથ દીકરાના, આજ વીસ વરસ થયાં તમે ધર્મબાપ, દસ્તગીર અને વાલી થઈ રહ્યા છો. એ સઘળાંની આભારભરી યાદમાં, મારા મહેરબાન અને વહાલા મુરબ્બી, સખાવતના એક સરદારનું આ જન્મચરિત્ર, તમો જેવા સખાવતના એક અદના પણ સાચા સેવક આગળ—આ અર્પણ પત્રસાથ—રજુ કરવાની રજા માંગી લઉં છું.

હું છું,<br>
મહેરબાન અને વહાલા મુરબ્બી,<br>
તમારો વફાદાર સેવક,<br>
ર. બે. માદન.

મુંબઈ;<br>
તા. ૨૮ મી જુલાઈ ૧૮૯૯.

## લેખક વચન.

" મને નથી ફોકતની મોજેસે કામ;
ઊપયોગી જીંદગીના દિવસો મૂજ
વાપરતો પામું હું-સેવટ મરણ,
ને વખાણે લોકો મારી લીધેલી રંજ,
એજ મારી ઇચ્છામાં શુંદું છે—મન."

જમશેદજી ન. પીટીટ.

# દિબાચો.

" Sir Jamsetjee Jeejeebhoy stands at the head of the list of Indian Philanthropists. The life of such a man will be read with interest both by Europeans and Natives in all parts of the country. We trust that ere long his memoirs, will be published and translated into all the languages of Hindustan."

*The New Era.* [*30-1-1859.*]

ખોદાની માયાળુ મહેરબાનીથી, આખરે, એક ધારેલું કામ પાર પડયું છે, અને પ્રખ્યાત પહેલા સર જમશેદજીનાં જન્મચરિત્રનું આ પુસ્તક વાંચક વર્ગ આગળ રજુ કરવાનો ખુશાલી ભર્યો વખત આવી લાગ્યો છે. પુસ્તકની આ પ્રસ્તાવનામાં કાંઇએ વધુ લખવા પહેલાં મારે જાહેર કરી દેવું જોઇએ, કે આ પુસ્તક પ્રગટ થવા પામ્યું, તેમાટે શમશોલ ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદી, બી. એ,–એ' સાહેબને તથા ખાનબહાદુર શેઠ બહમનજી બેહેરામજી પટેલનાં "પારસી પ્રકાશનાં" કિંમતી દફતરોને, હું આભારી છું. એરવદ જીવણજી જમશેદજી મોદીની કાળજી અને એક ખરા વિદ્વાનને લાયકની તેમની અસાધારણ ઉલટ અને ઉપયોગી ચાલુ મદદ વગર, આ પુસ્તક પ્રગટ કરવાની હિમ્મત હું હારી જતે, તેમજ ખાનબહાદુર શેઠ બહમનજી બેહેરામજી પટેલના પારસી તવારીખનાં કિંમતી દફતરોની તપાર મદદ વગર, આ પુસ્તક કદાચ એટલું જલદી પ્રગટ થતે નહિ.

દિબાચાની શરૂઆતમાંજ એ ગ્રહસ્થોનો ઉપકાર માની દેવાની મારી પવિત્ર ફરજ બજાવ્યા પછી, આ પુસ્તકની મુળ બાબતવિષે બે બોલ લખવા છે. કબુલ કરવું જોઇએ, કે પહેલા સર જમશેદજીનું જન્મચરિત્ર પહેલી વાર પ્રગટ થતું નથી. અંગ્રેજી અને ગુજરાતી ભાષાઓમાં લખાયલાં તેમનાં એકાદ બે ટુંક જન્મ ચરિત્રો પ્રગટ થયલાં છે. એકના સિવાય ચોપડી કરતાં ચોપાનિયાંનું નામ તેમને વધારે છાજતું છે, એમ અત્રે આપેલી વિગતપરથી માલમ પડશે.

ઈ. સ. ૧૮૪૪ માં એરવદ ફ્રામજી રતનજી કાંગા નામના એક આથોરનાન ગ્રહસ્થે, સર જમશેદજી નાઈટની તે વખત સુધીની સખાવતાંની નોંધનું એક પુસ્તક "જમશેદ નામું"—પ્રગટ કર્યું હતું. સર જમશેદજીની ઉદવાડાની એક યાદગાર

મુલાકાત તથા તેમનાં સ્થાપેલાં પારસીઓને લગતાં ધર્મખાતાંઓને લગતી ટુંક હકીકત સિવાય એમાં કાંઈ વધારે ન હતું. ત્યારપછી ઈ. સ. ૧૮૫૫ માં, સર જમશેદજી સાથ ઘણા અતલગના સંબંધમાં આવેલા એક અંગ્રેજ મદદથી, "*Memorandum of the Life and Public Charities of Sir Jamsetji Jejeebhoy*" એ નામનું અને ૩૨ પાનાનું એક ન્હાનું પણ સુંદર પુસ્તક ઇંગલાન્ડમાં પ્રગટ કર્યું હતું. સર જમશેદજીનાં જન્મ ચરિત્રનાં એક પુસ્તક કરતાં, તેમની સખાવત વિષેનો એક નિબંધ, આ અંગ્રેજી પુસ્તક લેખી શકાય.

પહેલા સર જમશેદજીનાં મરણ પછી, ઇ. સ ૧૮૬૧ માં, શેઠ મનચેરજી કાવસજી લંગડાનાએ, "મનસુખના" પોતાના જાણીતા તખલ્લુસ હેઠળ, "સર જમશેદજી બારોનેટ—યાને સર જમશેદજી જીજીભાઈની જીંદગીનો અને તેવણનાં મોટાં પુણનાં અને ધરમાઉ કામોનો અહેવાલ" એ નામનું અને ફારસી બેતબાજીની ઢબપર લખેલું અને જન્મ ચરિત્રનાં નામને છાજતું એક ગુજરાતી પુસ્તક પ્રગટ કર્યું હતું. ફારસી બેતબાજીનાં એક સુંદર પુસ્તક તરીકે, તે આજે પણ વાંચવા લાયક છે, પણ સર જમશેદજીની જીંદગી સાથ સંબંધ ધરાવનારી ઘણીક બાબતો એમાંથી પડતી નાંખેલી લાગે છે. પોતાનાં "ગંજનામાનાં" જાણીતાં પુસ્તકમાં, મી. મનસુખે આ જન્મચરિત્ર સમાવી દીધું છે, અને તેમનાં એ છેલ્લા અને નવાં "ગંજનામાનો" ઉપયોગ કરવામાટે, હું મી. મનસુખનો આભારી થયો છું.

એ પછી, ઇ. સ. ૧૮૬૬ માં, શેઠ કુંવરજી સોહોરાબજી નાજરે, "*The First Parsee Baronet*" એ નામનું, સર જમશેદજીનાં જન્મચરિત્રનું એક પુસ્તક અંગ્રેજી ભાષામાં રચી પ્રગટ કર્યું હતું. આ પુસ્તકમાં, સર જમશેદજીની જીંદગીનાં છેલ્લાં વર્ષોનાં બનાવોની નોંધ વિગતવાર આપવામાં આવી છે, જ્યારે તે પ્રખ્યાત નરની જીંદગીના શરૂઆતના બનાવોની કાંઈએ વિગતવાર નોંધ એમાં નથી. શેઠ કુંવરજી સોહોરાબજી નાજરનાં આ પુસ્તકની મદદ પણ મને વારંવાર લેવી પડી છે. મી. નાજરને મરણ પામ્યાને હાલ થોડાક મહિના થયા છે, અને તેથી તેમનાં પુસ્તકનો ઉપયોગ કરવા માટે, તેમનો ઉપકાર માનવાની તક મારે હાથ રહી નથી. એ પછી છેક ઈ. સ. ૧૮૯૫ માં, સર જમશેદજીનાં જન્મ-ચરિત્રની એક ફારસી કિતાબ—"શાહેવાલે સર જમશેદજી" એ નામે એરવદ ફરામરોજ નવરોજજી કુતારે પ્રગટ કરી હતી. એ ઉપરાંત, પહેલા સર જમશેદજીને લગતી ઘણીક હકીકતો, શેઠ રતનજી ફરામજી વાચ્છાનાં "મુંબઇનો બહાર" (૧૮૭૪) શેઠ સોહોરાબજી શાપુરજી બંગાલીનાં "ચુંટી કાઢેલાં લખાણો"

(૧૮૮૦) શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાના "પારસીઓની તવારીખનાં" અંગ્રેજી પુસ્તકો (૧૮૮૪) તથા "પારસી પ્રકાશને" પાને પાનેથી મળી આવે છે, જે સઘળાને આધારે આ પુસ્તક રચાયુ છે

પહેલા સર જમશેદજી જીજીભાઈના જન્મચરિત્રનુ આ પુસ્તક, હાલના વખતને અનુસરતુ બનાવવાની બનતી સભાળ મે લીધીછે એવા મહાન નરને પૂરેપૂરો ઈનસાફ આપવાને મેકોલે કે બ્રોહામ જેવા લેખકની કલમની જરૂર છે તોપણ મારી અલ્પના કોશીશથી બની શકતુ મે કર્યું છે સર જમશેદની જીદગીસાથે સબધ ધરાવનારી દરેક બાબત આ પુસ્તકમાદાખલ કરવામા આવી છે તેમની જાહેર જીદગીના એકે એક યાદગાર બનાવ આ પુસ્તકમા નોધી લીધા છે પહેલા સર જમશેદજીએ સ્થાપેલા અનેક ઉપયોગી ખાનાઓની પૂરેપૂરી તવારીખ આ પુસ્તકમા દાખલ કરી છે દરેક બાબત સમજ પડે એવી રીતે અને અનુક્રમે ગોઠવવાની સભાળ લીધામા આવી છે વળી સર જમશેદજીના જન્મચરિત્રનું આ પુસ્તક વાચતા, તેમના વખતના મુબઈ શહેરની વાચવા લાયક તવારીખ, અને એ શહેરની સસારીક, વ્યવહારીક અને રાજકીય હાલતનુ વર્ણન વાચનારને હાથ લાગશે

પહેલા સર જમશેદજી જીજીભાઈના આ જન્મચરિત્ર સાથ, તેમના ત્રણે પ્રખ્યાત દીકરાઓ અને 'બેગનેગ્સીના' બીજા પારસીઓના ટુક પણ વિગતવાર જન્મચરિત્રો આપેના હોવાથી આ પુસ્તક, ખરૂ સર જમશેદજીના ખાનદાનની તવારીખ જેવુ થઈ પડે છે, તેથી સર જમશેદજી નામને વખાણનારાઓને, સર જમશેદજી અને તેમના ખાનદાનની આગળા વખતની મદદથી સુખી થયલાઓને, સર જમશેદજીના સ્થાપેલા અનેક ઉપયોગી ખાતાનો કોઈ પણ રીતે લાભ લેનારાઓને તેમજ પારસી કીર્તિ સદા ચઢતી થયની જોવા ઇચ્છનારાઓને આ પુસ્તક જરૂર માનીતુ થઈ પડશે, એવી નક્કી આશા છે

પુસ્તકમા આવેલી બાબતોવિષે, લબાણ વિવેચન કરી, વાચનારને લા ખોટી કરી રાખવાની જરૂર નથી આ પુસ્તક આખુ વાચ્યા પછીજ, તે પાછલ બે વર્ષસુધી લેવાયલી મહેનતનો ખરો ખ્યાલ વાચનારને થશે. વળી આ પુસ્તકમા આપેલા ચિત્રો વિષે એટલુજ લખવુ બસ છે, કે દેશી કારીગરીથી થઈ શકતુ સરસ કામ લીધામા આવ્યુ છે એવી ચિત્ર-કળાની બાબતમા, આપણે દેશીઓ કેટલા પછાત છીએ, તેનો વિચાર રાખી, ચિત્રોની કાઈક નજીવી ખામી લઈ ચલાવવી એ સઘળી દેખીતી મુશ્કલી છતા, બનતી સરસ રીતે ચિત્રો તૈયાર કરી આપવામાટે, ભાઇઓ બહુમનજી અને જમશેદજી બરજોરજી મહેતાનો હું ઉપકાર માનુ છુ

તેમજ તે સફાઈથી છાપવાની કાળજીભરી મહેનત લેવામાટે, "દફતર આશકારા પ્રેસના" બુઝર્ગ માલેક, શેઠ મેહેરવાનજી ફરદુનજી મર્ઝબાનનો હું ઘણો આભારી થયો છું

પણ મહિનાઓ સુધી, મારૂં પુસ્તક સફાઈથી છાપ્યા જવાની કાળજી રાખનાર, "તત્ત્વવિવેચક પ્રેસના" માલેકો, મેસર્સ અણુપતરાવ તુકારામની કંપનીનો ખાસ આભાર માનવાની મારી ફરજ છે. પોતે માથે લીધેલું કામ નિયમીતપણે અને એક સરખી રીતે, અનેક અડચણો વચ્ચેથી પણ પ્રમાણિકપણે બજાવી આપવામાટે, હું આ આગેવાન પ્રેસના માલેકોનો ઘણો આભારી થયો છું.

આ પુસ્તક લખવામાં મને ઘણાક જને અનેક રીતે મદદ કરેલી છે, તે સર્વ મહેરબાન શુભેચ્છકોનો, સામટો ઉપકાર અત્રે માની લેવાની હુ રજા માગું છું. મુખ્યત્વે કરી, આ અદના પુસ્તક માટે, પહેલેથી છેલ્લે સુધી, દરેક જાતની મદદ મને કરવામાટે રામશીલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી તથા શેઠ ફરદુનજી જમશેદજી પારેખનો પૂરેપૂરો આભાર, આ તકે, હું માની શકતો નથી. ચિત્રો વિગેરેની બાબતમાં શેઠ પારેખની કિંમતી મદદ અને સુચનાઓથી મને કેવો ફાયદો થયો છે, તે વિગતવાર જણાવવાને મારીપાસે પૂરતી જગ્યા રહી નથી. વળી સર જમશેદજી ખાનદાનના નબીરાઓ, શેઠો જમશેદજી ખરશેદજી જમશેદજી જીજીભાઈ તથા નસરવાનજી સોહોરાબજી જમશેદજી જીજીભાઈએ અનેક રીતની ઉપયોગી મદદ કરી, પોતાના મર્હુમ બપાવાનું આ જન્મચરિત્ર પ્રગટ થયલું જોવાની જે ઊલટમંદ કાળજી દેખાડી છે, તેમાટે એ સાહેબોનો હું ઘણો આભારી થયો છું. વળી મારા મહેરબાન મિત્ર શેઠ સોહોરાબજી મનચેરજી દેસાઇ જેવા એક લેખકે, પોતાના એક અદના ભાઈબંધ લેખકને જે જે કિંમતી મદદો મોટે દીલે કરી છે, તે માટે એ ભાઇનો જેટલો ઊપકાર માનું એટલો થોડો છે. એ સિવાય ખાનબહાદૂર શેઠ બહમનજી બેહેરામજી પટેલ, શેઠ મનચેરજી કાવસજી મનસુખ, શેઠ ડોસાભાઈ ફરામજી કરાકા, એરવદ ફરામરોજ નવરોજજી ફુંતાર વિગેરે લેખકોનો તેમનાં પુસ્તકનો ઊપયોગ કરવામાટે, તેમજ "રાસ્ત ગોફતારની" જુની ફાઇલોનો ઊપયોગ કરવાની તક આપવામાટે તેના અધિપતી શેઠ કેખસરૂ નવરોજજી કાબરાજીનો, અને બીજા સર્વ મહેરબાન સાહેબોનો હું સામટો ઉપકાર માનું છું.

નામદાર અકાબર સાહેબ સર જમશેદજી જીજીભાઈ, તે હાલના બેરોનેટ સાહેબે આ પુસ્તકમાટે પોતાની જે પસંદગી દેખાડી છે, તથા તેને સારો આસરો આપ્યો

છે, તે માટે હું તેમનો આભારી થયો છું; તેમજ "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડના" માનવંત ટ્રસ્ટી સાહેબોએ આ પુસ્તક પ્રગટ કરવામાં જે સંગીન મદદ કરી છે, તેમાટે હું એ અકાબર સાહેબોનો ઘણો આભારી થયો છું.

આ પુસ્તક મારી રાજીખુશીથી અને મારે જોખમે મેં પ્રગટ કર્યું છે. તે માટે હું એકલો જવાબદાર છું. જો આ પુસ્તકની ફત્તેહ થાય, તો ઉપર જણાવેલા સર્વે મહેરબાન શુભેચ્છકોની કાળજી અને સારી દુવાનું ફળ તે સમજવું, જો એ પુસ્તક નિષ્ફળ નિવડે, તો તેનું કારણ લેખકની કાંઈ ખામી ધારવી.

આ દિબાચામાં—કહો કે આ ઉપકાર પત્રમાં, હવે લંબાવ્યા કરવું ન જોઈએ ટુંકમાં, આવાં જન્મચરિત્રોનાં પુસ્તકોની એક આખી માળા પ્રગટ કરવાનો મને લોભી શોખ છે. પારસી કીર્તિનાં ઘણાંક યાદગાર સ્થંભો સાહિત્યના મેદાનપર ઊભા કરી આપવાની મને હોંશ છે. મારી આ હોંશ અને તે માટેનો પ્રમાણિક લોભ પૂરો પડવાનો આધાર, વાંચકવર્ગ અને છાપામંડળ તરફથી આ પુસ્તકને મળતા આસરા અને ઉત્તેજનપર રહે છે. છાપામંડળની પ્રમાણિક પ્રસંશા અને વાંચકવર્ગની પૂરી પસંદગી આ પુસ્તક મેળવે, એવી આશાભેર દુવાસાથ, આ પુસ્તક હવે હું જાહેર પ્રજા આગળ રજુ કરૂં છું.

હોરાબજાર, કોટ; મુંબઈ.<br>તા. ૨૮ મી જુલાઈ ૧૮૯૯.

ર. બે. માદન.<br>માસ્તર.

# સાંકળિયું.

પ્રકરણ. પાને.

| પ્રકરણ. | પાને. |
|---|---|

# આ પુસ્તકમાં આપેલાં ચિત્રોની વિગત.

# એક અરજ.

ઑનરેબલ

## શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ,

એ સાહેબનું વિગતવાર જન્મચરિત્ર લખવાને, આ પુસ્તકના લેખકે નોંધ એકઠી કરવા માંડી છે, અને તે કામમાં જાહેર પ્રજાને તથા એ શેઠના સ્નેહિ અને મિત્રોને મદદ કરવાની અરજ કરવામાં આવે છે. માટે એ શેઠને લગતી કાંઇએ હકીકત, કે એમનાં સંબંધમાં છપાયલાં ચોપડી ચોપાનિયાં, કે એમના વખતનાં વર્તમાનપત્રો, કે જન્મચરિત્ર લખવાને કાંઈ પણ રીતે ઉપયોગી થઈ પડે એવાં કાગળીયાં કે બીજી બાબતો તથા એમનાં સ્થાપેલાં ખાતાંને લગતા જાહેર રિપોર્ટ વિગેરે કાંઇપણ કામમાં આવે એવી વિગત લખનારને નીચલે સરનામે મોકલી આપવાની અરજ કરવામાં આવે છે. દરેક ચીજ સંભાળથી પાછી ફેરવવામાં આવશે.

ર. એ. માદન,
હોરાબજાર, કોટ; મુંબઈ.

ખ નાંમે ખોદા.

# સર જમશેદજી જીજીભાઇ,

## પેહેલા પારસી બૅરોનેટ.

### એક કીર્તિવંત જન્મચરિત્ર.

## પ્રકરણ પેહેલું.

### જન્મ અને જુવાની.

The childhood shows the man
As morning shows the day.

*Milton.*

વિદ્વાન 'પ્લેટો'ના લખવા પ્રમાણે મોટા મનનો માણુસ એજ કુદરતનો ખરો અમીર છે. તેવા કુદરતના એક ખરા અને મોટા મનના અમીર વિષે આ પુસ્તકમાં લખવાનું છે. ગરીબાઈમાં જન્મી, અનેક રીતે અને હરેક પ્રકારે લોકપ્રિય થઈ, જગઆશકારા પયલા પ્રખ્યાત પુરૂષો વિષે આપણે ઘણુંએ વાંચ્યું હશે, પણ તે સાથ આવા પરોપકારી નરો, આવા કલ્પિત નહિ, પણ ખરા "હાતેમો," દુનિયાંમાં જવલેજ જન્મ લેછે. પારસી કોમના સરતાજ, પારસી કીર્તિને અગિયારસેં વર્ષે પાછી સજીવન કરનાર, હકતઆલાની જમીનપર પારસી નામની જય અને "વાહ ! વાહ !" પોકરાવનાર, પારસી કોમના પીતા અને ધર્મબાપ, પહેલા સર જમશેદજી જીજીભાઈ હતા.

શેઠ જમશેદજી જીજીભાઈનો જન્મ રોજ દયો ખોરદાદ, માહ ૧૦ મો દે, સન ૧૧૫૨ યજદજર્દી અને તા. ૧૫ મી જુલાઈ ૧૭૮૩ ઇસ્વીના કોઈ શુભ દિવસના શુભ ચોઘડીયે થયો હતો. કવિ હોમરની જન્મભૂમિ માફક ભવિષ્યના આ મોટા શેઠીયાની જન્મભૂમિ માટે જોકે ગુચવણ ભરી ચર્ચા, ચલાવવાની આપણને જરૂર નથી, તોપણ મુંબઈ અને નવસારી, આ બે શહેરો, તેમની જન્મભૂમિ હોવાનો એક સરખો અને કઇક ગુચવણ ભર્યો દાવો કરેછે. કેટલાક લખનારાઓ, શેઠ જમશેદજીનો જન્મ મુંબઈમાં થયલો જણાવેછે, જ્યારે બીજાઓ તેવો હક નવસારીનો ગણેછે. મી મનસુખે પોતાના "ગંજનામામાં" તેમનો જન્મ મુંબઈમાં થયલો જણાવ્યો છે,[1] જ્યારે શેઠ સોહોરાબજી બંગાલી જેવા એક અનુભવી લખનાર તેમની જન્મભૂમી નવસારી ગણેછે.[2] અને તેમના જણાવવા પ્રમાણે તે શહેરના મલેસર ફળીઆના "વાચ્છા મોહોલ્લામાં" ભવિષ્યના બેરોનેટનો જન્મ થયો હતો.[3]

બીજી તરફથી મુમબઈ શહેર, પોતાનો હક રજુ કરવામાં પછાત નથી. મી. રતનજી ફરામજી વાચ્છા નામના એક ગ્રહસ્થે, મુમબઈ શહેરની આગલી તથા હાલની હાલતના વર્ણનનું એક પુસ્તક લખ્યું છે, તેમજ આ ગુલજાર શહેરમાં આવી વસેલા, હિંદુ, મુસલમાન, પારસી અને ફીરંગી આગેવાન પરમાર્થી ગ્રહસ્થોનાં ટુંક જન્મચરિત્રો તેમાં આપ્યાં છે "હૅમલેટના" પાત્ર વગર "હૅમલેટ" નાટક ભજવી બતાવવું કઠણ છે, તેમજ સર જમશેદજીનું જન્મચરિત્ર આપ્યા વગર મુમબઈની તવારીખ લખાયજ કેમ? મી. વાચ્છાના આ પુસ્તકમાં સર જમશેદજી વિષે લખાણ કરવામાં આવ્યું છે. તેમાં તેમનો જન્મ મુમબઈમાંજ થયલો સાબેત કરી આપવાની તજવીજ કરીછે તેઓ ખાત્રી સાથ લખે છે —

૧ જુઓ "મનસુખી ગંજનામું" પાને ૨૬૨.

૨ જુઓ મી. બંગાલીના "ચુંટી કહાડેલાં લખાણો" દફતર ૨ જું, પાને ૪૭.

૩ વળી "તવારીખે નવસારીના" કર્તા મી સો મં. દેસાઈ, તેમજ "History of the Parsees" ના લખનાર મી. ડોસાભાઈ ફરામજી કરાકા એજ મતના છે.

"તે સાહેબનો જન્મ મુબઈમાંજ થયલો ચોક્કસ માલુમ પડયો છે. આ સબી નરના જન્મ વિષે જે સાહેબો હજી એવુંજ જાણતા હોય, કે નૌસારી કરબા તરફ થયોછે, તો તેઓની વાકેફગારી સારૂ [તે] ખરી જગ્યાની બાતમી બતલાવનાર તથા [સર જમશેદજીની] વંશાવલીની ટીપમાં નામો વધારી આપનાર તેવણુના સપૂત, શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઇનો અપરંપાર ઉપકાર એટલા માટે માનવો જોઈએ, કે જે બાબતમાં આપણે ભુલાવો ખાતા આવ્યા છીએ, તેમાંથી મોકલા થઇને, હવે ખરી ખબર યાદ રાખતા રહીશું."[૪]

વળી પાછળથી જ્યારે બીજા સર જમશેદજીના વખ્તમાં મુંબઇની પહેલા સર જમશેદજીને નામે ચાલતી મોટી નિશાળના મકાનનો પાયો નાંખવામાં આવ્યો, ત્યારે તે પાયા હેઠલ જે તાંબાપત્ર નાંખ્યો છે, તેમાં પણ પહેલા સર જમશેદજીનો જન્મ મુંબઈમાં થયલો, તેમના વારેસ દીકરા જાહેર કરેછે. આ પ્રમાણે જ્યારે સર જમશેદજીના પોતાના બન્ને દીકરાઓ તેમનો જન્મ મુંબઈમાં થયલો જાહેર કરે, તો અજાણ્યા લેખકને તે માન્ય કરવોજ જોઈએ. કારણ પારકાઓ કરતાં, દીકરાઓ પોતાના બાપની જન્મભૂમિ વધારે સારી રીતે જાણી શકે છે, અને તેથીજ મુંબઈ શહેર સર જમશેદ-જીની જન્મભૂમી હોવાનો આગેવાન દાવો કરી શકે છે, અને તે સ્વિકારવા સિવાય છુટકો નથી; જો કે નવસારીનો તેવો દાવો છેજ નહિ, એમ ખાત્રીસાથ કહેવું મુશ્કેલ છે. સર જમશેદજીના પોતાનાજ દીકરાઓ તેમની જન્મભૂમિ મુંબઈ નક્કી ન કરી આપતે, તો અનેક સંજોગો વચ્ચે નવસારીને તેમની જન્મભૂમિ લેખવાને અમે લલચાતે; પણ એ બાબે હાલ-સંબાણ તકરારમાં ઊતરવાની જરૂર નથી. મુંબઈ કે નવસારી, બન્ને શહેરો, આ મહાન પુરૂષને પોતાનો ગણવાને એક સરખાં મગરૂર છે.

માટે પરગજુ સર જમશેદજીનો જન્મ, મુંબઈ શહેરમાંજ કોટબહાર, હાલની ક્રોફર્ડ મારકેટની પાછલી બાજુએ આવેલા "યથા અહુવૈરીયો"

---

૪ જુઓ "મુંબઈનો બહાર" પુસ્તક ૧ લું પાને ૬૬૪ ની 'ફુટ નોટ'

નામનાપારસીઓથી વસાયલા એક ન્હાના મોહોલ્લામાં થયશે સમજવો. આજે આ મોહોલ્લાની નામ કે નિશાન સુદ્દલ રહી નથી. એક સદીમાં મુમ્બઇએ અગણીત ફેરફાર જોયાછે. તે વખ્તનું કોલી, ભંડારી, અને માછી-મારોનું ગામડું આજે હિન્દ સલ્તનતનું પહેલું શહેર થઈ પડયું છે! કોટની દિવાલ બહાર તે વખ્તમાં ઘણીજ થોડી વસ્તી હતી, તેમાં પારસીઓની તો સુદ્દલ સરખી ન હતી. કિલ્લાના કોટની આસપાસ, કામ પડે તો દુશમન સાથ લડાઇમાં ઊતરવા માટે મોટાં ખુલ્લાં મેદાનો રાખવાનો તે વખ્તની સરકારનો વિચાર થવાથી, તેમજ બાજુનો ડુંગરીનો ન્હાનો કિલ્લો, પારસીઓના આ ન્હાના મોહોલ્લાની નજીકમાં આવી જવાથી, આ મોહોલ્લાનાં ઝુપડાં સરખાં ઘરો, ઈ૦ સ૦ ૧૭૯૯ ને સુમારે, સરકારે ઊખેડી નાંખી, ત્યાંના રહેવાસીઓને તે જગ્યાથી વધુ ઊત્તર તરફ-હાલના "અબ-દુલ રહેમાન સ્ટ્રીટ" નામના મોહોલ્લાની બાજુમાં વસ્વાતની જગ્યા કરી આપી હતી સર જમશેદજીનાં કુટુંબીઓ પણ એજ તરફ આવી વસ્યાં હતાં, અને એજ મોહોલ્લામા ભવિષ્યના બેરોનેટે પોતાની લગભગ અર્ધી જીંદગી પસાર કરી હતી.

સર જમશેદજીના જન્મ વખ્તનું મુમ્બાઈ શહેર કેવું હતું, તેનો પૂરેપૂરો ખ્યાલ આપણને થવો મુશ્કેલ છે, તોપણ તે વખ્તપર મુંબઇની મુલાકાતે આવી ગયલા મુસાફરોની નોંધપોથીપરથી, તેનું કંઇક કલ્પિત ચિત્ર આપણે પીછાણી શકીએ. તે વખ્તની મુમ્બઇની સ્થિતિનો પૂર્ણ કલમ-ચિતાર અત્રે આપવાની જગ્યા નથી, તોપણ જે શહેરની ચઢતી કરવામાં, જે શહેરની કીર્તિ વધારવામાં, અને જે શહેરની આબાદી ચાલુ વધાર્યા જવામાં સર જમશેદજીએ આગેવાની ભરેલો ભાગ લીધો હતો,, તે શહે-રની હાલત તેમના જન્મ વખ્તે કેવી હતી, તે ટુકમાં અત્રે જણાવવાની ખરી જરૂર છે.

ફોરબસની "પૂર્વદેશોનો વૃતાન્ત" (*Forbes' Oriental Memoirs*) એ નામની એક ચોપડીમાં સર જમશેદજીના જન્મ વખ્તની

મુબઇની સ્થિતિનું વર્ણન આપણને મળેછે. આ લખનાર અઢાર વર્ષ સુધી હિંદુસ્તાનમાં રહ્યો હતો. લન્ડનથી મુબઈ આવતાં તેને અગિયાર મહીના લાગ્યા હતા! તે વખ્તે પણ મુમઈ શહેર દુનિયાંનું સર્વથી સરસ બંદર લેખાતું હતું. મુમઇની ગોદી, દેવલ, અને કિલ્લો એ તે વખ્તે શહેરનાં ત્રણ પ્રખ્યાત મકાન હતાં. ચોખા અને નાળીએર એ બે ચીજ મુબઈ શહેરની મુખ્ય પેદાશ હતી. કંઇ નહિ તો, મુમઈ શહેરના "બુમલા" જગઆશકારા થઈ ચુકેલા હતા. આ મુસાફરના જણાવવા પ્રમાણે કિલ્લા બહાર, મોટી મોટી વાડીઓ અને લાંબા લાંબા બગીચાઓ હતા; પેર, કેળાં, અનેનાશ, ચાંપાં, જાંબુ અને લીબુ, તેમજ ભાજી તરકારી ત્યાં પુષ્કળ થતાં. જોકે સુરતમા તે વખ્તે પારસીઓના પચીસ હજાર ઘર હતાં, તોપણ મુમઈ તરફ પચીસો પારસીના ઘર પણ થયલાં ન હતાં. ફક્ત એ અગિયારી અને બે દોખ્મમાં પારસીઓના વપડાસમાટે હતાં, જે દેખાડી આપેછે કે તે વખ્તપર પારસીઓની વસ્તી આ શહેરમાં પુષ્કળ થયલી ન હતી

મુમઈ શહેરનો ખરો વિસ્તાર, બે માઇલનો હતો! માહીમ એક નજદીકનું શહેર ગણાતું. કોલાબા તો એક જૂદો ટાપુ અને શીકારગાહની જગ્યા હતી. મલબારહીલ પર તો વાઘની વસ્તી હતી. મજગામનો તો જૂદો કિલ્લો હતો. કિલ્લામાં ગવર્નરનું મકાન, તેની સામે "કસ્તમહાઊસ," પાસેનું મરીન હાઊસ, બરાખ, ટંકશાળ, નાટકશાળા અને કેદખાનું, એ આપણા શહેરની તે વખ્ત પ્રમાણેની જોવા લાયક જગ્યા હતી. આ સઘળી જગ્યા હાલના "ઍલફિનસ્ટન સરકલ" ને નામના લત્તાની આજુબાજુ આવેલી હતી. તે સઘળી જગ્યાઓમાં ફેરફાર થઈ ગયા છે. પણ તે વખ્તનું પુરાણું દેવલ અને તેનુંજ પુરાણું સામેનું ઝાડ આજે પણ ખડા ઊભાં છે!

મુબઇનો કિલ્લો એક વાર પ્રખ્યાત થઈ રહેલો હતો. કિલ્લાને ફરતો કોટ હતો, એકવાર તેની મજબૂત દિવાલોપર "જગે જગ તોપો ગોઠવી રાખેલી હતી." ઘણાક મુસાફરો તેની કોટબંધીનું બારીક વર્ણન લખી ગયા છે,

પણ તેનું વિગતવાર વર્ણન અત્રે આપવા બેમવાની જરૂર નથી, કારણ આપણામાંના ઘણાક બુઝર્ગો, તેની મિલ્લેબધીથી પૂરતા વાકેફ છે એટલુંજ કહેવું બસ છે કે એ મજબૂત કિલ્લાની દિવાલ બાંધી અપાવવામાં પણ પારસીઓનો હાથ હતો। શહેરના ફરતા કોટને ત્રણ મુખ્ય દરવાજા હતા, જે "ઍપોલોગેટ" "ચર્ચગેટ" અને "બઝારગેટ" તે નામે ઓળખાતા. "ઍપોલોગેટ" સેનર હોમની સામેના મેદાન આગળ, "રેકોટીશ ક્રૂર" નામના હાલના દેવલની બાજુમાં હતો, જેની બાજુમાંથી કોટની દિવાલ, હાલના "રામપાર્ટ રોના" રસ્તાથી, અથવા "પી એન્ડ ઓ" કંપનીની ઑફિસની સામેથી સીધી "વોટસન હોટેલ" સુધી હતી ખુ એ હૉટેલનો પાયો, એ મજબૂત દિવાલવાળી જગ્યાપરછે ત્યાંથી જરાક વાંક લેતી કોટની ફરતી દિવાન, 'હોર્નબીરોડ" પર થઇને, નવી પોષ્ટઑફિસ સામેના હાલના "ફલોરા ફાઉન્ટન' આગલ "ચર્ચગેટની' મોટી ભાગળ સુધી લબાયલી હતી તેઆગલ પહેલાં બહુ સાંકડી હતી, પણ સર જમશેદજીના વખ્તમાં તે પોહોળી કરવામાં આવી હતી, અને તે પોહોળી કરવાના ફંડમા પણ સર જમશેદજીએ સારી રકમ ભરી આપી હતી "ચર્ચગેટ" આગળથી કિલ્લેબધીની આ મોટી દિવાલ, "હોર્નબીરોડને" રસ્તે, તેની જમની બાજુના જુના ઘરોની બરાબર સામેથી લંબાતી, બોરીબંદરનાં નાકાં આગળ, હાલના "ભાટીયા બાગની" બાજુ સુધી લબાયલી હતી. એ તરફ "બઝારગેટ"ની મોટી ભાગળ હતી. કે જ્યાંથી આખો દિવસ જબરી આવજા થતી હતી "બહારકો" વિગેરે તરફથી શહેરમાં દાખલ થવાનો મુખ્ય રસ્તોજ આ હતો એ દેશી ભાગળની સામી બાજુએ એક મોટો તળાવ હતો, કે જે "ફાસીના તળાવને" નામે જાણીતો હતો, કારણ એ જગ્યાપર ખુનીઓને ફાસી દેવામાં આવતી હતી, તેમજ પેલુ પ્રખ્યાત ફજેતીનું લાકડું (Pillory), કોહેલાં ઇડા વિગેરેનો માર ખાવાનો અપ-કીર્તિનો સ્થંભ એ જગ્યાપર ગોઠવેલો હતો, અને આજે ત્યાં મુમબઈનું બાદશાહી વિકટોરીયા સ્ટેશન, પ્રખ્યાત તાજમહાલસાથ હરીફાઈ કરતુ ઉભું છે। તળાવની સામી બાજુએ આવેલા "બઝાર

ગેટ" આગળથી, હાલની "યુરોપિયન જેનરલ ઇસ્પીતાલ" બાજુમાં થઈ, મોદીખાના—જુનાં મોદીખાનાની સામેથી ટાઉન હોલની પાછળના "બોમ્બે કૅસ્ટલ" આગળથી ગોદીની બાજુમાંથી બહાર વલણ પકડી, આગલ જણાવ્યું તેમ સેલરહોમની બાજુમાં "અપૉલોગેટ" સુધી આ કોટની દિવાલ લબાયલી હતી.

મુંબઈના કિલ્લાનું વિગતવાર વર્ણન કરવાની, કે તેની આજુબાજુના બુરજો, પુશ્તાઓ, બુગડાઓ, ચોર બારીઓ કે "સેલ્લી પોર્ટસો" નું કે તેની આસપાસ આવેલી મોટી ચરનું લબાણ વર્ણન લખવાની તથા આ કિલ્લો કેમ હસ્તીમાં આવ્યો તેની હકીકત અને તવારીખ લખવાને આ પુસ્તકમાં જગ્યા નથી, તેમજ તેને આ પુસ્તકની બાબત સાથ ઘણો સંબંધ પણ નથી, માટે વાંચનારે હાલ તો મુબઈના આગળા કોટના આ ટુંક વર્ણનથીજ સતોષ માની લેવો.

સર જમશેદજીના જન્મ વખ્તે, જોકે પારસીઓની દસ હજારથી વધારે માણસની વસ્તી મુબઈમાં ન હતી, તોપણ તેઓ જાણીતા થઈ ચુકયા હતા. વહાણવતીનો ધંધો તેઓએ ચલાવવો શરૂ કર્યો હતો. ગોદીમાં વહાણો બાંધવા માટે તેઓ જાણીતા થઈ પડેલા હતા, અને હરેક પ્રકારે આગેવાની લેવાની તેઓએ શરૂઆત કરી હતી; મુસાફરો તેમની વખાણ કરવા લાગ્યા હતા.[૫] પણ હજી તેમનો વેપાર અને વેપારી તરીકેનો સહાસ પૂર બહારમા આવેલો ન હતો, તે તો સર જમશેદજીના વખ્તમાં આવનાર હતો.

---

[૫] "Active and industrious they [ *i. e.* Parsees ] have applied themselves to domestic and foreign commerce, and many of the principal merchants and owners of ships at Bombay and Surat are Parsees—the best carpenters and shipwrights in India are of this Tribe. ( *Forbes' Oriental Memoirs Vol. I. Chap. VI. P. 110.* )

તવારીખના ઘણાંક યાદગાર બનાવો, સર જમશેદજીના જન્મ વખ્ત-પર બનતાં હતા. તવારીખમાં પ્રખ્યાત થયલો વોરન હેસ્ટીંગસ હિંદુસ્તાનનો પહેલો ગવર્નર-જેનરલ થયલો હતો. ગવર્નર હોર્નબી, (કે જેને નામનો એક રસ્તો "હોર્નબીરોડ" આપણા શહેરમાં છે, તે) મુંબઈનો હાકેમ હતો. જજીરાના હબસીઓની સાથ હિમ્મતથી લડનાર, તથા મુંબઈમાં એકવાર કામ ચલાઉ હાકેમી ચલાવનાર અને છેક ઈંગલાન્ડ સુધી જાણીતા થયલા પારસી પટેલ રૂસ્તમજીના[*] દીકરા કાવસજીની પટેલાઈ મુંબઈ શહેરપર ચાલતી હતી. કોટનો "કાવસજી પટેલનો મોહોલ્લો" અને મુંબઈનો પટેલનો તળાવ એ બહાદરની યાદ આપણને આપે છે. મુંબઈના આગેવાન શેઠીયા તે વખ્તપર આ પટેલ ખાનદાનનાજ હતા. 'કબીસાની' ગરમાગરમ તકરાર ચાલુ થઈ ચૂકી હતી. "શહેનશાહી" અને "કદીમ" એ બે પંથમાં પારસીઓ વહેંચાયલા હતા. કદીમપંથના દાદીશેઠવાળા આતશબેહેરામનું પાક મકાન સર જમશેદજીના જન્મ વખ્તે બંધાઈ તૈયાર થયલું હતું. એ વખ્તપર વધુ પારસીઓ મુખ્ય કરી સુરત તરફથી, સાના નવાબી દોરથી કટાળી મુંબઈ આવવા લાગ્યા હતા. અને મુંબઈની હાલત ચઢતી થવા લાગી હતી, કે જે ચઢતી વધુ કરવામાં હાલ જન્મેલા બાળક જમશેદજી જેવો તેનો ભાગ લેનાર ન હતા.

નોક જમશેદજીના વડવાંઓની લાંબી ઓલખ આપવા બેશવાની કે શાહ જમશેદ સાથ તાણીતોડી તેમને સગાઈ કરાવી આપવાની અમને જરૂર નથી. કારણ સર જમશેદજી તેમના વડવાઓના મોટા નામથી નહિ, પણ પોતાના જાતી મોટા કામોથી જાણીતા રહેલા છે. તેમના વંશના પહેલા હાથ લાગતા મુળ-પુરૂષનું નામ "માયાજી" હતું. માયાજી પાછળ, જેસાજી, માહિયારજી, બામાજી, નરસંગજી, લક્ષમણજી રામજી અને

[*] મુંબઈના એ પહેલા પારસી પટેલને લગતી વાંચવા લાયક વિગત માટે જુવો "મુંબઈનો બહાર" પાને ૨૫૧ થી ૨૫૫ તથા "Parsee Patels of Bombay" by Mr. B. B. Patel.

તેમને ખાનદાની નામ આપનાર "વાચ્છાજી" નામના તેમના વશે. ઊતરેલા વડીલો હતા. હિંદુ અને પારસી સંસાર, લગભગ એક સરખા તખતાપર, કેટલી હદસુધી આવી ગયો હતો, તેનો કંઇક ખ્યાલ, ઊપલાં નામો પરથી હાલના વાચનારને થશે. ઊપર જણાવેલા "વાચ્છાજીનું" ખાનદાન નવસારીમાં જાણીતું હતું, તેમનું કુંટુંબ મોહોટું હતું, નવસારી અને મુંબઈના ઘણાંક જાણીતા કુટુંબના તેઓ વડવા હતા. એ મુખ્ય "વાચ્છાજી" ને ત્યાં રતનજી નામના દીકરા હતા, એ દીકરાના દીકરા ચાનજીભાઈ નામના હતા. "એ ચાનજીભાઈ, નવસારીમાં માનસાથ એકાંત જીંદગી ગુજારતા. તેઓ ચપલ ને હોશિયાર, જોરાવર અને દુનિયાંના અનુભવી હતા. તેમના ધણીઆણી (ચાંનીબાઈ) ઘણાં ખુબસુરત પણ ભોલાં અને હોશિયાર હતાં."[૭] એવાં ભલાં માબાપને પેટે સર જમશેદજીના પીતા જીજીભાઈનો જન્મ થયો હતો. જીજીભાઈના લગન જીવીબાઈ નામના કોઈ ભાગ્યશાળી બાઈ, કે જેવણ નવસારીના વતની પારસી ધનજીભાઈ કાવસજીના છોકરી હતાં, તેમની સાથ થયાં હતાં. ખરેજ આ બાઈ ભાગ્યશાળી! કે સર જમશેદજી જેવા પ્રખ્યાત નરને તેઓએ જન્મ આપી ઊછેરી, પાળીપોષી, મોટા કીધા હતા.

શેઠ જમશેદજીના માબાપ પૈસાવાળાં તો નં હતાં; તેમ તદન મુફલેસ પણ ન હતાં. કાપડ વણવાનો ધંધો તેમનો હતો.[૮] હાલની નફટ નોકરી કરવાના પારસીઓના ધંધા કરતાં તે ચઢતો અને આબરૂદાર ધંધો હતો. પ્રમાણીકપણે તેઓ પોતાનું ગુજરાન ચલાવતા. ત્રણ દીકરા અને બે દીકરીઓનાં કુંટુંબનું તેમને પાળણ કરવાનું હતું. જમશેદજીના જન્મ પહેલાં જીજીભાઈ પોતાના કુટુંબસાથ મુંબઈ આવી થોડાક વર્ષ ત્યાં વસેલા લાગે છે. જમશેદજીના નવાજબાઇ અને બાઈઆઈ નામનાં બે વડાં બહેન તેમજ માણેકજી અને રૂસ્તમજી નામના બે વડા ભાઈઓ

૭ મી કુંવરજી સો. નાઝરની "First Parsee Baronet" પ્રકરણ પહેલું.
૮ જુઓ મી. સો. મં. દેસાઈની "તવારીખે નવસારી" પાને ૧૩૫.

હતા. જમશેદજી પોતે સર્વથી ન્હાના હતા. તેમના જન્મ વખ્તે તેમના વડાં બહેન વીસ વર્ષની ઉમ્મરે પૂગી ચુકેલાં હતાં. સર જમશેદજીના એક ભાઈ, રૂસ્તમજી સર્વથી પહેલા મરણ પામ્યા હતા. સર જમશેદજીએ તેમને પોતાના વખ્તમાં, પોતાના આડતિયા તરીકે કલકત્તે મોકલ્યા હતા, જ્યાંથી એક વાર મુંબઈ આવવાને વહાણમાં સફર કરતાં, હુગલી નદીની દગાખોર ખાડીમાં, વહાણ ખરાબે આડી ભાગવાથી, ડુબીને તેઓ મરણ પામ્યા હતા. ૪૫ વર્ષની જવાન વયે ઈ૦સ૦ ૧૮૨૩ માં જમશેદજીના આ માનીતા ભાઈનું મરણ થયું હતું. એમનો કોઈ નર વારેસ ન હોવાથી, શેઠ જમશેદજી, એ ભાઈના "પાલક દીકરા" થયા હતા, તેથી જોકે આખી દુનિયાં તેમને સર જમશેદજી જીજીભાઈ તરીકે આજે ઓલખેછે, પણ જરથોસ્તી ધર્મક્રિયામાં તેમનું નામ "સર જમશેદ બે. રૂસ્તમ" કરી બોલવામાં આવેછે.

શેઠ જમશેદજીના વડા ભાઇ આપણે જણાવ્યું તેમ શેઠ માણેકજી હતા. તેઓ પણ ઈ. સ. ૧૮૨૭ માં ૫૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા. કહેછે કે ગનબાવાના કુવા આગળ તેમની કોટમાં ગાંધીની દુકાન હતી.[૯] તે વખ્તપર ઘણાક પારસીઓ ગાંધી, પસ્તાગીયા, તબોલી કે કોઇક વાર મોટા અંગ્રેજી અમલદારો અને ગવર્નરોના હેડ-બટલર કે કોચમેન થવામાં, વાજબી રીતે જરાએ ખોટું સમજતા હતા નહિ, અને એવીજ પ્રમાણીક રૂઢીએ પૈસા એકઠા કરી, તેમાંથી વેપાર ચલાવી, લાખો રૂપ્યાની દોલત તેઓ પોતાના વારેસો માટે મૂકી જતા. શેઠ જમશેદજીએ, પોતાની વેપારી હાલત પાછલથી સુધારતાં, પોતાના એ ભાઇને પણ પોતાસાથ વેપારમાં સામેલ કર્યા હતા. પોતાના ભાઇઓ તરફનો તેમનો એ પ્રિતભાવ

૯. એ ગનબાવાના કુવા આગળની હાલમાં ઓલખાતી "માપલાની પોલ" નામની મોટી ઈમારત, એકવાર દેશી લશકર માટેની મોટી "બરાખ" હતી. પાછલથી, ટીપુ સુલતાન સામેની છેલ્લી યાદગાર ચઢાઈમાં, અંગ્રેજોને મદદ કરવા માટે કોઈ "મોપલા" સરદારને તે ભેટ મળી હતી, જેના વંશજોના કબજામાં હજી તે છે. એ મોપલા લોક તે વખ્તપર છેક મુંબઈ સુધી પારસીઓ સાથ વેપાર ચલાવવાને આવતા હતા.

દેખાડે છે, કે જો તેઓ લાંબી ઉમ્મરે જીવવા પામ્યા હોત, તો તેમની હાલત પણ બદલી નાંખવાને તેઓ ચુકતે નહિ. મર્હુમ શેઠ માણેકજીના વંશજો હાલ હૈયાત છે, અને માન આબરૂસાથ મુંબઇમાં વસેછે.

શેઠ જમશેદજીનાં બે બહેનોને લગતી લંબાણ નોંધ લેવા જેવું કંઈ નથી. વડાં બહેન બાઈ નવાજબાઇ તે શેઠ કાવસજી જમશેદજી હોજદારના વિધવા ઈ. સ. ૧૮૪૬ માં ૮૭ વર્ષની પુખ્ત ઉમ્મરે, પોતાના ભાઇની ચઢતી ચૈતી જોતાં મરણ પામ્યાં હતાં. આપણા પરગજુ નરના એક બીજાં બહેન બાઇ બાઇઆઇ તે નવસારીવાળા શેઠ બહેરામજી ધનજીભાઇ સુતરીયાના વિધવા, પોતાના નેક ભાઇને માન પાન પામેલા પૂરેપૂરા જોઇ, ઇ. સ. ૧૮૫૮ માં પોતાના ભાઇ કરતાં ફક્ત દોઢ વર્ષ વહેલાં મરણ પામ્યાં હતાં. પોતાનાં બન્ન બહેનોની જાથુક યાદગારી, શેઠ જમશેદજીએ પારસી પંચાયતના સુરત તથા નવસારીના ધર્મખાતાંઓસાથ જાળવી રાખીછે. સર જમશેદજીના બાપીકાં કુટુંબની આ ટુંક નોંધ છે. એવાં સાદાં કુટુંબ વચ્ચે ઉછરેલો નર અમીરી દરજ્જો, જાતી મહેનતથી મેળવવા પામે, આપ કીર્તિથી પ્રખ્યાત થાય, એ જેવી તેવી વાત નથી.[૧૦]

પાંચ વર્ષના થયા ત્યાં સુધી બાળક જમશેદજી, બીજાં બાળકો ભેગું કદાચ પેલા "યથા અહુવૈરીયો" મોહોલ્લામાં રમ્યું હશે, કારણ એટલી ઊમ્મરે, માબાપસાથ તેમનું નવસારી વતને જવું થયું. ત્યાં તેઓ કેટલાક વર્ષ રહેલા લાગે છે. તેમના માબાપ તો જાથુકનાંજ ત્યાં રહ્યાં, પણ બાર વર્ષની ભરજવાન અને કાચી વયે, જમશેદજીને "ધંધો કરવા" તેમના માસીને ઘર મુંબઇ મોકળવામાં આવ્યા; અને આપણા આ "ડિક વ્હીટીંગટન" મુંબઇ શહેરનો લોર્ડ મેયર થવા નહિ તો, તેથી વધારે "હિન્દ સરજમીનનો પહેલો બેરોનેટ" થવાનો નવસારીથી ઉપડયા. જમશેદજીના માસા શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળા હતા. આ ગ્રહસ્થની કોટમાં કામેસેરિયટના ગોદાઉન સામે, ખાલી બાટલી વેચવાની દુકાન હતી, તેથી

---

[૧૦] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૧૭૧, ૨૦૫, ૪૭૨ અને ૭૪૯.

તેઓ "બાટલીવાળા" ને નામે ઓળખાતા. પોતાના એ માસાના હાથ હેઠલ "ધંધો કરવાને" જવાન જમશેદજી આવી લાગ્યા, અને બાર તેર વર્ષના એક ન્હાના છોકરાએ દુનિયાં સાથ બાથ બીડવાની શરૂ કરી! માસાને તેમના કામમાં જવાન જમશેદજી સારી મદદ કરવા લાગ્યા, અને એ વખ્તપર થોડું ઘણું ગુજરાતી વાંચતાં લખતાં શિખ્યા. માસા સાથે, તેઓ પણ "જમશેદજી બાટલીવાળા" તરીકે ઓળખાવા લાગ્યા. તેમને લીધે આ સાધારણ ફુટકલીઆ ધંધાની અટક, આગળ જતાં, માન મરતબાવાળાં ખાનદાનનું નામ થઈ પડયું, અને "બાટલીવાળા તરકનો" એટલે ઊંચા ખાનદાનનો એવી કહેણી ચાલુ થઈ.

સંસાર લડતની શરૂઆતમાંજ, જવાન જમશેદજીને અનુભવી આફત સાથ ઓલખ પડી. તેમની ભરજવાન વયમાં, અને ફક્ત ૧૬ મહિનાના અંતરમાં, તેમના ભલાં માબાપ, જમશેદજીની ભવિષ્યની ઝલેદાર કીર્તિનો જરાએ સ્વમો પણ જોયા વગર મરણ પામ્યાં. સર જમશેદજીના માતાનું મરણ એપ્રેલ ૧૭૯૯ માં અને તેમના પીતાજી શેઠ જીજીભાઇનું મરણ ઈ૦ સ૦ ૧૮૦૦ ના સપટેમ્બર મહીનામાં થયાં હતાં[૧૧] આગળ જતાં કાંઇ મોટા કામ કરી, કે કોઇ બીજી રીતે પોતાનું નામ મશહુર કરશે, એવી આગાહી તેમના પીતા જીજીભાઇએ કરી હતી[૧૨] પણ અફસોસ માબાપનું સર છત્ર તેમને માથે થોડા વખ્તનુંજ હતું. કહેછે કે મરણ પહેલાં થોડા વખ્ત અગાઊ શેઠ જીજીભાઇએ પોતાના દીકરાને નીચે પ્રમાણે શિખામણ દીધી હતી:—

"દીકરા! તું ઉમ્મરે ન્હાનો, પણ અનુભવે મોટો છે. માટે મારી શિખામણ સાંભળી, સંભાલીને ચાલજે! આ દુનિયાં દગાબાજ છે, તે કદી કોઈને ખરી મદદ કરતી નથી. તે સદાની બદલાતી અને બેદરકાર છે. ગરીબાઈમાં તે તારાથી દૂર જશે. ભલાઈના કામ તે તને શિખવશે નહિ, પણ સામી ભુંડાઈના રસ્તાપર તુજને દોરવી જશે. જેમ વાદલમાં ભરાઈ

[૧૧] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૮૭ અને ૮૮.
[૧૨] મી. નાજરની "First Parsee Baronet" પાને ૨.

ગયલો ચંદ્ર આખરે ઓચિંત પ્રકાશી રહેછે, તેમ દુર્ગુણો વચ્ચેથી પણ સદ્દગુણી માણસ નેકીના કામો કરી શકે. આજે એવું ઝાડ નહિ રોપતો કે કાલે તેનાં કડવા ફળો તને હેરાન કરે. સાંપની ફેણુસામે જે માણસ પોતાનો હાથ ધરે તે ડાહ્યો નહિ કહેવાય, કારણ તેમાંથી ઝેર સિવાય બીજી ચીજ મળનાર નથી, માટે દુનિયાંની મોજ મઝાહપર તદન ધ્યાન નહિ રાખતો-કારણ તેનો આખેર નતિજો નાશમાં છે. આખું કુટુંબ તારે આસરે છે, માટે વેપાર વણજમાં ફત્તેહ મેળવી, તેમનું ગુજરાન કરતો રહેજે. સઘળા સાથ ભલાઇથી ચાલજે અને ભલું કામ કરવાને કદી બીહીતો નહિ; કોઇને નુકસાન કરતો નહિ; એક કીડાને પણ દુઃખ દેતો ના! ગરીબોના દુઃખ ટાળવામાં અને લાચારોને મદદ કરવામાં સદા મજાહ મેળવતો રહેજે!"

શેઠ જીજીભાઇની દીધેલી આ કહેવાતી શિખામણ અમને કલ્પિત લાગેછે. મી. મનસુખના "ગંજનામામાં" અને મી. નાઝરનાં અંગ્રેજી પુસ્તકમાં તેને આગેવાન જગ્યા આપવામાં આવેછે.[૧૩] શેખસાદીના "બોસ્તાનમાં" પાદશાહ શાહપૂર પોતાના વારેસને જે શિખામણ આપે છે, તેને આ ઘણીક જગ્યાએ બોલેબોલ મળતી આવે છે. વળી સર જમશેદજી સર્વથી ન્હાના દીકરા હોવા છતાં, તેમના પિતા આખા કુટુબને તેમને આશરે શા માટે મૂકે તે સમજ પડતું નથી. એટલું ખરૂં કે જવાન જમશેદજીને માબાપ તરફથી સારીજ શિખામણ મળી હશે, નહિ તો તેઓ ગમે એવી દોલત છતા મહાન પુરૂષ થતેજ નહિ. કલ્પિત કે ખરી, પણ આ શિખામણ નોંધી રાખવા યોગ્ય છે.

માબાપના મરણથી શેઠ જમશેદજીને જબરી નિરાસી ઊપજી; ભવિષ્યનો વધુ વિચાર તેમને કરવો પડયો; દુનિયાં સાથ વધુ અને જબરી બાહ ભીડવાની તેમને જરૂર જણાઈ; અને તેથી ચીન તરફ સફરે નિકળવાનો તકદીરી સંજોગ આવી લાગ્યો.

---

૧૩ જુઓ "મનસુખી ગંજનામું" પાને ૨૬૭ થી ૨૭૦ અને "The First Parsee Baronet" પાને ૫ અને ૬.



# પ્રકરણ બીજું.

## ચીન તરફની સફરો.

He cannot be a perfect man,
Not being tried and tutored in the world
Experience is by industry achieved,
And perfected by the swift course of Time

*Shakespeare*

શેઠ જમશેદજી આગળ ચાલતાં એક બાહોશ અને મશહુર વેપારી થયા હતા, તેનું કારણ કે જુવાનીમાં દેશ પરદેશ રખડી, હાડમારી ભોગવી, "દરિઆ દોહોવી" જાતી મહેનત અને જાતી ઉદ્યોગથી તેઓએ અનુભવ મેળવ્યો હતો ખરા વેપારી બચ્ચાને છાજતી આ તાલીમ હતી, જે શેઠ જમશેદજીની ચીન ખાતેની સફરોના નીચલા અહેવાલપરથી સાબેત થશે

માબાપના મરણ પછી, તેઓ પોતાના મામાસાથ રહેતા હતા અંગ્રેજી ગુજરાતી ભણવા ઉપરાંત હવે તેઓ નામુ રાખના શિખ્યા એ વખ્તે તેમની દોલત રૂપિયા ૧૨૦ ની થયલી હતી, તે સાથે લઇ, પોતાના પીતરાઈ ભાઇ શેઠ મહેરવાનજી માનેકજી તબાક સાથ કલકત્તે ગયા, આ વખ્તે તેઓ ત્યા બંગાલી ભાષાનો તરજુમો કરતા પણ શિખ્યા હતા[1] ત્યાથી ફરી, તરત ઈ સ ૧૭૯૯ ની આખેરીએ, એજ મી તબાકના મહેતા

[1] Memorandum of the Life and Public Character of Sir Jamsetjee ( *Anonymous.* )

તરીકે, તેમની સાથ તેઓ ચીન ગયા હતા. પહેલાંથીજ તેઓએ હોશિયારી દેખાડવા માંડી. આગળ ચાલતા તેઓ કંઇ નામ કાઢશે, કંઈ નહિ તો તેઓ એક બાહોશ વેપારી થઈ પડશે, એમ દેખાવા લાગ્યું. એક દહાડો તેઓ ચીન ખાતે તબાક શેઠની પેઢીપર બેઠા બેઠા અફીણુ તોલતા હતા તથા ભાવતાલના, કબાલા ચીનાલોક સાથ કરતા હતા. એ વખ્તે ચીનનો એક મોટો વેપારી, બેઠો બેઠો તેમને બારીકીથી જોતો હતો. તેણે પોતાના એક મિત્રને કહ્યું–"આ પારસી આગળ ચાલતાં એક ધનવાન વેપારી થશે, અને કદાચ એનો શેઠજી એનો વાણોતર થઈ જશે."[૨] અને ખરેજ! તે વાણી ખરી પડી. માણેકજી તબાક જેઓ ઈ૦ સ૦ ૧૭૯૦ થી ચીન સાથ વેપાર ચલાવતા હતા, તેમને પાછલથી વેપારમાં ભારે ખોટ ગઈ, અને તેમને વેપાર બંધ કરવો પડયો. પણુ સર જમશેદજીએ પાછલથી, તેમને પોતાના આડતિયા તરીકે ચીન મોકળી, સારી દોલત એકઠી કરવાની તેમને તક કરી આપી હતી. જ્યારે આપણા જમશેદજી ચીનની પહેલી સફરથી પાછા ફર્યા, ત્યારે તેમની અંગત પુંજી ફક્ત રૂ ૧૫૦ થઈહતી!

જો આ જમાનાનો કોઈ પારસી જવાન તેમની જગ્યાએ હતે, તો હિમ્મત હારી, કોઈ સીનોરના હાથ હેઠલ ચાકરી મેળવવાની દોડાદોડ કરતે. પણ ભવિષ્યના "બેરોનેટ" હિમ્મત હાર્યા નહિ. તેઓ તો પાછા ચીન જવા તૈયાર થયા! હવે મહેતા તરીકે નહિ, પણ તેમના માસા, શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળાના–કે જેમના તેઓ જમાઈપણ હવે થયા હતા–તેમના—ભાગ્યા તરીકે ચીન જવા નીકલ્યા. જમશેદજીના પ્રમાણીકપણા અને ઉદ્યોગ વિષે કેટલાક ચીન તરફના વેપારીઓનો એવો તો ઊંચો વિચાર હતો, કે આ નવા સહાસ માટે તેઓએ ઘણી ખુશીથી, ભવિષ્યના આપના કરોડપતીને રૂ, ૪૦,૦૦૦ સુધી ધિર્યા. આ રૂપિયા પૈએ પૈ, વ્યાજ સીક્કે ઘણુા ઘણુા ઊપકાર સાથ, સર જમશેદજીએ

---

૨ M. H. Scott C. S. (of Surat) in his preface to Mr. Nazir's "First Parsee Baronet."

ભરપાઈ કરી આપ્યા હતા, અને પોતાને શરૂઆતમાં દસ્તગીરી કરનારા-ઓને તેઓ કદી ભુલ્યા ન હતા. ઈ૦ સ૦ ૧૮૦૧ માં તેઓએ ચીનની બીજી સફર કરી હતી, તે સફરને લગતી કંઈએ જાણુવા જોગ વિગત હાથ લાગી નથી. પણ વધુ અનુભવ અને વધુ દોલત તેઓ મેળવવા પામ્યા હશે, તેમાં કંઇએ સંદેહ નથી.

ઈ. સ. ૧૮૦૨ ની આખેરી કે ઇ સ. ૧૮૦૩ ની શરૂઆતમાં કીધેલી તેમની સફરનું વર્ણન વધારે વિગતવાર હાથ લાગેછે. 'ચીન તરફ જતાં અને આવતા તેમને ભારે નડતર થઈ હતી, પણ તેઓ સહિસલામત બચવા પામ્યા હતા. મુંબઈથી જતી વખ્તે તેમનું વહાણુ ખરાબે ચઢી ગયું હતુ, પણ જાન માલ સાથ તેઓ સલામત બચી ગયા હતા. પણ મુંબઈ પાછા ફરતાં તેઓ એક ભારે દરિઆઈ લડાઇમાં સપડાયા.

ઇ. સ. ૧૭૮૯ નો પ્રખ્યાત "ફ્રેન્ચ રૅવોલ્યુશન" (*French Revolution*) ઘણાકને જાણીતો હશે. તે બનાવને દસ ઊપર વર્ષ થઈ ગયાં હતાં, પણ હજી તેનો છેડો આવેલો ન હતો. ફ્રેન્ચ પ્રજાએ પોતાનાજ રાજા રાણીનાં ડોકાં છટકાવી નાખ્યાં હતાં. પ્રજાસત્તાક રાજ્ય તેઓએ સ્થાપ્યું હતું, પણ તે નામનુંજ પ્રજાસત્તાક રાજ્ય રહ્યું હતું. નામે નહિ તો કામે નૅપોલીઅન બોનાપાર્ટ રાજા થઈ બેઠો હતો. આખા યુરોપમા તે ત્રાસ ત્રાસ વર્તાવી રહ્યો હતો. જર્મની, પ્રશિયા અને ઇટલીના રાજાઓ તેને તાબે-દાર અને નમન કરતા ઊભા હતા. રૂશીયા અને ઈંગલાન્ડ તેના મુખ્ય હરીફ હતાં. નૅપોલીયન ઈંગલાન્ડપર ઊતરી આવવાની કે ઇજિપ્તને માર્ગે હિંદુ-સ્તાન જીતી જવાની ધમકી આપતો હતો. જગેજગ ફ્રાન્સ અને ઈંગલાન્ડ વચ્ચે લડાઈ ચાલી રહી હતી. પ્રખ્યાત નૅલશન દરિઆમાં પાહરો ભરતો ફરતો હતો. વેપારી વહાણોના બચાવ માટે, દરેક કાફલાસાથ લડાઈના બારકસો રાખવામાં આવતાં, જેમને વારંવાર દુશમનસાથ લડવું પડતું. તે વખ્તે લોકોની દોલત રેતી માફક બરબાદ થતી, અને સિપાઇઓના લોહી, પાણીના ચાલુ રેલા માફક વહેતાં.

એવા વખ્તમાં પોતાની માલમિલકત સાથ શેઠ જમશેદજી ચીનથી મુંબઇ આવવા ઊપડયા. ભરદરિએ તેમનો કાફલો ફ્રેન્ચ કાફલા સામે થઈ ગયો. એક ભારે લડાઇ જાગી રહી. બંને બાજુના વેપારી કાફલાનું રક્ષણ કરનારી મનવારો લડાઇમાં ઊતરી. સર નૅથેનિયલ ડેન્સ (Sir Nathaniel Dance) નામનો અમલદાર અંગ્રેજી મનવારનો વડો સરદાર હતો. આખરે, એક ભારે જંગ પછી, તેણે ફ્રેન્ચોને હરાવ્યા. ફ્રેન્ચ લોક ત્યાંથી સર ચઢાવી નાશી ગયા અંગ્રેજોએ તેમની પુઠ પકડી, પણ તેઓ છટકી ગયા. અંગ્રેજોની આ વાર ફત્તેહ થવાથી શેઠ જમશેદજી જાન માલસાથ બચવા પામ્યા, અને મુંબઇ સહિસલામત આવી પૂગ્યા.

ઊપલા બનાવો "ગંજનામાંના" કર્તા મી. મનસુખ, શેઠ જમશેદજીની બીજી સફર વખ્તે બનેલા જણાવેછે, પણ ખરેખર તે શેઠ જમશેદજીની ત્રીજી સફર વખ્તે થયલાં બીજા સઘળા લખનારાઓ નોધેછે, તેમજ તવારીખના બનાવોના બીજાં સાલોપરથી તેજ સાબેતી મળે છે. આ ત્રીજી સફરે જવા પહેલાં કે પાછા ફરતાં શેઠ જમશેદજીના લગ્ન થયલાં જણાય છે. ખરૂં છે કે શેઠ જમશેદજી બાળપણથીજ પોતાના માસાને ત્યાં "અદરાયા" હતા, પણ તેઓ તે વખ્ત પ્રમાણે મોટી ઊમ્મરેજ પરણ્યા હતા. શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળાનાં દીકરી બાઇ આવાંબાઈસાથ તેમના સુખી લગ્ન તા૦ ૧૩ મી માર્ચ ૧૮૦૩ અને રોજ ૬ થો માહ ૬ થો સને ૧૧૭૨ યજ-દજર્દીને શુભ દિવશે થયાં હતાં.[૩] પોતાના પતી સાથ પારસીઓમાં અમીરી દરજ્જો ભોગવનાર આ પહેલાં પારસી બાનુનો જન્મ ય. જ. ૧૧૬૨ માં થયલો નોંધાયલો છે,[૪] તેથી લગ્ન વખ્તે શેઠ જમશેદજીની ઊમ્મર માત્ર ૨૦ વર્ષની અને તેમના ધણીઆણીની ઊમ્મર માત્ર ૧૦ વર્ષની હતી.

ત્રીજી સફર કરી, શેઠ જમશેદજી સારી દૈલત મેળવી લાવ્યા હતા. તેઓ હવે એક આબરૂદાર વેપારી લેખાતા. મુંબઈ, મદ્રાસ, સિંગાપોર વિગેરે

૩ "મનસુખી ગંજનામું" પાને ૨૭૧.
૪ "મુંબઈનો બહાર" પાને ૭૦૨.

શહેરો સાથ તેઓએ વેપાર ચલાવવા માંડયો હતો, પણ એવામાં તેમને એક સજ્જડ ફટકો પડયો. એક મોટી આગમાં તેમની અર્ધ મિલકત બળી ગઈ, અને તેમને હાથ લાગેલી દોલત અધી અર્ધ હાથમાંથી સરકી ગઇ.

મુબઇની આ નાશકારક આગ તા૦ ૧૭ મી ફેબ્રુઆરી ઈ સ ૧૮૦૩ ને દિવસે બપોરના લાગી હતી અજબ! જે જગ્યાએ સર જમશેદજીની કીર્તિ-મુગી કીર્તિ-ગાતુ "સર જમશેદજી જીજીભાઇ બીનેવોલેન્ટ ઇન્સ્ટીત્યુશનનું" હાલનું દબદબા ભરેલુ મકાન ઉભુ છે, ત્યાંજ આવેલા એક તબેલામા, લાગેલી આગથી શેઠ જમશેદજીને ભારે ખમવુ પડયું હતુ! આ આગ આખો દિવસ અને મધ્યરાત સુધી ચાલુ રહી હતી તેથી કોટનું અર્ધુ બજાર બળી ગયું હતુ, અને ૧૦૦૦ ઘરોનો નાશ થયો હતો તે વખ્તનો ગવર્નર ડનકન જાતે હાજર થઈ, આગ હોલવવાને લશકરી મદદ સાથ ભારે જહેમત ખેચતો હતો એક વાર તો કિલ્લા આગળનું દારૂખાનું સળગવાની ધારતી થઈ પડી, પણ આખરે એ ત્રાસદાયક અને મુબઇની સર્વથી મોટી આગ નરમ પડી. ઘણાંક પારસી કુટુબો એથી લાચાર થઈ ગયા, અને અમે જણાવ્યું તેમ આપણા શેઠને પણ ભારે ખોટ ગઈ[૫]

શુ આ ન ધારેલી આફતથી શેઠ જમશેદજીએ હારી ખાધુ ? ના! હિમ્મત રાખી, તેઓ પાછા ચીન જવા તૈયાર થયા! તેમની આ હિમ્મત એક વેપારીને છાજતીજ હતી. સર્વ સફરોમાં તેમની આ વધુ આફતભરક અને વધુ યાદગાર થવાની હતી. જાણે પરવરદેગાર શેઠ જમશેદજીને આફત, ગરીબાઈ અને તંગીના પાઠો ભણાવતા હતા, કે ભવિષ્યમા દુખી, દરદી, ગરીબ અને તંગ-દસ્તોની તેઓ કદર પીછાણે; અને ખચ્ચીત તે મહાનગુરૂના સબકો શેઠ જમશેદજી કદી ભુલ્યા ન હતા, અને તેથીજ કદી નિરાધારોને પણ ભુલવા પામ્યા ન હતા

૫ મુબઈની તવારીખના આ એક યાદગાર બનાવની વિસ્તતવાર નોધ માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પા ૯૪ તથા "બોમ્બે ગેઝેટીયર" દફતર ૨૬ મુ ભાગ ૧ લો

ચીનની ચોથી સફરમાં તેઓ વહાણુ "બ્રનઝીક" (*Brunswick*) પર સવાર થઇ મુંબઇથી ઉપડયા. અંગ્રેજો અને ફ્રેન્ચ લોક વચ્ચેની લડાઇ કસાકસીપર આવેલી હતી. મુખ્ય લડાઇ જળમાર્ગેપર ચાલી રહી હતી. નૅલસને, નૅપોલીઅનના કાફલાનો લગભગ નાશ કર્યો હતો. નાઇલ અને ટ્રાફાલગરની ભારે લડાઇઓથી જગ ધમધમી રહી હતી. એવા ગરમાગરમીના વખ્તમાં વહાણુ "બ્રનઝીક" ફ્રેન્ચ લોકને હાથ સપડાઇ ગયું મોટા ફ્રેન્ચ કાફલાસામે અંગ્રેજી કપટાન લાચાર હતો. તેને શરણે જવા સિવાય બીજો ચારો ન હતો. ફ્રેન્ચ લોકોએ અંગ્રેજી વહાણુ અને સઘળા માલનો કબજો લીધો. સઘળા અમલદારો તથા મુસાફરોને (શેઠ જમશેદજી સુધા) પોતાના વહાણુપર કેદ કીધા, અને "કેપ ઓફ ગુડ હોપ" તરફ તેઓ હંકારી ગયા રસ્તે એકવાર ખરાબે અથડી ડુબી જતાં, અને બીજીવાર અંગ્રેજોના હાથ સપડાઇ જતા સહેજ બચી, તેઓ સહિસલામત, "કેપ ઓફ ગુડ હોપ" આવી લાગ્યા. આ શહેર તે વખ્તે વલંદા લોકનું એક ન્હાનું સંસ્થાન હતુ. ત્યાં સઘળા ઉતારૂઓને છોડી મૂકયા. સઘળા નિરાધાર હતા; કારણુ તેમના વસ્ત્ર સિવાય તેમનો સઘળો માલ લુટી જપ્ત કરેલો હતો શેઠ જમશેદજીપર વીતેલી તે વખ્તની આફતોનું વર્ણન તેઓએ એક મિત્રપર લખેલા કાગળ પરથી જણાશે. આ કાગળ તે વખ્તના એક અંગ્રેજી પત્ર નામે "બોમ્બે કુરીઅરમાં" (*Bombay Courier*) છપાયો હતો, જેનો તરજુમો હેઠળ આપીએ છીએ:—

"ગઈ તા૦ ૩૦ મી જુને, બપોરે બે વાગે અમો વહાણુ "બ્રનઝીક" પર સવાર થઇ મુંબઇથી ઊપડયા અને "અનેરી કનેરી" બહાર લંગર નાંખી પડયા તા૦ ૧ લી જુલાઇએ અમે આગળ ચાલુ મૂકયું. તા૦ ૪ થીએ વહાણ *Drummond* અને તારીખ ૬ થી વહાણુ *Cambrian* અમારીથી છુટાં પડયાં. વહાણુ *Sarah* અમારી સાથેજ રહયું, અને ગાલી બંદર (Point de Galle) નજીક તા૦ ૧૧ મીએ આવી લાગતાં, બે ફ્રેન્ચ મનવારો અમારી નજરે પડી એકનું નામ *Marengo* હતું, અને તેપર ૧૪ તોપો ચઢાવેલી હતી, બીજી ૪૪ તોપ સાથની

*Belle Poule* નામની મનવાર હતી. અમારાં વહાણે વાત કરવાની સિગનલ ચઢાવી, પણ જવાબ મલ્યો નહિ. અમે વહાણ *Sarah* ને કિનારે નિકળી જવાની સિગનલ કરી, પણ ફ્રેન્ચ મનવાર તેને અટકાવી બેઠી. બાર થતાં અમારી તરફ પાંચ તોપો છોડી, પણ અમારૂં વહાણ બેજ તોપોથી જવાબ વાળી શક્યું. દુશ્મનો અમારા વહાણપર ચઢી આવ્યા, અને કેપટન ગ્રાન્ટે વાવટો ઊતારી તાબે થઇ, વહાણનો કબજો તેઓને આપ્યો. વહાણ "બ્રનઝીકનો" કાયદાપૂર્વક કબજો લઇ, તેઓ વહાણ *Sarah* ને પકડવા તૈયાર થયા. પણ તે તો દૂર નિકળી ગયું, અને ફ્રેન્ચો હારેલા પાછા ફર્યા. વળી એવી પણ વાત ચાલી રહી કે વહાણ *Sarah* ખરાબે અથડી ભાગી ગયું.

"રાતના અમારીપર જબરો પાહરો રાખવામાં આવ્યો. તા૦ ૧૨ મીની સવારના, વહાણના અમલદારો, કેપટન અને ખલાસીઓને ફ્રેન્ચ મનવારપર લઇ ગયા, ફક્ત એક અમલદાર, ડાકટર મી બૅરો, મી. મોરીસ અને ઊતારૂઓને વહાણપર રહેવા દીધા. બપોરે બે વાગે ફ્રેન્ચ કેપટન તથા બીજા વહાણવટીઓ અને ખલાસી આવી લાગ્યા, અને અમારા વહાણને હંકારવાનો તેઓએ કબજો લીધો. આ ફ્રેન્ચ મનવારો લંકાંના ટાપુતરફ ફરતી હતી, ત્યાંથી એક અમેરિકન વહાણે અમારે વિષે તેને ખબર આપી હતી. જ્યારે ફ્રેન્ચ લોકે અમને પકડયા, ત્યારે અમને પુછ્યું કે અમારી સાથના વહાણો *Drummond* અને *Cambrian* કયાં છે? અમે જણાવ્યું કે અમારાં સઘળાં વહાણો ચીન તરફની સફર કરતાં હતાં. વહાણ *Prime* માં થોડા ફ્રેન્ચ કેદીઓ હતા જેમને મોરીસના ટાપુ ખાતે રવાના કરી દીધા હતા. આ ખબર મળવાથી ફ્રેન્ચ મનવારો અને અમે આસરે બીજા પંદર દહાડા લંકાં તરફજ થોભ્યા. અમારા વહાણપરનું પીવાનું પાણી ખલાસ થયું હતું, પણ ફ્રેન્ચ લોકે અમને થોડું પૂરૂં પાડયું. આખરે અમારા નવા ફ્રેન્ચ કેપટનના હાથમાં એક મોહરબંધ કાગળ, રસ્તે જઇ ઊખેડવાને આપ્યું, અને તેમાં જણાવ્યા પ્રમાણે ચાલવાને ફરમાન મલ્યું.

"તા૦ ૪ મી આગરટે અક્ષાંસ રેખા ૨૮ અને રેખાંશ ૭૮ તરફ આવી પહોંચતાં. અમે દરથી અગિયાર અંગ્રેજી વહાણો જોયાં. આકાશ વાદળથી

ઘેરાયલું હતું, અને તેઓ ઘણાં દૂર હતાં. પવન ઘણો સખત ફૂકતો હતો, અને વાદલને લીધે વહાણો ઓલખાઇ શકતાં ન હતાં. તોપણ એક વહાણે નજીક આવી અમને સિગનલ કરી, અલબત્તે કંઇ જવાબ મલ્યો નહિ. "બ્રનઝીકને" આગળ વધ્યા જવાની ફ્રેન્ચ મનવાર તરફથી સિગનલ થઈ. ફ્રેન્ચ અને અંગ્રેજી વહાણો બન્નેએ અમારા વહાણ તરફ સઢ ફેરવ્યા. પણ પવન એટલો જોરમાં ફૂંકતો હતો, કે તેઓ અકેક સામે આવી શકયા નહિ. સાંજ થતાં ૭ વાગે ફ્રેન્ચ અને અંગ્રેજોએ અકેકપર તોપનો મારો શરૂ કર્યો. અર્ધો કલાક લડાઈ ચાલી રહી; ફ્રેન્ચ લોકના સાત માણસ માર્યા ગયા, અને પંદર ઘાયલ થયા. અંધારૂં થતાં બંને બાજુની મનવારો લંગર નાંખી પડી. બીજી સવારે અંગ્રેજી વહાણો છ આગળી હારમાં ને પાંચ પાછલી બાજુએ સફ સમારી ઊભાં. ફ્રેન્ચ લોકો આ લડાયક મામલો જોઇ તેમજ તેમાં ભારે તોપો છે, એમ સમજી, ગભરાયા અને પીઠ ફેરવી. બે કલાક સુધી અંગ્રેજી વહાણોએ તેમની પુઠ પકડી. પણ અમારૂં વહાણ "બ્રનઝીક" તો હોકમ પ્રમાણે આગળ વધ્યું જતું તા૦ ૨૨મી આગષ્ટે સીદીઓના મુલક મૅડેગારકર તરફ તે આવી લાગ્યું. ત્યાથી ખોરાક ભરી તથા પાણી લઇ, અમો તા૦ ૩૧ મીએ આગલ વધ્યા. તા૦ ૧૬ગી સપટેમ્બરે અમે "કેપ-ઓફ-ગુડ-હોપ" તરફ આવી લાગ્યા, અને મધ્યરાત હોવાથી ૭૫ વામ ઊડાં પાણીમાં બે લંગર લાધી, અમે False Bay નામનાં બંદરમાં લાંગર્યા. પવન સખત ફૂંકતો હોવાથી, બન્ને લંગર તુટી છુટાં થયાં ત્યારે ત્રીજું લંગર નાંખ્યું. સવાર થતાં લંગર છોડી આગળ વધ્યા, અને Table Bay ના અખાતમાં દાખલ થયા, ને ફ્રેન્ચ મનવાર પરથી લંગર મંગાવવા એક મછવો ઉતાર્યો. પણ તોફાણી પવનથી મછવો ઊંધો વળી ગયો. અમને લંગર મલ્યું નહિ. અમને સિગનલ માટે તોપો ફોડવી પડી. અમારૂં વહાણ કિનારા તરફ ધસડાવા લાગ્યું, અને નવ વાગે ભારે આંચકા સમેત જમીનપર તે લાધું. શુક્રના પાક પરવરદેગારનો ! ખડક બદલ રેતીનો ઢગ હોવાથી વહાણને કંઇએ નુકશાન થયું નહિ. કિનારે ઊતરવાની અમે કેપટન પાસ રજા માંગી, પણ 'ઉતરવાને રજા નથી' એમ

જણાવવામાં આવ્યું. અમે ભારે ઊદાસીમાં રાત ગુજારી. જ્યારે લ ઠામાં અમે ફ્રેન્ચ કેપટન પાસે કિનારે જવાની રજા માંગી, ત્યારે તેણે અમને આશા આપી હતી કે મોરીસ ખાતે અમને કિનારે ઊતરવા દીધામાં આવશે બીજે દહાડે "ઍડમીરલ સાહેબ" પોતે વહાણપર આવ્યા. અમારો માલ અમને અપાવવાની અમે તેને અરજ કરી. આ મોટા અમલદારે જણાવ્યુ કે અમને અમારો સામાન અને ખોરાક આપવામાં આવશે, પણ વેપારનો માલ મળશે નહિ. ફ્રેન્ચ કેપટને અમને અમારો માલ તુતકપર લાવવાનો હોકમ કર્યો. અમે તેના કહ્યા પ્રમાણે તે લઇ આવ્યાં. તેણે અમારો સઘળો સરસામાન તપાસ્યો. મારા પોતાના આગાખાનાના બે તાકા, દારૂનો એક બાટળો, અને ચોખાના કોથલા તેઓએ લઇ લીધા. મને મારાં પહેરવાના કપડાંની એક પેતી આપી. મેં ચોખાનો એક કોથલો માંગ્યો, પણ મને તે મલ્યો નહિ મારો બધો સામાન મછવામાં ભરી કિનારે મોકલાવી દીધો. અમને પણ કિનારે ઉતારી દીધા. ત્યાં અમને અમારો ભલો કેપટન ગ્રાન્ટ મલ્યો તેની આગળ અમે અમારાં દુ ખ અને આપદાની ફરિઆદ કરી. તેણે અમને દિલાસો દીધો

"ફ્રેન્ચ લોકના હાથમાંથી આખરે છુટા થવા માટે અમે ખોદાના શુકરાના કીધા. અમારી સાથ મી. ટર્નર નામનો એક અગ્રેજ હતો. કંપની બહાદૂરને હસાબના ૩૦૦૦ ડાલર સાથ એક અમેરિકન વહાણમાં તે ત્યાં આવી લાગેલો હતો. વહાણ "બ્રુનઝીકના" અમલદારો અને ખલાસીઓને આ ગૃહસ્થ પોતાને મકાને લઇ ગયો કેપટન ગ્રાન્ટની ભલામણથી તે મને પણ સાથે લેતો ગયો. તે વખ્તે ત્યાં ચોખાની ભારે અછત હતી, અને ૩૦ થી ૪૦ ડાલર આપતાં એક ગૂણ અનાજ મળી શકતો ન હતો! દરેક માણસને રોજ આનાજનું અરધો શેર ભાતુ મળતું અડવાડીઆમા ત્રણ વખ્ત શુજેલુ પાંઊ મળતું. મતન સિવાય ખાવાની દરેક ચીજ મોંઘી હતી. માડાગાસ્કર જતાં રસ્તામાં ફ્રેન્ચ મનવારના ખલાસીઓએ અમને ઘણા હેરાન કર્યા હતા. કોઇએ ફ્રેન્ચ કેપટનને ખોટું સમજાવ્યુ હતું કે પારસી, મુસલમાન અને ચાર અગ્રેજો મળી તેનું ખુન કરવાનો મનસુબો

કરતા હતા. તેણે અમને પહરેજ કર્યા અને એથી પણ વધારે હેરાન કરવાની ધમકી આપવા લાગ્યો. પણ પેલા ચાર અંગ્રેજોમાંનો એક, ફ્રેન્ચ ભાષા જાણતો, તેણે કેપટનને બધી બીના સમજ પાડી, અને અમારો સામાન તપાસી જોવાની અરજ કરી. સામાન તપાસતાં કંઇએ જાતના હથિઆર અમારી પાસેથી મળી ન આવવાથી, ફ્રેન્ચ કેપટને અમને છુટા કીધા. આ વખ્તની અમારી મુશ્કલીનું વર્ણન ન થઇ શકે એવું છે.

"મી. ટર્નર સાથ જ્યારે Sessantilz ખાતે અમે આવી લાગ્યા, ત્યારે વલંદા લોકનું એક વહાણ બંગાલા તરફ ઊપડી જવાને તેયાર થતું હતું. કેપટન ગ્રાન્ટે આ વહાણમાં અમને બંગાલા તરફ મોકળી આપવાને જણાવ્યું. પણ વહાણમાં કંઇએ જગ્યા ખાલી રહી ન હતી. મેં વહાણના કોઇએક ખૂણામાં જગ્યા માંગી. વહાણના માલમે પારસી અને મુસલમાન ઉતારૂઓ માટે ૮૦૦ ડાલર માંગ્યા. કેપટન ગ્રાન્ટે કહ્યું કે ફક્ત રૂ. ૪૦૦માં તે મુંબઇથી ચીન સુધી એક મુસાફરને લઇ જાય છે. વળી અમારી માલમિલકત લુટાઇ ગઇ હતી, તેથી કંઈ ઓછું કરવું. (વલંદા) કેપટન સમજ્યો નહિ. મેં જણાવ્યું કે અમે કંઇ ટેબલપર ખાણું લેવા આવનાર નથી, દારૂ કે વાઇન માગનાર નથી, ત્યાર ૮૦૦ ડાલર જેવી તેની ભારે માંગણી કેમ ચાલે? કેપટન ગ્રાન્ટે અમને તેમની માંગણી કબુલ રાખવા સમજાવ્યું. કારણ આખા વર્ષમાં બીજું એકે વહાણ હિંદુસ્તાન તરફ ઊપડી જનાર ન હતું; અથવા બીજા વહાણવતીઓ એથી ઓછું નુર માગનાર ન હતા. ત્યાં પડી રહીએ તો ખોરાક એવો મોંઘો કે ભુખે મરવું પડે! ફક્ત મતન મળી શકે, અને કેપટન ગ્રાન્ટ જતો રહે તો અમારી હાડમારીનો પાર શુ? તેથી મેં તેને કોઇએ રીતે સાતું કરવાની અરજ કરી આખરે આઠસે સીક્કા રૂપિયાની એક હુંડી કલકત્તા ખાતે મારીપરની લખી આપી. અમારા સઘળાના નુરના તેણે રૂ. ૧૬૦૦ લીધા.

"False Bay ખાતે મેં કેપટન ગ્રાન્ટને અરજ કરી કે ફ્રેન્ચ મનવાર પરથી મારી ચોખાની ગુણોમાંથી મને એક અપાવવી. તેણે મને એક

ચીઠી લખી આપી, પણ ફ્રેન્ચ કેપટને તે ફેંકી દીધી! ૩૦ ડાલરના ૧૦૦ રતલ ચોખા વેચાતા લઇ, તથા મારી અર્ધી વધેલી ગુણ છુપી રીતે સાથે લઇ અમો તા૦ ૨૧ મી સપટેમ્બરે False Bay થી ઊપડયા. કેપટન ગ્રાન્ટે વલંદા કેપટનને અમારે માટે ખાસ ભલામણ કરી હતી તેના વહાણપર અમને રોજ માણસ દીઠ એક બીસકીટ અને સાંજના પાંચવાગે થોડી ખીચડી ખાવાને મળતી હતી આ રીતે લગભગ ભુખે મરતા અમે જીવવા લાગ્યા. રૂ. ૧૬૦૦ લઇને આ વલંદો કેપટન અમને એવો ખોરાક આપતો કે આપણા ગામતી વહાણવાળાઓ રૂ. ૫૦ લઇને તેથી ઘણો સરસ આપતા! ગરજ સર્વોપરી હતી. રાંધવા અને પીવાના ઊપયોગ માટે નવ માણસ વચ્ચે એક ઘડો પાણી મળતું!

"સીલોન છોડ્યાને આસરે પંદર દહાડા થયા પછીથી તે છેક અચીન આવી લાગ્યા ત્યાં સુધી ઘણી ઠંડી—ચીન કરતાં વધારે સખત ઠંડી પડતી હતી.[૬] આ વખ્તના જેવું દુઃખ અને હાડમારી કદી આગળ મેં ખમ્યાં ન હતાં, લખવાથી તેનો ખ્યાલપણ આવી ન શકે!

"જ્યારે વહાણ "બનઝીક" કિનારે લાંઘી ગયું હતું, ત્યારે તેમાં સત્તર ફુટ ઊંડાઇએ પાણી ચઢી આવ્યાં હતાં. રાત ને દહાડો બંબો ચલાવતા, પણ પાણીનો જથ્થો ઓછો થાય નહિ. વહાણમાં રૂની ગાંસડી, સુખડ, મોતીની સીપ વિગેરેનો જે માલ બગડેલો હતો તે પાણીથી થોડો ઘણો ખરાબ થયો હતો. "કેપ" ખાતે બે ત્રણજ વેપારીઓ હોવાથી, તેઓ સસતામાં માલ પડાવી લેવાની આશા રાખતા હતા. વહાણના સઢ દોરડા, ડોળ વિગેરે તો ફ્રેન્ચ મનવારમાં કામે લગાડવાના હતાં, "કેપ" ખાતે ઘણા ખરીદદારો ન હોવાથી વેપારીઓ વહાણ તથા સઘળો માલ ૫૦ થી ૬૦ હજાર ડાલરમાં પડાવી લેવાની આશા રાખતા હતા. પણ જો વહાણ મોરીસ ખાતે લઇ જતે તો વધારે કિંમત આવતે કારણ ત્યાંથી ઘણાં વહાણો માલ ભરી ચીન તરફ ઊપડી જતાં. પણ મોરીસ

[૬] આફ્રિકાથી ઊપડયા પહેલાના બનાવો વિષે શેઠ જમશેદજી અત્રે લખતા લાગે છે.

તરફ અંગ્રેજી મનવારો ફરતી હોવાથી તેઓ (ફ્રેન્ચો) ત્યાં જઈ શકયા નહિ. આ અંગ્રેજી મનવારો ખોરાક ભરવાને અને બંગાલા તરફથી આવી લાગનારી બીજી મનવારોની રાહ જોતી ઓટી હતી. જ્યારે અમે False Bay થી ઉપડ્યા, ત્યારે એક મનવાર અમને દૂરથી આવતાં જણાઇ, પણ તે કઇ તરફ ગઇ તેની ખબર પડી નહિ.

"તા૦ ૨૬ મી નવેમ્બરે જ્યારે અમે બંગાલાના ઉપસાગર તરફ આવી લાગતા હતા, લશ્કરે ૧૪ તોપ સાથનું એક ફ્રેન્ચ બારકસ અમારી તરફ આવ્યું. આગળી એક અઠવાડીઆમાં તેણે ત્રણ અંગ્રેજી વહાણો પકડયાં હતાં. અને તેના કપ્તાનો, માલમો અને ખલાસીઓ મલી લગભગ એકસો માણસને એક અમેરિકન વહાણપર ચઢાવી દીધાં હતાં. તા૦ ૨૮ મી નવેમ્બરે બંગાલાના ઉપસાગરના બહારના બદરમાં "પાઈલટ" માટે ઓટી યતા લંગર નાંખી અમે પડયા. તા૦ ૨ જી ડિસેમ્બરે *Waldegrave* વહાણનો કેપટન મૅકનેલન્સ અને *Phœnix* વહાણનો કેપટન ડનડાસ, અમારા વહાણપર કંઈ ખોરાક માગતા આવ્યા. પણ અમારીજ પાસ ખોરાક ખુંટી ગયલો હતો। તોપણ અમારા વલંદા કેપટને તેમને થોડું ગોશ્ટ અને બીસકીટ આપી. કેપટન મૅકનેલન્સ જે ચીનથી સાફર કરી બંગાલે પાછો ફરતો હતો તેણે મને જણાવ્યુ કે મુંબઈથી ઊપડેલો છેલ્લો કાફલો ચીન સહિસલામત પુગ્યો હતો, અને બીજો તેને મલાક્કા તરફ રસ્તે મળ્યો હતો. આ વખતે વર્ણવી ન શકાય એવી મોંઘવારી ચીન દેશમાં ચાલતી હતી. તા૦ ૩ જી ડિસેમ્બરે "પાઈલટ" આવી લાગ્યો, અને તા૦ ૫ મી ડિસેમ્બરે મધ્ય રાત્રે અમો સહિસલામત કલકત્તા બદરે આવી ઊતર્યાં."[૭]

[૭] જુઓ મી. ડોસાભાઈ ફરામજી કરાકાની "History of the Parsees," પુસ્તક બીજું, પાને ૮૦–૮૭. તેમાં આપેલાં પત્રનો વિગતવાર તરજુમો ઉપર કર્યો છે. વળી મી. બ. બે. પટેલે તેમના "પારસી પ્રકાશ" નાં પહેલાં દફતરને સફે ૧૦૩–૧૦૪ પર એનો ટુંક સાર આપેલો છે. આ પત્ર શેઠ જમશેદજીએ કોણપર લખ્યો હતો, તે માલુમ પડતું નથી, તેમજ અસલ "બાઝે કુદીઆરની" નકલ સાથ તે સરખાવવાને અમે અશક્ત છઇએ.

શેઠ જમશેદજીનો આ પત્ર વાંચવા અને અભ્યાસ કરવા લાયક છે. ચીન દેશની અસલ સફરોની હાડમારી તથા લડાઈના ત્રાસદાયક વખ્તનો ખ્યાલ આપણને તે આપે છે. તેમજ તેમનાં આ આખા પત્રપરથી શેઠ જમશેદજીની વેપારી બુદ્ધી અને તેમની કુનેહ જગેજગ નજર પડી આવે છે. બીજા કેટલાક લખનારાઓ જણાવે છે કે "કેપ" ખાતે શેઠ જમશેદજીએ અગ્રેજી બાનુઓને પોતાને તેમની સાથ લઈ જવાની અરજ કરી હતી. તે ભલી બાનુઓએ અંગ્રેજી કોનસલની મદદ માંગી હતી. પણ આ બાબે શેઠ જમશેદજી પોતાના આ પત્રમાં કંઇએ એસારો કરતા નથી એ વિચીત્ર લાગેછે.

કલકત્તા ખાતે આસરે ચારેક અઠવાડીઆં રહી, ત્યાંના વેપારીઓ સાથ કેટલોક બંદોબસ્ત કરી, તેઓ મુંબઇ પાછા ફર્યા. તેમને જીવતા જોવાની સર્વએ આશા છોડી હતી, પણ તેમના આ ઓચિંત આવી પુગવાથી બધે ખુશાલી પંહરાઈ. શેઠ જમશેદજી અને બાનુ આવાંબાઇના મેલાપનું કવિનું 'સુંદર કલ્પિત કલમ-ચિત્ર જો વાંચવું હોય તો અમો તેમને મી. મનસુખના "ગંજનામાનો" અહવાલો આપીશું. આ યાદગાર સફરમાં શેઠ જમશેદજી સાથ હોરમસજી ખરશેદજી પોતર અને શાપુરજી મનચેરજી તંબોલી નામના પારસી તેમની નોકરીમાં હતા.[૯]

પણ હજી શેઠ જમશેદજીની ચીનની સફરો પૂરી થઇ ન હતી. હજી એકાદ બીજી સફર તેમને કરવાની હતી. પાંચમી સફર વખ્તે તેઓ દેશે દેશ પોતાની આડત સ્થાપતા આવ્યા. તેઓએ હવે સારી દોલત મેળવી હતી. ૧૮૦૭માં તેઓએ ચીન તરફ છેલ્લી સફર કરી. ફકત ૨૫વર્ષની ભર જવાન વયમાં તેઓ દુનિયાંનો અનુભવ મેળવી, એક આગેવાન વેપારી થઇ પડયા. સાદી કહે છે કે "બુઝરગી એ અકલસ્ત નેબેસાલ." ખચીત! શેઠ જમશેદજી જવાન વયે મોટી બુઝરગી પામ્યા હતા. તેઓએ વેપાર કેમ વધાર્યો, વેપારી તરીકે કેવું નામ કાઢયું તે આપણે એક બીજાં પ્રકરણપરથી જોઇ લઇશું.

---

[૯] જુઓ "મનસુખી ગંજનામું" પાને ૨૯૧.



# પ્રકરણ ત્રીજું.

## વેપાર અને વેપારી.

There aie not more useful members in a commonwealth than merchants. They knit mankind together in a mutual intercourse of good offices, distribute the gifts of nature, find work for the poor, and wealth to the rich, and magnificence to the great.

*Addison* *

શેઠ જમશેદજીનો વેપાર બહોળો હતો, પણ તેની શરૂઆત બહુ ન્હાની હતી. રૂ. ૧૨૦ ની પુંજી સાથ તેઓ સફરે નિકળ્યા હતા, અને તેઓને વેપાર કરવાને નાણાં ઊછીનાં લેવા પડ્યાં હતાં, એમ આગળ જણાવેલું છે. પણ ઈ. સ. ૧૮૦૭ થી તેમની હાડમારીનો છેડો આવ્યો. તેઓ મુબઈમાં ઠરીને વેપાર કરવા લાગ્યા. બહાર ગામનો અને પરદેશનો તેમનો સઘળો વપાર આડતથી ચાલતો. તેમનો વેપાર મદ્રાસ, કલકત્તા, કોલંબો, પીનાંગ, સીંગાપોર, સીઆમ, સુમાત્રા, ચીન અને છેક ઇંગલાન્ડ. સુધી લંબાયલો હતો. નાતજાતના તફાવત વગર થોડાક પ્રમાણીક આડતિયા મારફતે તેઓ પોતાનો બહોળો કારોબાર ચલાવતા. તેમનો મુખ્ય વેપાર, રૂ અને અફીમનો હતો પાછળથી વહાણવતીનો ધંધો તેઓએ ચલાવવા માંડયો હતો. ઈ. સ. ૧૮૧૪ થી તેઓએ પાછલો ધંધો શરૂ કર્યો. તેમનું સર્વથી પહેલું વહાણ "ગુડ સકસેસ" (*Good Success*) હતું. અને ખચીત! નામ પ્રમાણે તે વહાણ જમશેદજી માટે

( Success ) ફતેહ લાવતું. બીજાં એમના વહાણોમાં "બ્હેરામગોર" "બોમ્બે કેસલ" ( *Bombay Castle* ) "શારલટ" ( *Charlotte* ) "ફોર્ટ વિલીઅમ" ( *Fort William* ) "માર" ( *Mar* ) "ઍનાનીમા" ( *Ananima* ) અને "લાનરિક" ( *Lanrick* ) નામના ન્હાનાં મોટાં વહાણો મૂખ્ય હતાં.[1] એમાંના પહેલાં પાંચના તેઓ એકલા માલેક હતા. અફીમ અને રૂના વેપાર માટે તે ઘણાં કામ આવતાં. બીજાંઓમાં તેમના અંગ્રેજી આડતિયાઓનો ભાગ હતો. એટલાં વહાણોના માલેક છતાં, બહોળા વેપારને લીધે, બીજા પાંચ છ વહાણ "નોલે માંડવાની" ફરજ તેમને વારંવાર પડતી વળી ચીન ખાતે "કોસ્ટા" પર ફરતી કેટલીક મોટી બોટો તેમને હસ્તકની હતી. જે ધણી પાસે આવો મોટો કાફલો, તેનો વેપાર કેવો બહોળો હોવો જોઇએ? આજે કોઈ એવો એકાદ પણ પારસી વહાણવતી છે?

ઈ. સ ૧૮૧૮ મા, એમના મુરબ્બી અને સસરા તે એમના પહેલા દસ્તગીર–શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળા સ્વર્ગવાસ પામ્યા. આ શેઠ ઘણા ભલા માલમ પડયા છે. કારણ પોતાની ગુંજાસ પ્રમાણે એવોએ પારસીઓ માટે ઠીક ધર્મ કરેલો છે. ઈ. સ. ૧૮૦૧ થી તેઓએ શેઠ જમશેદજીને પોતાના ભાગ્યા કરેલા હતા, અને તે પંતીયાળું તેમના મરણ સુધી સચવાઈ રહ્યું હતુ. પોતાના આ પહેલા મુરબ્બીને શેઠ જમશેદજી સદા માનથી યાદ કરતા. ઈ. સ. ૧૮૫૩ માં તેમના પુન માટે તેઓએ નવસારીમાં એક આદરાન પરઠાવ્યા હતા, તથા તેજ સાલમાં તે મર્હુમ નરના ધણીઆણીની નઇયતે, નવસારીના દોખમાંની આસપાસ ફરતી મજબૂત દિવાલ એ શેઠે બંધાવી આપી હતી.[2]

પોતાના મુરબ્બીના મરણ પછી, શેઠ જમશેદજીએ જાણીતા જૈન ગ્રહસ્થ શા. મોતીચંદ અમીચંદ, તથા એક કોકની મુસલમાન ગ્રહસ્થ નાખોદા મહ-

[1] જુઓ "મુંબઈનો બહાર" પુસ્તક પહેલું, પા. ૬૬૮.
[2] જુઓ "પારસી પ્રકાશ" દફતર પહેલું, પા. ૧૩૯ અને ૬૧૬.

મહમ્મલી રાગેને પોતાના ભાગ્યા બનાવી, "જમશેદજી જીજીભાઈની કમ્પનીને" નામે તેઓએ વેપાર આગળ વધાર્યો. અજબ! આ ત્રણે ગ્રહસ્થો જાતે તથા ધર્મે જૂદા હતા, પણ વેપારમાં એક હતા. ત્રણે પ્રમાણીક હતા; ત્રણેને એક બીજાપર વિશ્વાસ હતો; ત્રણે પોતાની કોમોના અગ્રેસર થયા; ત્રણે સારી દોલત મેળવી માન પામ્યા; ત્રણેએ મોટો ધર્મ કર્યો. એ કેવું ત્રિકૂટ!

શા. મોતીચંદ અમીચંદ સાધારણ રીતે "મોતીશાહ" ને નામે ઓળખાતા. તેમના બાપ અને ભાઈ, વાડીઆજી હોરમસજી બહમનજીને ત્યાં દલાલ હતા. એકવાર તેઓપાસ મોટી દોલત હતી, પણ પાછળથી તંગીમાં આવી પડેલા હતા. શા. મોતીચંદે પોતાના બાપ તથા ભાઈનું દેવું ભર્યું હતું. થોડા વખ્તમાં ચીનના આડતના વેપારમાં તેઓએ સારી દોલત એકઠી કરી હતી. વાડીઆજી હોરમસજી મરણ વખ્તે એ જૈન ગ્રહસ્થને પોતાના દીકરાઓની રખેવાળી અને બહોળો વેપાર સોંપી ગયા હતા. ઈમાનદારીથી તેઓએ પોતાનું આ "ટ્રસ્ટ" બજાવ્યું હતું. શેઠ જમશેદજીના તેઓ ભાગ્યા તેમજ ખાસ મિત્ર હતા. તેઓએ કેટલાક *સદાવ્રત ખાતાં સ્થાપ્યાં છે, ઘણાંક અપાસરાઓ જગે જગ બંધાવ્યાં છે.* રૂ. ૭૦,૦૦૦ ઉપર ખરચી આપણી જાણીતી પાંજરાપોલનો પાયો નાખી ગયા છે. રૂ. ૮૩,૦૦૦ ને ખરચે પાલીટાણામા શ્રાવક લોકો તથા તેમના ગોરજીઓના ઊતારા માટે મોટું મુસાફરખાનું બંધાવેલું છે. પાછળથી કંઈ ખાનગી સાટુ કરવાની ખટપટને લીધે એમનો ભાગ, શેઠ જમશેદજીથી છુટો થયો હતો, પણ તેમની મિત્રાઇમાં જરાએ ખલલ થઇ ન હતી. તેઓ રૂપિયા પાંત્રીસ લાખની દોલત મૂકી મરણ પામ્યા હતા, જે તેમના વારસના હાથમાં જલદી પૂરી થઈ ગઈ.[૩] શેઠ જમશેદજીએ પોતાના એ હિંદુ મિત્રની યાદગારી જાળવી રાખવાને રૂ. ૩૦,૦૦૦ પાંજરાપોલમાં ભર્યા હતા, જેની વધુ વિગત આગળ જતાં મળશે.

શેઠ જમશેદજીના ચીન ખાતેના મૂખ્ય આડતિયા અગ્રેજો હતા. મેસર્સ જારડીન મૅથીસનની કંપની, તેમના ચીનના મૂખ્ય આડતિયા હતા.

---

[૩] વાંચો "મુંબઈનો બહાર" પાને, ૯૭ થી ૧૦૨.

આ પેઢીનો મી જારડીન કંઈ તવંગર માણસ ન હતો, પણ શેઠ જમશેદજી સાથના વેપારથી, ને તેમની મહેરબાનીથી પાંચ પૈસે સુખી થવા પામ્યો હતો. પાછળથી "રેમીંગટન કાર્ફર્ડની કંપની" સાથ તેમને બહોળો વહેવાર થયો હતો, અને મી કાર્ફર્ડ તેમનો અગત મિત્ર અને મુખ્ય સલાહકાર હતો. બીજા અંગ્રેજી વેપારીઓ સાથ એમને સારો સંબંધ હતો, તેઓને શેઠ જમશેદજી માટે ઊંચો મત હતો ઘણીક અંગ્રેજી વેપારી પેઢી ભાગી પડતી શેઠ જમશેદજીએ બચાવીલીધી હતી. તે અંગ્રેજી પેઢીઓના આભારની સંગીન નિશાનીઓ આજે પણ એમના બંગાલાઓમાં જળવાઈ પડેલી છે. એ સદાસીક સદરયનો વેપાર એવો બહોળો હતો, ને એવો પ્રમાણીક હતો, કે તેમની નોકરી માહેલા બધા પાંચ પૈસે સુખી થઈ ગયા હતા.

ઈ. સ. ૧૮૨૧માં તેમને મોટો નફો થયલો લાગેછે, કારણ એ સાલમાં એમની કંપનીએ ચીનથી મુંબઈ આવતો સર્વ જાતનો માલ એક હાથ કરી લીધો હતો ઈ. સ. ૧૮૩૫ માં પોતાના વડા દીકરા શેઠ ખરશેદજી, તથા શેઠ ફરદુનજી સોરાબજી પારેખને પોતાની સાથે ભાગમાં લઈ "જમશેદજી જીજીભાઈના છોકરાઓની કંપનીના" નામથી વેપાર ચલાવવો તેઓએ ચાલુ રાખ્યો. પાછળથી ઈ. સ. ૧૮૪૪ માં એવણના બીજા દીકરા શેઠ રૂસ્તમજી અને ઈ. સ. ૧૮૫૦ માં ન્હાના દીકરા શેઠ સોહરાબજી, એ પેઢીમાં જોડાયા હતા. ઇ. સ. ૧૮૩૯-૪૦ની અંગ્રેજો અને ચીન વચ્ચેની લડાઈ વખતે તેઓએ વહાણો ભરી રૂની ગાસડી અને અફીમની પેતી ચીન ખાતે રવાના કરી, ગંજાવર નફો કર્યો હતો; અને જો આ વખ્તપર બીજી તરફથી તેમને એજ લડાઇને લીધે લાખો રૂપિયાની ખોટ ગઈ ન હતે, તો એમનો મોટો નફો સુમાર વગરનો થઇ પડતેં. ૧૮૪૨ ની આખરીએ, એક લખનાર તેમના ઈ. સ. ૧૮૦૧ થી ૧૮૪૨ સુધીનો ચોખ્ખો નફો સવા બે કરોડ રૂપ્યાનો જણાવે છે! એટલે સરેરાસ દર સાલનો ચોખો નફો રૂપ્યા પાંચ લાખ ઉપર! કેવો બહોળો વેપાર! એવા બહોળા વેપાર છતાં શેઠ જમશેદજીની પેઢી "કમીશન એજન્સીનું" કામ કરવા સદા ના પાડતી. એવા બહોળા વેપાર છતાં તેઓ કદી કોર્ટ દરબારે ગયા

ન હતા. એવા કરોડપતી થવા છતાં પોતાના જુના શેઠ અને પ્રાછળથી તેમના મદદનીશ શેઠ મહેરવાનજી તબાકને સદા "મુરબ્બી શેઠ" કરી બોલવતા કે લખતા! એ કેવી નકલ કરવા જોગ મીલનસારી? શેઠ ફરદુનજી પારેખ માટે તેમને મોટું માન અને ચાહ હતો. કારણ જ્યારે શેઠ ફરદુનજી "શા. તલસીદાસ માણેકજીની" પેઢીના કારભારી હતા, ત્યારે માલેકોના હકની વિરૂદ્ધ જઈ પોતાની નોકરીના ભોગે કંઈ તકરારી બાબતમાં સાચું બોલ્યા હતા. સચાઈની કદર શેઠ જમશેદજીએ પીછાણી અને તેમને પોતાની પેઢીપર બોલવી લીધા. તે વખ્તથી પારેખ ખાનદાન ગાથની તેમની મિત્રાઈ અને અરસપરસનો ગાંઠ આજ સુધી બન્ને કુટુંબ વચ્ચે ચાલુ રહેલો લાગેછે.

શેઠ ફરદુનજીના બાવા સોહોરાબજી ખરજોરજી વાડીઆ નામના એક ગ્રહસ્થ હતા. તેથી "પારેખ" અટક એમના વખ્તથી પડેલી લાગે છે. સુરત શહેર એમનું વતન હતું. "તલસીદાસ માણેકજીની" કંપની તરફથી તેઓ ચીન ગયા હતા. પાછળથી તેઓ પોતાનો ખાનગી વેપાર કરતા હતા, અને શેઠ જમશેદજીની પેઢીનું પણ કામકાજ ચલાવતા. ઈ૦ સ૦ ૧૮૩૫ થી તેઓ તે પેઢીના ભાગ્યા થયા હતા. સર જમશેદજીના તેઓ વિશ્વાસુ ભાગ્યા તેમજ એક અંગત મિત્ર અને ખાનગી સલાહકાર હતા. તેઓએ પણ ન્હાની મોટી સખાવતો કરી છે; ટુકમાં જે કામમાં સર જમશેદજીનો હાથ તેમાં આ પરગજુ શેઠનો પણ ભાગ હતો. ઇ૦ સ૦ ૧૮૪૨ માં એમના મરણ પછી એવણના છોકરાઓ, "જમશેદજી જીજીભાઈની કંપની" ના ભાગ્યા થયા હતા. શેઠ જમશેદજીને મનથી તેઓ પોતાનાજ દીકરાઓ હતા. એમાનાં એક ભાઈ જમશેદજી ઇ૦ સ૦ ૧૮૫૦ માં જવાન વયે મરણ પામ્યા હતા. અને બીજા શેઠ ખરશેદજી ઇ૦ સ૦ ૧૮૯૬ માં દુનિયાંની અનેક ચઢતી પડતી જોઇને મરણ પામ્યા હતા.[૪]

---

[૪] મર્હુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારેખની ખુબીઓ અને સખાવતોનું વર્ણન કરવાને એક જૂદું પુસ્તક જોઈએ! તે મર્હુમને અત્રે ઇનસાફ આપી શકાય એમ નથી, તો પણ થોડાક બોલમાં અત્રે જણાવવું જોઇએ કે આ પરગજુ નરની સખા-

શેઠ જમશેદજીની વેપારી ફતેહનું મુખ્ય કારણ તેમની સારી દાનત હતી. મી. ડોસાભાઇ ફરામજી કરાકા તેમના મોટાં પુસ્તકમાં લખેછે કે "વેપારી વહેવારમાં તેઓ સદા પૂર્ણ પ્રમાણીકપણે, ઊદ્યોગ અને નિયમીતપણાથી ચાલતા, અને તેમના નકલ કરવા જોગ દાખલાથીજ દૂરે દેશાવરના બજારોમાં મુંબઇના વેપારીઓની આંત વધી"[૫] વળી શેઠ જમશેદજીથીજ પારસી વેપારીઓનું નામ જગઆશકારા થયું અને પારસીઓ દુનિયામા વધારે જાણીતા થતા ગયા એમાં શક નથી. એમના વખ્તના તેઓ પહેલા વર્ગના વેપારી લેખાતા. "તેજી મદીનું" આખું બજાર એમને હાથ હતું. પાછળા વખ્તના શેઠ પ્રેમચંદ રાયચંદ માફક, દહાડામાં કોઇકવાર તેઓ લખોની ઊઠલ પાઠલ કરતા. "તેઓ જબરા સટ્ટા લેનાર હતા. પણ તે સટ્ટા પ્રમાણીક અને ખુલ્લે દિવસનો હતો, બજાર ભાવ બેસાડી દેવા કે ચઢાવી આપવા માટે દાવ પેચની સટ્ટાગાજી આ ન હતી."[૬] વળી અંગ્રેજો, પારસીઓ, હિંદુઓ તેમની ચચલ બુદ્ધિને સદા વખાણતા અને વેપારી બાબતમાં તેમની શ્રેષ્ટાઈ સદા કબુલ રાખતા.

શેઠ જમશેદજીપર લોકોનો એટલો વિશ્વાસ હતો કે ઘણીક વેપારી અને વળી સંસારી બાબતોમાં તેમને લવાદ નીમવામાં આવતા. ઘણાક સનદી અમલદારોનો દેશીઓ સાથનો ટંટો તેઓએ ચૂકવ્યો હશે. સરકારી અમલદારોમાં પાછળથી વધેલા પોતાના લાગવગ છતાં કદી તેનો ખોટો લાવો તેઓએ લીધો ન હતો. વાચનારાંઓમાંના ઘણાંક તે વખ્તના દેશી રાજ્યોની અંધેર તવારીખથી અજાણ્યા ન હશે. તે રાજ્યોના ખટપટિયાઓ, પોતાના અત્રેના મુનિમોપર "ખટપટ ખાતે" પૈસા મોકળી આપતા, કે તે પૈસામાંથી લાગતા વળગતાઓ સાથ સંબંધ રાખનાર દેશીઓને "બક્ષીસ" મળે! આવી "બક્ષીસ" નો ઘણા મોટા વેપારી શેઠીયાઓએ

---

વત સર જમશેદજી માફક ઉપ્યોગની, તેમજ શેઠ રૂસ્તમજી સાથની, તેમનાજ જેવી બહોળી અને છુટે હાથની હતી

[૫] જુઓ "History of the Parsees" Vol 11 Page 88.

[૬] જુઓ Mr. Nazir's "First Parsee Barouet" Page 27.

લાભ લીધો હતો. સરકારને ખબર પડતાં તે વિષે તપાસ ચલાવવામાં આવી હતી. આ બાબે તે વખ્તનો સીંધનો કમિશનર મી. બાર્ટલ ફ્રિઅર (જે પાછળથી મુંબઈનો હાકેમ પણ થયો હતો તે) લખે છે:—

"I may be allowed to mention one very striking exception in Sir Jamsetji Jeejeebhai, who with every inducement from his great influence and exceeding benevolence of his character, never as far as my experience goes, lends himself to the dangerous practice of patronizing parties engaged in obtaining redress of their grievances real or supposed, by indirect influence apart from the substantial merit of their case"[૭]

આ ફકરામાં મી. બાર્ટલ ફ્રિઅર શેઠ જમશેદજીને તેમના પ્રમાણીકપણાં માટે ઊંચી સર્ટીફીકેટ આપેછે.

શેઠ જમશેદજી વિષે જૂદા જૂદા દેશના વેપારીઓને ઘણું ઊંચું મત હતું. છેક ઍનટવર્પ જેવા દૂરના શહેરનો યુરોપિયન વેપારી શેઠ જમશેદજીની આડત માંગતો. એવી તેમની વેપારી કીર્તિ હતી, એવા વિશ્વાસુ વેપારી તેઓ હતા. તેમના બહોળા વેપાર અને વેપારી કુનેહનો, અને આગળા પારસી વેપારીઓની જાહોજલાલીનો આ પ્રકરણપરથી વાંચક વર્ગને કંઇક ઝાંખો ખ્યાલ થશે. હવે આ તવંગર વેપારીની ઉપયોગી શહેરી કારકીર્દીપર આપણે નજર ફેરવીએ.



૭ "Life and Public Character of Sir Jamsetji Jeejeebhai."



## પ્રકરણ ચોથું.

### શહેરી સેવા.

"I am a citizen of no mean country."
*St. Paul.*

"The noblest motive is the public good."
*Virgil.*

શેઠ જમશેદજીની શહેરી સેવા ઈ૦ સ૦ ૧૮૧૪ થી શરૂ થતી લાગે છે. તે સાલથી જાહેર હિલચાલમાં ભાગ લેતા તેઓ માલમ પડેછે. આસ્તે આસ્તે આગળ વધતાં દરેક અગત્યની જાહેર હિલચાલમાં, તેમની હાજરી, તેમનો ટકો અને તેમની શામેલગીરી અવશ્યની થઈ પડતી. મુંબઈનાં દરેક જાણીનાં ખાતાંના તેઓ અધિકારી હતા. સંસારી તથા રાજદ્વારી દરેક હિલચાલમાં તેમનો હાથ હતો. પોતાના વખતના શહેરી કારોબારમાં તેમનો મુખ્ય અવાજ હતો. ખુશામત તેમને આવડતી ન હતી. આગળ વધવાને તેમને ફાંફાં મારવાં ન હતાં. શહેરી માનના તેઓ ભૂખ્યા ન હતા. સામું શહેરી માન તેમને શોધતું આવતુ. તેઓની તડનેફડ બોલી દેવાની ટેવથી, દરેક બાબતને "ટૂંકું અને ટચ" બનાવવાની તેમની રૂઢીથી ઘણીકવાર કેટલાકો તેમનાથી નારાજ થતા, પણ આખરે તેઓ આ આગેવાન શહેરીની પ્રમાણીક નિષ્ટા સ્વિકારતા. આપણા શહેરના જાહેર ખાતાંઓ સાથનો તેમનો સંબંધ વિગતવાર લખવા બેસીએ, તો તે દરેક ખાતાંની તુમેતવીલ તવારીખ લખવી પડે, પણ આ પુસ્તકમાં તેમ બનવું અશક્ય છે.

આપણે લખ્યું તેમ ઈ૦ સ૦ ૧૮૧૯ થી શેઠ જમશેદજી જાહેર કામોમાં ભાગ લેવા લાગ્યા. એ સાલમાં મુબઈના દેશી રહેવાસાઓએ તે વખ્તના મુંબઈના "મેયર" અને "રિકાર્ડર" મી. પોપને, તેને વતન ઊપડી જતી વખ્તે, તેની આપણા દેશીઓ તરફની દિલસોજી માટે, તથા "રિકાર્ડર[૧]" તરીકેની તેની અપક્ષપાત વર્તણુક માટે આભાર માનનારો એક માનપત્ર આપ્યો હતો, તેમાં એક વેપારી તરીકે શેઠ જમશેદજીએ ભાગ લીધો હતો. વળી ઈ. સ ૧૮૨૩ માં મુબઈના ગવર્નરની કાઊન્સિલના એક સભાસદ, ઑનરેબલ અૅલેકઝાન્ડર બેલ, જેણે આ દેશમાં ૩૦ વર્ષ સુધી નોકરી કરી હતી, તેને પણ તેને વતન સિધારતી વખ્તે માનપત્ર આપવાને ગયલા દેશીઓસાથ શેઠ જમશેદજી સામેલ હતા. ઈ. સ. ૧૮૨૬માં ઈસ્ટ ઇંડિયા કંપનીના સોલીસિટર મી. મોરગનને દેશી વેપારીઓ, દુકાનદારો અને સરાફોએ બીજાઓ ભેગા શેઠ જમશેદજીની આગેવાની હેઠળ એક માનપત્ર આપ્યો હતો. એજ પ્રમાણે ઈ. સ. ૧૮૨૭ માં મેજર જેનરલ સૅમ્યુઅલ વિલસન જે "કમ્પનીનો" વંશનો એક જુનો નોકર હતો, તેને યોગ્ય માનપત્ર આપ્યો હતો. ઈ સ ૧૮૩૦ મા, મુબઈની જાણીતી "નેટિવ ઍડયુકેશન સોસાયટિના" અંગ્રેજ સેક્રેટરી કૅપટન જરવિસ, જેણે દેશીઓના છોકરાઓને કેળવણી લેતા કરવાને અથાગ મહેનત કરી હતી, તેને એક માનપત્ર તથા રૂપિયા ૩૦૦૦ ની "પીસ ઓફ્‌પ્લેટ" અર્પણ કરવામાં શેઠ જમશેદજી સામેલ હતા. ઈ. સ. ૧૮૩૨ ના જાનેવારી માસમાં, ગવર્નરની કાઊન્સિલનો વડો સભાસદ ઓનરેબલ જૉન રોમર, પોતાની નોકરી પૂરી કરી, પોતાને વતન વેલાત જતો હોવાથી, તેને માનપત્ર અને "પીસ-ઓફ્‌-પ્લેટ" વિગેરે ભેટ કરવા માટે શેઠ જગન્નાથ શંકરશેઠની આગેવાની સાથ, શેઠ જમશેદજીએ ભાગ લીધો હતો. એવાજ એક બીજા આધકારી ઓનરેબલ જેમ્સ સધરલાન્ડ, તે સદર અદાલતના માજી જડજને માનથી નવાજમાં આવ્યો હતો વળી એજ ઈ. સ.

---

[૧] Recorder—હાઈકોર્ટની સ્થાપના પહેલાના આપણા શહેર તેમજ જીલ્લાના સરન્યાયધિશને "રિકાર્ડર" કહેતા

૧૮૩૯ના સાલમાં સીંગાપોર તરફ ચાંચીઆઓનો જોર બહુ વધી ગયો હતો. તે તોડી પાડનાર સરકારી વહાણના અમલદાર કેપટન સૅન્ડને ઇનામ આપવાના ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૫૦૦ ભર્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૪૦ માં દેશીઓના એક શુધ્ધ શુભેચ્છક અને નેક ખેરખાહ સર ચાર્લસ ફોરબસ બેરોનેટ[૨], જેણે ઇંગલાન્ડ જઇ દેશીઓને ઘણાક હકો અપાવ્યા હતા, તેનું એક બાવલું મુંબઇમાં ઊભું કરવાને હેશાનમંદ દેશીઓએ રૂપિયા ૩૭૦૦૦નું મોટું ફંડ ઊભું કર્યું હતું, જેમાંથી રૂ.૨૯૦૦૦, પારસીઓના હતા અને તેમાંથી રૂ. ૩૦૦૦ શેઠ જમશેદજી જીજીભાઇના હતા. સર ચાર્લસ ફોરબસનું આ બાવલું તૈયાર થઇ, ઈંગલાન્ડથી અત્રે આવી પૂગતાં, સર જમશેદજીએ એક કાગળ લખી, ટાઊન

---

૨ સર ચાર્લસ ફોરબસ બૅરોનેટ જેવા દેશીઓના ખરા ખેરખાહ થોડાજ થઈ ગયા હશે. આ ભલો નર જાતે "સ્કાચમેન" હતો, અને તેનો જન્મ ઈ૦ સ૦ ૧૭૭૩ માં થયો હતો. ૨૦ વર્ષની ઉમ્મરે પોતાના કાકાનો ભાગ્યો થઈ, મુંબઈ આવી તેણે વેપાર ચલાવવા માંડયો હતો, અને ઈ૦ સ૦ ૧૮૦૯ થી પ્રખ્યાત "ફોરબસ-કંપનીનો" વડો ભાગ્યો થઈ, દેશી વેપારીઓને, યુરોપિયન વેપારીઓની એકસરખી પંક્તીના ગણી, તેમને ઇંગલાન્ડ સાથ બહોળો વેપાર ચલાવવાની ગોઠવણ તેણે કરી આપી હતી. શેઠ હોરમજજી બહમનજી વાડીઆ તથા પહેલા સર જમશેદજી વિગેરે મોટા પારસી શેઠો, તેના અંગત મિત્રો હતા. ઈ૦ સ૦ ૧૮૧૧ માં તે સ્કાટલાન્ડ, પોતાને વતન ઊપડી ગયો હતો આ વખ્તે દેશીઓએ તેને ભારે માન આપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૨૩ માં મુંબઈનો આ અંગ્રેજ વેપારી, એક 'બેરોનેટ' થવા પામ્યો. વળી ૨૦ વર્ષ સુધી પાર્લામેંટના એક આગેવાન સભાસદ તરીકે, દેશીઓને પહેલા મોટા હક અપાવનાર, એજ ભલો "ટાપીવાળો" હતો, અને તેના હેશાનમાં તેનું બાવલું કોતરાવી મંગાવી, તેઓએ મુંબઈના ટાઊન હાલમાં મેલાવ્યું છે. દેશીઓનો આ ખરો મિત્ર ઈ૦ સ૦ ૧૮૪૯ માં મરણ પામ્યો. મરણ સુધી તે આપણને સાચો નિવડયો. મુબઈમાં તેણે ન્હાની મોટી, જાહેર અને ખુફી, નાત જાતના તફાવત વગરની ઘણી સખાવત કરેલી છે, જેની ગણત્રી લેવાને પણ આ પુસ્તકમાં જગ્યા નથી. [વધુ વિગત માટે જુઓ, મી. બંગાલીના" ચુંટી કાઢેલાં લખાણો." દફતર બીજું, પાને ૮૯-૧૦૯.]

હોલમાં તે ગોઠવી મૂકવાની રજા, ગવર્નર સર જ્યાર્જ આર્થર પાસે, માગી હતી, જે રજા તરત સ્વિકારી, તે મતલબનો એક પત્ર શેઠ જમશેદજીપર તેણે તરત લખ્યો હતો. આ માટે ગવર્નરનો ખાસ ઉપકાર માની, આ આવલું જુલાઇ ૧૮૪૩ માં ટાઊનહાલમાં ગોઠવી મૂકયું હતું.

ઇ૦ સ૦ ૧૮૪૪ માં મુબઇના એકવારના કામ ચલાઊ ગવર્નર, ઑનરેબલ જી. ડબલ્યુ ઍનડરસનના[૩] વિલાયત જવાને હીગામે, તેમની યાદગારી જાળવી રાખવા, "ગ્રાન્ટ મૅડિકલ કોલેજના," વિદ્યાર્થીઓને ઇનામ વિગેરે આપવાને ફંડ સ્થાપવાની ગોઠવણ વિગેરે કરવાને એક કમિટી નેમવામાં આવી હતી, તેના બે દેશી સભાસદોમાંના એક સર જમશેદજી હતા. આ ફંડમાં રૂપિયા એક હજારની સર્વથી મોટી રકમ તેઓએ ભરી આપી હતી. વળી એજ સાલમાં "નેટિવ ડિસ્પેન્સરીની" સ્થાપના કરનાર, તથા હાલના ડાકટર બ્લેની જેટલાજ પ્રખ્યાત ડાકટર વિલ્યમ મૅકિને દેશીઓ તરફનું માનપત્ર તથા ભેટ આપવાને શેઠ જમશેદજીના કોટના મકાનમાં એક સભા મળી હતી, જેમાં એ શેઠની મુખ્ય આગેવાની હતી. એજ સાલમાં ચીન ખાતે પારસી અને હિંદુ વેપારીઓને રાજદારી તથા વેપારી સારો બંદોબસ્ત કરી આપનાર, સર હેનરી પાર્ટીંજરને દેશી વેપારીઓએ માન આપ્યુ હતું, જે પ્રસંગની સભામાં શેઠ જમશેદજીએ એક ભાષણ કર્યું હતુ.

ઇ૦ સ૦ ૧૮૪૫ માં ગવર્નરની કાઊન્સિલના એક સભાસદ તથા "રૉયલ એશિયાટીક સોસાયટિની" મુબઇની શાખાના પ્રમુખ, ઑનરેબલ એલ. આર રીડની યાદગારી જાળવી રાખવા, ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં "રીડ સ્કોલરશીપ" સ્થાપવામાં સર જમશેદજીનો હાથ હતો. તેના ફંડમાં રૂપિયા ૫૦૦ તેઓએ ભર્યા હતા. વળી ઇ૦ સ૦ ૧૮૫૧ માં ગવર્નરની કાઊન્સિલના એક અધિકારી ઓનરેબલ જે પી. વિલોબીની યાદગારીના ફંડમા રૂ. ૬૦૦ તેઓએ ભરી આપ્યા હતા; એજ સાલમા શેઠ ફરામજી કાવસજી બનાજીના

[૩] એપ્રેલ ૧૮૪૧ થી જુન ૧૮૪૨ સુધી મુબઇનો કામ ચલાઊ ગવર્નર.

સ્મારક ફંડમાં રૂ ૬૦૦ ભર્યા હતા. ઇ૦ સ૦ ૧૮૫૨ માં દેશીઓની સંસારી અને કેળવણી સંબંધી હાલત સુધારવા પાછળ સારી દિલસોજી દેખાડનાર, મુંબઈના ચીફ જસ્તીસ, સર અર્સકીન પેરીની યાદગારીના ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૧૦૦૦ આપ્યા હતા. તેમજ ઇ૦ સ૦ ૧૮૫૫ માં સરકારી ડાકટર મૅકલીનન, એમને નામની સ્કાલરશીપ સ્થાપવામાં આગેવાન ભાગ લઇ તેમાં રૂ. ૨૦૦ આપ્યા હતા તેમજ ઇ૦ સ૦ ૧૮૫૮ માં આગલા સાલના બળવા વખ્તે, પ્રખ્યાત થયલા જૅનરલ હૅવલોકના ફંડમાં રૂ. ૭૫૦ ભરી આપ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૧૪ થી ૧૮૫૮ સુધીમાં કેટલા બધા સરકારી અમલદારો અને બીજા અંગ્રેજી ગ્રહસ્થોને હેશાન્દમદ દેશીઓએ માન આપ્યું છે, તેનો, સહેજ ખ્યાલ ઉપલી લંબાણ વિગતપરથી આવશે તે ભલા "ટોપીવાળાઓ" પણ તેવાંજ માનને લાયક હતા. વર્ષો વર્ષ તેઓ દેશીઓ સાથ ભેલાઇને રહેતા, તેમના સુધારા વધારામાં તેઓ ભાગ લેતા, તેમને આબાદ થતા જોઇ પોતે ખુશ થતા; તેમને સુખી જાણી પોતે સુખ માનતા. એવા ભલા ગ્રહસ્થોને તે વખ્તના દેશીઓ આવી સંગીન રીતે માન આપે, તેથી પાછલા જમાનાએ તેમને ખુશામતિઆ અને 'આખણદાસીયા' કહેવાની એમ ભરી ભુલ કરવી નહિ, એ તો પરસ્પરનું લાયકને લાયક માન હતુ. આજે વખ્ત જૂદો છે, જે વિષે વિવેચન કરવાને આ પ્રસંગ નથી.

પણ શેઠ જમશેદજીની શહેરી સેવા સરકારી અમલદારોને માનપાન આપવાનો ભાગ લેવામાંજ આવી રહેતી નથી. તેઓ ઘણાંક જાહેર ખાતાંના માનવંત અધિકારી અને ઉપયોગી સભાસદ હતા. એક આગેવાન શહેરીને ઘટતા સર્વ પ્રકારના નાગરિક ઓધ્ધાઓ તેઓએ ભોગવ્યા હતા, તે હવે વાચનાર જોશે.

ઇ૦ સ૦ ૧૮૨૭ થી શેઠ જમશેદજી તે વખ્તના એક અગત્યના ઉપયોગી કેળવણી ખાતાં "બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાયટી ના" સભાસદ હતા. દેશી કેળવણીના પિતા, માઉન્ટ સ્તુઅર્ટ એલ્ફિન્સ્ટન આ ખાતામાં

સારો લાભ લેતા હતા. એજ સાલમાં અગ્રેજી પાર્લામેન્ટે સર ચાર્લ્સ ફોરબસની મુખ્ય લડતથી દેશીઓને જુરીમાં બેસવાને લગતા હકનો કાયદો પસાર કરાવ્યો હતો. તે કાયદા પ્રમાણે ઈ૦ સ૦ ૧૮૨૮ થી દેશીઓને "ગ્રાન્ડ" અને "પેટી" જુરરના હકો મળ્યા હતા. પહેલવહેલા દેશી ગ્રાન્ડ જુરરમાંના એક શેઠ જમશેદજી હતા.[૪] આ નવા મળેલા હકથી ઊલટ લઈ, વધુ હકો માગનારી એક અરજી પાર્લામેન્ટ પર મોકલવામાં શેઠ જમશેદજીનો ભાગ હતો.

ઈ૦ સ૦ ૧૮૩૦ માં સ્થપાયેલી Agricultural and Horticultural Society અથવા ખાનબહાદુર મી બહમનજી પટેલના યોગ્ય ફારસી નામ પ્રમાણે 'બગાયત અને જેરાયત મંડળીની' કમિટીના શેઠ જમશેદજી એક સભાસદ હતા. ફક્ત બીજા પારસી સભાસદ શેઠ ફરામજી કાવસજી બનાજી હતા. શેઠ જમશેદજીના એક દીકરા, તે મંડળીના સેક્રેટરી હતા. એજ સાલમાં વડોદરાને લગતી કંઈ બાબતમાં સરકાર વિરૂદ્ધ ચૂકાદો આપવા માટે સુપ્રીમ કોર્ટના એક જડજ સર પીટર ગ્રાન્ટને, તેની નોકરી-પરથી બોલાવી લીધો હતો. આ જડજના અપક્ષપાત ઇનસાફથી દેશીઓ તેનાપર કુરબાન થયલા હતા. તેને જૂદી જૂદી કોમે જૂદા જૂદાં માનપત્રો આપ્યાં હતાં, તેમાં પણ શેઠ જમશેદજીએ ઊલટમંદ ભાગ લીધો હતો.[૫]

ઈ૦ સ૦ ૧૮૩૬ માં એક જાણીતા હિંદુ વેપારીએ એમના નામનું મોટું વહાણ બંધાવી ભારે ક્રિયા સાથ દરિએ ઊતાર્યું હતું. શેઠ જમશેદજી માટેની હિંદુઓની સારી લાગણી આ બનાવપરથી મળી આવેછે. આ વહાણ ઈ૦ સ૦ ૧૮૩૭ માં ખડકે અથડી ભાગી ગયું હતું. એજ સાલમાં યુરોપ સાથનો વહેવાર રાતાસમુદ્ર મારફતે હિંદુસ્તાન સાથ જોડી લેવાને એ સમુદ્રમાં સ્ટીમરો ફરતી કરવાના કામને ઊત્તેજન આપવાના ફંડમાં રૂ ૧૦૦૦ શેઠ જમશેદજીએ આપ્યા હતા.

---

[૪] પહેલવહેલા પારસી 'ગ્રાન્ડ' અને "પટી" જુરરના નામોના સંપૂર્ણ 'લીસ્ટ' માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પા ૨૨૨

[૫] આ માનપત્રોમાંના એકપર લગભગ ૫૦૦૦૦ દેશીઓની સહી હતી।

તા૦ ૫ મી જુલાઈ ૧૮૩૩ ને દિવસે, સુપ્રીમ કોર્ટની "સેસન્સમાં" ગ્રાન્ડ જુરર તરીકે પહેલીવાર શેઠ જમશેદજી બીજાઓ ભેગા બિરાજ્યા હતા, જે જોવાને દેશીઓની મોટી ઠઠ, ત્યાં ભેગી થઈ હતી. શહેરના દેનિસારી કારોભારમાં તેમને સામેલ થયલા જોઈ સેસન્સ જડજે એક ભાષણ કરી તેમને મુબારકબાદી આપી હતી. તા૦ ૧ લી માર્ચ ૧૮૩૪ ને દિવસે પહેલવહેલા "જસ્તીસ-ઓફ-ધી-પીસ" નેમવામાં આવ્યા હતા. આ નવા મુશેહના અમલદારોમાંના એક, અલબત્તે શેઠ જમશેદજી હતા. આ અમલદારોને વારા ફરતી "પેટી સેસન્સમાં" મેજીસ્ટ્રેટ સાથ ન્યાય આસન પર બેસવાનો હક હતો. ફક્ત સરકાર એજ દેશીઓનાં નામ આગળ Esquire શબ્દ લખતી. એવુ મોટું માન તે વખ્તે 'મુશેહના અમલદારને' હતું. વળી એજ માસમાં તેઓ "ડિસ્ત્રીકટ બિનેવોલેન્ટ સોસાયટી," જે રખડતા રઝલતા ભીક્ષુકો તથા અશક્ત અને નાતવાનોને આસરો આપનાર ધર્મખાતુ હતું, તેની સ્થાપનામાં અને તેની પહેલી સભામાં તેઓએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો, તે ખાતાના તેઓ એક અધિકારી હતા. તેને પાછળથી લખો રૂપિયાની મદદ તેઓએ કરી હતી.[६]

આ વખ્તે મુંબઈ શહેરમાં સુધરાઈખાતા જેવું કશુએ ન હતુ. ટાઊન મેજર (Town Major) એવાં ખાતાંનો વડો લેખાતો. આ સાલ મુંબઈના રસ્તા ઘણી કંગાલ હાલતમાં આવી પડયા હતા. જોઇતી મરામત કરવા, તથા તેને સારી તથા સફાઈદાર હાલતમાં રાખવાને, શુ ગોઠવણો કરવી, તે વિષે સરકારને સલાહ આપવાને એક કમિટી નેમવામાં આવી હતી, જેના ત્રણ દેશી સભાસદોમાંના એક શેઠ જમશેદજી હતા. વળી આ સાલ અમેરિકાથી વહાણ મારફતે પહેલુવહેલું બરફ મુંબઈ આવ્યું હતું. મુંબઈ ખાતે આ પહેલું બરફ એક પારસી પેઢીએજ

[६] આ ધર્મખાતાંની વિગતવાર નોંધ આગળ આવશે. આ સભામાં એક મોટા સરકારી અમલદારે બાંગે બુલંદ જાહેર કર્યુ હતું કે તેણે ભીખ માગતો પારસી કદી રસ્તે જોયો નથી. આજે તેવી હાલત રહી નથી

મંગાવી આપ્યું હતું. સાત રૂપીયે મણ તે વેચાતું હતું ! તેનો પહેલો ઉપયોગ શેઠ જમશેદજી જીજીભાઈની વાડીમાં થયો હતો, અને આ નવાઈની મોજ ભોગવવા જતાં તેમના બે મિત્રો સરદીથી બિમાર પણ થઈ ગયા હતા !

ઇ૦ સ૦ ૧૮૩૫ માં પહેલવહેલી સરકારી "સેવીંગસ બેંક" એટલે ગરીબ લોકનું નાણું સાચવી રાખવાની સરકારી સરાફી પેઢી ઉઘાડવામાં આવી હતી, જેના શેઠ જમશેદજી એક ડિરેકટર હતા. એજ સાલમાં ગરીબોને મફત દવાદારૂ પૂરી પાડવાને "બોમ્બે નેટિવ ડિસપેનસરી" નામનું ધર્માદા દવાખાનું ચાલુ કરવામાં આવ્યું હતું.[૭] એની પહેલી કમિટીના એક અધિકારી તરીકે શેઠ જમશેદજીને પસંદ કરવામાં આવ્યા હતા. પ્રખ્યાત ડાકટર મૅકી એ દવાખાનાનો પહેલો તબીબ હતો. એ દવાખાનાની સ્થાપનામાં તે વખતના ભલા અંગ્રેજ અમલદારોએ સારો ભાગ લીધો હતો. એ કોમના ૭ સભાસદો કમિટીપર બિરાજતા હતા. એજ સાલથી શેઠ જમશેદજી "એલ્ફિનસ્ટન કોલેજ કમિટીના" મેમ્બર થયા હતા.

મુંબાઈથી છાણીના ટાપુ તરફ જતાં, આડી પડતી એક સાંકડી ખાડીપર પાક્કો રસ્તો બાંધી આપવાના કામમાં સરકારને રૂ. ૧૦૦૦૦ ની મદદ આપવાને કેટલાક દેશી વેપારીઓ ઇ૦ સ૦ ૧૮૩૬ માં બહાર પડયા હતા. એમાં શેઠ જમશેદજી અને બીજા પારસી વેપારીઓ મુખ્ય હતા. આ મદદ કબુલ રાખતાં સરકારે મુંબઇના વેપારીઓની ભારે વખાણ કરી હતી. આ મદદથી પણ આ કામ શરૂ થઇ શકયું ન હતું. તે પાર પાડવાની કીર્તિ પણ શેઠ જમશેદજીનાં નસીબમાં હતી, જે આગળ ચાલતા જણાશે.

---

[૭] એ ઉપયોગી દવાખાનું હજી ચાલું છે. ચંદનવાડી અને ખેતવાડી ખાતે એ ખાતાંના બે દવાખાનાં ચાલેછે. મર્હુમ બાઈ દીનબાઈ નસરવાનજી માણેકજી પીતીતે ખેતવાડી ખાતે એ દવાખાનાં માટે મોટી એમારત બાંધી આપી, સંગીન મદદ કરેલી છે.

હાલની સર્દવગાની જગ્યા તરફ આવેલુ આગળુ જાણીતુ "થીએટર હાઊસ" (નાટકશાળા) વેચાવાથી ઉપજેલા નાણાંના શુ પ્રજાઉપયોગી ઉપયોગ કરવો તેનો વિચાર કરવાને તે વખ્તના શેરિફે એક જાહેર સભા બોલાવી હતી, એ સભાએ તે કામ પાર પાડવા ૧૭ અગ્રેજો સાથ ૨ પારસીઓ, શેઠ ફરામજી કાવસજી બનાજી તથા આપણા શેઠ જમશેદજીની એક કમિટી નેમી હતી. ઇ૦ સ૦ ૧૮૪૧ માં એ નાણામાથી નવુ "થીએટર હાઊસ" બાધવાની સરકારને અરજ થઈ હતી વળી એજ ૧૮૩૬ ના સાલમા તે વખ્તના મુબઇના કિલ્લાની ચર્ચગેટ તથા એપોલો-ગેટની મોટી આવજાવાળી ભાગળો પહોળી કરવાને, શેઠ ફરામજી કાવસજી બનાજી સાથે, શેઠ જમશેદજીએ આગેવાની લઈ એક ફડ ઊભુ કર્યુ હતુ, જેમા રૂ ૧૨૦૦૦ એકઠા થયા હતા, તેમાં રૂ ૮૨૫૦ પારસીઓના હતા અને તેમા મુખ્ય રકમ રૂ. ૧૫૦૦ શેઠ જમશેદજીની હતી આ રૂપિયામાં સરકારે બીજા ઉમેરી રૂ ૩૦૦૦૦ ને ખરચે હવે ગુમ થયલી આ બે ભાગળો, સમારી પોહોળી કરી હતી, પણ આજે એ ભાગળો રહી નથી.

આ સાલ (૧૮૩૬) મુબઇમા છાકટપણું ખુબ વધી ગયું હતુ શહેરમાં દારૂના ૮૦૦ પીઠાં હતા। તેથી અગ્રેજ સિપાહી, બારામાની મન વારોના ગોરા ખલાસીઓ, બાનકોટીઓ, ભડારીઓ વિગેરેની છાકટ દીંગા મસ્તીથી કોટના અને બહારના લત્તાઓ ગાજી રહેતા વારવાર માથાં ફુટતા અને મોહોલ્લાઓમા પિસ્તોલ બદુંકનો ઉપયોગ થઈ રહેતો. આ બાબે ધ્યાન પુગાડવાને સરકારે મુબઇના સુલેહના અમનદારોને અરજ કરી, તે માટે વિચાર કરવાને એક કમિટી નેમવામા આવી જેના ચાર દેશી સભાસદોમાના એક શેઠ જમશેદજી હતા એજ સાલમાં તેઓને "રાયલ સોસાયટી ઓફ ગ્રેટબ્રિટન એન્ડ આયરલાન્ડ" (*Royal Society of Great Britain and Ireland*) નામેના વિલાયતના એક જાણીતાં વિદ્વાન મડળના પરદેશના સભાસદ તરીકે ચુટી કાઢવામાં આવ્યા હતા આ માન દેશીઓને હાલ પણ જવલેજ

મળેછે. દેશીઓમાં આ માન પહેલું શેઠ બમનજી હોરમજજી વાડીઆજીને મલ્યું હતું.

ઈ૦ સ૦ ૧૮૩૯ માં આપણા દેશીઓના ભલાં અર્થે, રાજદ્વારી હકો મેળવવાને તજવીજ કરવા વિલાયત ખાતે ઊભી કરવામાં આવેલી, "બ્રિટીશ ઇંડિયા સોસાયટીની" (British Indin Society) મુબઇની સાખાના તેઓ એક આગેવાન સભાસદ હતા. વળી ૧૮૪૦ માં મુંબઇમાં આવતા માલપર લેવાતી જગાતના દરમાં ફેરફાર કરવાને સરકારે એક કમિટી નેમી, તેપર ફક્ત ત્રણ દેશીઓને બેઠક આપી હતી, જેમાં અલબત્તે શેઠ જમશેદજી એક હતા.

આ સાલમાં પારસીઓને ઘણો અગત્યનો એક સવાલ ઊભો થયો હતો. એનો નિવેડો લાવવામાં શેઠ જમશેદજીએ સારો ભાગ લીધો હતો. ના। પોતાની ફરજ બજાવતા પારસી કોમના કેટલાક અભણ લોકોની ખફ્ગીમાં તેઓ આવી પડયા હતા। આપઘાત કરીને કે ભેદભરમના સંજોગ વચ્ચે મરણ પામતાં આસામીઓની લાસોપર જ્યુરી બરવાની તથા કામ પડવે લાસ ચીરવાની સત્તા કોરોનરને આપવામાં આવી હતી. એ બાબત સર્વ કોમના દેશીઓને છીટ હતી. પારસીઓ પણ તેથી નિરાળા ન હતા. પારસી કોમને અનુસરતી કોઈ રીત હોય તો તે બાબે સરકારને વાકેફ કરવાની, પારસી અકાબરોને અરજ કરવામાં આવી હતી. અકાબર સાહેબોએ એ માટે વિચાર કરવાને એક સભા બોલાવી, અને એ બાબતને લગતાં જરથોસ્તી ધર્મરીતિના ફરમાનો શું છે, તેની ખોળ કરી, રિપોર્ટ કરવાનું કામ મુબઈના જાણીના દસ્તુરોને સોપવામાં આવ્યુ. આ દસ્તુરોને સંભાળથી રિપોર્ટ કરવા બાબે કેટલાક પારસીઓએ ખાસ અરજ કરી હતી. દસ્તુરોએ મસલહત ચલાવી એવું જાહેર કર્યું કે જરથોસ્તી ધર્મ પ્રમાણે પેટ ચીરવું કે લાસપર જુદ્દીનવાળાઓની નજર પડવા દેવી, એ નારવા છે. તે મતલબનો અભિપ્રાય પારસી અકાબરોએ સરકારમાં લખી મોકલ્યો. પારસી અકાબરોની એ સભામાં આપણા શેઠ

જમશેદજીએ વાજબી રીતે જાહેર કર્યું કે, જો કોઈ સ્ત્રી કે પુરૂષ બીજા આસામીને કપટ કે અદાવતથી ઝેર ખવાડી મારી નાંખે, ને જો તેની ખબર પંચાયતના અકાબરોને પડે, તો તેની તહકીક કરી, સત્તાવાળાઓને જણાવવું. આ વાજબી સુચના માટે કેટલાક મુર્ખ પારસીઓ, એ સમજુ શેઠસાથ રીસે ભરાયા. પણ શેઠ જમશેદજીનું કહેવું ખરૂં હતું. તેઓએ પોતાની લખેલી "ખોલાસે પંચાત" નામની ચોપડીમાં આ બાબતનો સારો રદીઓ આપ્યો છે.[૮]

ઈ. સ. ૧૮૪૨ માં "બોર્ડ ઓફ એડયુકેશનના" એક દેશી અધિકારી તરીકે શેઠ જમશેદજીને પસંદ કરવામાં આવ્યા હતા. તેમજ બારાં કમિટીના (તે વખ્તને અનુસરતાં પોર્ટ ટ્રસ્ટના) એક અધિકારી તેમને બનાવવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૪૭ ના સાલમાં મુંબઈ બેંકના એક પૂરા દેશી ડિરેકટર સર જમશેદજી હતા. એજ સાલમાં સરકારે આખા હિંદુસ્તાનમાં મીઠાંના જગાતપર રૂપિયા એકનો વધારો કર્યો હતો. તેથી બિચારા ગરીબોને આ જણસ ઘણી મોંઘી પડતી; અનાજ જેટલી મોંઘી પડતી. । કારણ ચોખા મણ એક રૂ. ૧–૧૪–૦માં મળતા, જ્યારે મીઠાંનો ભાવ પણ મણ એકનો રૂ. ૧–૯–૦ હતો. માટે સર જમશેદજી અને બીજા આગેવાન હિંદુ તથા પારસી શેઠીયાઓએ સરકારને અરજ કરી કે ગરીબને રોજના ઊપયોગની આ ચીજપર કર વધારવો નહિ, પણ જો સરકારને પોતાની આમદની વધારવી હોય તો, તવંગરોના ઊપયોગમાં આવતી એશઆરામની ચીજોપર મોટો કર નાંખવો કે જેનો બોજો ફકત પૈસાવાળાઓપરજ પડે. આ કેવી સુંદર શહેરી સેવા? ધન્ય છે એવા ખરા શેઠીયા અને સાચા આગેવાન શહેરીઓને। એમની નકલ કરનારા હવે જવલ્લેજ નિકલી આવશે.

---

૮ આ બાબતમાં પારસીઓને અલબત્ત કંઇએ ખાસ અને જૂદા હક મળ્યા ન હતા. એની વધુ વિગત માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૩૫૯, ૩૬૦ અને ૩૬૧ અને "ખોલાસે પંચાત" પાને ૨૦ થી ૩૭.

ઈ. સ. ૧૮૪૫મા "બંદર ગૅન્ગ" ( Bunder Gang') અથવા દરિઆઈ સોનેરી ટોળીવાળાઓના એક મુકરદમાએ મુંબઈમાં જબરી ચર્ચા ચલાવી મૂકી હતી. આ ટોળીવાળાઓ વહાણના કપ્તાનો સાથ મળી જઈ, કિંમતી માલને બદલે કચરો અને નજીવો માલ વહાણપર ચઢાવી, ભર દરિએ તેનો નાશ કરી, કહેવાતા કિંમતી માલના બદલામાં, મોટી મોટી રકમો મેળવી, વીમા કંપનીઓને ઠગતા હતા ચાર વર્ષ સુધી તેઓ ફાવ્યા, પણ આખરે સત્તાવાળાઓને હાથ સપડાઈ, જન્મ દેશનિકાળ થયા. આ ટોળીને વિખેરી નાંખવામા સર જમશેદજી જીજીભાઈ, શેઠ માણેકજી નસરવાનજી પીતીત વિગેરેએ સરકારને સારી મદદ કરી હતી, જે માટે પોલિસ મૅજીસ્ટ્રેટે તેમનો ખાસ ઉપકાર માન્યો હતો. એજ સાલમાં સ્થાપવામાં આવેલા "ઝુઓલૉજીકલ ગાર્ડન્સ" ( Zoological Gardens ) એટલે જાનવરોના સંગ્રહસ્થાનના ફંડમાં રૂ. ૨૦૦ સર જમશેદજીએ ભર્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૪૮ માં ન્હાના મુકરદમાઓનો ટુકમાં અને ઓછા ખરચમાં પતાવી આપવા માટે "સ્મૅાલ કૉઝીઝ કોર્ટ" સ્થાપવાને લગતો એક કાયદો સરકારે ઘડી કાઢયો હતો, તે સામે કેટલાક વકીલ બારિસટરો વિગેરે થયા હતા, પણ સર જમશેદજી જીજીભાઈ, શેઠ જગન્નાથ શંકરશેઠ વિગેરે દેશીઓએ સરકાર મારફતે "કોર્ટ ઓફ ડિરેક્ટર્સ"ને ( Court of Directors ) અરજ કરી કે ચોક્કસ સુચવેલા ફેરફાર સાથ તે કાયદાને અમલમાં લાવવો, કે વેપારી લોકોને સસ્તો ઈનસાફ મળે. આ દાખલા પરથી આપણે જોઈએ છીએ કે વેપારી તરીકેની પોતાની ફરજ બજાવતાં સર જમશેદજી કદી પછાત પડતા નહિ.

બીજે વર્ષે એટલે ઈ૦ સ૦ ૧૮૪૮ માં આખા હિંદુસ્તાનમાંથી "પેટીસેસન્સ" ની અદાલતો કાઢી નાંખી, મૅજીસ્ટ્રેટોની સત્તામા સરકારે હદ બહાર વધારો કરી આપ્યો, તે સામે વાંધો ઉઠાવનારી એક અરજી, એક હજાર ઉપર સહી સાથ, તે વખ્તના હિંદુસ્તાનના ગવર્નર જેનરલ માર્કવીસ ઓફ ડેલહુઝીપર મોકલવામાં આવી હતી, જેમાં પણ સર જમશેદજી સામેલ થયા

હતા. બીજે સાલ, એટલે ઇ૦ સ૦ ૧૮૫૦ માં એજ ગવર્નર જેનરલ મુંબઈ આવવા નિકલ્યા, ત્યારે તેને આવકાર આપવાને બનેલી કમિટીના એવણને એક ખાસ સભાસદ નેમવામાં આવ્યાં હતા ઇ૦ સ૦ ૧૮૫૧ માં ઇંગલાન્ડ ખાતે, નામદાર મહારાણીજી વિકટોરિયાના પ્રિય પતી પ્રિન્સ ઑલબર્ટની આગેવાની હેઠળ ભરવા ધારેલાં મોટાં પ્રદક્ષણ માટે તૈયારી કરવાને, તથા આ ઇલાકાની પેદાયશ, હુન્નર, કારીગરી વિગેરેની ચીજો મોકલી આપવાની પસંદગી કરવાને, જે કમિટી નેમવામાં આવી હતી, તેના સરજમશેદજી એક મેમ્બર હતા, તથા તેની હુન્નર કામની સબ-કમિટીના શેઠ જગન્નાથ શંકરશેઠસાથ તેઓ એક મેમ્બર નેમાયલા હતા. વળી એજ સાલમાં રખડતા ભટકતા ગરીબના છોકરાઓને ઠેકાણે પાડી, કઇ હુન્નર શિખવવા માટે, તે વખ્તના પ્રખ્યાત લેખક ડાકટર બ્યુસ્ટે એક ઊદ્યોગશાળા[૯] (School of Industry) સીવરી ખાતે સ્થાપી હતી, તેના સર જમશેદજી નાયબ સરનશીન હતા, અને તેના ફંડમાં એકવાર રૂ. ૧૭૫૦ ભરી આપ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૫૨ માં સુલેહના અમલદારોની એક સભામાં, નાતવાની લીધે પોતે હાજર નહિ થઈ શકવાથી, પોતાના દીકરા શેઠ ખરશેદજી જમશેદજી મારફતે સુચના રજુ કરી કે, ગરીબ દુકાનદારો પાસે રસ્તાપર ન્હાંના બાંક વિગેરે મૂકવામાટે જે કર લેવાની રૂઢી છે, તે કાઢી નાંખી, અફીમ અને રૂ ઊપર જગાત નાંખવી. વાંચનારે યાદ રાખવુ કે રૂ અને અફીમના તો તેઓ પોતે મોટા વેપારી હતા. તેવણના સુચવેલા કરનો ભારે બોજો તો તેમનાપરજ પડે, તોપણ ગરીબોની દાઝ ખાતર તે બોજો ઊપાડવાને તેઓ બહાર પડયા. રે! એવા લોકહિતેચ્છુ શેઠીયા આજે કયાં છે?

એજ સાલમાં મુંબઈ ખાતે એક "સેલર હોમ" સ્થાપવાને કોર્ટની ગોદીમાં એક જાહેર સભા મળી હતી. તે ખાતાંનો વહિવટ ચલાવવાને નેમા-

[૯] ઈ. સ. ૧૮૫૭ થી આ ઊદ્યોગશાળા મરનાર દાઊદ સાસુનની રૂ. ૩૦,૦૦૦ ની મુખ્ય બક્ષેસ લીધે "David Sassoon Reformatory Institution" એ નામે ઓલખાય છે.

પછી કમિટીના સર જમશેદજી એક મુરબ્બી હતા. નાતવાની લીધે જાતે હાજર નહિ થઈ થઈ શકતા છતાં, તેના ફંડમાં રૂ. ૨૦૦૦ મોકલી આપી, રૂ. ૬૦૦૦ સુધીની વધુ મદદ કરવાનું તેઓએ કહેવાડયું હતું. દેશીઓના રાજદ્વારી હકો જાળવવા, તથા દેશીઓની વાજબી ફરિયાદો સત્તાવાળાઓના ધ્યાનપર અરજી વિગેરે કરી લાવવા માટે "બોમ્બે ઍસોસિએશન" (Bombay Association) નામની રાજદ્વારી મંડળી આ સાલ (૧૮૫૨) સ્થાપવામાં આવી હતી, જેમાં શેઠ બહમનજી હોરમજજી વાડીઆ, શેઠ કાવસજી જેહાંગીર રેડીમની, શેઠ ખુરશેદજી નસરવાનજી કામા, ફરામજી નસરવાનજી પટેલ, નવરોજજી ફરદુનજી વિગેરે સામેલ હતા. આ વગવાળી રાજદ્વારી મંડળીના સર જમશેદજી "ઓનરરી" પ્રમુખ હતા. એ મંડળીના લાભમાટે એકઠા થયલા રૂ. ૨૮૦૦૦ માં પારસીઓના રૂ. ૨૦૦૦૦ હતા, જેમાં સર જમશેદજીએ રૂ. ૩૦૦૦ ભરી આપ્યા હતા.[૧૦]

તા૦ ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૫૭ને દિવસે મુંબઈની "યુનિવર્સીટીની" સ્થાપના થઈ હતી, જેમાંના પહેલા પાંચ દેશી ફૅલો માહેલા એક, સર જમશેદજી હતા. આ યુનિવર્સીટીનો પહેલો ચૅનસેલર લૉર્ડ એલ્ફિનસ્ટન હતો.

આ સઘળી તેમની અનેક શહેરી સેવા હતી. એમના વખ્તમાં જુની મુંબઈ નવી મુંબઈમાં ફેરવાતી હતી. આજના ઘણાંક ધીકતાં ખાતાં એમના વખ્તમાં સ્થાપવામાં આવ્યાં હતાં, તેમાંનાં ઘણાકને તેઓએ સંગીન મદદ કરી હતી. પાછલા વખ્તમાં તો તેમની હાજરી કે તેમના ટેકા વગર કંઈ કામ પાર પાડવામાં આવતું ન હતું. સર જમશેદજી મુંબઈ શહેરની જૂદી જૂદી પંચરંગી કોમોના આગેવાનોના સરદાર, સર્વાનુમતે લેખાતા. તેઓ મુંબઈ શહેરના ખરા નગરશેઠ હતા તેનો દાવો કરવાનો

---

૧૦ એ મંડળીની વિગતવાર તવારીખ માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પા. ૫૯૮ થી ૬૦૨.

તેમનો હક ન હતો, પણ તેમની શહેરી ઉપયોગી સેવાઓથી તેઓ મુંબઇના નગરશેઠ લેખાવાને લાયક હતા, અને તે પ્રમાણે તેઓ મુખ્ય ભાગે લેખાતા પણ હતા.

એક માણસની કિંમતનું તોલ તેના કામોપરથી થઈ શકેછે. માટે ઊપર વર્ણવેલી વિગતો ધ્યાનથી વાંચી, વાંચનારેજ વિચાર કરી લેવો કે સર જમશેદજીની શહેરી સેવા કેવી કિંમતી હતી અને કેવાં માનને લાયકની હતી. એવો નર માનપાન પામી અમીરી દરજ્જે પુગે, તેમાં જરાકે નવાઈ જેવું નથી. સર જમશેદજીની શહેરી સેવાની આ ટુંક પણ વાજેબ સ્તુતિ પૂરી કરી, તેમની એક વફાદાર પ્રજા તરીકેની કારકીર્દી હવે તપાસ લઈશું. [૧૧]



૧૧ આ આખાં પ્રકરણમાં આવેલી બાબતોની મુળ રચના માટે અમો, એકલાં "પારસી પ્રકાશનાં" કિંમતી દફતરના આભારી છીએ.



# પ્રકરણ પાંચમું.

## એક વફાદાર પ્રજા.

There is a kind of character in thy life,
That to the observer doth thy history
Fully unfold;

*Shakespeare.*

પારસી ધર્મ–જરથોસ્તી મઝહબ–પારસીઓને તેમના રાજ કર્તાઓ તરફ સદા વફાદાર રહેવાનું ફરમાન આપે છે. આજે પારસી કોમ એક રાજ કરતી કોમ નથી, તોપણ પોતાના પરકોમના રાજાઓને તે સદા વફાદાર રહેતી આવી છે. દગો અને નાફરમાની પારસીઓ જાણતા નથી. હિંદુ કે મુસલમાન, મરાઠી કે મોગલ એ સર્વે જાતના નિયમિત નિર્માણ થયલા રાજાઓને, પારસીઓ પોતાના પવિત્ર ધર્મના ફરમાન પ્રમાણે સદા તાબેદારીથી નમતા આવ્યા છે. આજે અંગ્રેજનું રાજ છે, અને પોતાના નેયાગાનોની રસમ પ્રમાણે, પારસીઓ અંગ્રેજી વાવટાને સર નમાવતા ઊભા છે. સાંકડા મનના લોકો પારસીઓને ચાપલુસિઆ અને વખ્ત તપાસુ કહેછે. ના! તેમ કહેનારા ખોટા છે. વફાદારી પારસી ધર્મનો એક કાનુન છે, અને તે પવિત્ર કાનુન પ્રમાણે, સખી શેઠ જમશેદજી પણ સદા ચાલતા. તે વખ્તમાં સરકાર તરફથી કોઇને; ત્યારસુધી માનપાન યાંદ કે ખિતાબ મલ્યા ન હતાં. તે મળવાની કે મેળવવાની શેઠ જમશેદજીને સ્વપ્ને પણ આશા ન હશે, તોપણ વફાદારી અને જાહેર સેવાના કામમાં

તેઓ મ્હોટેપેજ આગેવાની ભર્યો ભાગ લેતા તેમની વફાદારી અને જાહેર સેવા મતલબી નહિ, પણ ખરાં મનની અને ખરાં દિલની હતી

મુમબઈમાં ગવર્નર મોન્ટ સ્ટુઅર્ટ ઍલ્ફિનસ્ટને ઇ૦ સ૦ ૧૮૧૪ થી ૧૮૨૭ સુધી અમલ ચલાવ્યો એ ભલા હાકેમના વખ્તમાં દેશીઓની મારી પીછાણ થઇ હતી, કેળવણીને સારૂ ઉત્તેજન મલ્યું હતુ, અને ઘણાંક દેશી કેળવણીખાતા હસ્તીમાં આવ્યાં હતા એ ભના ગ્રહસ્થના અમલની આ-ખેરીએ વફાદાર દેશીઓ તરફથી, પોતાની આભારભરી લાગણી જાહેર કરવા, તથા તે ગ્રહસ્થની યાદગારી શહેરમા જાળવી રાખવાને પગલા ભરવા, એક જાહેર સભા ૧૮૨૭ ના આગષ્ટ માસમાં બોલાવવામા આવી હતી એ સભામા શેઠ જમશેદજી હાજર હતા "નેટિવ ઍડયુકેશનલ સોસાયટી"માં એ ગવર્નરને નામની "પ્રોફેસરશિપ" સ્થાપી, તે માટે ઇંગલાન્ડથી ઊસ્તાદો બોલાવવાની ગોઠવણ થઇ હતી ફક્ત પારસીઓએજ એ માટેના ફંડમાં રૂ ૩૦,૦૦૦ ઊ ર ભરી આપ્યા હતા, જેમા શેઠ જમશેદજીએ રૂ ૭,૦૦૦ ભરી આપ્યા હતા તેમજ તેની કમિટીના એક મેમ્બર તેઓ હતા

એજ મુજબ ઈ સ ૧૮૩૫માં બીજા એક ગવર્નર અર્લ ઓફ ક્લેરની[1] (Earl of Clare) યાદગારી જાળવી રાખવાને તથા કેળવણીખાતા સાથ તેનું નામ જોડી રાખવાની ગોઠવણ કરવા માટે, મુખ્ય અંગ્રેજો અને આગે-વાન દેશીઓની એક સભા મુમબઇમા ભેગી મળી હતી એ હાકેમના વખ્તમા "એલ્ફિનસ્ટન ઇનસ્ટીટયુશન" અથવા કૉલેજ ચાલુ થયલી હોવાથી તેને નામની કેળવણીને લગતી "સ્કાલરશિપો" સ્થાપવાની ગોઠવણ થઈ હતી તે સભાનો આ ઠેરાવ ગવર્નરને જણાવવા તથા તેને દેશીઓ તરફનું એક માનપત્ર અર્પણ કરવાને અંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોનું એક ડેપ્યુ-ટેશન ગવર્નરને બંગલે ગયું હતુ જેમાં શેઠ જમશેદજી સામેલ હતા, તથા એ "ક્લેર સ્કાલરશિપના" ફંડમાં રૂ ૧૫૦૦ આપ્યા હતા[2]

[1] માર્ચ ૧૮૩૧ થી માર્ચ ૧૮૩૫ સુધીનો મુમબઈનો હાકેમ

[2] આ ગવર્નરને શેઠ જમશેદજીએ આપેલા બાદશાહી ખાણાની વિગત બીજી તરફ આપીછે

ઈ સ. ૧૮૩૭માં ઈંગ્લાન્ડના રાજા વિલ્યમ ચોથા ( William IV ) મરણ પામવાથી, અને તેનું વારેસ ફરજંદ ન હોવાથી, તેની ભત્રીજી શાહજાદી વિક્ટોરિયા ગાદીપર આવી. જુન મહિનાના આ બનાવની ખબર મુંબઇમાં છેક અકટોબર માસની શરૂઆતમાં પડી. કારણ તારના સંદેશા અને સ્ટીમરનો તે જમાનો ન હતો. નવાં રાણી તરફ પોતાની ફરમાનબરદારી અને વફાદારી જાહેર કરવાને, મુંબઇના શહેરીઓની એક જાહેર સભા, નામદાર મહારાણીજીપર માનપત્ર મોકલી આપવાને, ઑનરેબલ જેમ્સ ફેરીશના પ્રમુખપણા હેઠળ બોલાવવામાં આવી હતી. આ માનપત્ર મોકલી આપવાની દરખાસ્તને શેઠ જમશેદજીએ ટેકો આપ્યો હતો. આ વખ્તે તેમને થોડીજ ખબર હશે કે જે જવાન અબલા રાણી તરફ તેઓ વફાદારી દેખાડવાને બહાર પડયા હતા, તે રાણી તો ભવિષ્યમાં તેમને માનપાનથી નવાજી, તેમને અમીરી પદ્દી બક્ષી, તેમની કોમને સરફરાઝ કરનાર હતી!

ઇ૦ સ૦ ૧૮૩૯ માં મુબઇના નવા ગવર્નર સર જેમ્સ રિવેટ કરનાક, પરેલખાતે સરકારી મહેલમાં એક દરબાર ભરી જાણીતા દેશીઓની ઓળખ કરી, એક બાપણ કરતાં તેઓને સદા ઇનસાફ આપવાની કબુલાત આપી હતી. શેઠ જમશેદજીએ ભર સભામાં ઊભા થઈ, દેશીઓ તરફની એવી સારી કાળજી માટે નવા ગવર્નરનો ઊપકાર માન્યો હતો. પાછલથી એ નવો ગવર્નર શેઠ જમશેદજીને તેમને ઘર ખાનગી મુલાકત કરવાને ગયો હતો.[3] ઇ૦ સ૦ ૧૮૪૧ માં આ હાકેમ રાજીનામું આપી દઈ, ઇંગલાન્ડ જવા નિકલ્યો. આથી દેશી પ્રજા દીલગીર થઈ. તેની યાદગારી જાળવવાનાં પગલાં લેવા માંડયાં; તેમાટે "ટાઊન હાલમાં"

[3] ગવર્નર કરનાકે મુંબઇપર ઇ૦ સ૦ ૧૮૩૯ થી ૧૮૪૧ સુધી અમલ ચલાવ્યો હતો. ૧૮૪૧ માં તેણે રાજીનામું આપવાથી તેની જગ્યાપર, "કોર્ટ ઓફ ડિરેક્ટર્સે" સર વિલ્યમ મૅકનોટનને ગવર્નર નેમ્યો. પણ મુબઈ આવે તે પહેલાં, તે બિચારો કાબુલ ખાતે અફઘાનોને હાથ કપાઈ મુઓ. બીજો ગવર્નર આવી લાગે ત્યા સુધી લગભગ ચૌદ માસ સુધી દેશીઓનો એક ખેરખાહ વિલીયમ ઍન્ડર્સન મુબઈનો હાકેમ હતો.

શૅરિફ મારફતે એક સભા બોલાવવામાં આવી, તે વખતે શેઠ જમશેદજી હાજર હતા. ગવર્નરને માનપત્ર તથા એક "પીસ-ઑફ-પ્લેટ" ભેટ આપવાની હિમાયતમાં તેઓએ એક ટુંક ભાષણ કર્યું હતું. ગવર્નરને નામની એક "સ્કાલરશિપ" નવી સ્થાપવામાં આવનારી "ગ્રાન્ટ મૅડિકલ કૉલેજમાં" આપતી કરવાનો ઠેરાવ થયો હતો. આ કામમાટે નેમાવલી કમિટીના એક સભાસદ શેઠ જમશેદજી હતા, તથા એ બાબેના ફંડમાં તેઓએ રૂ. ૧૦૦૦ ભર્યા હતા. તથા પાછલથી એ ગવર્નરના માનમા એક મોટો "બોલ" આપ્યો હતો.

ઇ० સ० ૧૮૪૦ માં નામદાર મહારાણીજીનાં લગ્ન પ્રિન્સ આલબર્ટ સાથ થયાં, તેમાટે તે જોડાંને મુબારકબાદી આપનારા બે માનપત્રો મોકલી આપવાને, મુંબઇના આગેવાન દેશી તથા યુરોપિયનોની સભામાં, શેઠ જમશેદજીએ એ માનપત્રો મોકલી આપવાની દરખાસ્ત કરવામાં ભાગ લીધો હતો. એજ સાલમાં પ્રખ્યાત ડયુક ઑફ વેલીંગટને ઊમરાવોની સભામાં, ચીનાઈ વેપારીઓનાં બાળી નાંખેલાં વહાણોમાટે, આપણા દેશીઓ તરફ દીલસોજી દેખાડી હતી, તેથી અત્રેના દેશીઓએ ખુશી થઈ, શેઠ જમશેદજી મારફતે રૂ. ૨૫૫૦ ની રકમ વેલાત ખાતે, તેની જાહેર યાદગારી રાખવાના ફંડમાં મોકલી આપ્યા હતા. આ બાબત ડયુકને કાને આવતાં, તેણે શેઠ જમશેદજીના આડતિયા મારફતે તેમનો તથા મુંબઇના દેશી વેપારીઓનો આભાર માન્યો હતો.

તા० ૯ મી નવેમ્બર ૧૮૪૧ ને દિવસે પ્રિન્સ-ઑફ-વેલ્સનો જન્મ થયો હતો, તેની ખબર છેક જાનેવારી ૧૮૪૨ ની આખરીએ મુંબઇમાં આવી લાગી. આ ખબર મળતાંજ તે બનાવની ખુશાલીમાં, શેઠ જમશેદજીએ દીવાની તુરંગમાંથી ન્હાનાં દેવાં માટે ફસી પડેલા દેવાદારોને તેમનું દેણુ ભરી છોડાવી મૂકયા હતા, જે પાછળ રૂ. ૩૦૦૦ તેઓએ ખરચ્યા હતા. એજ સાલમાં અફઘાનિસ્તાનની લડાઇમાં મર્યા ગયલા સિપાઇઓનાં બાયડી છોકરાંને આસરો આપવા માટે એક ફંડ [illegible] લાઊ

ગવર્નર ઍન્ડર્સનના પ્રમુખપણા હેઠળ એક જાહેર સભા ભેગી કરવામાં આવી હતી, જેમાં શેઠ જમશેદજી તથા એમના વડા દીકરા શેઠ ખરશેદજીએ ભાગ લીધો હતો, તથા એના ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૧૦૦૦ ભર્યા હતા.

ઈ. સ. ૧૮૫૨ માં ઇંગલાન્ડનો જાણીતો લડવૈયો ડયુક ઑફ વૅલીંગટન મરણ પામ્યો. વૉટરલુની જગપ્રસીદ્ધ લડાઈમાં ફત્તેહ મેળવનાર તરીકે તે એવો તો જગપ્રખ્યાત અને લોકપ્રિય થયલો હતો, કે તેના મરણ પછી તેની યાદગારી જાળવી રાખવાને મોટી હિલચાલ ઊભી કરવામાં આવી હતી. જૅનરલ વેલેસલી તરીકે તેણે હિંદુસ્તાનમાં મરાઠી લડાઈઓમાં મોટું નામ કાઢેલું હતું, તે મુંબઇમાં રહી ગયો હતો, તેથી તેની યાદગારી રાખવાની હિલચાલમાં મુંબઇના લોકે પણ ભાગ લીધો. તે માટે અલબત્તે એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. ગવર્નર લોર્ડ ફોકલાન્ડે પ્રમુખપદ લીધું હતું. એ સભામાં મુંબઇના આગેવાન શહેરી શેઠ જમશેદજી હાજર હતા. અંગ્રેજી પ્રજાની કીર્તિ જાળવવાના દરેક કામમાં વફાદાર દેશીઓ સદા જોડાયલા રહેશે, અને તેમાં તેઓ સદા દીલોજાનથી ભાગ લેશે, એમ તેઓએ ત્યાં જાહેર કર્યું હતું.[૪] આ કામમાટે નેમાયલી કમિટીના તેઓ એક સભાસદ હતા, તથા તેમના દીકરા શેઠ ખરશેદજી, કર્નલ હાલંડસાથ, તેનાં એક જોડિયા સૅક્રેટરી હતા. આ ફંડ ખાતે નાણાંની બે જૂદી જૂદી ટીપ ફરતી કરી હતી. એકના નાણાં ઇંગલાન્ડ ખાતે ઊભાં કરેલાં ફંડમાં ભરવામાં આવ્યાં હતાં, અને બીજી ટીપમાં મુંબઈ ખાતે "ડયુક"ની યાદગારી

---

[૪] સર જમશેદજીના તે વખતના સુખનો "પારસી પ્રકાશ" નીચે પ્રમાણે નોંધી લે છે :—

"Be assured My Lord, that Her Majesty's East Indian subjects will go hand and heart with their English compatriots in forwarding any measure or any object comemorative of the national glory in which we are, by Providence, permitted to claim equal interest." [ જુઓ દફતર ૧ લું પાને ૬૧૨.]

રાખવાનું ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. ઈંગલાન્ડના ઉઘરાણામાં રૂ. ૨૦૦૦ અને અત્રેના ઉઘરાણામાં રૂ. ૩૦૦૦ મલી, રૂ. ૫૦૦૦ સર જમશેદજીએ તથા બીજા રૂ. ૨૦૦૦ તેમના ત્રણે શાહેબજાદાઓએ ભર્યા હતા.

ઈ. સ. ૧૮૫૫માં રૂશીઆ તથા ટર્કી વચ્ચે યુરોપખંડપર ભારે લડાઈ ચાલી રહી હતી. રૂશીયન કાવાદાવા અને કુનેહબાજીએ ટુર્કીના કેટલાક પ્રાંત પોતાને તાબે કર્યા હતા. આથી ટુર્કો જંગ મચાવી નિકલ્યા. ટુર્કીના બચાવમાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોક બહાર પડયા. લ્રશ દેશની દક્ષિણે આ પ્રજાઓ વચ્ચે ખુનખાર લડાઈઓ ચાલી રહી હતી. સેંકડો સિપાઇઓ અને ખલાસીઓ માર્યા જતા હતા. તેમની વિધવાઓને કંઈ આસરો આપવા તથા જખમી થયલાઓને કંઈ મદદ કરવા માટે નામદાર મહારાણીજીની આગેવાની હેઠળ "પેટ્રિઆટિક ફંડ" ( Patriotic Fund ) સ્થાપી, ઉઘરાણું એકઠું કરવામાં આવતુ હતું, તેમાં મુંબઈના લોકે પણ નાણું મોકળવાનો ઠેરાવ કર્યો. તેમાટે લોર્ડ એલ્ફિનસ્ટનનાં[૫] પ્રમુખપણાં હેઠળ એક જાહેર સભા મળી હતી. દેશીઓના સખી ખવાસવિષે ગવર્નરે એ પ્રસંગે સારી સ્તુતિ કરી હતી. સર જમશેદજી આ સભામાં હાજર હતા, પણ જૈફીને લીધે ઘણોવાર બોલી ન શકવાથી, પોતાના એક દીકરાને પોતાની તરફનું ભાષણ વાંચવાની રજા નીચલા પત્રસાથ ગવર્નરપાસ માંગી હતી:—

**રાઇટ ઑનરેબલ લૉર્ડ એલ્ફિનસ્ટન K. C. H.**

તે મુંબઈના હાકેમ જોગ;

**નામદાર સાહેબ,**

પરોપકારી કામોમાં ભાગ લેવાને હું સદા ખુશી છું, પણ જૈફીને લીધે "પેટ્રીઆટિક ફંડને" લગતી આજની સભામાં હું આગેવાની ભર્યો ભાગ લઈ શકતો નથી.૮ હું તમને તથા પ્રજાને તેથી ખાત્રીસાથ

[૫] પ્રખ્યાત અને લોકપ્રિય માજી ગવર્નર મોન્ટ સ્ટુઅર્ટ એલ્ફિનસ્ટનનો ભત્રીજો અને ૧૮૫૪ થી ૧૮૬૦ સુધીનો મુંબઈનો હાકેમ.

જણાવવાની રજા લઉં છું કે આ મોટા કામમા મારી પૂરેપૂરી અને સંપૂર્ણ દિલસોજી છે તમો નામદારનાં નોત્રાંને માન આપી, ભેગી મળેલી આ-જની સભાનો મુળ હેતુ પરોપકાર છે, એમ જ્યારે મને યાદ આવે છે, ત્યારે તે ભલાઈના કામમાં મારો અવાજ ઉમેરવાની મારી આતુર ઉલટ હું દાબી શકતો નથી. મારી જૈફ થતી નબળી દેહને લીધે આવી મોટી સભામાં હું જાતે બોલી શકતો ન હોવાથી, મારા એક વહાલા દીકરા મારફતે આ સભા આગળ મારી તરફના બે બોલ રજુ કરવાની મને રજા આપશો.

લા. હું છું, નામદાર સાહેબ,
સઘળાં માન અને મોહબત સાથ,
તમારો વફાદાર સેવક,
**જમશેદજી જીજીભાઈ.**

રામપાર્ટ રો, મુંબઇ
તા ૩ જી જાનેવારી ૧૮૫૫

આ પત્ર વચાઈ રહ્યા પછી, સર જમશેદજી તરફનું અસરકારક ભાષણ વાંચી સંભળાવવામાં આવ્યું હતુ આ ભાષણ અત્રે વાંચનાર આગળ રજુ કરવાની જરૂર છે પારસી વફાદારીનો જાણે તે એક ઢંઢેરો છે! તેમજ આ ભાષણ મારફતે સર જમશેદજીના અને તે વખ્તના ઘણાંક સમજુ પારસીઓના રાજદ્વારી વિચારો આપણે જાણી શકીએ છીએ આ કિંમતી ભાષણ નીચે પ્રમાણેનું હતુ :—

"મારા લોર્ડ અને ગ્રહસ્થો,

આપણે જે બાબતમાટે આજે સાથે ભેગા મળ્યા છીએ, તે વિષે જો મારા પોતાના એકલાના વિચારો જાહેર કરવા ઊભો રહી, તમારૂં ધ્યાન રોકી રાખવાની માગણી કરૂં, તો તેમાટે હું તમારી પૂરેપૂરી માફી માગી શકુંજ નહિ. પણ મને આજે અત્રે બોલવાની જે માનભરી તક મળી છે, તેનો લાવો લઈ જો હુ મારી પારસી કોમના સમજુ ભાગના આ બાબતને લગતા ખરા વિચારો રજુ કરૂં, તો તમારો વખ્ત રોકવામાટે

મારી ચાહવાની ઘણી જરૂર રહેશે નહિ. મારી કોમના આવા ઊમદા વિચારો જાહેર કરતાં મને ઘણી ખુશાલી ઊપજશે આજના જેવો પ્રસંગ ઘણો ગંભીર છે, માણસજાતની આપદાઓમાં, મોટામાં મોટી એક, લડાઈની આફત છે લડાઈનું ચિત્ર આપણને કવિતા કે ઈતિહાસમાંથી મળે છે, પણ તે લડાઈના ભયંકર ત્રાસને ભભકદાર શણગારથી ઢાંકી નાંખે છે. સિપાહનો બહારનો ભપકાદાર પોશાક, તેની ફાંકડી કલગીર અને સુંદર ખબેબંધનો ઠાઠ, મદારીના ખેલ માફક આપણી નજરે પડે છે, આપણે લશકરી ભપકા સાથના સિપાહની બહાદૂરી, અને ફતેહના "જય જય" થતા અવાજો સાંભળીએ છીએ, પણ લડાઈસાથ જોડાયલાં દુઃખો, આપદાઓ, આફતો અને વિપત્તિઓ વિષે આપણે થોડુંજ જાણી શકીએ છીએ. કારણ તેનો તો હિસાબજ નથી!

"એક પ્રજાપર મોટામાં મોટો બોજો સરકારી દેવાંનો છે. અને કઈ પ્રજાએ લડાઈ ચલાવી દેવું કર્યું નથી? લડાઇને નામે કસાઇવાડો ચલાવવાને જે અગણિત દોલત ખરચાઇ છે, તે જો માણસ જાતના સુખ અને રૈયતના લાભ પાછળ ખરચાઇ હતે, તો આખી દુનિયાં, આબાદી અને વધારામાં આજે એટલી પછાત ન રહેતે! પણ જો આખી દુનિયાંને લડાઇના ખરચ ખાતર સદા પીડાવું પડેછે તો માણસ જાતના જે અગણિત ભોગો આ દુનિયાંએ આપ્યા છે, તે માટે તેને કેટલી હાયહાય કરવી પડતી હશે? એવી ગણત્રી કરવામાં આવી છે, કે દુનિયાંની હાલની હૈયાત વસ્તીથી અઢારગણી વસ્તી અત્યારસુધીમાં લડાઈમાં કપાઈ મુઈ છે. અરે! એટલા બધા પતી, બાપ, અને બેટાઓની કસાઈ સરખી કતલથી કેટલી બધી લાચાર વિધવાઓ, નિરાધાર બાળકો અને અનાથ ઘરડાંઓએ હાય અફસોસ કર્યાં હશે!

"આપણે કબુલીએ કે લડાઈએક આફત છે, લડાઈ ચલાવવી ખોટી છે, પણ તેમ કરવું જ્યારે જરૂરનું થઈ પડે, ત્યારે કંઈ ચારો નથી. હાલમાં અંગ્રેજ સરકાર જે લડાઈ ચલાવેછે તે વિષે પારસી કોમની

લાગણી અને વિચાર એક સરખાછે. અંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજાના બહાદૂર સિપાહો આ જંગમાં ઊતર્યાછે; નબળાને જોરાવર સામે લડવાને તેઓ મદદ કરેછે, એટલુંજ નહિ, પણ ભાઇબધી પ્રજાના પરસ્પરના હકો સંભાળવાને તેઓ લડેછે; કારણ આ હકોનો ભંગ થવા દે તો આખી દુનિયામાં જબરી ઊથલપાથલ થઈ જાય. વળી અંગ્રેજ અને ફ્રેન્ચ સિપાહો આપમતલબી ફત્તેહ મેળવવા માટે લડતા નથી, પણ આખી દુનિયામાં શાંતી જાળવી રાખવા, સુધારો અને આબાદી વધારવા અને છુટાપણાના લાભો સાચવવા તેઓ લડેછે. ઇ. સ. ૧૮૧૫ થી રૂશદેશ છુટાપણાંની આડે આવેછે, તેનો રાજા આપઅખત્યારી વધારતો જાય છે. છુટાપણાને દાબી દેવા તે સદા મદદ આપેછે. અને એવી મદદ કંઈપણ આનાકાની કે શરમ વગર આપવામા આવેછે! રૂશ દેશની હાલની હાલતને લીધે, તેની સરકારના હાથમાં ખરાબી કરવાની એટલી તો શક્તિ અને સત્તા છે, કે ખોદા કરે ને, હવે ઈંગલાન્ડ અને ફ્રાન્સના જોડિયાં બળથી તે આપખુદી તુટે તો સારૂં! જમીનથી ઘેરાઈ રહેલા સમુદ્રના બારાંઓ તેને હસ્તક છે, તેથી ડેનમાર્ક અને ટર્કીના રાજયો સાથ દાવપેચ રમી, ઈંગલાન્ડ માફક ખુલ્લાં દરિઆઈ બારાં મેળવવાને તે ફાંફાં મારેછે, તેમાં જો તે ફત્તેહ પામે તો તેની મનવારો સઘળા દરિઆપર ફરી વળી, દુનિયામાં જબરી ખરાબી કરે, પણ તેની દુષ્ટ મતલબ હવે ખુલ્લી જણાઇ ચૂકી છે. છેલ્લા મેલ સાથ મળેલા "ઝાર"ના ઢંઢેરાપરથી આપણે રૂશ દેશની રાજનીતિ સમજી શકીયે છીએ. અંગ્રેજ સરકાર જે સઘળે છુટાપણું ફેલાવતી જાયછે, તે અંગ્રેજ સરકારને કચડી નાંખવી, એ હમણાંની લડાઈમાં રૂશીયાની મુળ હેતુ છે.

"આ લડાઈ વાજબી યા ગેરવાજબી હો, પણ આપણી ફરજ તો આ લડાઇથી ફસી પડેલાંઓને મદદ કરવાની છે. ના! આ લડાઇના મુળ કારણો ધ્યાનમાં લેતાં, તેમને મદદ કરવી, એ આપણી ફરજ છે, એટલુંજ નહિ, પણ આપણી મદદપર તેમનો હક છે. જે સિપાહે બહાદૂરી અને હિમ્મતથી પોતાના દેશમાટે લડતો ચલાવી હોય 'તેને અશક્ત

થઈ પડતાં મદદ કરવામાં, તેમજ માર્યા ગયલા સિપાહોની નિરાધાર વિધવાં અને બાપ વગરના બાળકોને આસરો આપવામાં, એક પરગજુ શખસ સુખ માની લેછે, પણ હમણા જેવા વખતે તેવી દરતગીરી કરવાને બહાર પડવું એ બેવડાં સુખની વાત છે. વળી નામદાર મહારાણીજી આપણને "અપીલ" કરેછે, અને તે ઉપાડી લેવાની આપણી ફરજ છે. આ તકે નામદાર મહારાણીજીની વખાણ કર્યા વગર મને ચાલતુ નથી. ખરા નીતિમાન અને ધાર્મીક રાજાઓ, આ દુનિયાંમાં જવલ્લેજ મળી આવેછે. હજારો મૈલની સફરમાં જેમ બે ચાર દીવાદાંડી આપણની નજરે પડેછે, તેમ એવા રાજકર્તા કવચીતજ દેખાય છે. પણ હાલમાં દુનિયાંના સૌથી મોટી પ્રજાને દુનિયાનાં સૌથી સરસ રાજ કરનાર મલ્યાં છે. નામદાર મહારાણીજીની હાલની "અપીલ" તેમનું પરમાર્થી દીલ દેખાડે છે. માટે નામદાર સાહેબ સત માનજો કે નામદાર મહારાણીજીની સુચનાને માન આપી તેમજ ભલાઇનું કામ સમજી મારા પારસી ભાઇબંધો આ કામમા દીલોજાનથી ભાગ લેશે."[*]

ઊપલું ભાષણ ખલાસ થયા પછી, પારલામેન્ટના ભવિષ્યના પહેલા પારસી સભાસદ પ્રોફેસર દાદાભાઈ નવરોજજીએ એક એવુંજ શુભાખીત ભાષણ કર્યું હતું. આ "પેટ્રીઆટિક ફંડમાં" સર જમશેદજીએ રૂ. ૫૦૦૦ ભર્યા હતા. તેમના વડા દીકરા શેઠ ખરશેદજીએ રૂ. ૧૦૦૦ તથા શેઠો રૂસ્તમજી અને સોહોરાબજીએ રૂ. ૧૫૦૦ આપ્યા હતા. આ ફંડ લગભગ રૂપીઆ બે લાખનું થવા ગયું હતું.

---

[*] જુઓ, Mr. Dossabhai Framji Karaka's "History of the Parsees" Vol. II Chap. VI. Pages, 277-281. સર જમશેદજીનું આ ભાષણ અનેક કારણ લીધે ધ્યાન પુગાડવા જોગ છે, કારણ રૂશદેશની અંગ્રેજો સંબંધી રાજનીતિ આજે પણ લગભગ તેજ છે! એ જુના શેઠના વિચાર, નવા જમાનાને અનુસરતા રહી શકયા છે, એજ આપણને તેમના રાજદ્વારી અભ્યાસની કંઈ ગવાહી આપેછે. એટલું ખરૂ કે આપણા જુના શેઠો, થોડા અભ્યાસે, ઘણા અનુભવી હતા.

ઈ. સ. ૧૮૫૭ નો લશકરી બળવો કોણને ખબર નથી? એ સાલના બે માસમાં અંગ્રેજ સરકારપર બેવફા દેશી સિપાહોએ ભારે ગજબ ગુજાર્યો હતો. મુગ્ધ નાનાનાં કાળાં કર્તુકોથી, કાનપોરમાં અંગ્રેજોની કતલ ચાલી રહી હતી. દિલ્હીમાં અકબર અને ઔરંગજેબનો નામનો વારસ, મુગલાઈ રાજ સજીવન કરવાના શેખચલ્લી જેવા વિચારો કરતો હતો! દેશી સિપાઈઓને ગાયની ચરબીની ગોળી વાપડવાની ફરજ પાડી, તેમને ખ્રિસ્તી બનાવવાની કોશીષ થાયછે, એવાં હડહડતાં અને કપટી ગૂલબાણુથી ગુંચવાઈ ગભરાઈને, અભણુ દેશી સિપાહ બળવો ઊઠવી નિકલ્યો હતો. મીરત, લખનો, કાનપોર, નીમચ, ફીરોજપોર, અંબાલા વિગેરે લશકરી મથકોમાં બળવાની આગ સળગી ઊઠી હતી; ગોરા લશકરી અમલદારો, બકરાં માફક રહેંસાઈ જતા, અને તેમના કુટુંબ કબીલાનો મરવા કરતાં વધારે ખરાબ નાશ થતો. એવા હિંગામમાં આખા હિંદુસ્તાનમાં ચિંતા પંથરાઈ રહી હતી. જોકે મુખ્ય તોફાણુ બંગાલા અને વાયવ્ય પ્રાંત તરફ જમી રહયું હતું, તોપણુ કેટલાંક તોફાણી વાદલાંઓ મુંબાઈ તરફ બેંચાઈ આવ્યાં હતાં. અત્રેની મરીન પલટણુના કેટલાક અમલદારો અને સિપાહો બિવફા થયા હતા. શહેરમાં ફીસાદ ઊઠાવવામાટે ધનતેરસ જેવા લુટ ચલાવવા લાયક હિંદુ તહેવારના દિવસની રાહ જોતા તેઓ બેઠી હતા. આપણુા શહેરીઓ ઘણી ચિંતામાં હતા. મોહોરમ ટાંકણે બળવાખોરો ફીસાદ કરી શકયા ન હતા. કારણુ પ્રખ્યાત ફૌરજેટ પોતાની પોલિસ સાથ તેમને આવકાર આપવા તૈયાર હતો. પણુ અજબ! એ દેશી પલટણુના અમલદારોને પોતાના સિપાહોપર પૂરતો વિશ્વાસ હતો! તેઓ બિવફા થાય, એમ માનવાને તે અમલદારો ના પાડતા! આથી મી. ફૌરજેટે એ પલટણુના એક અમલદારને પોતાની સાથે લઈ, બળવાખોરોની છુપી સભામાં તેને છુપી રીતે લઈ જઈ ખાત્રી કરી આપી. મુંબઈમાં સિપાહોએ ખરાબી ન કરી એનું સઘળું માન જ્પોલિસ કમીશનર ફૌરજેટને ઘટેછે. તે બળવાખોરોને ઠેકાણે લાવવા તૈયાર હતો. બિવફા સિપાહોને તેમનાજ બારણુા આગળ ફાંસી દેવાની તેણે ધમકી આપી હતી.

ના! ફાસીનો માંચડો તેણે તૈયાર પણ કરાવ્યો હતો. આખરે બળવાખોરો સપડાયા. તેમની તપાસ ચાલી. એને તોપને મોઢે ઊડાડી દીધા અને તેસાથ મુંબઇની બળવાની ચિંતા પણ ઊડી ગઈ. ફોરજેટની જય થઈ; મુંબઇની પ્રજાએ તેને રૂ. ૧૮૫૩૦૦ ની પહેરામણી કરી! પારસીઓનો તેમાં મૂખ્ય ભાગ હતો. પોતાને વતન જતાં તે પારસીઓને ભુલ્યો ન હતો, કારણ તેણે પોતાના મકાનને "કાવસજી જેહાંગીર હાલ" એ નામ આપ્યું હતુ.[૭]

એવો આ બળવાનો હિંગામ હતો. અલબત્તે આ ત્રાસદાયક બળવાએ ઘણાક નિર્દોષોની ખરાબી કરી હતી. તેવાઓને મદદ કરવાને એક જાહેર ઊઘરાણું કરવા માટે મુંબઈના સદાના સખી રહેવાસીઓએ એક જાહેર સભા, તા ૨૦ મી જુલાઈ ૧૮૫૭ ને દિવસે એકઠી કરી હતી સર જમશેદજી નાતવાની લીધે તેમાં ભાગ લઇ શકયા ન હતા. પણ બાપની જગ્યા દીકરાએ રાખી, અને શેઠ ખરશેદજી જમશેદજીએ એક લંબાણ ભાષણ કરી નાણાં ભરવાની લોકને ઊલટ કરી આપી હતી. સર જમશેદજીએ આ ફંડમાં રૂ. ૨૫૦૦ ભર્યા હતા. આ બળવા માટે નામદાર સરકારને દેશીઓએ પોતાની દીલગીરી દેખાડી, કોઈપણ વખ્તે જરૂર પડે તો પોતાની નોકરી સરકારની સેવામાં રજુ કરી હતી. પારસીઓએ જગેજગ બળવાના મથકોપર દુ:ખ વેઠયાં હતાં. તેઓએ સદા પોતાના જીવને જોખમે "ગોરાઓને" મદદ કરી હતી. દેશીઓ કેવા વફાદારછે, તેની મુરતકીમ

---

૭ એ બનાવનું રસિક વર્ણન વાંચવું હોય તો જુઓ "Bombay and Western India" by James Douglas, Vol I. Chap. XVI. Pages 209-218. મી. ફોરજેટને લગતી તથા બળવાની બાબતની ઘણીક વાંચવા લાયક ખીના આ રસિક પુસ્તકમાં છે. હિંદુસ્તાનના બળવાની વિગતવાર બાબત Sir John Kaye's "History of the Sepoy War" નામની ચોપડીમાંથી મળશે. અમો તે બાબતને લાં ઈનેસાફ આપી શકતા નથી. સર જમશેદજીના વખ્તનો એ બનાવ હોવાથી તેની ટુંક નોંધ અત્રે લીધીછે. એ હિંગામની પારસી વફાદારીનો ખ્યાલ "પારસી પ્રકાશના" એ સાલના બનાવો વાંચવાથી થશે.

સભા ૧૮૫૮ના ડિસેમ્બર માસમાં બોલાવવામાં આવી હતી. જાણીતા શહેરી શેઠ જગન્નાથ શંકરશેઠને સભાની ખુરશી આપવામાં આવી હતી. "વિક્ટોરિયા ગારડન્સ અને મ્યુઝિયમ" સ્થાપવાનો ઠેરાવ ત્યાં થયો. જે માટે રૂ. ૭૭૩૬૩ જાહેર ઊઘરાણાંથી એકઠા કરવામાં આવ્યા. જેમાં રૂ. ૪૩૦૦૦ તો ફક્ત પારસીઓના હતા. શેઠ ફરામજી કાવસજી બનાજીએ રૂ. ૫૦૦૦ અને સર જમશેદજીએ રૂ. ૧૦૦૦ તેમાટે આપ્યા હતા. ઈ. સ. ૧૮૬૨ સુધી, આ ફંડનો કઇએ નીકાલ થયો ન હતો. સરકાર વિગેરેની સામુતી મદદથી ૧૮૭૨ મા હાલનો જાણીતો "વિક્ટોરિયા ગાર્ડન્સ" હસ્તીમાં આવ્યો હતો, જે આજ સુધી ખરી દેશી વફાદારીનો ખ્યાલ આપતો અને સાથે આંખને ઠંડક કરતો વધતો જાય છે.

સર જમશેદજીની જાહેર સેવાઓની આ અનુક્રમ અને ટૂંક નોંધ છે. એક ખરા શહેરીને છાજતી તેમની જાહેર સેવા હતી. તેઓની વફાદારી નકલ કરવા જોગ છે. સરકારને રાજી રાખવા, કે માનપાનની લોભ લાગણીએ તેઓ બહાર પડતાજ ન હતા. ઘણીક રાજદ્વારી બાબતોમાં શહેરના લાભો તેઓ સંભાળીને, સરકાર સામેની હિલચાલમાં પ્રમાણીક ભાગ લેવાને તેઓ ચુકતા નહિ. ઘણીક જાહેર હિલચાલામાં તેઓ શહેરના નગરશેઠનો ભાગ બજાવતા. તેમની જાહેર સેવા, તેમનાં સઘળાં કામો માફક, નાતજાતના તફાવત વગરની હતી. ગવર્નર, હાકમો, અમીરો, કે ઓલમાઓની સંગતમાં તેઓ ફક્ત એક પારસી તરીકેજ નહિ, પણ મુંબઈના એક દેશી શહેરી તરીકે હાજર થતા. પોતાના જાતભાઇઓની તેઓ સદા તરફદારી કરતા, પણ જ્યાં તેઓ ખોટા હોય, ત્યાં તેમની ખોડ બતલાવવાને તેઓ કદી ચુકતા નહિ આગળા પ્રકરણમાં આપેલી "પેટ ચીરવાની" બાબતને લગતી તકરાર વખ્તે તેઓએ પોતાની જાહેર હિમ્મત અને ખરી શહેરી સેવાની ગવાહી આપી હતી. વળી ઇ. સ. ૧૮૫૧ ના પારસી-મુસલમાન હુલ્લડ વખ્તની તેમની સેવા સરકારને તથા જાહેર પ્રજાને, ઘણી કિંમતી થઈ પડી હતી, તે વિષેનું વર્ણન હવે આપણે વાંચીશુ.

---



# પ્રકરણ છઠ્ઠું

## વધુ શહેરી સેવા—મુંબઈનાં હુલ્લડ.

(ફારસી-મસ્નવી)

બની ઑદમ અઝાએ યક દીગર અન્દ,
કે દર આફ્રિનિશ ઝ યક જોહર અન્દ:

ચુ અઝ્વી બે દર્દ ઑવર્દ રૂઝગાર,
દીગર અઝુહારા ન માનદ કરાર:

તો કઝ મહેનતે દીગરાન બીગમી,
ન શાયદ કે નામત નેહન્દ ઑદમી.

સાદી.

મતલબ—રે ભાઈ! માણુસ જાત એક બીજાના અવયવો છે, કારણુ અસલ તેઓ એકજ મુળથી પેદા થયલાં છે, તેથી જ્યારે શરીરના એકાદ ભાગને દુખ થાયછે, તો આખા શરીરને બેચેની લાગેછે, માટે સદા બીજાના દુખમાં ભાગ લેતો રહેજે, નહિ તો, "માણુસજાત" નામે ઓળખાવવાને તુ લાયક નથી.

સુંદર મુંબઈ નગરી બીજી ચીજો બેગું તેના હુલ્લડ માટે વિખ્યાતી મેળવતું રહ્યું છે. એવાં બે હુલ્લડ સર જમશેદજીના જમાનામાં થયાં હતાં. પહેલાંમાં તેમની સામેલગરી જીજ જણાયલી છે, બીજા વખ્તની તેમની સેવા ઘણી અગત્યની છે. આ હુલ્લડ દાબી નખાવવાને તેઓએ બનતું કર્યું હતું. કારણુ "માણુસ જાત એક બીજાના અવયવો છે" એવું શીખ

સાદીનું કહેલું, શેખ સાદીના પુસ્તક વાંચ્યા વગર, તેઓ સાધારણ પણ ચચલ મનશક્તિથી સારીપેઠે સમજતા હતા. સર જમશેદજીના વખતનું પહેલું હુલ્લડ ઈ. સ. ૧૮૩૨ માં અને બીજું ઈ. સ. ૧૮૫૧માં થયાં હતાં. પહેલું હુલ્લડ પારસીઓએ–પણ ઊતરતા વર્ગના પારસીઓએ–સત્તાવાળાઓ સામે ઊઠાવ્યું હતું, અને બીજું મુસલમાન ભાઇઓ સાથનું હતુ. પારસી અને મુસલમાન કોમના સમજુ ભાગના જેવા રાંક શહેરીઓ મુંબઇમાં કોઈજ હશે, તોપણ તેઓ એક કરતાં વધુવાર અથડી પડે, એ અફસોસ કરવા જેવુંછે. આ પ્રકરણને મથાળે આપેલા વિદ્વાન સાદીના સીદા સુખને આપણે સઘળા સદા યાદ રાખીએ, તો કદી એમ બને નહિ.

ઇ. સ. ૧૮૩૨ નું હુલ્લડ એક નજીવાં કારણથી જન્મ લઈ નિકલ્યું હતુ. તે વખતના પારસીઓની ધર્મ સંબંધી લાગણી હાલ કરતા વધારે તીક્ષ્ણ હતી. હડખાના અટકાવ તરીકે ઊનાળાની મોસમમાં રખડતા કુતરાંઓને સરકાર તરફથી મારી નાખવામાં આવતાં. પણ તે મારી નાંખવાની રીત કમકમાત ઊપજાવે એવી હતી. તે રીતથી હિંદુઓ તેમજ પારસીઓની લાગણી ઊશકરાઈ આવતી. તે વખતના અંગ્રેજી છાપાને પણ તે ઘાતકી રિવાજ વિષે ફરિઆદ કરવી પડી હતી. હિંદુ અને પારસી કોમોના હલકા લોકો, સરકારપાસ વાજબી રાહે દાદ માગવા બદલ, સરકારને ગભરાવવા એક દિવસ હડતાળ પાડી બેઠા.

તા૰ ૭ મી જુનનો તે દિવસ હતો. આગળ દિવસે કોટના પારસી બજારના લત્તાપર હિંદુ તથા પારસી લફંગાઓએ બે અંગ્રેજી કોનસ્ટેબલોને સખત માર માર્યો હતો. તેની સરકાર ખબર લેશે એવી ધાસ્તીથી આજે તેઓ હડતાળ પાડી નિકલ્યા હતા. કોટના સઘળાં બજારોની દુકાન બંધ હતી. રસ્તાઓમાં કંઇક મારફાડ થઇ હતી ધાંધલીઆ પારસી ભાઇઓએ થોડી ગડબડ નજીવી હડતાળને હુલ્લડનું રૂપ આપ્યું બપોર થતાં મામલો ગભીર થયો, અને કોલાબે પડેલી "કિંવન્સ રોયલ" નામની અંગ્રેજી પલટણની મદદ લેવી પડી. જેવી "પાલવાને" દરવાજેથી

આ ગોરી પલટણ દાખલ થઇ કે આપણા બહાદૂર હુલ્લડખોરો વિખરાઇ ગયા! બજારગેટ વિગેરે પારસી લત્તાઓપર તેઓ નાશી ગયા. લશકરની ન્હાની ન્હાની ટુકડીઓએ ફરી વળી કેટલાક હુલ્લડખોરોને પકડયા. આ હિંગામમાં એક જવાન અને નિર્દોષ પારસી, "સોલજરોને" હાથ ફસી જતો સહેજ બચી, અને તેથી જબરી હેબત ખાઇ, થોડી વારમાં મરણ પામ્યો હતો. મામલો વધારે ગંભીર થતાં વડા મૅજીસ્ટ્રેટને "રાયટ ઍક્ટ" (Riot Act) વાંચવાની જરૂર પડી હતી. પણ સાંજ થતાં હિંદુ તથા પારસી કોમના આગેવાનોએ વચ્ચે પડી, પોતાના જાત ભાઇઓને શાંત કીધા હતા. 'જામેજમશેદ' મારફતે પારસી મોહોલ્લે, મોહોલ્લે સરકાર સામે વધુ સરકશી ન કરવાને, પારસી અકાબરોએ પોતાના હમદીનોને સમજાવત અને ચેતવણી આપી હતી.

બીજે દિવસે સઘળું શાંત થયું હતું, લોકોએ ધારા પ્રમાણે પોતાની દુકાનો ખોલી ધંધો ચાલુ કર્યો હતો. હુલ્લડ કરવા માટે પકડાયલાઓમાંથી ૮ પારસી અને ૨ હિંદુને, ૧૮ થી ૧ એક માસ સુધીની કેદખાનાની જૂદી જૂદી સજા થઈ હતી.[૧]

આ હુલ્લડ વખ્તે શેઠ જમશેદજીએ બજાવેલી સેવાનું કંઈ લેખીત વર્ણન હાથ લાગતું નથી. પણ પારસી પંચાયતે, આ હુલ્લડ શાંત પાડવામાં અને પોતાની કોમને સારી સમજ આપવામાં, તથા સરકાર સાથ તેમની દોરતી કરાવવામાં, ઘણો આગેવાન ભાગ લીધો હતો; અને શેઠ જમશેદજી તે વખ્તે પારસી પંચાયતના એક આગેવાન અકાબર અને શહેરના એક જાણીતા વેપારી હતા, તેથી પારસીઓને શાંત કરવામાં અને તેમ કરી શહેરની એક વધુ સેવા બજાવવામાં તેઓએ આગેવાન ભાગ લીધેલો હોવોજ જોઇએ.

---

[૧] આ હુલ્લડની બારિક વિગતો અને રસિક વર્ણનમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને. ૨૪૯-૨૫૦.

ઇ. સ. ૧૮૫૧ ના મોટાં હુલ્લડ વખ્તે તેઓ થોડી ઊંઝીએ પુગ્યા હતા, તોપણ તે વખ્તની તેમની અને તેમના દીકરાઓની, મુખ્ય કરી તેમના વડા પૂત્ર શેઠ ખરશેદજીની સેવા ઓછી કિંમતી કે ઓછી અગત્યની ન હતી. આ હુલ્લડ સરકાર અને પ્રજા વચ્ચે નહિ, પણ બે કોમદોમો વચ્ચેનું હતું. તેનાં પરિણામ ઘણાં માઠાં આવ્યાં હતાં. પારસીઓપર તે વખ્તે જબરો ત્રાસ વરસ્યો હતો.

મુંબઇમાં તે વખ્તે "ચિત્ર જ્ઞાનદર્પણ" નામનું એક ન્હાનું વર્તમાનપત્ર નિકળતું હતું. તેમાં દુનિયાના જોવા લાયક અને અજાયબ જેવા બાગોનું, તેમજ જાણીતા પુરૂષોને લગતું વર્ણન ચિત્રસહિત આપવામાં આવતું હતું. તેના તા. ૨૩ મી સપટેમ્બર ૧૮૫૧ ના અંકમાં પૈગમબર હઝરત મહમદ સાહેબની એક તસ્વીર તથા તેમની થોડીક તવારીખનું વર્ણન આપવામાં આવ્યું હતું. આ અહેવાલ અને ચિત્રનો ઊતારો પ્રખ્યાત સાઇમન બકલીની (Simon Buckley) અંગ્રેજી ચોપડીપરથી કરવામાં આવ્યો હતો. આ અહેવાલ વાંચતાં અને તેમાં આપેલું ચિત્ર જોતાં આપણા શહેરના કેટલાક મુસલમાન ભાઇઓ કદાચ વાજબી રીતે ગુસ્સે થયા, અને તેઓ પોતાના પવિત્ર ધર્મને અપમાન થયલું સમજ્યા. વખ્ત જતાં તેમનો ગુસ્સો વધતો ગયો, અને આખરે તા. ૧૭ મી અકટોબરની બપોરના નેમાજથી ફારેગ થતાંજ, લગભગ ૭૦૦૦ મુસલમાનોનું એક ગંજાવર ટોળું, જુમા મસજીદમાંથી "દીન દીનના" પોકાર

લાગ્યા, જ્યાં પારસી તમેલાવાળાઓને મારફાડ કરતા, તેમની ગાડીઓને ભાંજી ફોડી, તેઓ ભીંડીબજાર તરફ વલ્યા. નવાબની મસજીદ આગળ આવી લાગતાં, બીજા કેટલાક હુલ્લડખોરો તેમને મળી ગયા. ભીંડીબજારમાં આવેલી પારસી દુકાનદારોની દુકાનોનો માલ તેઓએ લુટી લીધો. કાંદાવાળા મોહોલ્લા તથા ભરૂચા મોહોલ્લાની અગિયારીપર તેઓ હલ્લો લઈ ગયા, પણ તેઓ ફાવ્યા નહિ. ભીંડીબજાર તરફ તે વખ્તે તરતની બંધાયલી મેવાવાળાની અગિયારીપર હુલ્લડખોરો ભારે હુમલો લાવ્યા, પણ કંઈ વલ્યું નહિ. હુલ્લડખોરો સામે પોલિસ લગભગ લાચાલાજ થઈ પડી હતી, તોપણ બહારકોટના કેટલાક પારસીઓની મદદસાથ આસરે એકસો હુલ્લડખોરોને પકડી પાડી, હુલ્લડ શાંત પાડવાની કંઈ કોશેષ કરવામા આવી હતી. સાંજ પડતા અગ્રેજી તથા દેશી સિપાઇઓની લશકરી પલટણ આવી લાગી, અને તરત વેળા તો શાંતી થઈ

પણ આ હુલ્લડનો છેડો એક દિવસમાં આવ્યો ન હતો. કેટલાક દિવસો સુધી મારફાડ તો ચાલુજ રહી. પારસીઓમાં તેમજ રાક હિદુ કોમના મોટા ભાગમાં આ હુલ્લડથી જબરી ધાસ્તી બેસી ગઈ હતી સરકારે જાહેરનામાં બહાર પાડી, મોહોલ્લે મોહોલ્લે થાલી પીતાવી લોકને સધિયારો આપવા માંડ્યો હતો વળી પચાયતના અકાબરોએ પણ પોતાના જાતભાઇઓને સંપીને ચાલવાને, તથા દંગો ફેશાદ ન કરવાને સમજાવ્યું હતું, તે મતલબના "હેન્ડ બિલો" છપાવી તેઓએ વહેચાવ્યાં હતાં. પણ લોકોની ધાસ્તી દૂર થઈ ન હતી.

વળી આ ચિંતાતુર હિગામમાં, હિદુઓની દિવાલી અને મુસલમાનોનાં તાબુતના તહેવાર સાથે પડનાર હતા. મામલો વધારે ચિંતાતુર રૂપ ન લે, તેનો બંદોબસ્ત કરવાને મુબઇના સુલેહના અમલદારોની એક સભા ભેગી કરવામાં આવી. સઘળા અમલદારોએ સુલેહની જાળવણી કરવાને પોલિસ મૅજીસ્ટ્રેટ તથા બીજા પોલિસ અમલદારોને પોતાથી બનતી દરેક મદદ આપવાને કબુલ્યું. ૧૦૦ દેશી સિપાહોની એક ટુકડી મૅજીસ્

ટને સ્વાધીન આપવામાં આવી, અને કોટની બરાખમાં ૨૦૦ માણસનું હાથઆરબંધ અંગ્રેજી લશકર લાવી રાખવામાં આવ્યું.

પણ સાવચેતીના આ સઘળા ઊપાયો છતાં, બીજે શુક્રવારે પાછું એક ન્હાનું જેવું હુલ્લડ થયું. દસથી વધુ પારસી ઘાયલ થઈ, ઇસ્પિટાલમાં આવી પડયા. લોકોમાં હવે ગભરાટ વધ્યો. પારસીઓની બેચેનીનો પાર ન હતો. તેઓને મુસલમાન કોમસાથ વેર ન હતું, પણ વિનાકારણે તેમની સામે આ ઘુજારો ચલાવવામાં આવતો. બહારકોટના પારસીઓની હાલત ઘણી કફોડી થવા લાગી. આખરે તે લત્તાના કેટલાક આગવાન પારસીઓનું એક "ડેપ્યુટેશન" સર જમશેદજી જીજીભાઇને મકાને તેમની સલાહ લેવા તથા તેઓની દાદ અને પનાહ માગતું આવ્યું. આપણા બુર્ઝગ "નાઇટ" તેમને દિલાસો દઇ પોતાથી બનતું દરેક કરવાને વચન આપ્યું.

અને તે વચન પ્રમાણે ચોથે દિવસે, આગેવાન પારસીઓ તથા મુસલમાનો અને બીજા આગવાન શેઠીયાઓની એક સભા સર જમશેદજીએ પોતાનાં કોટનાં મકાનમાં બોલાવી. આ સભામાં મુસલમાનોના વડા કાજી સાહેબે આવવાને કબુલ્યું હતું. પણ કાજી સાહેબ લાંબો વખ્ત સુધી નહિ આવી લાગ્યા, તેથી આખરે આ અમીરી ગ્રહસ્થે, પોતાના બીજા બેટા શેઠ રૂસ્તમજી તથા બીજા ગ્રહસ્થોને તેમને સામા જઇ માન સહિત લઇ આવવાને મોકલ્યા. પણ કાજી સાહેબ આવ્યા નહિ. પછી આ મજલીસમાં પારસી કોમ તરફનો એક ખુલાસાપત્ર સર જમશેદજીની ફરમાસથી તેમના વારસ પૂત્ર શેઠ ખરશેદજીએ વાંચ્યો હતો. તેમાં હાલમાં ઊઠેલાં હુલ્લડ માટે કેટલુંક વિવેચન કરી, પારસીઓની બીજાઓના ધર્મને અપમાન કરવાની જરાએ મતલબ હતીજ નહિ, એમ જાહેર કરવામાં આવ્યું. વળી પારસી કે મુસલમાન ફેસાદખોરોને પોલિસને સ્વાધીન કરી, તેમને લાયક સજા કરાવવામાં આવશે, એવી ખબર મુસલમાન બાંગી અને પારસી "નશાશાલાર" મારફતે મોહોલ્લે મોહોલ્લે આપવાનો ઠેરાવ કરી, આ ભેગી સભા બરખાસ્ત થઇ.

પણ એ બધી ગોઠવણ છતાં, ત્રીજે શુક્રવારે પણ પાછું હુલ્લડ જાગ્યું. તોપણ લશકરની હાજરી લીધે ઘણું રમખાણ થયું નહિ. આવતો સોમવાર "તાબુત ઠંડાં કરવાનો" દિવસ હતો. એ દિવસે ભારે હુલ્લડ થવાની લોકને ધારતી હતી. પોલિસ મૅજીસ્ટ્રેટો, લશકરી અમલદારો, ઇરાનનો એલચી, મુસલમાનોના કાજી અને પારસી પંચાયતના અકાબરોની ચાંપતી દેખરેખ તથા સમજાવતથી, ભારે બખેડો થતો અટકયો હતો; તોપણ તાબુતના દિવસોમાં થોડા છુટા છવાયા પારસીઓનાં માથાં ભાગ્યાં હતાં.

આખરે પારસીઓએ કટાળીને પોલિસના વડા મૅજીસ્ટ્રેટ મી. સ્પેન્સને અરજ કરી અને તેની તથા સરકારની પનાહ માંગી. વળી તા. ૨૧ મી નવેમ્બરના શુક્રવારે બહારકોટનો લત્તાપર પાછો ફેસાદ થઈ રહયો. કેટલાક પારસીઓને સખ્ત માર મારી ઘાયલ કરવામાં આવ્યા. પારસીઓના મોહોલાઓપર જાણે ઘેરો નાંખવામાં આવ્યો! પારસીઓ પોતાના ઘરમાંથી બહાર પણ નિકલી શકતા નહિ. સેકડો મુસલમાન ભાઇઓ આગળ, ગમે એવા બહાદૂર પણ મુઠીભર પારસી શું કરી શકે? આ વખ્તે ગરીબો મારેના ખોરાક તથા પાણીના ગાડાં, છેક કોટમાંથી કેટલાક સખી પારસી ગ્રહસ્થોએ[૨] લશકરી ચોકી પાહરા હેઠળ ત્યા મોકલી આપ્યા હતાં! બહારકોટના પારસીઓએ પોતાના બચાવમાટે ઊપયોગ કરવાને એક ફંડ એકઠું કરી, તેમાંથી બહારકોટના પારસી ઘરો આગળ ચોકી કરવાને એકસો ઊપર પુરબઇઆ સિપાહો રાખ્યા હતા, તથા બજાર તરકારી વિગેરે પૂરો પાડવાનો ખર્ચ કર્યો હતો.

તા. ૨૧ મીનાં હુલ્લડથી પારસીઓને વધુ કટાળો થયો જાણીતા પ્રોફેસર દાદાભાઈ નવરોજજી પાસે, એક અરજી લખાવી, બહારકોટના લત્તાના લગભગ ૫૦૦ પારસીઓની સહી સાથ, તે વખ્તના મુંબઇના હાકેમ લોર્ડ ફૉકલાન્ડને તે હાથોહાથ પૂગાડી આપી તા ૨૧, ૨૨ અને

---

[૨] શેઠો ખરશેદજી બહમનજી પથકી અને રતનજી એદલજી ખાટલીવાળા.

૨૩ મી નવેમ્બરે ન્હાના હુલડો ચાલુજ રહયાં, અને આખરે પારસીઓ બહારકોટનો લત્તો લગભગ તજી, કોટમાં આવી રહેવા લાગ્યા.

તા. ૨૪ મી નવેમ્બરે વળી પારસીઓની એક બીજી સભા શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનાં પ્રમૂખપણાં હેઠળ, શેઠ જીજીભાઈ દાદાભાઇની ઑફિસમાં મળી હતી. ત્યાં શેઠો નવરોજજી ફરદુનજી, અને દાદાભાઇ નવરોજજી જેવા ઊછરતા અગ્રેસરોએ શુભાખીત ભાપણો કર્યાં હતાં. એ વખ્તે પોલિસની નબલી વર્તણુકમાટે ફરિઆદ ઊઠાવવામાં આવી હતી. અને શહેરની પોલિસમાં વધારો કરવા વિગેરે બાબતની એક અરજી સરકારને કરવાનો ઠેરાવ કરવામાં આવ્યો. તે અરજી તૈયાર કરવાને એક કમિટી નેમવામાં આવી, તથા તેજ દિવસે ગવર્નરને મોઢેમોઢું જૂદી અરજ કરવાને ૨૫ ગ્રહસ્થોનું એક "ડેપ્યુટેશન" તેને બંગલે મોકળવાનો ઠેરાવ કર્યો.

શેઠ બહમનજી હોરમસજી વાડીઆની આગેવાની હેઠળ, એ ઠેરાવ પ્રમાણે, તેજ દિવસે એક "ડેપ્યુટેશન" નામદાર ગવર્નરને બંગલે ગયું. પૂણેથી લશકર બોલાવવા, તથા પોલિસ ફોજમાં વધારો કરવાના પોતાના વિચારો જણાવી, પારસી ગ્રહસ્થોને દિલાસો દઇ, તેમને તેણે રૂખસદ આપી. બીજે દિવસે ફેસાદખોરોને ચેતવણી આપનાર એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હતું.

આખરે બન્ને કોમોને સમજુતી કરાવવાને સરકાર વચ્ચે પડી. સરકારના વડા સેક્રેટરી મી. લમ્સડને પારસી તથા મુસલમાન આગેવાનોની એક સભા પોતાના કોટ માહેલા મકાને બોલાવી અને બન્ને કોમોના આગેવાનોને "આગળી પાછલી" ભુલી જવાની તેણે અરજ કરી. પ્રખ્યાત થઇ પડેલાં બિચારાં "ચિત્ર જ્ઞાન દર્પણના" અધિપતીનો ખુલાસા પત્ર વાંચી સંભલાવ્યો. હઝરત મહમદ સાહેબની તસ્વીર તથા તેમની જીંદગીનો અહેવાલ છાપવામાંમુસલમાન ભાઇઓની લાગણી દુઃખવવાનો તેનો જરાકે વિચાર ન હતો, એમ તેણે જાહેર કર્યું. તેમાં માઠું લાગવા જેવું કંઇએ ન હતું—"તોએપણ તે લોકને તેથી માઠું લાગું છે, વાશતે

હમો કહીજીએય કે, હમો તેવીશે ઘણી અફશોશ કરીએય તથા નંમન તાઇ કરીએય."૩

આ ખુલાસા પત્ર–ખરૂં કહીએ તો જોરજુલમથી મેળવેલો માફીપત્ર —વંચાઈ રહયા પછી, બન્ને કોમના આગેવાનોએ સલાહ સપજથી ચાલવાને વચન આપ્યું. પારસીઓએ મુસલમાનોને ફુલપાન આપ્યાં, અને તેઓએ પારસીઓને આપ્યાં, અને પછી તે વખ્તના વડા જડજ સર અર્સકિન પેરીની (જેઓ.સભામાં હાજર હતા, તેમની) સુચનાથી મુસલમાન અને પારસીઓનું એક ભેગું સરઘસ ગાડીઓમાં બેસી, બહાર-કોટ તરફના પારસી તથા મુસલમાનોના રસ્તાપર ફરવા નિકલ્યું. સર જમ-શેદજીના પાદશાહી રથમાં સર અર્સકિન પેરી, મી. લમ્સડન, કાજી સાહેબ અને બુઝર્ગ સર જમશેદજીના પ્રતિનીધી તરીકે શેઠ ખરશેદજી જમશેદજી બેઠા હતા. સઘળી અઢાર ગાડીઓનું આ મોટું સરઘસ બધે ફરી, કાજી સાહેબને તેને મકાને ઊતારી, વિખરાઈ ગયું હતું.

૨૭ મુસલમાન હુલડખોરોની તપાસસાથ આ પ્રખ્યાત હુલડનું છેવટ આવ્યું હતું. ડિસેમ્બર મહિનામાં તેમની સેસન કોર્ટમાં તપાસ ચાલી હતી, અને એ જનને દશ વર્ષની, ને બીજાઓને થોડાં થોડાં વર્ષના સખ્ત કેદખાનાની સજા થઈ હતી. આ હુલડ આજસુધી પારસીઓમાં યાદગાર રહેલું છે. મુસલમાન અને પારસીભાઈઓનું આ કંઈ છેલ્લું હુલડ ન હતું, પણ બીજાં સાથ અત્રે આપણને સંબંધ નથી.

સર જમશેદજીની આ હુલડ વખ્તની સેવા થોડી પણ અગત્યની, ધાંધલ વગરની અને ઉપયોગની.હતી. અને તે છતાં કેટલાક મુર્ખ પારસી-ઓની તેમનાપર એ વખ્તે ઈતરાજી ઊતરી હતી! સર જમશેદજીને સરકારે "સર" કીધા, તેથી તેઓ સરકારની તરફદારી રાખેછે, એવી મુર્ખસરખી

૩ આવી રીતે મેળવેલા ખુલાસાપત્ર કે માફીપત્રથી, મુંબઇના છાપાનુ છુટાપણુ ભયમાં આવી પડેલુ જણાવતા તે વખ્તના "*Bombay Gazette*" ના અધિપ-તિએ સખત લખાણ કર્યું હતુ

ફરિઆદ તેઓ ઊઠાવી નિકલ્યા હતા. પણ સુરજના તેજને છુપાવી શકાતું નથી, તેમ સર જમશેદજીની સંગીન સેવા આખરે પ્રગટી નિકલી, અને સરકારની દેખીતી નબળાઇ માટે તેમને દોષ દેનારાઓ, મનમાં શરમાવા લાગ્યા.[૪]

સર જમશેદજીની આગણિત શહેરી સેવાનો આ પ્રકરણ સાથ અંત આવેછે, પણ એક માનવત અકાબર તરીકેની તેમની ઉપયોગી સેવા—પોતાની કોમની બજાવેલી ખાસ સેવા—વિષે હવે અમારે વિવેચન કરવું છે.



૪ આ પ્રકરણમાં આવેલી ઈ. સ. ૧૮૩૨ તથા ૧૮૫૧ નાં હુલ્લડની સઘળી વિગત અનુસરી, "પારસી પ્રકાશ" પરથી લીધીછે. જેહાં હુલ્લડનો તુલોતવીલ અહેવાલ એ કિંમતી પૂસ્તકના પહેલાં દફતરને પાને ૫૬૯ થી ૫૮૩ સુધી આપવામાં આવેલોછે આ હુલ્લડ વિષે બે ચોપડીઓ, તે વખતમાં, લખાયલી "પારસી પ્રકાશના" બનાવનાર ખાનબહાદુર બહમનજી બહેરામજી પટેલ જણાવેછે, પણ અમારી સઘળી મહેનત છતાં એ પુસ્તકો અમારે હાથ લાગ્યાં નથી. જે વાંચનારાંઓને આ હુલ્લડનો અહેવાલ, સર જમશેદજીની જીંદગીસાથ થોડો નિસબત ધરાવનારો લાગે, તેઓએ યાદ રાખવું કે સર જમશેદજીની જીંદગીના અહેવાલ સાથ, તે સાહેબના વખતના મુંબઈ શહેરનો કંઈક અહેવાલ આપવાની આ લખનારને કાળજી છે.



# પ્રકરણ સાતમું.

## એક માનવંત અકાબર—પારસી પચાયત.

The secret consciousness
Of duty well perormed the public voice
Of praise that honours virtue, and rewards it,
All these are yours *Francis*

એક કોમના અકાબર લેખાવુ એ જેવુ તેવુ માન નથી આખી પ્રજાનું માન અને વિશ્વાસ મેળવવો એ એક મહાભારત કામ છે. સર જમશેદજી પારસી કોમના એક માનવત અકાબર હતા કોમની દાઝ તેઓએ સદા હૈયે ધરી હતી. પારસી પંચાયતના એક સભાસદ તરીકે, તેઓ પારસીઓની સેવા બજાવવાને સદા તૈયાર હતા પચાયત ખાતાને સુધારવાને, તેમાં વધતી જતી બેદરકારી દૂર કરાવવાને, લોકોનો તેપરથી ઊઠતો જતો વિશ્વાસ પાછો લાવવાને તેઓએ ઘણી જહેમત કરેલી છે પારસી અનજુમનની, અને પારસી લોકોના કામ માટેની બેદરકારી માટે, તેઓ સદા અફસોસ કરતા. પણ તેમના વિચારો, જુના અને ખાક થઈ ગયલા તેમના કેટલાક ગોઠીઆઓને પસંદ ન હતા. સર જમશેદજીના વિચારો તેમના જમાના કરતા વધારે આગળ વધેલા હતા પોતાના પ્રમાણિક વિચાર જણાવતાં તેઓ વારવાર પોતાના જાતભાઇઓની ખફગીમાં આવી પડતા. જો તેઓના કહયા સર પંચાયત બધારણમા સુધારો કરવામા આવતે તો એ આજસુધી એકસરખુ ઉપયોગી ખાતું થઈ પડતે સર જમશેદજીની

પોતાની લખેલી "ખોલાસે પંચાયતમાં" જે એદકારક આગાહી "પારસી પચાયત" માટે કરવામાં આવી હતી, તે આખરે ખરી પડી છે પણ આ બાબતમાં આગળ વધવા પહેલાં "પારસી પચાયતની" ટુંક તવારીખ, તે પચાયતના એક આગેવાન અકાબરનાં આ જન્મચરિત્રમાં નોંધી રાખવી જોઇએ

પચાયત ધોરણની નકલ પારસીઓએ હિંદુઓપરથી કરેલી હોવી જોઇએ એકાદ સદી અગાઊની પારસી તવારીખ એટલી તો અંધકારમાં ગોતાં ખાતી છે, કે પારસી ટોળાના પંચાયત બંધારણની શરૂઆત શોધી કાઢવુ તદન અશક્ત છે આગળી સદીઓના પારસીઓનો મુખ્ય ધધો ખેતીનો હતો, અને ખેડુતો તવારીખ લખવા ક્યાં બેસે? પચાયતનાં મુળ અને તેની ચડતી પડતી દરશાવનારો એક સુદર રેસાલો શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાની "પારસીઓની તવારીખનાં" પુસ્તકમા આપેલો છે,[૧] તેમાં પણ આ બાબતનો સતોષકારક ખોલાસો કરેલો નથી

આગળા વખ્તમાં પચાયત, પારસીઓની અદાલત હતી, તેના ચૂકાદા ઘણી ધીરજ અને સભાળથી અપાતા તે સામે કોઇપણ પક્ષ વાંધો લઇ શકતી નહિ. પચાયતનો હોકમ નહિ માનનારને "નાત બહાર" કાઢવામાં આવતો. તે વખ્તમાં નાત બહાર થવાની મજા હસી કાઢવા જેવી ન હતી જસન, ગહમ્બાર કે પાયદસ્ત અથવા લગ્નની મજલિસમા હાજર થવાની, એક નાત બહાર થયનાને સખ્ત મનાઈ હતી. અગિયારીમાં તેનાથી પગ પણ ન મૂકાતો! નાત બહાર હોય, ને તે વખ્તમાં તેનું મરણ થાય તો, તેની મરણ વખ્તની ધર્મક્રિયા પણ બરાબર કરવા દીધામાં આવતી ન હતી મોબેદો તેને ઘર ભણવા પણ જઈ શક્તા ન હતા નાત બહાર રહેવાની આવી ભારે આપદાઓને લીધે, પારસીઓ આગળા વખ્તમાં કદાચજ પંચાયતના હોકમોની સામે થતા

[૧] વાંચો, "History of tho Parsees' પુસ્તક પહેલું પાને ૨૧૮ થી ૨૪૧

પણ જમાનો ફેરવાતો ચાલ્યો. અંગ્રેજ સરકારના રાજ્ય હેઠળ પારસીઓની હાલત સુધરતી ગઇ. પંચાયતની સત્તા આગળ જેટલી અસરકારક રીતે ટકી શકી નહિ. કારણુ અંગ્રેજ રાજ્યમાં "ખાસડાંની સજા" જેવી સજાઓ આગળ માફક ચાલી શકી નહિ. ઇ૦ સ૦ ૧૭૭૮ માં તે વખ્તની પારસી પંચાયતે, ગવર્નર વિલીયમ હોર્નબીને એક અરજી કરી, ખાસડાંની સજા કાયદા પૂર્વક ઠેરવી આપવાની માગણી કરી. અજબ! આ પરવાનગી તેમને આપવામાં આવી અને ખુદ અંગ્રેજ સરકારના હોકમથી આ વિચીત્ર સત્તા પારસી પંચાયત ભોગવવા લાગી! પણ સારે નસીબે મોબેદો અને ધર્મગુરૂઓને આ સજાથી મોકળા કર્યા હતા. [૨]

વળી એજ અરસામાં "અંધિયારૂ અને બહેદીન" વચ્ચે છોકરા છોકરીની સગાઇમાં આપ લે બાબત પારસીઓમાં જોસભર તકરાર ચાલી રહી. આ બાબતની ચકચાર એટલી તો રસપર ચઢી કે બખેડો થવાની ધાસ્તીથી સરકારને વચ્ચે આવવું પડયું. એની તપાસ ચલાવવાને સરકારે ત્રણ યુરોપિયન ગ્રહસ્થોનું એક "કમિશન" નેમ્યું. પૂરતી તપાસ પછી આ "કમિશને" મોબેદોનો વાંક જણાવ્યો, તેમજ પંચાયતના ધોરણમાં સુધારો કરવાને તથા ખાસડાંની સજા કાઢી નાખવાને તેઓએ સરકારને ભલામણ કરી. આ ભલામણ પ્રમાણે સરકારે ચોવીસ આગેવાન પારસીઓનાં નામ મગાવી, તેમાંથી ૭ બહેદીન અને ૭ મોબેદોની એક "કમિટી" પંચાયતનો કારોબાર ચલાવવાને નેમી. [૩] આ નવા ધોરણની પંચાયત ઈ. સ. ૧૭૮૭ ના સાલથી શરૂ થઈ; જ્યારે આ પંચાયતના ભવિષ્યના માનવંત આગેવાન અકાબર ચાર વર્ષના બાળક હતા.

---

૨ પારસીઓએ કરેલી આ અરજી તથા ગવર્નર હોર્નબીએ તેપ્રમાણે આપેલી બહાલીને લાગતાં પત્રો માટે જુઓ "ખુલાસે પંચાયત" પા. ૨૩૫ અને ૨૩૭ તેમજ "પારસી પ્રકાશ" દફતર પહેલું પાને ૫૬?

૩ એ કમિટીના સભાસદોનાં નામો અને બીજી વિગતમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર પહેલુ, પાને ૬૮.

પણ આ નવી પંચાયત પણ બરાબર ચાલી શકી નહિ. સરકારે વર્ષો વર્ષની નેમણુકો બરાબર કરી નહિ તેમજ હદની બહાર સત્તા ભોગવવાનો લોભ પંચાયતને આડે આવ્યો. ઈ સ. ૧૮૧૮ માં પંચાયતને નવેસરથી ગોઠવવાની ગોઠવણ બીજી વાર થઈ. બાર બહેદીન અને છ મોબેદોની એક નવી પંચાયત બનાવવામાં આવી.[૪] થોડો વખ્ત, એ નવી પચાયતની સત્તાને લોકોએ માન આપ્યું. પણ પાછળથી તે સત્તાપણ પડી ભાગી.

તા. ૧૫ મી અકટોબર ૧૮૨૩ ને દિવસે શેઠ જમશેદજી પહેલીવાર પારસી પંચાયતના એક અધિકારી નેમાયા. શેઠ હોરમસજી વાડીઆના ઘરમાં ભેગી મળેલી એક અનજુમને શેઠ જમશેદજીની સર્વાનુમતે નેમણુક કરી હતી. પચાયતના દફતરમાં તેની નીચે પ્રમાણે નોંધ લેવામાં આવેલી છેઃ—

> "બીજુ પંચાતમાં બેશનારા પારશી નવરોજજી મેરજી તથા પંથકી દોરાબદાર ફરામજી બેહેશતી થયા છે. તેનાને બદલે પંચાત મધે બેશવાને વાશતે પારશી જમશેદજી જીજીભાઈ તથા હોરમજી દોરાબજીને શમસત અંનજુમને પચાત મધે બેશવાને ઠેરાવા છે." [૫]

આ નવી નેમણુક થયા પછી ત્રીજેજ દહાડે મળેલી પારસી અનજુમનની સભામાં પારસીઓમાં "મરણ તથા લગનને" લગતી ક્રિયાઓના ખરચને લગતી બદોબસ્ત કરવાની તકરારમાં શેઠ જમશેદજીએ ભાગ લીધો હતો. પણ પચાયતની સત્તા હવે અસર વગરની થવા લાગી હતી. ૧૮૩૮ માં પંચાયતે સરકારપાસ નવા હકો માગ્યા હતા, પણ તે તેને મલ્યા ન હતા.

પંચાયતની સત્તા પડી ભાગતી જોઇ શેઠ જમશેદજી સદા અફસોસ કરતા. તેને સારે રસ્તે દોરવવાને, તેના સભાસદોને ઊલટ આપવાને

૪ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૧૩૬.

૫ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૧૭૨.

તેઓએ ઘણી મહેનત કરી હતી. ગરીબ અને તવંગરને એક સરખા ગણવાને તેઓએ પોતાના ભાઇબંધોને વારંવાર ઘણો આગ્રહ કર્યો હતો. પણ તેઓમાંના કેટલાક સમજ્યા નહિ. પંચાયતની બેદાદીથી કંટાળી શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ તથા ફરામજી કાવસજી બનાજીએ રાજીનામાં આપી દીધાં. આપણા શેઠ જમશેદજી પણ આખરે કંટાળી રહ્યા. ઇ. સ. ૧૮૪૩ માં "માઝદયસની દીનનો તાબેદાર બદેખોદા" એવા નામ હેઠળ "જામેજમશેદ" છાપખાનામાંથી "ખોલાશે પંચાત" નામની ચોપડી તેઓએ પ્રગટ કરી.

આ ચોપડીમાં તેઓએ પારસીઓને લગતી ઘણીક બાબતપર લખાણ કરી, પારસી સુસ્તી અને પારસી બેદરકારી માટે જગેજગ અફસોસ કર્યો છે. પારસી પંચાયતની પડતીનાં કારણો તેઓ આ કિતાબમાં વિગતવાર દરશાવે છે.[¶] તેઓ લખેછે કે "આગલા વખતપર પોતાના કોમનું ભલું ચાહીને હરેક તેવાં કામમાં [ પારસીઓ ] એક દીલીથી તરત શામેલ થતા હતા, ( પણ ) તેવું કાંઇ હાલમાં જોવામાં આવતું નથી." આ તેમનો બળાપો આજના વખ્તના પારસીઓને પણ આબાદ લાગુ પડી શકે। શરમાશરમીથી અકાબરો કામ કરે, તવંગરને જૂદો અને ગરીબને જૂદો ઇનસાફ મળે, તેમાટે શેઠ જમશેદજીને જબરો વાંધો હતો. માટે કામકાજ કરવાના ધોરણમાં અને મત લેવાની રીતમાં તેઓ ફેરફાર કરાવવા માંગતા. તે વખ્તે ખુદ યુરોપ અને અમેરિકામાં થોડી જણાયલી "બેલોટથી" ( Ballot ) મત લેવાની રૂઢીના તેઓ જબરા હિમાયતી હતા. સર જમશેદજીના વિચારો તેમના જમાનાથી કેટલા આગળ વધેલા હતા, તે આપરથી આપણને સમજ પડી શકે.

પણ તેમની સુચનાઓપર ધ્યાન અપાયું નહિ, અને આખરે તેઓએ પણ "પંચાયતમાં" હાજરી આપવાનું મોકુફ કીધું અને તેમ કરતાં જણાવ્યું કે જ્યાં સુધી "તમો સારા આબરૂવાલા ઘણાએક સાહેબો

[¶] જુઓ "ખુલાસે પંચાત" પાને ૨૨૮ થી ૨૬૧.

પંચાતના કામ મધે લમોસ થઈ હાજર થાવો નહી, તથા બીજા સાહેઓને પંચાતના મેમબરો કરો નહી તથા તેનાની શાથે બીજા સારા દાંનાવ આબરૂવાલા સાહેબો આવે નહી, તાંહાં સુધી મારે તમારી સાથે હવેથી બેશવું નથી."

ગરીબોની દાઝ સદા તેમને હતી. તેઓ પોતાની આ ચોપડીમાં પારશીઓને કાકલુદીથી અરજ કરેછે કે—"તમો ૧૦૦ કે ૨૦૦ આશાંમી એક ઠેકાણે મળીને પચાતની બાબતની જે કાંઈ બીના [ મે ] ઊપર લખીછે, તેહેના બંદોબસત જેમ કાંઈ તમારા નેક વીચારમો ઠરે તેહેવો કરો કે ગરીબ લોકો બેકરાર છે, તે ઠેકાણે પડે અને તે લોકોને તથા બીજા ઘણાં એક શાહેબોને [ ફાયદો થાય ]

વળી પારસી સેવા બજાવવાની તેમની જાહેર હિંમ્મત જુઓ! આપણા શેઠ એક તરફ લખેછે કે—"હવે કેટલાએક સાહેબોના ધેઆનમાં હેતુ છે કે પનચાતમો બેશીને ગાલ કોણુ ખાએ—એ વાતમો તેહેવા સાહેબોની ઘણી ભુલ છે કાંએજે પોતાની કોમનું કામ સુધારવા તથા બેહુનો કજીઓ ટનતો તથા કકાશ ટાલવામો પોતાનો શાહેઓ આપી, હેવાં કામ ઊપર તન દેઇને ઇનશાફની રાહે શફાઈ કરે તો તેહેને કશી ગાલ લાગવાની નથી, અને વલી એ કામમો ગાલ તે શી ચીજ છે, અને તે ગાલથી કેવી અમર થાયછે ?" લોકનું ભલું કરવા ગાલ ખાવા તૈયાર થનાર ખરા પરગજુ નર, સર જમશેદજી હતા! ને આજે તેમના જેવા અકાબર કેટલા થોડા છે?

વીસ વર્ષસુધી તેઓએ પારસી ટોળાની સેવા એક ઊમદમદ અકાબર તરીકે બજાવી, પણ આખરે કંટાળી તે નામદારે ઈ સ ૧૮૪૨ થી "અનજુમનમા બેસવાનું" મોકુફ કર્યું પણ પારસી ટોળા માટેની તેમની કાળજી જેવીને તેવી હતી. અનજુમનથી છુટા પડવા છતાં, તેઓ અનજુમનની સેવા મુગે મ્હોડે બજાવ્યા જતા. અનજુમનના ધર્મખાતાંની પુજીના તેઓ એક ટ્રસ્ટી હતા તેની જાળવણી કરવાને પોતાની

હૈયાતીની છેલી ઘડી સુધી તેઓએ જરાકે કસુર રાખી હતીજ નહિ.[૭] તેઓ ગરીબ અને તવગરને એક સરખો ઇનસાફ આપતા અને અપાવતા. ટુંકમાં એક ખરા અકાબરને છાજતી તેમની રીતિ હતી.

પારસી પંચાયતના ધર્મખાતાઓ સાથનો તેમનો સંબંધ જેવો તેવો ન હતો. આ ખાતાંઓના ટ્રસ્ટફંડના તેઓ પહેલેથી છેલ્લે સુધી એક ઊલટમંદ અને પ્રમાણિક ટ્રસ્ટી હતી. ઇ. સ. ૧૮૨૦ પહેલાં, પંચાયતનું નાણું જૂદે "જૂદે હાથ રહેતું. તેનો કઇએ બરાબર હિસાબ ન મળતો. સર જમશેદજીના પોતાનાંજ લખવા પ્રમાણે "તેની તજવીજ અને ખબરદારી કોઇએ રાખી ન હતી, અને સરવે વાતે રૂપીઆ બારેવાત થવા દીધા હતા. અને જેને તીયાં પચાતના રૂપીઆ રાખેલા હતા, તેનેજ તીયાં રહી ગયા. તે વીશેની કોઇને આજની ઘડી સુધી ખબરખી નથી, જે તે પુંજી શું હતી, અને તેનીપાસે શું રહી ગયું."[૮] એવી તે વખ્તની બેદરકારી હતી. પણ ઇ. સ. ૧૮૨૦ માં પંચાયતની પુંજી શેઠ હોરમસજી બહમનજી વાડીઆજી જેવા પુરૂષને હાથ આવી. ત્રણેક વર્ષ તેનો કારભાર ચલાવ્યા પછી, આ પુંજી એકલી પોતાને હાથ રાખવું આ દુરઅંદેશ નરને વાજબી લાગ્યું નહિ. ૧૮૨૩ ના ડિસેમ્બર માસથી તેઓએ પોતાને હસ્તકની પંચાયતની પુંજી, પચાયતની મજુરીયાતથી તેના નેમલા ચાર ટ્રસ્ટીઓને સ્વાધીન કરી. શેઠ હોરમસજી વાડીઆ પોતે, અને શેઠો જમશેદજી જીજીભાઈ, ફરામજી કાવસજી બનાજી અને નવરોજજી જમશેદજી વાડીઆ, પારસી પંચાયતના પહેલા માનવત ટ્રસ્ટીઓ હતા. રૂ. ૧૭,૮૬૩ ની પારસી પંચાયતની પુંજી આ નવા ટ્રસ્ટીઓને હાથ આવી, તેમાં રૂ. ૨૧૯૬ શેઠ નવરોજજી વાડીઆએ ભરી આપ્યા, તે અને વ્યાજ સાથ સઘળા મળી રૂ. ૨૦૦૫૯ પચાયતના ટ્રસ્ટીઓને હાથ આવ્યા. આ રૂપિયામાંથી રૂ. ૧૮૦૬૨ શેઠ જમશેદજીએ

૭ "મુંબઈનો બહાર" પાને ૬૭૦.
૮ "ખુલાસે પંચાત" પાને ૧૪૭.

પોતાને અને ટ્રસ્ટીઓને નામે તે વખ્તના જાણીતા વેપારી અને શરાફો મેસર્સ રિમીંગટન ક્રાફર્ડની કંપનીમાં પાંચ ટકાના વ્યાજે અનામત મેલાવ્યા[૯] ઇ સ ૧૮૫૧ માં તેનું એક પાકું "ટ્રસ્ટ ડીડ" કરવામા આવ્યું હતુ ઇ સ ૧૮૨૩ થી ૧૮૪૨ સુધી આ રૂ ૧૮૦૦૦ ના ફંડને ખીલવવાને શેઠ જમશેદજીએ તન અને મનથી મહેનત કરી હતી ત્યાર પછી પણ તેની આબાદીમાટે તેઓ સદા કાળજી રાખતા ઓગણીસ વર્ષની તેમની ચાલુ મહેનત અને ઊલટ લીધે આ રૂ ૧૮૦૦૦ નું ફંડ વધતા વધતાં રૂ ૧૩૦૦૦૦ નું થવા પામ્યું હતું, તથા તેમના મરણ વખ્તે તેની પુંજી રૂ ૨૭૭૫૦૦ ની હતી, અને આજે તે ફંડની પુંજી રૂ ૩૩૪૦૧૦૧ ની બાદશાહી રકમે પુગી છે[૧૦] એવા મહાભારત ફંડનો, એવા પારસીપયોગી ફંડનો પાયો નાખવામાં, તેની હસ્તીની શરૂઆતમાં તેની ખીલવણી કરવામા આ મોટા શેઠનો, મોટો ભાગ હતો. સર જમશેદજી જીજીભાઇ, શેઠો ફરામજી કાવસજી બનાજી હોરમસજી બહમનજી વાડીઆ અને ખરશેદજી માણેકજી સરાફ જેવા મોટા દિલના પારસીઓની અવલની મહેનત અને પ્રમાણિક રહેબરીનાં ફળ, આ કિમતી ફંડની બક્ષેસથી, આજના પારસીઓ ચાખેછે

પારસી પંચાયતના ધર્મ ફંડોને સર જમશેદજી સરઅવસરે સારી મદદ કરતા રહ્યા હતા એ ધર્મ ફંડ ખાતે તેમને નામના ઘણાંક ખાતાં પાડેલાં છે તેની વિગતવાર નોંધ વર્ષો વર્ષ પારસી પંચાયતના હિસાબના દસ્તાર પોથામા આવતી રહે છે. ઊઠમણા વખ્તે એમણે ભરી આપેલી ન્હાની મોટી રકમથી હજારોની રકમ પારસી ધર્મ ખાતે મળી છે તે કિસમની તેમની સખાવતનો કંઇક ખ્યાલ નીચલી વિગતોપરથી આવશે

---

[૯] આ બાબે શેઠ જમશેદજી તથા મેસર્સ રિમીંગટન ક્રાફર્ડની કંપની વચ્ચે ચાલેલા પત્ર વહેવારમાટે જુઓ 'ખુલાસે પંચાત' પાને ૧૫૩, ૧૫૬ અને ૧૫૮

[૧૦] 'પારસી પંચાયતનો' સન ૧૮૯૫ ૯૬ નો વાર્ષિક રિપોર્ટ, પાને ૪૧૪ થી ૪૨૨

ઇ સ ૧૮૩૩ માં શેઠ ખરશેદજીના પહેલાં ધણીઆણીના ઊઠમણા વખ્તે રૂ ૧૫૦૦ તેઓએ ધર્મ ખાતે આપ્યા હતા ૧૮૩૪ મા મૂકતાદ ટાંકણે રૂ ૧૫૦૦ સુરતના પારસીઓમાં વહેંચી આપ્યા હતા ઇ સ ૧૮૪૨ માં સુરતના આંધળા પાગલા માટે રૂ ૫૨૫ મોકલી આપ્યા હતા ૧૮૪૬ મા પોતાના બહેન બાઈ નવાજબાઈના પૂણમાટે રૂ ૬૧૦૦ નો ધર્મ કર્યો હતો ૧૮૪૭ મા દસ્તુર એદલજી દોરાબજી સન્જાણાની યાદગારીના ફંડમા રૂ ૧૦૦૦ ભર્યા હતા . ૧૮૪૫ માં પોતાના મિત્ર શેઠ જેહાંગીર ખરશેદજી તારાચંદના ઊઠમણામાં રૂ ૫૦૦ ભર્યા હતા ૧૮૪૮ મા પોતાના મિત્ર અને સુરતના એક વારના આગેવાન સોદાગર શેઠ મનચેરશાહ ધનજી મહેતાનાં ઊઠમણામા રૂ ૧૫૦૦ આપ્યા હતા એજ સાલમા પોતાના એક અતલગના બેસી બાઇ મીઠીબાઇ બરજોરજી માણેકજી વાચ્છાના ઊઠમણા વખ્તે રૂ ૨૦૦૦ નો ધર્મ કરી, પારસી પચાયતના દફતરમાં તેનું ખાતુ પડાવ્યું હતુ, ને નવસારીના આંધલાં પાંગલા માટે તેનું વ્યાજ વાપરવા આપ્યુ હતુ તથા રૂ ૭૫૦ પરચુરણ ધર્મ ખાતે આપ્યા હતા ૧૮૫૦ મા પોતાના એક ભાણેજ બાઇ રતનબાઇ તે શેઠ હીરજીભાઈ ન સરાફના ધણીઆણીના ઊઠમણામા રૂ ૫૦૦, બાઇ નવાજબાઇ ખ રૂ શરાફના ઊઠમણામા રૂ ૫૦૦, તથા પોતાના સાસુ બાઇ મોટીબાઈ બાટલીવાળાનાં ઊઠમણામા શેઠ જમશેદજી અને ધણીઆણીએ રૂ ૩૦૦૦ ભર્યા હતા એજ સાલમાં ગયુદેવીના નસેસાલારને પગાર આપવા માટે રૂ ૫૦૦૦ નું એક ફંડ પારસી પચાયત ખાતે જૂદુ કાઢી, પાછળથી સુરતની અનજુમનને એ રકમ એનાયત કરવામાં આવી હતી ઇ સ ૧૮૫૧ માં લાચાર ઇરાનીઓને માટે ચોપાતી ખાતે ધર્મશાળા બાંધવા માટે જોઇતી જગ્યા લેવાના ફંડમાં રૂ ૨૦૦૦ આપ્યા હતા ૧૮૫૫ માં શેઠ ખરશેદજીના દીકરી બાઇ જીવણબાઇ તે શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠના ધણીઆણીના ઊઠમણામાં રૂ ૨૩૦૦ ભરી, એકસો ઇરાની છોકરીઓને પરણાવી આપવાને છોકરી દીઠ રૂપિયા ૪૦ થી ૫૦ આપવાનું જાહેર કર્યું હતુ ૧૮૫૬ મા સુરતના

પ્રખ્યાત કોટવાલ અને પોતાના મિત્ર અરદેસર બહાદુરનાં ઊઠમણામાં રૂ. ૧૫૦૦ સુરતના આંધલાં પાંગલાંના ફંડમાં ભર્યા હતા. ૧૮૫૭ માં પોતાના એક ખેસી રતનજી દાદાભાઇ માણેકજી વાચ્છાના ઊઠમણામાં રૂ. ૫૦૦ ભર્યા હતા. ૧૮૫૮ માં બહેન બાઇ બાઇઆઇના ઊઠમણામાં રૂ. ૧૮૦૦ નવસારીના આંધળાં પાંગલાંના ફંડમાં ભરી આપ્યા હતા. અને છેલ્લે ૧૮૫૯ માં પોતાના મરણ પછી, મુંબઇના આંધલાં પાંગલાંના પરવસી કરવાના ફંડ માટે પોતાના, વસિયતનામામાં રૂ. ૧૦૦૦૦ જૂદા આપી ગયા હતા.

સર જમશેદજીની રૂ. ૫૦૦ થી ઓછી રકમની સખાવતની ટીપ બનાવાની કોશેષ કરવી, એ વહેતી નદીનું પાણી માપવાની કોશેષ કરવા બરાબર છે. તેમજ ઊઠમણામાં ભરેલી રકમોની વિગતવાર ટીપ કરવી, એ ન બની શકે એમ છે.[૧૧]

પારસી કોમ, પહેલા સર જમશેદજીની કેવી આભારી છે, તે આ પ્રકરણ વાંચતાં સહજ જણાશે પણ આ તો સેંકડોની સખાવતોનું વર્ણન થયું. પોતાના હમદીનો માટે કરેલી હજારો અને લખોની સખાવતનું બ્યાણ તો હજી આગલ છે. અલબત્ત સર જમશેદજીની સખાવતની વિગત મેળવવાને, તેમની જીંદગીનો અહેવાલ લખનારાઓ થાકયા, પણ આ હાતેમ ટેકના ધણી સખાવત કરતાં થાકેલા લાગતાજ નથી!

---

૧૧ ઊપર આપેલી વિગતો માટે અમો "પારસી પ્રકાશ"ને આભારી છીએ. ખાનબહાદુર પટેલે "પારસી પંચાયતના" જૂદા જૂદા સાલના હિસાબના ચોપાઓપરથી આ ટીપ ટપકાવેલી હોવાથી, તે તદન ખરી છે.



# પ્રકરણ આઠમું.

## ગહમ્બાર ફંડો અને "એશાહિબાગ."

Man immortal! Live for something. Do good and leave behind you a monument of virtue that the storm of time can never destory. Good deeds will shine as the stars of heaven.

*Chalmers.*

ગહમ્બાર અને જસનનો હિંગામ પવિત્ર છે. ખોદાની કરમ બક્ષમેમો ખાસ યાદ કરવાનો આ દિવસો છે. એ મોટા દિવસો, એક ખરો જરથોસ્તી, ખરા ધર્મનાં કામમાં ગુજારેછે. કુદરત પરેસ્તેશના આ દિવસોપર તે એબાદતમાં મશગુલ થાય છે. ધર્મક્રિયાનાં કામો કરેછે અને કરાવે છે; ગરીબગુરબાંને ખેરાત કરેછે, અને તેમને ખવાડે છે. આગળા વખ્તમાં જ્યાં પણ પાંચ પારસી સાથે વસ્તા, ત્યાં તેઓ ગહમ્બારના તહેવારોપર એકઠા થઈ, દિવસને અનુસરતાં જસનો કરી, ગરીબ અને તવંગર એક સુફરે સાથે જમતા. પારસીઓની વસ્તી અમુક જગ્યાએ વધવાસાથે ત્યાં—હિંદુ રાજમાં હિંદુ રિવાજને અનુસરી—તેઓ ગહમ્બારના દિવસો પર નાતનાં જમણો કરવા લાગ્યા. પારસીઓ એવાં નાતનાં જમણો—આમેગામ કરતા. કેટલેક ઠેકાણે ઊઘરાણાં કરીને તો કેટલેક ઠેકાણે આગવાન પારસીઓ પોતાને ખર્ચે વારા ફરતી એવાં જમણ કરાવતા.

ગરીબાઇની દલદ્રીતા ભોગવતા પારસીઓને તો આ ગહમ્બારનાં સાદાં જમણ, એક ઊજાણી સમાન હતાં. વર્ષમાં છવાર એકાદ બે સુખી દિવસ પસાર કરવાની તેમને એકાદ તક મળતી; જે તકનો લાભ લેવાને તથા તેવી તક તેમને કરી આપનારને આશીરવાદ દેવાને તેઓ સદા તૈયાર રહેતા. ગરીબોની આંતરડીના આશીરવાદ મેળવતા એના જેવુ પૂણ્યનું કામ શું? ભલાં કામો કરવાને સદા આતુર રહેનાર સખી શેઠ જમશેદજી એ, પોતાના જાત ભાઇઓને, ગહમ્બાર જેવા પવિત્ર, હિંગામપર સુખી કરવાનું, અને ગરીબની આંતરડીના મુગા આશીરવાદ મેળવવાનું કામ માથે ઊઠાવ્યું, અને તે એવા તો બેહોળા પાયાપર સરજામ ઊતારી આપ્યું, કે આજે પણ જ્યાં જ્યા પારસીની ન્હાની કે મોટી વસ્તી હશે, ત્યાં એ મોટા હિંગામપર એ ભલા નરના નામને યાદ કરતા, એ સખી શેઠના હજારો હમદીન ભાઈઓ—મૂખ્ય કરી ગરીબો—માન સાથ એમને યાદકરી, એમના રૂહને હજારો દૂવા દેતા, એમની સદાકાળ ચાલુ રહેનારી સાદી મેજબાનીનો લાભ લેછે.

ઇ. સ. ૧૮૨૮ માં શેઠ જમશેદજીએ પોતાને ખરચે ગહમ્બાર કરવાનું શરૂ કીધેલું લાગેછે, કારણ "ખોલાસે પચાતને" ૨૭૭ મે પાને તેઓ પોતેજ આ પ્રમાણે તે બનાવની નોંધ લેછે, કે "અગીઆરમું એજે શવંત ૧૧૮૪ નાં વરશથી ગામના વરશ એકના ઘહંમબાર ૬) કરવાનું કામ સર જમશેદજી જીજીભાઇએ જારી કીધું છે. અને તેના ખરચેને શારૂ ફંડ જુદુ કાહડેઊછે. તેહમોથી આજંદન શુધી શ્રી મુંબઇ-મધે તથા બાહેરના દેશાવરોમધે ઘહમબાર થાએછે."

સર જમશેદજી તરફના ગહમ્બાર પહેલાં ફક્ત મુંબઇમાંજ થતા હતા. પણ આસ્તે આસ્તે તેઓએ જ્યાં જ્યાં પારસીઓની મૂખ્ય વસ્તી હતી, ત્યાં ત્યાં ગહમ્બાર કરવા માંડ્યા હતા. પહેલાતો દરસાલ પોતે ગીરોથી નાણું ખરચ્યા જતા હતા; પણ પાછળથી જાયુક તે ચાલુ રાખવાના ઇરાદાથી તેઓએ તે માટે નાણાંની એક સારી રકમ જુદી કાઢી હતી. ઇ. સ. ૧૮૩૪ માં તેઓ ઊદવાડે હતા તે વખ્તે તેઓએ ત્યાં પોતાને ખર્ચે

ગદ્દમ્માર અને ન્યાતનાં જમણો કરવાનું શરૂ કર્યું ઇ સ ૧૮૩૭ માં મુંબાઈ ખાતે એ જમણો કરવામાટે તેઓએ બંધાવી આપેલો "એનાહિમામ" પુસ્તો મૂકતી વખ્તે, એ ગદ્દમ્મારોનાં જમણ સદા ચાલુ રાખવામાટે તેઓએ એક પાકુ "ટ્રસ્ટડીડ" કરી એ કામમાટે રૂ ૧૧૮૫૦૦, એક લાખ અડસેઠ હજાર અને પાંચસેની રકમ જૂદી મહી હતી એ બાદશાહી પુંજી ભેગી કરી આપવાને તેઓએ નીચલી વિગતની રકમ જૂદી કઢી હતી —

૬૪૫૦૦ ઍપોલો પ્રેસના ત્રણ શેર, જેની શેરદીઠ અમન કિમત રૂ ૧૧૦૦૦ હતી, પણ જેની કિમત "ટ્રસ્ટડીડ" કરતી વખ્તે રૂ ૨૧૫૦૦ ની હતી

૮૨૦૦૦ બગાલ બૅંકના શેર દસ, શેરદીઠ અસલ કિંમત રૂ ૪૦૦૦ પણ તેની વધેલી કિમત રૂ ૬૦૦૦ પ્રમાણે અને નફાના રૂ ૩૨૦૦૦ સાથે

૧૨૦૦૦ "ટ્રસ્ટડીડ" કરતી વખ્તે ટ્રસ્તીઓનાં નામપર રોકડા ચઢાવી આપ્યા હતા, તે રૂ ૧૨૦૦૦

આ પ્રમાણે એકઠા કરી આપેલા લગભગ પોણાબે લાખ રૂપિયાની બાદશાહી રકમનું એક પાકુ "ટ્રસ્ટ ડીડ" કરી, તેના ટ્રસ્ટીઓ તરીકે મેસર્સ જે એચ ક્રાઈફ, ટી. વી ઍન્ડર્સન, મીર્યા મહમદઅલી હોશેન રોગે, શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ અને ફરદુનજી સોહોરાબજી પારેખને નિમ્યા હતા એ "ટ્રસ્ટડીડની" ત્રણ નકલો બનાવી, તેમાની એક પોતાની પેઢીપર, બીજી મેસર્સ રિમીંગટનની કપનીમાં અને ત્રીજી છેક કલકત્તે મેસર્સ કોલવીનની પેઢીપર રખાવી હતી,[1] કે પોતાના જાનભાઈઓ માટે કાયેલાં આ ભલાં કામને કદી નુકશાન ન પૂગે પારસીઓ માટે એવી મોટી દાઝ તેમને હતી!

[1] જુઓ 'મનસુખી મજ્જ્નામુ' પાને ૩૧૧

આ ગહમ્બાર ફંડની આવક ઈ. સ. ૧૮૩૮ માં રૂ. ૭૧૦૦ ગણવામાં આવી હતી, અને દર વર્ષે તે આવક નીચે જણાવવા પ્રમાણે જૂદે જૂદે ઠેકાણે ખરચવાની ગોઠવણ થયલી હતી.[૨]

૪૮૦૦ મુંબઈ ખાતે આખા શહેરના પારસીઓમાટે છ ગહમ્બારનું જમણ કરાવવા માટે.

૩૭૫ ઊદવાડે એજ રીતે જમણ કરાવવા માટે.

૬૦૦ નવસારીનાં "મલેસર ફળિયાના" તે પોતાનાં વતનના બહેદીનોના ગહમ્બારનાં જમણોમાટે.

૧૦૦૦ સુરત શહેરમાં પારસીઓના તીર મહિનાનાં ગહમ્બાર વખ્તે આખા શહેરનું મોટું જમણ કરાવવામાટે.

૫૨૫ મુબઈ તથા દેશાવરના આતશબેહરામોમાં એ પવિત્ર ઠિગામપર ધર્મક્રિયા તથા ભણવાનું કામ કરાવવાના ખરચમાટે.

૧૮૦૦ બાકી રહેલા રૂ. ૧૮૦૦ ગામે ગામનાં ગહમ્બારનાં જમણોનો ખરચ વધે તો તે વધારાના આપવા માટે, અથવા તો એમના વારસ વકીલોની નજરમાં આવે તેવો પારસી ધર્મ કરવામાટે.

એ પછી ઈ. સ. ૧૮૫૦ માં, નવસારી તથા સુરત તરફની પોતાની યાદગાર મુસાફરી વખ્તે, બીજા લાખો રૂપિયાના ધર્મ ઊપરાંત, ગહમ્બારને લગતાં જમણો કરાવવા માટે પણ તેઓ સારી રકમ આપતા આવ્યા હતા, અને તે વખ્તથી સુરત અને નવસારીમાં અને તેની આસપાસના ગામોમાં પણ તેમને નામનાં ગહમ્બારનાં જમણો ચાલુ થતાં આવ્યાં છે. સર જમશેદજીના વખ્તમાં આ ગહમ્બારનાં જશનો અને તેનાં જમણો તારાપોર, ઊદવાડા, વલસાડ, બિલીમોરા, ગણદેવી, ચીકલી, મેઘોર,

[૨] જુઓ "પારસી પ્રકાશ" દફતર પહેલું પાને ૩૩૩.

મહુવા, નવસારી, કરાડી, મતવાડ, સુરત, ભરૂચ, વડોદરા, અને પુણા ખાતે થતાં હતાં.

ઊદવાડે ઇ. સ. ૧૮૩૪, સુરતખાતે ઇ. સ. ૧૮૩૮, પુણાતરફ ઇ. સ. ૧૮૪૧, બિલીમોરા, ચીકલી અને મેઘાર તરફ ઇ. સ. ૧૮૪૩ અને બાકીની જગ્યાએ ઇ. સ ૧૮૫૦ થી સર જમશેદજી તરફનાં ગહમ્બારનાં જમણો થતાં આવ્યાં છે. આજે અર્ધી સદીમાં એ જમણો અને જસનો પાછલ અમલ મુદ્દલ રકમ જેટલી લાખો રૂપિયાની રકમ ખરચાઇ ચુકી છે. આજના વખ્તમાં એવી ખરી સખાવત કોણ કરી જાણેછે?

મુંબઇમાં એવાં જમણો કરવા માટે શેઠ જમશેદજીએ એક મોટી વાડી બંધાવી હતી, અને તેને "એલાહિબાગ" નામ આપ્યું હતું. દરેક મુંબઇગરા પારસીને જાણીતા એ "એલાહિબાગ" વિષે હવે અત્રે આપણને ટુક નોંધ લેવી છે.

મુંબઇમાં બહારકોટ તરફ આ "એલાહિબાગ"[૩] બંધાયો, તે પહેલાં

[૩] મુંબઇમાં બહારકોટ તરફ, આગલ એક બીજો "એલાહિબાગ" હતો, અને તેના બંધાવનાર શેઠ હોરમસજી બહમનજી વાડીઆ હતા મુંબાદેવીનાં દહેરાં સામે, અને મારવાડી બજારને નાકે, આ મકાન આવેલું હતું, અને બહારકોટના જરથોસ્તીઓ સર્વ અવસરે તેનો ઉપયોગ કરતા હતા. આ મકાન શેઠ વાડીઆની પોતાનીજ માલેકીમાં રહ્યુ હતું, અને ઇ સ. ૧૮૩૧ માં, તેમના વારસોએ તે વેચી નાંખ્યું હતું. શેઠ હોરમસજી બહમનજી વાડીઆ, મુંબઈ શહેરના એક આગેવાન પારસી શેઠીઆ હતા તેમનો જન્મ ઈ. સ. ૧૭૬૬ માં થયો હતો. ૨૦ વર્ષની ન્હાની ઉમ્મરે, એ શેઠે મોટો વેપાર ચલાવવા માંડયો હતો. પ્રખ્યાત ફોરબસ કંપનીના તેઓ એક ભાગ્યા હતા, અંગ્રેજ વેપારીઓને તેઓમાટે ઘણું માન હતું. મરાઠા લડાઈ વખ્તે, ડયુક ઓફ વેલિંગટનની ભલામણથી, ફોરબસ કંપની સાથે ભાગમાં તેઓએ ઈસ્ટ ઇંડિયા કંપનીને લાખો રૂપિયા, કંઇએ જામીનગીરી વગર, ધીર્યા હતા! તેઓ છ મોટાં વહાણના અકેલા માલેક હતા. કોટ "મરીન સ્ત્રીટમાં," રૂ દાબવાનો તેમનો મોટો "સ્ક્રુ" હતો, તથા એજ રસ્તાપર તેમની લાખો રૂપિયાની મોટી સ્થાવર મિલકત હતી, કે, જે પાછલથી સરકારને

મજગાંમનાં તથા પરેલનાં તથા મહાલખમીનાં ગરીબ લોકોને, કોટ સુધી આવતાં પાલવતું નથી, તેહેનાંને સુખ થાય." ગરીબોની એવી ખરી દાઝ તેમને હૈયે હતી.

તેથી ઇ. સ. ૧૮૩૪ ના ફેબ્રુઆરી માસમાં, બહારકોટ તરફ, "અબદુલ રહેમાન સ્ટ્રીટમાં" પોતાનાં રહેવાના જુનાં મકાનની સામે, એમની માલેકીની અને ધર્મકામમાં વાપડવાને જુદી કાઢેલી જગ્યા હતી, ત્યાં "એલાહિબાગની" મોટી જમણવાડી બાંધી. એ મકાન તૈયાર થતાં તેને ખુલ્લું મુકવાની ગંભીર ક્રિયા તા. ૨૦ મી ફેબ્રુઆરીને દિવસે થઇ હતી. આ વખ્તે જશનની મજલિસમાં એક એક આગેવાન પારસી હાજર હતો. સાધારણ વર્ગના પારસીઓની પણ એક મોટી ઠઠ ત્યાં એકઠી થઇ હતી. જસનની ક્રિયા પૂરી થતાં "ગહમ્બાર ફંડ" વિગેરે માટે પોતે જુદી કાઢેલી આસરે રૂપિયા પોણાબે લાખની રકમ વિષે તેઓએ અનજુમનને ખબર આપી હતી. વળી એ નવા "એલાહિબાગના" જાથુકના ખરચ તથા ચાલુ મરામતને માટે એની બાજુમાં આવેલી કેટલીક દુકાનો "ટ્રસ્ટીઓનાં" નામપર તેઓએ કરી આપી હતી. આ મજલિસમાં પારસીઓ તરફથી શાલની એક જોડ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ, આપણા પરગજુ શેઠને એનાયત કરી હતી. ક્રિયા પૂરી થતાં શેઠ જમશેદજીએ તૈયાર કરાવેલાં નાતનાં જમણને ઇનસાફ આપી, તથા આ શુભ કામ સરંજામ ઊતરેલું જોઇ, પારસીઓ છુટા પડયા હતા. આ મકાન પાછલ શેઠ જમશેદજીને સઘળો મલી રૂ. ૭૦૦૦૦, સિત્તેર હજારનો ખરચ થયો હતો. એમના બોલો પ્રમાણે "ધરમનું જાવેદાનનું મકાન" જાણી, તેને સર્વ રીતે સંપૂર્ણ બનાવવાની તેઓએ કાળજી રાખી હતી. વળી વખ્તના વધારા સાથ વસ્તીના વધારાનો વિચાર રાખી, તેઓએ આસેપાસેનાં ઘર વેચાતાં લઇ રાખ્યાં હતાં. તાનસા વિહારના નલના પાણીનો તે જમાનો ન હોવાથી તેઓએ એક મોટું ટાંકું પણ આં મકાનમાં બાંધી રાખ્યું હતું, જેનો ઊપયોગ આજે પણ હજારો પારસીઓ કરેછે. 'આજે ૬૦ વર્ષ પછી પણ સર જમશેદજીનો "એલાહિબાગ" સર જમશેદજીની સાદી

સખાવતનો સાદો ખ્યાલ આપતો ઊભો છે. સખાવતના એવા સ્થંભો માણસની કીર્તિ વધારે લાંબો વખ્ત સાચવી શકે છે.

મુંબઈ માફક તેઓએ સુરતમાં પણ એક "એલાહિબાગ" બંધાવી આપ્યો હતો. રૂરતમપરેના જરથોસ્તીઓને ગહમ્બાર કરવા તથા સર અવસરે જમણો વિગેરે કરવા માટે કુશાદે ઓટલા સાથનું એક મકાન બંધાવી આપી તા. ૧૪ મી એપ્રેલ ૧૮૫૪ થી જાહેર વપડાસ માટે તે ખુલ્લું મુકયુ હતું. આ મકાનનો આજસુધી ઉપયોગ થાયછે.

નવસારીમાં પણ તેમના નામ સાથ જોડાયલી એવી એક જગ્યાછે, જે વિષે વધુ વિગત સાથ આગળ લખવું પડશે. બીજાં ન્હાનાં ગામો, કે જ્યાં જમણવાડીઓ બાંધવાની જરૂર ન હતી, ત્યાં ગહમ્બાર અને જસન જેવા પ્રસંગે વાપડવા માટે સેંકડો રૂપિયાની કિંમતનાં વાસણોની ભેટ શેઠ જમશેદજીએ કરી હતી. તેઓએ આવાં ભેટ આપેલાં વાસણોને લગતી વિગતવાર ટીપ મળી શકતી નથી. ઈ. સ. ૧૮૪૪ માં ગંદેવી, બિલીમોરા તથા મહવ્વા ગામોના જરથોસ્તીઓને એવે પ્રસંગે વાપડવા માટે રૂ. ૧૪૦૦ ની કિંમતનાં વાસણોની તેઓએ ભેટ કરી હતી, એમ "પારસી પ્રકાશ" પરથી જણાયછે, પણ પાછળથી એવી કિસમની તેમની ભેટો વધી જવાથી, તેની નોંધ પણ રાખી શકાયલી માલમ પડતી નથી! પણ તેવી નોંધ નથી તો શું થયું? તે ભલાં કામો કરનારનું પ્યારૂ નામ તો આજે પણ યાદગાર છે. સર જમશેદજી મરી ગયા છે, પણ સર જમશેદજીના ગહમ્બાર ફંડો અને "એલાહિબાગો" હયાતછે. આજે પણ વર્ષમાં અનેક વાર ગામે ગામ અને શહરે શહેર લોકો તેમની સખાવતનો લાભ લેતાં તેમને યાદ કરેછે. શેખસાદી લખી ગયોછે તે ખરૂંજ છે કે,

> ઝેન્દહ્ અસ્ત નામેફરરોખે નૌશિરવાન્ બેખય્ર
> ગરચહ્ બસી ગોઝશ્ત કે નૌશિરવાન્ ન માન્દ.



# પ્રકરણ નવમું.

## દરેમહેર અને દોખમાં.

*Zoroaster* restored not only the unity of God, but also the most ancient and characteristic Aryan form of divine service, the worship of fire, as the most suitable representative of God corresponding to their high idea of God as Eternal Light."

*Bishop Meurin**

દરેમહેર અને આતશકદેહ બંધાવવાં, એ તો એક દીનસુસ્ત પારસીનો મોટો ધર્મ છે. સર જમશેદજી જેવા ધર્મચુસ્ત સાહેબ એવાં ધર્મનાં કામો કરવામાં પછાત પડે એમ તો બનેજ નહિ. અગિયારી અને દોખમાંઓ બાંધવાનાં ફંડોમાં તેઓએ દેશપરદેશ તરફ હજારો રૂપિયા ભરી આપ્યા હતા. એવાં સવાબના કામોમાં ભાગ લેવા, તેઓ સદા તૈયાર રહેતા. એવાં કામોના ફંડમાં નાણાંની સારી રકમ ભરવી, એ તેઓ પોતાની પવિત્ર ફરજ સમજતા. અગિયારી અને આદરાન બંધાવવામાં તેઓ મોટું પુણ્યનું કામ સમજતા. બંદગીના લાભો તેઓ ઘણા કિમતી ધારતા. પૂણા

* મુંબઈના આ આગલા અને જાણીતા પાદરી Bishop Meurin નો લખેલો આ ફકરો, શેઠ કરાકાની "History of the Parsees" માંથી ઉતારી લીધો છે શમશોલ-ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીના "આતશના" રેસાલામાં આ અને એ પાદરીનાં વાચવા લાયક બીજાં ઘણાંક લખાણો છે."

ખાતે આદર્શનની દરેમહેર બધાવી આપવાની પોતાની ખાહેશ જણાવતાં, તેઓ પોતાના હમદીનોને અરજ કરેછે કે—"સેવકની અરજ એ છે જે તમો શરવે સાહેમોને લાજેમ છે કે તે નુરી ફરેશનાની ચાકરીમો હમેશાં હાજર થઈને જે કાંઈ મુનાશેબ છે, તે મુજબ હરરોજ બંદગી કરવી, ને તે કીધાથી તમો ખાતરજમાં રાખજો જે તમારી રોજી કુશાદે થાશે ને જે કઈ મુશકલ હશે તે ખોદા શાહેબ આશાન કરશે તે સત જાણજો." સરજમશેદજીની સર્વ પ્રકારની ફત્તેહના મુળ મરમની આ ચાવી છે. એ અમીરી ગ્રહસ્થને ધર્મપર કેટલું ઈમાન હતું, તે તેમની ઊપલી સોનેરી શિખામણપરથી આપણને માલમ પડે છે

અડાજન, નવસારી, પૂણા, સુરત અને મુંબઈ ખાતે સર જમશેદજીનાં બંધાવેલાં આતશખાનાં છે. જે શખ્સે ખોદાનો પોતાનો નૂરી કેબલો જગે જગ સદાનો બળતો રખાવ્યો, તે ધણીની કીર્તિ, તે નૂરી કેબલાની બરકતથી સદા પ્રકાશતી રહે તેમાં કઈ નવાઈ નથી. સુરત ખાતેની અગિયારી, શેઠ જમશેદજીએ બે વાર બધાવી હતી. એક વાર ઇ૦ સ૦ ૧૮૨૩ માં અને બીજી વાર ઇ૦ સ૦ ૧૮૫૪ માં તે નવેસરથી બધાવી હતી સુરતમધે રૂસ્તમપરાનાં બે ન્હાનાં ઘરોમાં આગળ એક અગિયારી હતી. બેહરામજી ખરશેદજી મહેતા અને બેહરામજી માણેકજી દલાલ નામના "રૂસ્તમપરાના" બે બેહદીનોએ આ ન્હાની દરેમહેર બંધાવી હતી. વખ્તના વહેવા સાથ તે ખીસમાર હાલતમા આવી પડી. આપણા સર જમશેદજીના સસરા શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળાએ ઇ૦ સ૦ ૧૮૦૮ માં, ઉપલાં બે ન્હાનાં ઘરો જોડી નાંખી એક નવી ઇમારત બંધાવી આપી ઇ૦ સ૦ ૧૮૨૩ માં આ મકાન અગવડ ભરેલું જણાવાથી સર જમશેદજીએ તેમાં જોઈતો ફેરફાર કરી, મમરાવી, લગભગ નવેસરથી તે બંધાવી આપ્યું હતું.[૧]

[૧] મી. મનસુખ પોતાનાં "ગુંજનામામાં," તથા એરવદ ફરામરોજ નવરોજજી કુટાર, ફારસી બેતબાજીમાં રચેલાં તેમનાં "અહેવાલે જમશેદજી" નામનાં પુસ્તકમાં આ અગિયારી ઈ૦ સ૦ ૧૮૨૨ ની રૂસ્તમપરેની આગમાં બળી ગયલી જણાવે છે. પણ તે બળી ગયલું મકાન તો દોટીવાળાનું આદરાન હતું, જે પણ ઈ૦ સ૦ ૧૮૨૩

ત્રીસ વર્ષના ગાળા પછી, એજ જગ્યાએ, પોતાના નામને અનુસરતું એક આદરાન બંધાવી, પોતાના પિતાજી શેઠ જીજીભાઈ વાચ્છાની નશયતે તે પરસાવ્યું હતું. એ નવી અગિયારીનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા તા. ૧૧ મી નવેમ્બર ૧૮૫૪ અને રોજ ૧૭ મો માહ રજો ૧૨૨૪ યજદજરદીને દિવસે થઈ હતી. આ વેળાએ જશનની ક્રિયામાં પુષ્કળ જરથોસ્તીઓ સામેલ થયા હતા આસપાસના ગામોનું ઘણું લોક ત્યાં ઉતરી પડ્યું હતુ. સર જમશેદજી પોતે સુરત જઈ શકયા ન હતા પણ પારસી પંચાયતના સેક્રેટરી શેઠ પેરતનજી માણેકજીને તેઓએ ખાસ સુરત મોકલ્યા હતા. આ પ્રહસ્થે સર જમશેદજી તરફનો અનજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં તે સાહેબે પોતે હાજર નહિ થઈ શકવા માટે દિલગીરી દેખાડી હતી, તથા એ નવી બંધાવેલી દરેમહેર રુસ્તમપરાની અનજુમનને અહવાલે કરી હતી આ વખ્તનાં જશનની ક્રિયામાં હાજર થવાને નવસારીના વડા દસ્તુરજી કૈકોબાદજી રૂસ્તમજી મહેરજીરાણા છેક નવસારીથી ખાસ આવ્યા હતા તેમને તથા બીજા દસ્તુરોને, સર જમશેદજી તરફથી, સુરતના પ્રખ્યાત કોટવાળ ખાનસાહેબ અરદેસર ધનજીશાહ બહાદુરે[2] પોતાને હાથે શાલો એનાયત કરી હતી વળી એજ દિવસે સઘળા

મા શેઠ રૂસ્તમજી અસપદીયારજી આરીટનવાળાએ નવેસરથી બંધાવ્યું હતું તથા જે મકાનને એકવાર ફરી હમણા થોડા વર્ષપરજ, ઇ સ ૧૮૮૨ મા, મહુમ બાઈ દીનબાઈ નસરવાનજી પિટિટ મોટે ખર્ચે પાધુ બંધાવી આપ્યું હતું એકજ સાલમા અને એકજ પરામા બંધાયલી આ બે દરેમહેરો હોવાથી, ઉપની ભુલ થયથી લાગેછે જુઓ 'પારસી પ્રકાશ' દફતર ૧ લુ પા ૧૬૬ ફુટનોટ ના ૩

[2] સુરતના આ પ્રખ્યાત કોટવાળ, અને સર જમશેદજીના એક અંગત મિત્રનો જન્મ ઇ સ ૧૭૭૭ મા થયો હતો તેમના બપાવા મોગલ દરબારના એક આગેવાન અમીર હતા, તથા તેમના પિતા, અંગ્રેજ સરકાર તરફથી લડતા માર્યા ગયા હતા સુરતની અદાલતના એક સાધારણ કારકુન તરીકે તેઓએ સરકારી નોકરી શરૂ કરી હતી ઇ સ ૧૮૨૧ મા તેઓ સુરત શહેરના કોટવાલ થયા હતા લુટારાઓ અને કોલી જાતના ચાંચીઆઓનો દોર એ બહાદુર ગ્રહસ્થે તોડયો હતો સુરતની મોટી રેલ અને આગ વખ્તે તેઓએ ભારે મહેનત લઈ,

જરથોસ્તીઓ માટે સર જમશેદજી તરફનું એક જમણ દરેમહેર સાથ બંધાયલા નવા "એલાહિબાગમાં" કરવામાં આવ્યું હતું.[3] આ દરેમહેર પાછલ સર જમશેદજીને રૂ. ૧૫૦૦૦ નો ખર્ચ થયો હતો,[4] તથા "એલાહિબાગ" માટે રૂ. ૩૪૦૦ તેઓએ જુદા ખરચ્યા હતા. વળી એ અગિયારીમાં થતી ધર્મક્રિયાઓનાં ફંડને આસરો આપવા થકી રૂ. ૫૫૦૦ ની રકમ તેઓએ મોકલી આપી હતી.[5] સુરતની આ દરેમહેરમાં મારેલી એક તખ્તીની નકલ "પારશી પ્રકાશપરથી" નીચે નોંધીછે.[6]

---

જીવને જોખમે, ઘણાંકને મરતાં બચાવ્યાં હતાં. ઇ. સ. ૧૮૨૨ માં સરકારે તેમને ઈનામ અને સરપાવ આપ્યાં હતાં, તેવુંજ માન બીજી વાર તેમને ઇ. સ. ૧૮૨૬ માં આપવામાં આવ્યું હતું, ઇ. સ. ૧૮૨૫ માં તેઓ ધરમપોર સચીન વિગેરે દેશી રાજ્યના અંગ્રેજી એલચી નિમાયા હતા. ઇ. સ. ૧૮૬૯ માં મુંબઈના ગવર્નર સર જોન માલકમે, સુરતમાં દરબાર ભરી, તેમને "બહાદુર" નો અંગત ખિતાબ આપ્યો હતો તથા કેટલાંક ગામો જાગીર તરીકે તેમને ભેટ આપ્યાં હતાં. પાછળથી તેમનેમાટે એક સોનાનો ચાંદ સરકારતરફથી ભેટ આવ્યો હતો. ઇ. સ. ૧૮૪૩ માં શેઠ અરદેસર ધનજીશાહ બહાદુર, સુરત શહેરના મુખ્ય સદર અમીન થયા હતા. ઇ. સ. ૧૮૪૪ માં કોઈ નવા આવેલા વડા જડજ સાથની ખતપતને લીધે એમને ઓહ્દાપરથી દૂર કરવામાં આવ્યા હતા. પણ આ પ્રજાપ્રિય ગ્રહસ્થ નિર્દોષ માલમ પડવાથી સરકારે તેમને વધુ માન અકરામ સાથ તેમનો ઓહ્દો તેમને પાછો આપ્યો હતો. ઇ. સ. ૧૮૪૬ થી તેઓ એકાંત જીંદગી ગુજારતા હતા. ઇ. સ. ૧૮૫૬ માં આ પ્રખ્યાત પારસી કોટવાલનું મરણ થયું હતું. [વધુ વિગતમાટે વાંચો, Briggs' "*Cities of Gujrashtra*" Part I, "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૬૯૯ અને ૭૦૦, તથા મી. બંગાલીનાં "ચુંટી કાઢેલાં લખાણો" દફતર. ૨ જું, પાને ૩૯ થી ૪૬.]

[3] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પા. ૬૫૦-૬૫૧.

[4] જુઓ "મનસુખી ગંજનામું" પા. ૩૧૧.

[5] જુઓ "મુંબઈનો બહાર" દફતર ૧ લું પા. ૬૮૫.

[6] "આ દરેહમહેર શ્રી મુંબઈવાસી સર જમશેદજી જીજીભાઇએ નવેસરથી "ફરીને પોતાને ખરચે બંધાવીને, પોતાના બહેદાની સુરબીજી જીજીભાઈ "ચાનજીભાઈની નઈએતે ઈજાવીને આજ દને અનજુમન મેલવી માજદી-

એક બીજી ન્હાની દરેમહેર સુરતની પાસે આવેલા અડાજણ ગામમાં શેઠ જમશેદજી જીજીભાઈએ ઇ. સ. ૧૮૨૭ માં બંધાવી આપી હતી. આ દરેમહેરપર કંઇએ તખ્તી મારેલી નથી. કંઇક મુશ્કેલીએ તેને પરઠાવવાનો દહાડો "પારશી પ્રકાશ" ના કર્તા ખાનબહાદુર શેઠ બહમનજી બ. પટેલ મેળવી શક્યા હતા. "પારશી પ્રકાશમાં" સિવાય એની કંઇએ બીજી નોંધ અમને મળી શકતી નથી.[૭]

પૂણાખાતે પણ આ સખી શેરોનેટ સાહેબે આદરાનની એક દરેમહેર બંધાવી પરઠાવેલીછે ઇ. સ. ૧૮૪૧ માં શેઠ જમશેદજીએ પૂણાખાતે એક જશન કર્યું હતું; તથા તે વખ્તથી પૂણામાં એક ધર્મખાતું સ્થાપવાની પોતાની ઇચ્છા જાહેર કરી હતી. તે બાબેનો એક અનજુમન પત્ર પણ વચાવી સભળાવ્યો હતો. પોતાના "ગહમ્બાર ફંડમાંથી" દર સાલ રૂ. ૫૦૦ પૂણાખાતે 'ગહમ્બારો' કરવાને તેઓએ આપતા કર્યા હતા, અને પૂણાના જરથોસ્તીઓનું એક અનજુમન ફંડ સ્થાપવાને રૂ. ૧૦૦૦૦ ની સરકારી નોટોનું ટ્રસ્ટ કરવાનું પણ તેઓએ જાહેર કર્યું હતું, તથા તેમાં સરઅવસરે નાણાં ભરી, તે ફંડને વધારી આપવાની પારસી પૂણેકરોને તેઓએ અરજ કરી હતી; તથા પૂણાની અનજુમનને પસંદ પડતી જગ્યાએ એક દરેમહેર બંધાવી આપવાની પોતાની ખાહેશ જાહેર કરી હતી. આ જશન વખ્તેજ પૂણાની અનજુમનનું ફંડ ઊભું કરવાને, અને સર જમશેદજીની શિખામણ પ્રમાણે તેમાં નાણાં ભરાવવાને એક ટીપ ફરતી કરવામા આવી હતી, જેમાં આસરે રૂ. ૭૦૦૦ ભરાઈ ગયા હતા. આ ટીપમાં પણ

"અગની દીનના હોકમ મુજબ જશન કરીને આતશ આદરાન સાહેબને "પાછા તખત નશીન કરેઆછે—અને શ્રી સુરતના રૂસતમપરાના રેહેવાશી "તથા બીજા જરથોશતીઓને વાપરવાનાં કારણસર, એ દરેમેહેર જરથોસ્તી "અનજુમનના હવાલામો આપી છે રોજ ૧૭ માહ ૨ જે શેહેનશાહી "શને ૧૨૨૪ ઈઅજદજરદી, તા ૧૧ નોવેમ્બર શને ૧૮૫૪, શવત ૧૯૧૧ ના "કારતક વદ ૬ ને વાર શનેઊ."

૭ "પારશી પ્રકાશ" દફતર ૧ લું પાને ૨૦૫.

સર જમશેદજીએ પોતાને અને છોકરાંઓને નામે રૂ. ૧૨૨૫ ભરી આપ્યા હતા.

ઇ. સ. ૧૮૪૪ માં પૂણાની દરેહમહેર તૈયાર થઈ હતી. તે ખુલ્લી મૂકવાની ક્રિયા તા. ૨૯ મી નવેમ્બરને દિવસે થઈ હતી. આ વખ્તે પૂણાના સઘળા જરથોસ્તીઓ ઊપરાંત, મુબઇના ઘણાંક આગેવાન શેઠીઆઓ ત્યાં હાજર હતા. જશનની ક્રિયા દસ્તૂર ટેહમુલજી મિનોચહેરજી હોજદારે કરી હતી. આ દરેમહેર પાઇલ, તથા તેના ચોકમાં બંધાવેલા જમણવાર કરવામાટેના બે મોટા ઓટલા સુધાં, સર જમશેદજીને રૂ. ૪૫૦૦૦ નો ખરચ થયો હતો.[૮]

નવસારી શહેરના મલેસર ફળિઆમાં, સર જમશેદજીએ એક દરેહમહેર બંધાવેલી છે. ઇ. સ. ૧૮૫૦ માં એ સાહેબ નવસારી ગયા હતા. તે વખ્તે ઘણાંક ધર્મના કામો તેઓએ ત્યા આરંભયાં હતાં. નવસારી મલેસર ફળિઆમાં બહેદીનોનાં ૪૫૦ ઊપર ઘરો હોવા છતાં, એકે અગિયારી ન હોવાથી, તે તરફ પોતાને ખરચે અને પોતાના મરહુમ મુરબ્બી શેઠ ફ્રામજી નસરવાનજી બાટલીવાળાના પુનને માટે એક દરેમહેર બંધાવી આપવાનો ઠેરાવ સર જમશેદજીએ કર્યો. પોતાના નવા "જમશેદ બાગ" ની પાડોશમાંજ આ અગિયારી, તેઓએ બંધાંવવા માંડી.

[૮] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પા. ૩૮૦-૩૮૧ અને ૪૪૦-૪૪૧, તથા "મુંબઈનો બહાર" પા. ૯૮૧. પૂણાની દરેહમહેરના દરવાજાપર એક તખ્તી નીચેપ્રમાણે મારેલી છે—"આએ દરેહમેહેર શ્રી મુંબ-"ઈવાશી સર જમશેદજી જીજીભાઈ નાઈટ પોતાનાં પુનને સારૂ શ્રી પૂણાંનાં "રહેવાશી જરથોસતીઓને વાશતે બંધાવી છે. અને એ મધે દીને બેહે "માજદીઅશાનીના હોકમ મુજબ કીરીઆ મારગ કરીને તથા અંનજુમન "મેલવીને આતશ આદરાન સાહેબને તખતનશીન કરેઆ છે. રોજ "૩ જે ને માહ ૩ જે, રોહેનશાહી શને ૧૨૧૪ ઈઅજદજરદી. શવંત "૧૯૦૧ ના શાકે ૧૭૬૬ કારતક વદ ૫ ને વાર શુકરે, તારીખ ૨૯ મી "નવેમબર સને ૧૮૪૪ અંગરેજી."

ઇ. સ. ૧૮૫૩ માં આ દરેમહેર બંધાઈ તૈયાર થઈ. ૯ તેને પરહાવવાની ક્રિયા તા. ૧૪ મી માર્ચને દિવસે કરવામાં આવી હતી. નવસારીની આસપાસનાં ઘણાંક ગામના જરથોસ્તીઓ ત્યાં ઊતરી પડ્યા હતા સર જમશેદજી પોતે નવસારી ન જઈ શકવાથી, પોતાના દીકરાઓ શેઠો ખરશેદજી અને રૂસ્તમજીને મુંબઈથી ખાસ આ ક્રિયામાં ભાગ લેવાને નવસારી મોકલ્યા હતા. આ શેઠોની હાજરીમાં, જસનની પવિત્ર ક્રિયા કરવામાં આવી હતી. તેઓએ ગરીબોમાં, પોતાના પિતાજી માફક, મોટી રકમ વહેચી નાંખી હતી. એજ વખ્તે એ શેઠોએ પોતાનાં પેદરની સખાવતથી ઊભાં થયલાં નવસારીનાં કેટલાંક મકાનો, જેવાં કે "ખુરશેદવાડી," સ્કૂલની ઇમારત તથા દોખમાની ફરતી દિવાલ અને સગડી વિગેરે જાહેર વપરાસ માટે ખુલ્લાં મૂકયાં હતાં. નવસારીની આ દરેમહેરની ઇમારત પાછલ રૂ. ૮૪૦૦ નો ખરચ થયલો લાગેછે. અલબત્તે "જમશેદ બાગ" નો મોટો ખરચ જૂદો હતો.

મુંબઈ ખાતે એક દરેમહેર નવેસરથી બાંધી અપાવવાને સર જમશેદજી વિચાર ચલાવતા હતા. તેમાટે તેઓએ નાણાંની ગોઠવણ પણ કરી રાખી હતી. એવામાં તેમનું મરણ નિપજ્યું. મુંબઈ કોટમાં કાવસજી પટેલના મોહોલ્લામાં આવેલી ગોદાવરા મોબેદોને લગતી જુની અગિઆરી નવેસરથી બંધાવવાનો તેમનો વિચાર હતો. આ પવિત્ર મકાનની જગ્યા ઘણી સાંકડી હતી. ઇમારત તદન બિસમાર હાલતમાં આવી ગયલી હતી. સર જમશેદજીનો વિચાર તેની પાડોશમાં આવેલી પોતાની ખાનગી જગ્યા આપી દઈ જુની તથા નવી જગ્યાપર સાથે, એક મોટી કુશાદે ઇમારત, આ દરેમહેરને

૯ જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૪૫, ૬૧૫ અને ૬૧૬. નવસારીની આ દરેમહેરના મકાનમાં આ પ્રમાણે એક તખ્તી મારેલી છે—"આએ "આતશ આદરીઆન શાહેબની દરેમેહર શ્રી નોશારીનાં મવેશર ફરી-"આના રેહેવાશી જરતોશતીઓને વાશતે શ્રી મુમબઈવાશી શર જમશેદજી "જીજીભાઈ નાઈટે પોતાના મુરબી બેહેશતી શેઠ ફરામજી નશરવાનજીના "શવાબને સારૂ બંધાવીને તે મધે રોજ ૨૭ માહ ૬ શાહેનશાહી શને ૧૨૨૨ "ઈઅજદજરદીને દને આતશઆદરીઆન શાહેબને તખતનશીન કરેઆ છે. "મુકામ શ્રી નોશારી શને ૧૨૨૨ ઈઅજદેજરદી શને ૧૮૫૩ ઈશાવી."

माटे बंधावी आपवानो हतो. आ दरेमहेर असल ई० १८२५ मां पारसी उधराणांथी गोदावरा मोमेदो माटे बंधावेली हती. सर जमशेदजीनुं धारेलुं काम पार पाडवाने तेमना त्रणे शाहेबजादाओ बहार पड्या. सर जमशेदजीनां उमेदने दहाडेज तेमनी पुंजीमांथी आ काम सरंजाम ऊतारी आपवानी पोतानी मरजी, ते शेठोए जाहेर कीधी. सर जमशेदजीनी वरसीने दहाडे तो आ मकान तैयार पण थयुं. ए नवुं मकान जाहेर वपरासमाटे पाछुं खुल्लुं मूकवानी क्रिया ता० १३ मी एप्रेल १८५० ने दिवस करवामां आवी हती जशननी क्रिया गोदवरा पथकना दस्तूर गोहराबजी पेशुत्तजीए करी हती, तथा तेपछी शेठ सोहोराबजी जमशेदजीए पोतानी अने पोताना वडा भाइओतरफथी आ मकान जरथोस्ती कोमने स्वाधीन कर्युं, तथा चालु खरच माटे सर जमशेदजी जीजीभाईनां "चेरिटी फंडमांथी" दर साल रु ७५० आपवा जवानी गोठवण जाहेर करी. आ दरेमहेरना दरवाजापर एक लंबाण पण विगतवार मोटी तख्ती मारेली छे जेमां अत्रे जणावेली सर्व अगत्यनी हकीकतो, जणावेली छे[१०] आ मकान पाछळ ईमारतनो तथा बीजो अनेक प्रकारनो सघळो खरच रुपिया २०००० नो थयलो छे.

सर जमशेदजीए बंधावेलां पवित्र आतशखानांओनो आ सरवाळो छे. फक्त दरेमहेरनी जूदी जूदी ईमारतो बंधाववा माटेज ए दीनदार शेठे रुपिया एक लाख खरच्या हशे. तेने लगतो परचूरण खरच पण हजारोनी रकमनो सरवाळो बतावी शके पण ते सर्वनो मनमाननो हिसाब क्यांथी मळे? तेनो सरवाळो अने तेनी गणत्री काढवी तदन मुशकेल छे

दोखमांओ बंधाववामां पण, सर जमशेदजीए सारो भाग लीधो हतो. जो के आ साहेबे कंइए मोटुं दोखमुं बंधावी आप्युं नथी, पण एक मोटुं दोखमुं बंधाववाना फंडमां तेओए हजारोनी रकम भरी आपी हती. ई. स. १८३२ मां शेठ फरामजी कावसजी बनाजीए एक दोखमुं मुंबईमां बंधाव्युं हतुं. आ दोखमांने ईजवानी क्रिया वख्ते पण बीजा अनजेमनना

१० "पारसी प्रकाश" दफतर १ लुं पाने ७८८ अने ८१४ तथा ८१५.

અકાબરો સાથ સર જમશેદજીએ, "મુંબઈ સમાચારમાં" જણાવ્યા પ્રમાણે. "સારો દહાડો કમર બાંધી મહેનત લીધી હતી." આ દોખમું ઊપયોગમાં આવ્યા પછી કેટલેક વર્ષે પારસીઓમાં ફરિઆદ ચાલી રહી કે મુંબઇમાં એક નવું દોખમું બાંધવાની ઘણી જરૂર છે, કારણ કોલેરા જેવા ખરાબ રોગને લીધે તે વખ્તે પારસીઓમાં ઘણાં મરણો થવા લાગ્યાં હતાં, અને તેથી દોખમાં મધે પૂરતી જગ્યા રહી ન હતી પારસી અકાબરોને ખબર કાઢતાં આ વાત સાચી માલમ પડી. એક નવું દોખમું બંધાવવાનો ઠેરાવ પારસી અનજોમને કર્યો. તે માટે જોઈતાં નાણાં મેળવવાને માટે વાડીઆજી જેહાંગીરજી નસરવાનજીની ઑફિસમાં એક ટીપ ખુલ્લી મૂકવામાં આવી. ઇ.સ. ૧૮૩૮ થી ૧૮૪૧ સુધીમાં આ કારણમાટે પારસીઓએ રૂ. ૮૨૫૨૧ ભેગા કર્યા. વળી એ ત્રણે વર્ષના વ્યાજના રૂ. ૫૨૦૪ ઊપજાવ્યા. નવો રસ્તો બાંધવા તથા ડુંગરને લગતી કેટલીક જગ્યા ખરીદવા પાછળ રૂ. ૧૨૮૪૭ ખરચી નાંખી, બાકીના રૂ. ૭૮૮૭૮ શેઠ જમશેદજીની પેઢીપર વ્યાજે મૂકયા. શેઠ જમશેદજીએ ઊપટ પકડી બીજા હજારો રૂપિયા આ ફંડમાટે એકઠા કરાવી આપ્યા, અને આ ફંડ લગભગ રૂપિયા એક લાખનું બનાવ્યું. આ ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૧૨૨૪૦ નીચે પ્રમાણે ભરી આપ્યા હતા:—

૫૦૦૦ શેઠ જમશેદજીએ પોતાને નામે.
૧૦૦૦ પોતાના પિતાજી જીજીભાઇના પૂણ્યમાટે.
૧૦૦૦ માતાજી જીવીબાઈના પૂણ્યમાટે.
૧૦૦૦ પોતાના ભાઇઓ માણેકજી અને રૂસ્તમજીને નામે.
૬૦૦ બહેનો નવાજબાઈ તથા બાઇઆઇને નામે.
૫૦૦ ધણીઆણી બાઇ આવાંબાઇને નામે.
૨૦૦૦ પોતાનાં છોકરાંઓ શેઠો ખરશેદજી-રૂસ્તમજી-સોહેરાબજી અને બાઈ પીરોજબાઈ દરેકને નામે રૂ. ૫૦૦.
૧૧૪૦ પોતાનાં અને ધણીઆણીનાં અતલગના ખેશીઓ અને કુટુંબ કબીલાને નામે.

રૂ. ૧૨૨૪૦

સર જમશેદજીની આ સખાવતની ટીપ વિગતવાર આપવાનું કારણ એટલુંજ કે તે સાહેબને પોતાના માતપિતા, તથા ભાઈ બહેનો અને કુટુંબ માટે કેવો પ્યાર હતો, તે સમજી શકાય, અને પોતાના પૈસાની સખાવત કરવામાં પણ તેઓ પોતાના વહાલાંઓને કેવા યાદ કરતા તેનો કંઈક ખ્યાલ વાંચનારને થાય.[૧૧]

આગલા વખતમાં, સુરતમાં વસ્તા જરથોસ્તીઓને, એક દોખમું બાંધવા માટે, શેહનશાહ અકબરે કેટલીક જગ્યા ભેટ આપી હતી. પાછળથી તેની આસપાસની બીજી કેટલાક વીંઘા જમીન પારસીઓએ મેળવી હતી, જે માટે મુગલાઈ સરકારને દરસાલ રૂ. ૧૧૦ નું દેણું આપવું પડતું હતું. પાછલથી આ દેણું અંગ્રેજોનું રાજ થતાં, તેમને મલતું રહ્યું હતું. સુરતની અનજોમને ઘણાં વર્ષોસુધી આ દેણું અંગ્રેજ સરકારને ભર્યું હતું. પણ ઈ. સ. ૧૮૪૭ ને આસરે સર જમશેદજીએ સરકારમાં પોતાનો લાગવગ ચલાવી આ દેણું સદાકાળ પારસીઓને માફ કરવાની ભલામણ કરી હતી. નામદાર સરકારે તેમની અનેક ઊપયોગી જાહેર સેવાઓ ધ્યાનમાં લઈને, તેમના માનને ખાતર, આ દેણું પારસીઓને સદાકાળ માફ કર્યું હતું, અને ભવિષ્યમાં તે વસુલ ન કરવાનો પેગામ સુરતના અમલદારોપર મોકલ્યો હતો. ખચીત આ એક ઊત્તમ સખાવત હતી. એક લખનારના કહેવા પ્રમાણે—" આ સાહેબના આસરાથી એક અપરંપાર સખાવત એવી તો ઊત્તમ થઇછે, કે પરદેશમાં રહેનારા પોતાના હમદીનોની આવતી ઓલાદને પણ, તેઓએ આગલથી સંભાલી લેવાની દયા દેખાડી છે." ૧૨

ઇ. સ. ૧૮૫૦ માં જ્યારે સર જમશેદજી નવસારીમાં આવેલા હતા ત્યારે વડોદરા ખાતે, શહેર બહારથી આવતાં રવાનોને અવ્વલ મંજલ પહોંચાડવામાટે એક "ગરકો" યાને એક ન્હાનું દોખમું બંધાવી આપ્યું હતું.

---

૧૧ આ બાબતની બીજી સંપૂર્ણ વિગતો માટે જુઓ " ખુલાસે પંચાત " પા. ૨૦૯ થી ૨૯૭.

૧૨ "મુંબઈનો બહાર" દફતર ૧ લું પાને ૬૭૨–૬૭૩.

વળી એ પહેલાં ઈ. સ. ૧૮૪૭ માં અમદાવાદ ખાતે તે વખ્તના નગર સેઠ હથેસીંગ કેસરસીંગે એક મોટું દહેરૂં બંધાવ્યું હતુ, જે જોવાને સર જમશેદજીના વારસ બેઠા તે તરફ ગયા હતા. આ વખ્તે રૂ. ૧૨૦૦ ની રકમ પોતાના પિતાજી તરફથી તે શેઠે પારસી અનજોમનને સ્વાધીન કરી હતી, કે તે રકમ જરથોસ્તીઓને લગતાં કંઈ ધર્મકામમાં વાપડવી. આ રકમમાંથી ઈ સ. ૧૮૫૦ માં અમદાવાદ ખાતે પણ એક ન્હાનું દોખમુ બધાવી આપવામાં આવ્યું હતું.[૧૩]

ઇ સ. ૧૮૫૦ માં પોતાની નવસારીની યાદગાર રહેલી મુસાફરી વખ્તે, બીજાં અનેક ધર્મનાં કામો ભેગુ, ત્યાનાં દોખમાની આસપાસ ફરતી દિવાલ બંધાવી આપવાની તેઓએ પોતાની મરજી જણાવી હતી. ઈ. સ. ૧૮૫૩ માં આ ફરતી મોટી દિવાલ તૈયાર થતાં, એ સાલમાં તેમના આહેમજાદાઓએ તે અનજોમનને હવાલે કરી આપી હતી આ દિવાલ સર જમશેદજીએ પોતાના રાક ધણીઆણી લેડી આવાંબાઈનાં પૂણ્યમાટે બંધાવી આપી હતી આ ભલાં કામ પાછળ તેમને રૂ. ૯૦૦૦ નો ખર્ચ થયો હતો.

વળી સર જમશેદજીએ નવસારીનાં દોખમાં આગલ એક સગડી તથા દિવાલ બાહેર એક કુવો પણ બધાવી આપ્યો હતો. તે પેહલાં ત્યાં સગડી જેવુ કઇએ ન હતું. આ સગડી થોડા વર્ષમા પડી ભાગવાથી સર જમશેદજીની પુજીમાંથી તે પાછી નવેમરથી ઇ સ. ૧૮૭૮ માં બંધાવી આપવામાં આવી હતી. સામતી રીતે ગણતાં દોખમાને લગતાં ધર્મનાં કામો પાછલ સર જમશેદજીએ રૂ. ૩૦૦૦૦ થી વધારે ખરચેલા માલમ પડેછે. આજે એવા ધર્મ કરમાર હવે ઘણા થોડા રહ્યા છે.

---

૧૩ વડોદરા અને અમદાવાદનાં આ ન્હાનાં દોખમાંઓને લગતી કઈએક બરોરેઅદાર વિગત "પારસી પ્રકાશમાથીજ" મળેછે જુઓ દફતર ૧ લું, પાને ૫૪૬ અને ૫૪૭



# પ્રકરણ દસમું.

સંકટ વેળાના સાથી;

આગ–તોફાન–રેલ–અને દુકાળ.

હાસેલ ન શવદ રઝાએ સુલતાન,
તા ખાતિરે બન્દગાં ન જુઇ.
ખાહી કે ખોદાઈ બર તો બખશદ,
બા ખલ્કે ખોદાઈ કોન નેકુઈ.

બયત્

કારૂન હુલાક્ શુદ્ કે ચહેલ ખાનહ ગંજ દાશ્ત,
નવશીરવાન ન મોર્દ કે નામે નેકુ ગોઝાશ્ત.

સાદી.

મતલબ—રે ભાઈ! જ્યાંસુધી તું ખોદાનાં પેદા કીધેલાંને રાજી કરશે નહિ, ત્યાંસુધી ખોદા તારાપર મહેરબાન થનાર નથી. જો તને ખોદાની રહેમ નજરની ગરજ હોય તો ખોદાની પેદા કીધેલી ખલકત સાથ ભલાઈ કરી લે. ચાલીસ વખાર ભરી ખજાનો ધરાવનાર કારૂન ભુલાઈ ગયો છે; ભલો નવશીરવાન આજે પણ યાદ થાયછે; કારણ તે ભલાઈ કરી ગયેલછે.

જરથોસ્તી ધર્મની સખાવત નાતજાતના તફાવત વગરની છે, અને તેમજ સરજમશેદજીની સખાવત તદન નાતજાતના તફાવત વગરની હતી.

તો પણ "અવ્વલ ખીશ બમ્મદ દરવીશ" એ જાણીતી ફારસી કહેવત તેઓ ભુલ્યા ન હતા. પોતાની કોમને માટે પૂરતાં ઊપયોગી ધર્મનાં કામો કરી તેઓ બેસી ન રહેતા હતા. પણ પ્રજાપયોગી કામો કરવામાં, સામાન્ય લાભનાં કામો આરંભવામાં, અને લોકકલ્યાણનાં કામો બજાવવામાં તેઓ સદા આગેવાની ભર્યો ભાગ લેતા. આગ અને દુકાળજેવી આફત વખ્તની તેમની જાહેર સેવા અમુલ્ય હતી. એ વખ્તસરની મદદે સેંકડો જીવડા કમોતે માર્યા જતાં બચ્યાં હશે, હજારો ભુખે મરતાની જીંદગી તેઓની સખાવતથી બચી હશે. પણ હવે તે સખાવત કરનાર અને તેનો લાભ લેનાર સઘળા આ દુનિયાં છોડી ગયા છે, જો કે સખી નરના ભલાં કામોનો મીઠો પમરાત હજી સુધી આપણી વચ્ચે પ્રસરી રહેલો છે. દુકાળ અને આગ જેવા ત્રાસદાયક વખ્તની તેમની મદદની ટુંક નોંધ આ પ્રકરણમાં લેવી છે.

ખ્રી. સ. ૧૮૩૭ ની સુરતની મોટી આગ વખ્તે, શેઠ જમશેદજીએ મોટી મદદ કરી હતી. આગથી પાયમાલ થએલાંઓ તરફ તેમની સદાની દીલસોજી હતી, કારણ એકવાર મુંબાઈની ૧૮૦૩ ની મોટી આગમાં શેઠ જમશેદજીને ભારે ખમવું પડયું હતું. તા. ૨૪ મી એપ્રેલ ૧૮૩૭ ની સાંજના સુરતની આ મોટી આગ માછલીપીઠમાં આવેલાં એક પારસીના ઘરમાંથી શરૂ થઈ હતી. ત્રણ દિવસસુધી આ આગે જબરો ત્રાસ વરસાવ્યો હતો. તેનું પજરણ તો એક અઠવાડીઊં ચાલુ રહ્યું હતું. માછલીપીઠ, કણપીઠ, હોરાફળિઓ, શહરાનો ચોક, નાણાવટનું તથા ચૌટાનું આખું બજાર, હનુમાન પોળ, રામજીની પોળ, ભાગાતળાવનો લત્તો, નવાપરાની પારસીવાડ, હોરાપરૂં, ગોપીપરૂં, શૈતાન ફળિયું વિગેરે વિગેરે સુરતના જાણીતા અને ગીચ વસ્તીવાળા રસ્તાઓનાં મકાનો અને હવેલીઓ આ આગમાં તદ્દન નાશ પામ્યાં હતાં, લગભગ અર્ધું સુરત શહેર આ આગમાં બળી ગયું હતું. હજારો લોક ઘરબાર અને માલમિલકત વગરના થઈ ગયાં હતાં. શહેરમાં વસવા લાયક જગ્યા ન રહેવાથી, શહેરબહાર લોક પડાવ નાંખી રહ્યું. શહેરમાં ભુખમરો ચાલી રહ્યો. ત્યાંના આગેવાન શહેરીઓએ પોતાથી બનતી મદદ પોતાના ભાઈબંધોને કરી.

આ આગની ખબર મુંબઈમાં પડતાંજ અત્રેના આગેવાન શેઠીયાઓએ એક મોટું ફંડ ઊભું કર્યુ હતું. શેઠ જમશેદજીએ આ વખ્તે સુરતવાસીઓને બાદશાહી મદદ કરી. આગની ખબર પડતાં તરતજ ચોખા તથા દાલની સેંકડો ગુણો, અને કાપડ તથા રોકડ નાણાંની મોટી રકમ, નાતજાતના તફાવત વગર, જેમ ઘટે તેમ, સર્વ જાતના લોકો વચ્ચે વહેંચી આપવાને, મુંબઇથી સુરતખાતે પોતાના આડતિયા શેઠ હોરમસજી દાદાભાઈ આલપાઈવાળાપર, એક ખાસ વહાણ માડીને તેઓએ એ સઘળું મોકલી આપ્યું. આમાંથી દરેક પારસી કુટુંબદીઠ ચોખાની બતી નંગ ૪, દાલની ગુણ ૧, અરધો "લોંગ કલોથ" તથા મલમલ અને જગન્નાથીનો અકેક ટાકો, બાયડીઓમાટે સાડી તથા રોકડા રૂપિયા પાંચ વહેંચી આપવામાં આવ્યા. હિંદુઓમાં પણ એજ ધોરણે પોતાના વિશ્વાસુ હિંદુ દલાલો મારફતે અનાજ કાપડ તથા નાણાંની વહેચણી શેઠ જમશેદજીએ કરાવી હતી.

એટલું કરી બેસી ન રહેતાં, શેઠ ફરામજી કાવસજી બનાજી તથા બીજા આગેવાન મુંબઈગરાઓ સાથ તેઓ ફસી પડેલા સુરતીઓ માટે નાણાંની મદદ મેળવવાને મુંબઈના હાકેમ સર રૉબર્ટ ગ્રાન્ટ પાસે ગયા હતા. સરકારે આ માગણી સ્વિકારીને, સુરતના લોકોને જોઈતી મદદ આપવાનાં કામમાં નાપડવાને રૂ. ૫૦૦૦૦ મોકલી આપ્યા હતા. તેમજ કેટલીક જરૂરના ખપની ચીજોપરની જગાત વિગેરે કાઢી નાંખી હતી. એટલું કરી આપણા શહેરીઓ બેમી રહ્યા નહિ. તેઓએ એક જાહેર સભા બોલાવી. સુરતના લોકોને મદદ કરવાને લોકને આગ્રહ કર્યો. શેઠો બદમનજી વાહડીઆ, જમશેદજી જીજીભાઈ વિગેરેએ ભાષણો કર્યાં. તેની અસર તરત જણાઈ. સભામાંજ રૂ. ૨૦૦૦૦ ભરાયા. બધા મળી, આ ફંડમાં રૂ. ૧૬૪૩૮૮ ભરાયા હતા. મારવાડીઓએ પણ આ ફંડમાં નાણાંની ન્હાની રકમ ભરી આપી હતી! પારસીઓએ રૂ. ૬૨૧૫૨ ભરી આપ્યા હતા. જેમાં આપણા શેઠ જમશેદજીના રૂપિયા ૫૦૦૦ હતા. આ મોટાં ફડમાંથી અભાગ્યા સુરતીઓને આશરો વિગેરે આપ્યા પછી, પણ એક મોટી

રકમ બાકી વધી હતી તેના ફાલા પાડી, દરેક જાતને ચોક્કસ રકમ હવાલે કરવામાં આવી હતી. આ પ્રમાણે પારસી પંચાયતને (સર જમશેદજીના બોલીમાં "પારસી મહાજનને") ભાગે રૂ. ૫૯૦૦૦ આવ્યા હતા કેટલાક સાહેબો આ રૂપિયાની ગરીબો વચ્ચે વહેંચણી કરી નાંખવા માંગતા હતા. પણ દુરઅંદેશી શેઠ જમશેદજીએ આ વાત પસંદ કરી નહિ. તેમના લખી ગયા પ્રમાણે જો આ રૂપિયા ગરીબ પારસીઓને "વહેંચી આપતે, તો સરવે દલવાંદો થઈ જતે, તેમાં કશો સંદેહ નહી" આવો વિચાર લાવી, તેઓએ આ રૂપિયાનું એક જાહુદું ફંડ કરવાનો ઠેરાવ કર્યો તેમાટે ઊપલા રૂ ૫૯૦૦૦ અને ચીનથી એજ આગના સમયમાં જરથોસ્તીઓને મદદ કરવાને આવેલા રૂ ૨૩૩૭૫, તથા સુરતની અનજુમનને ખાતે મેસર્સ ફારબસની કંપનીમાં જમા થયલા રૂ. ૧૩૩૭૪ મળી, રૂ. ૯૫૦૦૦ ઉપરનું એક ફંડ સ્થાપી સુરતના પારસીઓને લાભનું એક ખાતું ઊભુ કરી આપ્યું હતું,[૧] તથા પાછળથી તેનું એક કાયદાપૂર્વક "ટ્રસ્ટડીડ" કરી તેનો કારભાર ઇ. સ ૧૮૪૧ થી સુરત ખાતે પાંચ અને મુબઈ ખાતે સાત ટ્રસ્ટીઓને સોંપી આપ્યો હતો. ઇ. સ ૧૮૫૧ થી આ ખાતાની રખેવાલી મુબઈની જરથોસ્તી અનજોમનના આપણા માનવંત ટ્રસ્ટીઓને હસ્તકછે. આ સુરતની અનજોમનને પગભર કરનાર દુરઅંદેશી સર જમશેદજી હતા. આજે આ "જેનરલ ફંડ" લાખોની રકમનું થયું છે. ઇ સ ૧૮૯૫-૯૬ ના પારસી પંચાયતના રિપોર્ટના બહાર પડેલા છેલ્લા દલદાર પોથામાં આ ફંડની સામતી થાપણ રૂ ૨૫૨૪૮૭ ની થયલી જણાવામા આવેછે.[૨]

[૧] સર જમશેદજીએ સ્થાપેલા "સુરત ચેરિટી ફંડ" સાથ, ઊપલા ધર્મખાતાને ભેલી ન નાખવું સર જમશેદજીનાં તે "ચેરિટી ફંડની" તવારીખ આગળ આવેછે

[૨] સુરતની આ મોટી આગનુ બારીક વર્ણન "પારસી પ્રકાશનાં" પહેલાં દફતરમા પાને ૩૦૩ થી ૩૦૮ સુધી આપેલું છે સુરતની આગના ફંડમાંથી ઊભાં થયલા સુરતના પારસીઓનાં જનરલ ફંડની વિગત માટે જુઓ "ખોલાસો પંચાત" પાને ૨૭૯-૨૮૦-૨૮૧.

સુરતની આ આગ વખતે સર જમસેદજીએ રૂ. ૩૦૦૦૦ ને આસરેનું કાપડ અનાજ અને રોકડ નાણું સુરત ખાતે મોકલ્યું હતું, અને તેના સામાન્ય ફંડમાં રૂ ૫૦૦૦ ભરી આપી, સઘળું મળી, આ આગ વખતે રૂ. ૩૫૦૦૦ ની મદદ સુરતના લોકને કરી હતી. એ તે સખાવત! એવી સખાવત કરનારના રૂહપર હજારો આફ્રીન હોજો!

હઝાર ઑફ્રીનો હઝાર ઑફ્રીન,
એ બાદા બ જમશીદે,પાકીઝેહ દીન.[3]

ઈ સ. ૧૮૪૨ મા એજ સુરત શહેરના સૈયદપરામાં એક પારસી મોહોલ્લામાં આગ લાગી હતી. આ આગે પણ પારસીઓને જબરી નુકશાની રી હતી. પ્રખ્યાત ખાનસાહેબ અરદેસર બહાદુરની મહેનતથીજ આ આગ જલદી હોલવાઈ ગઈ હતી પોતાના એ મિત્ર મારફતે સુરતના પારસીઓના સકતોવિષે સર જમશેદજીને ખબર થતાંજ નુકશાની પામેલાં પારસીઓને ઘરદીઠ રૂપિયા ૮ થી ૧૦ ને હિસાબે હજારોની રકમ પોતાના સુરતના આડતિયા શેઠ હોરમસજી દાદાભાઈ આલપાઇવાળા મારફતે વહેંચાવી આપી હતી. આ વખ્તસરની મદદ પાછલ એમને આમરે રૂપિયા ૫૦૦૦ નો ખર્ચ થયલો લાગેછે.

ઇ. સ ૧૮૪૪ ના એપ્રેલ માસની શરૂઆતમાં મુંબઇના કિલ્લામાં બજારગેટના નાકાંપર એક જબરી આગ લાગી હતી. આ વખ્તે પોલિસ ઊપરાંત દરિઆઈ ખાતાંના તથા "ગૅરિસનના" સિપાહોએ ભારે મહેનત કરી હજારોનો માલ બચાવ્યો હતો. તેમનો બદલો વાળવાને તથા તેમને ઇનામ આપવામાટે દેશી શેઠીઆઓ અને વેપારીઓએ રૂ ૧૦૦૦૦ થી વધારેની રકમ એકઠી કરી હતી. જેમાં'સર જમશેદજીએ રૂપિયા એક હજાર ભરી આપી, બહાદુરીની કિંમત પીછાણી હતી

એજ પ્રમાણે ઈ. સ. ૧૮૪૭ માં એક બીજી મોટી આગ કોટમાં ઍપોલો સ્ટ્રીટ આગલ તે વખ્તના જાણીતાં "બ્રિટિશ હોટૅલની" નીચે

[3] એરવદ ફરામરોજ નવરોજજી ફુટારનુ ફારસી પુસ્તક, "અહેવાલે સર જમશેદજી" પાને ૩૨.

એક દારૂની દુકાનમાં લાગી હતી. તે વખ્તે પણ પોલિસ અને દરિઆઈ ખાતાના માણસોએ તારીફ લાયક મેહનત કરી ઘણોક માલ બચાવ્યો હતો. આ વખ્તે તેમને ઇનામ આપવાને કોઇએ એકાદ ફંડ ઉભું કર્યું ન હતું, પણ એકલા સર જમશેદજીએજ તેમને ઇનામ આપવાને રૂ. ૧૫૦૦ કાઢી આપ્યા હતા.[૪]

મુંબઈ શહેરપર તોફાનની આફત જવલ્લેજ ઉતરેછે. પણ કોઈ કોઈ વાર ભારે તોફાનના વમળમાં સુંદર મુંબઈ નગરી સપડાઈ જાયછે. ઈ. સ. ૧૮૦૦, ૧૮૧૭, અને ૧૮૩૭ માં મુંબઈ ખાતે ભારે તોફાનો થયલાં નોંધાયાં છે. તેવુંજ એક તોફાન ઈ. સ. ૧૮૫૪ ના નવેમ્બર મહિનાની પહેલી રાતે આ શહેરમાં થયું હતું. ઘણાંક વહાણો બંદરમાં ડુબી ગયાં હતાં, ઘણાંક ઘરો જમીનદોસ્ત થયાં અને કેટલાક જીવની હાણી થઈ હતી. એ તોફાનમાં નુકશાની પામેલાં ગરીબોમાં સર જમશેદજીએ ન્હાની મોટી રકમ, ઘણાં દિવસો સુધી વહેંચી આપી હતી તેમજ જે વહાણો અને બટેલાઓ બંદરમાં ડુબી ગયા હતા, તેમના પરના બચેલા પારકા દેશોના ખલાસીઓ અને સીધીઓને તેમને વતન મોકલી આપવાને બનતી મદદ કરી હતી, તેમજ તેમાટે ઉભાં થયલાં એક ન્હાના ફંડમાં રૂ. ૩૦૦ ભરી આપ્યા હતા.

ઈ. સ. ૧૮૫૬ માં ફ્રાન્સ દેશમાં તોફાનો થઈ રહયાં હતાં, તથા એ સાલ એક ભારે રેલ આવવાથી તે દેશમાં જાન તથા માલને જબરી હાણી પુગી હતી. લોકોની લાચારીનો પાર ન હતો. તે વખ્તમા ઈંગલાન્ડ અને ફ્રાન્સને ભારે મિત્રચારી હતી. કારણ તે વખ્તમાં એ બન્ને પ્રજાના સિપાહો, ટુર્કી તરફથી બળવાન રૂશ રાજ સામે લડત ચલાવતા હતા. પોતાની પાડોશી પ્રજાનું દુઃખ નિવારણ કરવામાં મદદ કરવાને લન્ડન ખાતે લોર્ડ મેયરે એક ફંડ ઉભુ કીધુ હતું. અંગ્રેજી પ્રજાએ તેમાં નાણાંની સારી રકમ ભરી આપી હતી. અંગ્રેજી પ્રજા લેખાવામાં સર જમશેદજી મોટું માન સમજતા; વળી અંગ્રેજી રાજમાં તેઓ અમીરપદ પામ્યા

[૪] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૩૮૪, ૪૩૨, તથા ૪૮૪.

હતા; એથી તેઓ આ ફંડમાં સારી રકમ ભરે તેમાં અચરત થવા જેવું કંઇએ નથી. એજ ફ્રેન્ચ લોકને હાથ તેઓ એક વાર કેદ પડયા હતા, એજ લોકને હાથ તેમનો માલ લુટાયો હતો, એજ લોકોથી તેઓએ અનેક હાડમારી ખમી હતી, તે છતાં સાંકડા વિચારથી દોરવઈ નહિ જઈ, સર જમશેદજી, તે પ્રજાના દુઃખમાં ભાગ લેવા નિકલ્યા! તેઓમારે પોતાની બનતી સાદી મદદ મોકલી આપી, એ તેમના મોટાં દીલ, અને સખી ગુણોની ખરી નિશાની પૂરી પાડેછે. સર જમશેદજીએ, લોર્ડ મેયર મી. ડેવિડ સોલોમન્સ મારફતે આ ફંડમાં ૫૦૦ પૌંડ, અથવા તે વખ્તના હુંડીના ભાવ પ્રમાણે રૂ. ૫૦૦૦ ભર્યા હતા. તથા ફ્રેન્ચ લોકપર આવી પડેલી આફત વખ્તની પોતાની ખરી દીલસોજી દેખાડનારો એક માયાળુ પત્ર તેમનાપર મોકલ્યો હતો. લન્ડનના લોર્ડ મેયરે આ પત્ર તથા ઉપલા રૂ. ૫૦૦૦, પેરિસ શેહરના "પ્રિફેકટ પર" (Prefect) મોકલી આપ્યા હતા. હિંદુસ્તાનના એક વતનીને આવી ઉદાર સખાવત કરતાં જાણીને, પેરિસ શેહરનો હાકેમ પણ છક થઈ ગયો હતો, તથા સર જમશેદજીનો ઉપકાર માન્યો હતો. પેરિસ શેહરના મોટા અકાબરનો આ પત્ર અત્રે નોંધી રાખવા લાયક છે.

પેરિસ, તા. ૨૯ મી અકટોબર ૧૮૫૬.

નામદાર સાહેબ,

"ફ્રાન્સમાં આવી ગયલી મોટી રેલમાં પાયમાલ થયલાંઓને આશરો આપવાના ફંડમાં, મુંબઇના વેપારી સર જમશેદજી જીજીભાઇએ ૫૦૦ પૌંડ ભર્યા છે, એવી તમો સાહેબે પૂગાડેલી મેહરબાનીની ભરી ખબર જાણી છે, તેમજ મેસર્સ રોદસચાઇલ્ડ શરાફોપર તમે તે નાણાં વાલી આપ્યાં છે તે જાણ્યું છે.

સંસ્થાન તરફથી અમારે માટે જાહેર કરવામાં આવેછે, તે માટે મારા સ્વદેશને મુબારકબાદી આપુંછું.

"પરદુઃખભંજન લાગણીની આવી ઊદાર સખાવત માટે, આખી ફ્રેન્ચ પ્રજા આભારી થઇછે. અને આપણી બે સરકારો વચ્ચે જે રાજ્યકીય જોડાણ છે, તેનો અને લોક લાગણીની આવી સદા નિકળતી રહેતી નિશાનીઓથી બે પ્રજા વચ્ચેની સામાન્ય મિત્રચારીનો ગાંઠ મજબુત થાયછે.

"માટે, સાહેબ! હું તમને મારી તરફથી અને મારાં ભાઇબંધ શહેરીઓ તરફથી અરજ કરૂંછું કે, સર જમશેદજી જીજીભાઇનો, તેમની આપેલી મદદ માટે અમારી તરફથી, ઊપકાર માનશો. તમારાં કૃપાળુ મહારાણીજી તરફથી અને તમારા પોતાના આબરૂદાર મંડળ તરફથી[૫] મોટું માન પામેલા એક ગ્રહસ્થનો ઊપકાર માનવાની મને આ તક મળી છે, તેથી મને ઘણી ખુશાલી ઊપજી છે." [૬]

હું છું, સાહેબ,

તમારો સેવક,

**બૅરન. એમ. એફ. હૅાસમન.**

તે પેરિસ શહેરનો પ્રિફેક્ટ.

---

[૫] સર જમશેદજીને આગલે સાલ મેળેલાં "લન્ડનની કૅારપોરેશન" તરફનાં "Freedom of the City of London" નાં મોટાં માન વિષે આ ઇસારો કરવામાં આવેલોછે. આ મોટાં માનને લગતી વિગતવાર હકીકત આગળ આવેછે.

[૬] આ પત્ર પહેલાં "ઈલસ્ટ્રેટેડ લન્ડન ન્યુઝમાં" પ્રગટ થયલો લાગેછે, જે પરથી "બોમ્બે ટાઈમ્સ" વિગેરેમાં ઊતારા કરવામાં આવ્યા હશે. ખાનબહાદુર મી. બહેમનજી બે. પટેલના "પારસી પ્રકાશમાં" આ પત્ર નોંધેલો છે [ જુઓ. દફ. ૧ લું. પા. ૭૨૦ ] વળી મી. ડોસાભાઈ ફ. કરાકાની "પારસીઓની તવારીખમાં" પણ તે વિગતવાર ઊતારેલો છે. ( Vol II. pp. 100-101) આ પત્રની નોંધ લેતાં મી. કરાકા વાજબી ટીકા કરેછે કે—" Acts such as these undoubtedly create durable bonds of friendship between different nations. " તેમનું આ લખવું વાજબીજ છે.

સર જમશેદજીની રૂ. ૫૦૦૦ ની આ ઉદાર બક્ષેસે ઈંગલાન્ડ અને ફ્રાન્સમાં સારૂં ધ્યાન ખેચ્યું હતુ. સર જમશેદજીને લીધે પારસીઓ વિષે જાણવા, તથા સાંભળવાની ત્યાંનાં લોકને જીજ્ઞાસા થઈ હતી. સર જમશેદજીના એક સાદા કામે આખી કોમની કીર્તિમાં વધારો કર્યો, અને મુંબઈના નામને શોભા અપાવી. ઈંગલાન્ડના પ્રખ્યાત "ઇલિસ્ટ્રેટેડ લન્ડન ન્યુઝમાં" (*Illustrated London News*) તા ૬ થી ડિસેમ્બર ૧૮૫૬ ના અંકમાં આ સખાવતની ખબર લેતા, સર જમશેદજીની એક તસ્વીર સાથ તેમની જીંદગીના મુખ્ય બનાવોનો સાર આપવામાં આવ્યો હતો, તથા ઉપર ટાંકેલો પત્ર પ્રગટ કરવામાં આવ્યો હતો.

આગ, તોફાણ અને રેલ વખ્તની સર જમશેદજી ભલી સખાવતો વિષે જોઇતું વિવેચન કરી, હવે આપણે દુકાળ વખ્તની તેમની કિંમતી સેવાઓની નોંધ લઈશુ.

ભુખમરો શુ ચીજ છે, તેનો સર જમશેદજીને જાતી અનુભવ હતો. "કેપ-ઓફ ગુડ-હોપ" તરફ તેઓ પોતાની પેલી યાદગાર સફર દરમયાન ભુખમરો અને હાડમારી ખમી આવેલા હતા, તેથી હાડમાર થતાઓ અને ભુખે મરતાંઓની તેઓ સદા દયા ખાતા. ઈ સ ૧૮૨૨ માં આયરલાન્ડમાં એક ભારે દુકાળ પડયો હતો. પારસીઓએ તે વખ્તે સારી રકમ એકઠી કરી તે તરફ મોકલી હતી, એમાં શેઠ જમશેદજી તરફની રકમ હાથ આવતી નથી, પણ કંઇક રકમ મોકલી હતી એમ તો નકીજ છે. ઈ. સ ૧૮૩૨ માં આપણા દેશમાં, બગાલા ઈલાકાના કટક જીલ્લામાં સખ્ત દુકાળ પડવાથી ઘણા લોક ભુખે મરવા લાગ્યા હતા, તેમને મદદ કરવાને શેઠ જમશેદજીએ રૂ. ૫૦૦ ની એક રકમ કલકત્તા તરફની પોતાની પેઢીપરથી, મોકલી આપી હતી. મુબઈનો એક પારસી વેપારી છેક દુરવેરથી ભુખે મરતાઓ માટે નાણાંની મદદ મોકલે, ને તે જીલ્લાની નજીક વસ્તા તવંગર બાબુઓ હાથ જોડી બેસી રહે, એ બાબુઓને શરમાવનારૂં છે, એવી સખ્ત ટીકા, કલકત્તાના એક અંગ્રેજી પત્રમાં, આ સખાવત ઉપરથી

થઈ હતી. એક અંગ્રેજ અહરપને છાજતા ગુણો અને ઉદાર દીલ ધરાવવા માટે તે પત્રે શેઠ જમશેદજીની નીચલા શબ્દોમાં વખાણ કરી હતી:—

"Jamsetji Jeejeebhoy, the most eminent Parsee Merchant of Bombay, has put to shame many a richer Baboo of Calcutta, by the munificent donation of Rs 500 to the *Calcutta Fund*. We say with pride that our friend Jamsetji has an English heart, as well as the mind of an enlightened Englishman.[૭]"

ઈ. સ. ૧૮૩૩ માં આપણા મુબઈ ઇલાકામાં દખણતરફ એક ન્હાનો જેવો દુકાળ પડયો હતો. તેમાં પીડાતા લોકોને આસરો આપવા માટે મુબઇના તે વખ્તનાં આર્યડેકને (ખ્રિસ્તી ધર્મગુરૂએ) એક ફંડ ઉભું કર્યું હતું, તેમાં શેઠ જમશેદજીએ રૂ ૨૦૦ ભર્યા હતા, આ રકમ તો નજીવી હતી, પણ એવાં કામ તરફની તેઓની સદા વહેતી દીલસોજી તે પરથી જણાય છે.

ઇ. સ. ૧૮૩૭-૩૮ મા ઊત્તર હિંદુસ્તાનમાં જબરો દુકાળ ચાલી રહયો હતો. તે તરફ શહેરે શહેરથી નાણાની મદદ મોકલવામાં આવી હતી. શેઠ જમશેદજી જીજીભાઈ વિગેરે બીજા પારસીઓ અને અંગ્રેજોએ શેરિફ મારફતે એક જાહેર સભા બોલાવી હતી આ સભાએ નાણું એકઠું કરવાને એક કમિટી નેમી હતી, જેના શેઠ જમશેદજી એક સભાસદ હતા. આ ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૧૦૦૦ પોતાને નામે તથા રૂ. ૫૦૦ કોઇની તરફથી છુપે નામે ભર્યા હતા.

એજ વખ્તે કચ્છ કાઠીયાવાડ તરફ પણ ભારે દુકાળ ચાલી રહયો હતો. ત્યાથી પુષ્કલ લોક મુંબઇમા ઊતરી પડયું હતું. એવા લોકને આસરો આપવાને ગોઠવણ કરવાનો વિચાર કરવા ટાઊન હાલમાં એક જાહેર સભા ભેગી મળી હતી. આ સભામાં શેઠ જમશેદજીએ દરખાસ્ત કરી હતી કે દુકાળને લીધે અન્ન નહાશી આવેલાં ભુખે મરતા લોકોને મદદ

[૭] *Calcutta Courier* (14-11-1832) આ અંગ્રેજી ફકરો અમે "પારસી પ્રકાશપરથી" લીધો છે જુઓ દફતર ૧ લું. પા. ૨૫૪ ની 'ફુટ નોટ'

કરવી, આ કામમાટે નિમેલી કમિટીના અલબત્તે તેઓ એક સભાસદ હતા. આ દુકાળમાટે ઊભાં કરેલાં ઊઘરાણાંની ટીપમાં આપણા સખી શેઠે ભરેલી રકમની નક્કી વિગત મળતી નથી.

ઈ. સ. ૧૮૪૬ માં આયરલાન્ડખાતે જબરો દુકાળ પડયો હતો. અનાજની એવી અછત થઈ ગઈ હતી, કે એક "ક્વાર્ટર" ઘઊંની કિંમત એક શિલીંગ હતી! જગે જગ તોફાણ અને ખુનની મરકી ચાલી રહી હતી; દુકાળ એવો તો ભયંકર હતો, કે તે નાબુદ થાય, તે માટે શહરે શહરે ગ્રેટબ્રિટનમાં પ્રાથના કરવામાં આવી હતી. ઈ. સ. ૧૮૪૬ ની આખેરીએ મામલો એવો બગડી ગયો, કે લગભગ અર્ધો દેશ, ખાલી થઈ જવા આવ્યો. પાર્લામેંટને, દેશ દુઃખ નિવારણ માટે, દસ કરોડ રૂપિયા કાઢી આપવા પડયા. તોપણ લોકને પૂરતી મદદ ફરી વલી શકી નહિ. આખા અંગ્રેજી શહેનશાહતમાં દુકાળીઆઓને મદદ કરવાને ફંડો ઊભાં કરવામાં આવ્યાં. મુંબઈ આતેથી પણ નાણાંની મોટી રકમો મોકલી આપવામાં આવી. આ ફંડમાં પહેલી વાર સર જમશેદજીએ રૂપિયા ૫૦૦ ભરી આપ્યા હતા. પણ બીજે વર્ષ સુધી દુકાળ ચાલુ રહેવાથી, બીજા રૂ. ૩૦૦૦ પોતાને નામે અને આસરે રૂ. ૨૦૦૦ પોતાના દીકરાઓને નામે ભરી આપ્યા હતા. તેમજ પાછલથી ઈંગલાન્ડ તરફના ફંડમાં તેમજ સકોટલાન્ડનાં મોંઘવારી વખ્તનાં ફંડમાં વિગેરે મળી, વેલાયત તરફનાં દુકાળ ફંડો ખાતે રૂ. ૧૦૦૦૦ ભરી આપ્યા હતા.

આ પ્રમાણે સર જમશેદજીએ, આગ, તોફાણ, રેલ અને દુકાળ વિગેરેની આફતો વખ્તે માણસજાતનું દુઃખ ટાળવા અને તેમનું ભલું કરવા, લગભગ એક લાખ રૂપિયા ઊપરની રકમ તો ન્હાનાં ન્હાનાં ફંડોમાં ભરવા કાઢી આપી હતી.[૯]

---

[૯] દુકાળને લગતી ઊપલી સર્વે વિગતો માટે અમો "પારસી પ્રકાશના" આભારી છીએ. સર જમશેદજીનાં એકાદ બે ટુંક જન્મચરિત્રમાં તો આ બાબત તદન વિસારી દીધામાં આવીછે! ઊપલી વિગતો માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૨૫૪–૩૧૯–૩૨૯–૪૭૪ અને ૬૦૦.



# પ્રકરણ અગિયારમું.

## ગરીબના દોસ્ત;

## કુવા તળાવ અને ધર્મશાળાઓ.

**નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો;**
**શોધી જૂના ફરી સંધ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.**
**શ્રીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાઓ;**
**તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો.**

**કવિ દલપતરામ.**

કવિ દલપતરામની ઉપલી સુંદર અને મીઠી કવેત દરેક ગુજરાતી નિશાળીઆએ વાંચી હશે. પૈસાવાળાઓનો ધર્મ શું છે, તે આ કવેતમાં ગુજરાતના આ માનીતા કવિ આપણને સમજાવે છે. શું આ લખતી વખ્તે સર જમશેદજીની સખાવત આપણા કવિના મનમાં હશે? કારણ આ કવિએ પણ સર જમશેદજીની વખાણમાં એક કવિતા લખેલી છે. એક પૈસાવાળા ધણીને ઘટતી, અને કવિ દલપતરામની વર્ણવેલી સર્વ ફરજો સર જમશેદજીએ અદા કરી હતી. તેઓએ પાણી વગરની જગ્યાપર કુવાઓ બંધાવ્યા હતા; તળાવો ખણાવ્યાં હતાં; જુનાં કુવા તળાવો સમરાવી આપ્યાં હતાં. "નબળા નરનારીઓને" રહેવાને મકાનો અને ધર્મશાળાઓ બંધાવી આપી હતી. કવિ દલપતરામે કલ્પેલા એવા એક ખરા "ધનના ધણીના" ધર્મનું બ્યાન આ પ્રકરણમાં છે.

સર જમશેદજીએ ઘણાક કુવાઓ બંધાવ્યા હતા. તાનસા–વિહારના નળ મારફતે મળતાં પાણીના હાલના સુખી વખતમાં, કુવાઓની અગત્ય, તેની હાજત, અને તે બંધાવી આપનારના ધર્મની ખરી ખૂબી બરાબર સમજવામાં ન આવશે. તરસ્યાંની તરસ મટાડવામાં મોટો ધર્મ છે, એમ સર જમશેદજી પહેલેથીજ સમજતા હતા ઈ. સ ૧૮૨૯ માં સુરત શહેરની પાસે આવેલા અડાજણ ગામમાં લોકોની સગવડ માટે શેઠ જમશેદજીએ ત્રણ કુવા બંધાવ્યા હતા. તેમાંનો એક મોટો અબારા સાથનો, અને મોટા બે કોસ ફરી શકે તેવો, પારસીઓ માટે હતો. બીજો એક સામાન્ય ઉપયોગ માટે હતો. ત્યાંજ ત્રીજો કુવો બંધાવી, તેઓ ગરીબ ઢેડ લોકને પણ ભુલ્યા ન હતા.

પૂણા અને અહમદનગર વચ્ચે આવેલા કારે નામના એક ગામમાં પાણીની જબરી તાણ પડતી હતી; અને લોકો બહુ હેરાન થતાં હતાં. પૂણાના જરથોસ્તીઓ તરફથી આ વાતની ખબર શેઠ જમશેદજીને પડતાં, તે સાહેબે તે ગામના લોકોમાટે એક મોટો કુવો, પૂણાના એક જરથોસ્તી રહેવાસી મી સોહેરાબજી રતનજી પટેલ મારફતે બંધાવી આપ્યો હતો. આ કુવો ઈ. સ. ૧૮૩૩ ના સાલમાં પ્રજા ઉપયોગ માટે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. આ કુવા પાછલ રૂ ૬૦૦ ખરચાયલા માલમ પડેછે. ઈ. સ. ૧૮૪૬ માં સુરત તાલુકાના કુનતા નામના એક ગામમાં એક એવોજ ન્હાનો કુવો સર જમશેદજીએ બંધાવ્યો હતો.

ઈ. સ. ૧૮૪૮. માં સર જમશેદજીએ પૂણાખાને આદરાનની એક દરેમહેર બંધાવી હતી. આ દરેમહેરનાં મકાન સામે ખાલી પડતી જમીન હતી, જે સર જમશેદજીએ ખરીદી લઈ, તેને ફરતી દિવાલ બંધાવી, અંદરની બાજુથી એક મોટો હોજ તૈયાર કરાવી, નાત જાતના તફાવત વગર સર્વ લોકના ઉપયોગ માટે તે ખુલ્લો મૂક્યો હતો. પૂણેકરોના લાભ માટે ઈ. સ. ૧૮૫૦ માં જે મોટો બાદશાહી બંદ તેઓએ બંધાવી આપ્યો હતો, તેની જાણે આ શરૂઆત હતી. સર જમશેદજીએ બંધાવી આપેલા આ મોટા બંદનું વિગતવાર વર્ણન આ પ્રકરણમાં સમાઈ શકે નહિ.

નવસારીની પોતાની યાદગાર મુલાકાત વખતે, બીજાં ઉપયોગી કામો જેવું, કુવો બંધાવી આપવાનું પૂણ્યનું કામ, સર જમશેદજી ભુલ્યા ન હતા. નવસારીમાં દોખમાંની આસપાસ દિવાલ બંધાવી આપવા ઉપરાંત, ત્યાં એક સગડી પણ બંધાવી હતી, અને તેની બાજુમાં, ત્યાં પાણીનો કુવો ન હોવાથી, પોતાના માતાજીના પુણનેમાટે તે પણ ઈ. સ. ૧૮૫૩ માં બંધાવી આપ્યો હતો.

સર જમશેદજીના વખતમાં મુંબઈમાં નળ મારફતે મીઠાં પાણી ઘરઓઠાં પૂરાં પાડવામાં આવતાં ન હતાં. કુવાઓ અને તળાવોપર મુંબઈના શેઠ-રીઓનો પાણીના ખપનો આધાર હતો. સવાર સાંજ મુંબઈના જાહેર કુવાઓ પાણી ભરનારાઓની ધમાલથી ગાજી રહેતા. ગરમીના દહાડામાં પાણી સુકાઈ જવાથી, દર ઉનાળામાં પાણીની જબરી તાણ પડતી. એવા "ટીપણીના" વખ્તમાં સખી લોક વધુ કુવાઓ બંધાવી આપવાને બહાર પડતા. સર જમશેદજીએ પણ મુંબઈમાં ઘણાક કુવાઓ બંધાવેલા છે, અને બીજા ઘણાક કુવાઓ બંધાવવામાં સરકારને તથા પ્રજાને સારી મદદ કરેલી છે. આ પણ તેમની ઉપયોગી શહેરી સખાવત હતી. આજના વખ્તમાં તેની કદર બરાબર પિછાનવામાં આવતી નથી! કારણ તાનસા અને વિહારના પાણીનો આ જમાનો છે.

ઈ. સ. ૧૮૩૨ માં, કોલાબાખાતે "ઓબઝર્વેટરિ" આગળ શેઠ જમ-શેદજીએ એક મોટો કુવો બંધાવ્યો હતો. તેનો લેખ અંગ્રેજી ભાષામાં આ કુવાની બાજુમાં એક તખ્તીપર કોતરેલો છે. કોલાબા ખાતે વસતા લોકોને પાણીનું વધુ સુખ કરી આપવાની સર જમશેદજીની ધારણા હતી. મુંબઈનાં મેદાનપરના મોટા કુવાઓમાંથી કોલાબા તરફ "પાઈપ" મારફતે પાણી પૂગતું કરવાની કંઈ તજવીજ સરકાર કરતી હતી. કોલાબા તરફ પડેલા લશકરને સારૂં પાણીથી ભરેલાં પીપો ગાડામાં ભરી મોકલ-વામાં આવતાં હતાં. મેદાનથી મોટા કોલાબા સુધી પાણી પૂગતું કરવાને ઇંગલાન્ડથી લોઢાની "પાઇપો" મંગાવવામાં આવી હતી. પણ નાણાંની

તંગીને લીધે કે કોઈ બીજા સબબોને લીધે આ " પાઇપો " કાટ ખાતી પડી રહી હતી. આ નળો મારફતે કોલાબે પાણી પુગતું કરવાને સરકારને જોઈતી નાણાંની મદદ કરવાની સર જમશેદજીની મરજી હતી. તેને લગતી ગોઠવણ કરવાને તેઓ જાતે ગવર્નરને મળી આવ્યા હતા, અને તે ધર્મનું કામ પાર પાડવાની તેઓને નક્કી આશા હતી. ત્યાનાં ગરીબ રહેવાસીઓને તેથી ઘણુંજ સુખ થશે એમ તેઓ ધારતા હતા.[1] પણ આ કામ પૂરેપુરૂં હાર પડેલું માલમ પડતું નથી. કારણ તેને લગતી કઇએ બીજી વધુ નોંધ આપણને મળી શકતી નથી. જોકે આ બાબતમાં તેમને રૂ. ૩૨૦૦ ઉપરનો ખરચ થયો હતો. આટલો ખરચ, તેમને " ઓબઝર્વેટરીવાળા " કુવાપર થયો હતો કે બીજી બાબતપર તે ખુલ્લું જણાતું નથી.

કોટમાં બજારગેટની બાજુમાં, હિંદુ શેઠીયા વરજીવણદાસ માધવદાસના ઘરની આગળ, એક ગંજાવર ઊંડો કુવો રાહદારીઓના જોવામાં રોજ આવેછે. આ કુવો બાંધવાને એ હિંદુ શેઠે રૂ. ૪૦૦ આપ્યા હતા. પણ એટલી રકમમાં તે તરફની બોહોળી વસ્તીને લાયકનો કુવો બાંધવો બને એમ ન હતું, તેથીસર જમશેદજીએ આ કુવો બંધાવવાને રૂ. ૧૩૬૬, તે વખ્તની શહેરી સમાજે " બોર્ડ ઑફ કોનઝર્વન્સિને " આપ્યા હતા. તે મંડળે આ બક્ષેસ ઊપકાર સહિત સ્વિકારી હતી. આ કુવો, ઈ. સ. ૧૮૫૩–૫૪ થી ઊપયોગમાં આવેલો લાગેછે.

આપણે જણાવી ગયા તેમ મુંબઈમાં પાણીની "ટીપણી" વારંવાર પડતી. ઈ. સ. ૧૮૨૪ ના ઊનાળામાં મુંબઈ ખાતે પાણીની સખ્ત તાણ પડી હતી. કોટની બહારની ચરના ખાડાઓમાં રહેલાં પાણીપર હજારો લોક નિભાવ કરતાં[2] આ સંકતના વખ્તે શેઠ જમશેદજીએ સરકારની

[1] જુઓ " ખુલાસે પંચાત " પા. ૩૦૪ અને ૩૦૫.

[2] આ " ટીપણીનાં " રસિક વિગતવાર વર્ણન અને સખી પારસીઓની ઉદાર રાખાવતનું બ્યાન વાંચવું હોય તો, જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૬૪૨

રજાથી, કોટ બહાર "પવન ચક્કીની" જાણીતા જગ્યા આગળ ત્રણ મોટા વાવો પોતાને ખરચે ખોદાવ્યા હતા. આથી લોકોને ઘટતે વખ્તે પાણીની મદદ મળી ગઈ હતી. કોણ કહેશે કે આ સખાવત ઉપયોગી ન હતી? ઇ.સ. ૧૮૫૪ ને ૧૮૫૫ ની ટીપણી વખ્તે પણ સરકારની બક્ષામણથી ઘણાંક દેશીઓએ જૂદા જૂદા લત્તાઓપર કુવાઓ બંધાવ્યા હતા; તેમજ સર જમશેદજીએ પણ ઈ. સ. ૧૮૫૬ માં ધોબીતળાવની સામેના મેદાનના નાંકાપર એલ્ફિનસ્ટન હાઈ સ્કુલની સામે એક મોટો અને ઊંડો કુવો બંધાવ્યો હતો. આ કુવાપર સર જમશેદજીના નામ સાથની એક તખ્તી છે. મેદાનમાં એની આસપાસ આવેલા બીજા સઘળા કુવા પારસીઓએ બંધાવ્યા હતા. હવે એ કુવાઓની ગરજ ન રહેલી હોવાથી, તેના બધાવનારાંઓને કોણ યાદ કરેછે? મેદાનના આ મોટા કુવા અને ત્યાં બીજા કુવાઓ બાંધવાને આપેલી ન્હાની મોટી રકમો મળી રૂ. ૫૦૦૦ નો ખરચ સર જમશેદજીને થયો હતો.[3] વળી એ ઉપરાંત માંડવી ખાતે મસજીદ બંદર તરફપણ કુવાઓ વિગેરેનું પાણી પહોંચાડવાને મી. મનસુખના જણાવ્યા પ્રમાણે સર જમશેદજીએ રૂ. ૩૦૦૦ આપ્યા હતા.

ઇ. સ. ૧૮૪૧ માં ખંડાળા ખાતે એક ધર્મશાળા બંધાવવાનો સર જમશેદજીને વિચાર થતો હતો. આ ધર્મશાળા માટે કોઈ જગ્યા પસંદ કરવાને સર જમશેદજી ખંડાળે ગયા હતા. તે વખ્તે ત્યાંનાં તળાવની બીસમાર હાલત તેમના ધ્યાનપર લાવવામાં આવી હતી. આ બાબે સરકાર સાથ સઘેસો ચલાવી, સરકારને નાણાંની સારી રકમ આપી, નવેસરથી આ તળાવ તેઓએ નિર્મળ કરી દરસ્ત કરાવી આપ્યું હતું. આ બાબેની એક તખ્તી સરકારે ત્યાં રાખેલી છે.

વાંદરા કસબામાં ગોરબંદર તરફ જવાના રસ્તાપર એક ન્હાનું તળાવ હતું. તે તરફના લોકો તેનો બોહોળો ઉપયોગ કરતાં. તેને મોટો

[3] કુવાઓને લગતી ઊપલી વિગતોમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પા. ૨૨૨-૨૫૬-૪૭૮-૬૦૯-૬૧૬-૭૨૧ અને ૮૪૯.

કરી, તથા ખોદાવીને વધુ ઊંડો કરવાની ઘણી જરૂર હતી. આ કામ પણ સર જમશેદજીએ ઊપાડી લીધું. પોતાને ખરચે આ તળાવ તેઓએ નવેસરથી, મોટું કરીને બંધાવી આપ્યું આ કામપર રૂ. ૬૦૦૦ તેમને બેઠા હતા. ઇ. સ. ૧૮૪૫ માં આ નવું તળાવ તૈયાર થયું હતું. તે તરફના લોકોએ સર જમશેદજીને હજારો આશીરવાદ દીધા હતા, તથા ત્યાંના આગેવાન રહીશોએ સર જમશેદજીને એક માનપત્ર આપી, તેમનો ઊપકાર માન્યો હતો. સર જમશેદજીની આ સખાવતની સરકારે પોતાના દફતરમાં ખાસ નોંધ લીધી હતી.

ભાંયખલા તરફ સર જમશેદજીની હાલની ઇસ્પીટાલની પાસે ઇ. સ. ૧૮૮૪ સુધી એક તળાવ હતું, જે ઘણાંક જન જાણતાં હશે. આ તળાવ "ડીકનાં તળાવ" નામે જાણીતું હતું. કારણ, મી. ડીક (Mr. Dick) નામના મુંબઇના એક આગળા ડેપ્યુટી ગવર્નરે આ તળાવ બંધાવ્યું હતું. તે ઘણી ખીસમાર હાલતમાં આવી ગયલું હતું. તેથી સર જમશેદજીએ, પોતાના ધણીઆણી લેડી આવાંબાઈ તરફથી, તે નવેસરથી ખણી કઢાવીને પાછું બંધાવી આપ્યું હતું; તથા તેની આસપાસ પથ્થરની એક મજબૂત પાળ બંધાવી હતી. આ પાછલ સર જમશેદજી અને લેડી આવાંબાઇને રૂ. ૨૪૦૦૦ નો ખરચ થયો હતો.[૪] આ તળાવ આગળ એક તખ્તી નીચે પ્રમાણે મારેલી છે:—

THIS TANK,

Originally dug by Mr. Dick, Deputy Governor of Bombay, having fallen into decay has been restored, enlarged and protected by a stone parapet at the expense of *Lady Avabai* wife of Sir Jamsetjee Jejeebhoy.

---

૪ "મુંબઈનો બહાર" પાને. ૬૮૪.

The repairs, enlargement and other additional works were commenced 1219 of the Era of *Yezdezerd, or A. C.* 1851.[૫]

ઇ. સ. ૧૮૮૪ માં આ તળાવ સરકારે પુરાવી નાંખી, ત્યાં એક ન્હાનો બાગ બનાવ્યો હતો, અને આ નવા બાગની જુની પાળની બાજુમાં આ તખ્તી હજી ગોઠવી રહેવા દીધેલી છે. સર જમશેદજી ઇસ્પિટાલની ઉત્તરે ટ્રામ કે ગાડીમાં પસાર થતાં આ ન્હાનો બાગ હજારો જન રોજ જુએછે, તેમાંના થોડાનેજ ખબર હશે કે એ ન્હાની જગ્યા પાછળ સર જમશેદજીએ એકવાર લગભગ રૂપિયા ૨૫૦૦૦ ખરચ્યા હતા.

કુવા, વાવ, તળાવ બંધાવે, તે દણી પુલો પણ બંધાવવાને ચકે નહિ. સર જમશેદજીએ પોતાના ધણીઆણીને નામથી મુંબઇમાં માહિમ તરફ બંધાવેલા "લેડી જમશેદજી પૂલ" નું વર્ણન લખવાને એક જુદું પ્રકરણ જોઇશે. ઇ. સ. ૧૮૩૩ માં સુરત શહેર પાસેના ભાઠાં ગામને પાદરે આવેલી ખાડીપર સર જમશેદજીએ બે પુલો બંધાવ્યા હતા. તે પાછળ તેમને રૂ. ૭૩૦૦ નો ખરચ થયો હતો.[૬] ઇ. સ. ૧૮૩૪ માં આ બે પૂલોમાંનો એક રેલમાં ઘસડાઇ ગયો હતો. છેક ઇ. સ. ૧૮૬૭ માં સર જમશેદજીના મરણ પછી કેટલેક વર્ષે તેમના હાતેમ દેલના દીકરા શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ રૂ. ૧૫૦૦૦ ખરચીને, પાછો નવેસરથી તે મજબૂત બંધાવી આપ્યો હતો.

પૂણામધે શહેરમાં આવેલી એક ખાડી ઉપર મજબૂત પુલ બાંધવાને નાણાં એકઠાં કરવામાટે શહેરીઓની એક જાહેર સભા ઇ. સ. ૧૮૪૨ ના સપટેમ્બર માસમાં ભેગી મળી હતી. આ નવો પૂલ બાંધવા માટે સર જમશેદજીએ રૂ. ૨૫૦૦ તેના ઊઘરાણાંની ટીપમાં ભરી આપ્યા હતા.

---

૫ "પારસી પ્રકાશ" દફતર ૧ હું. પા. ૬૧૩.

૬ આ ખરચનો અડસટો "પારસી પ્રકાશમાં" નથી, પણ જુઓ "મુંબઇનો બહાર" સફે ૬૮૫.

છાણી પરગણામાં વાંદરાથી ચાર પાંચ મૈલ દૂર, એરલાપારલાના જાણીતા રસ્તાપર એક પૂલ બાંધેલો હતો. આ પૂલ ઘણો નબળો અને સાંકડો તથા કઢંગો હતો. તેથી લોકોને વારંવાર અનેક રીતની વેદના થતી. સર જમશેદજીએ આ તરફ પથ્થરનો એક પક્કો પૂલ બાંધી આપવાનો ઠેરાવ કર્યો. તે બાબે ઈ. સ. ૧૮૪૫ ના આગષ્ટ માસમાં સરકારપર એક પત્ર લખી, આ પૂલ બાંધવાની પોતાની મરજી જણાવી, અને તે માટે સરકારને રૂ. ૪૦૦૦ આપવાનું જાહેર કર્યું. ઇ. સ. ૧૮૪૬ માં સરકારે તેમની માગણી સ્વિકારી, અને પોતાના તરફના રૂ ૧૩૧૦ ઉમેરી આ પૂલ નવેસરથી બાંધ્યો ઇ સ ૧૮૪૭ થી આ નવો પૂલ લોકોના ઉપયોગમાં આવ્યો.[૭]

સર જમશેદજી જેવા પરગજુ નર ધર્મશાળા જેવાં ઉપયોગી મકાનો બંધાવવાનું બાકી રાખે એમ કોઈ પણ ધારશે? નિરાધાર નરનારીઓને રાખવાની એક મોટી ધર્મશાળા સર જમશેદજીએ મુંબાઈ ભાયખલા તરફ બંધાવેલી છે. તેની વિગતવાર તવારીખનું એક જૂદું પ્રકરણ આ પુસ્તકમાં હોવાથી તે વિષે અત્રે વિગતવાર લખવાની જરૂર નથી.

દખનના ઘાટો વચ્ચે આવેલું રમણ્ય ખંડાળા ગામ સર જમશેદજીની માનીતી જગ્યા હતી. વારંવાર તેઓ તે તરફ જઈ રહેતા હતા. તે તરફ આવી લાગતા મુસાફરોની મુશ્કલીઓ અને હાડમારીઓ તેઓએ પોતાની નજરે જોઇ હતી. પોતાના બંગલાપરથી વારંવાર તેઓએ ગરીબોને વરસાદથી તરબોળ થઈ, કંઇપણ જાતના મકાનના આશરા વગર, ઠંડીમાં ઠરતા ઊભેલા જોયા હતા. તેવાઓનાં દુઃખ ટાળવાનો તેમને વિચાર થયો. મુંબાઈ આવી તેઓ આ બાબેની વધુ મસલહત કરવાને, પોતાના કેટલાક મિત્રોને ખંડાળે લઈ ગયા. શેઠો જીજીભાઈ દાદાભાઇ, ખરશેદજી રૂસ્તમજી વાડીઆ, વીકાજી મહેરજી અને મહમદઅલી રોગે સાથ મસલહત ચલાવી, સર્વ ગોઠવણ કરી, એક ચોક્કસ જગ્યા પસંદ કરી, ત્યાં ધર્મશાળા

૭ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પા. ૪૯૪.

બાંધવાનું કામ શરૂ કરાવ્યું. નાતજાતના તફાવત વગર સર્વ કોમના ઉપયોગ માટે આ મકાન આપણા પરગજુ શેઠે રૂ. ૨૦૦૦૦ ને ખરચે બાંધી અપાવ્યું. ઇ. સ ૧૮૩૫ થી આ મકાન મુંબઈ અને પૂણા વચ્ચે આવજા કરતા હજારો લોક વાપરે છે. પશ્ચીમ ઘાટની ઊંચી ટેકડી પરથી પણ સર જમશેદજીની સખાવતથી બંધાયલું આ મકાન, તેમની સખાવતની જીવતી ગવાહી આપતું હજી ઊભુ છે.[૮]

નવસારીનો "જમશેદ બાગ" નવસારી ઊતરી પડતા મુંબઈ અને દેશાવરના ઘણાક પરોણાઓને જાણીતો છે. આ "જમશેદ બાગ" ઇ. સ ૧૮૪૫ માં બધાયો હતો. આ ધર્મશાળા બહારગામથી આવતા લોકને ઊતારો આપે છે, તેમજ નવસારીના રહીશો અને મુખ્ય કરી મલેસર ફળિઆના લોકો, સરઅવસરે જમણવાડી તરીકે તેનો લાભ લેછે. ઇ. સ ૧૮૫૦ માં સર જમશેદજી પોતે નવસારી ગયા, ત્યારે આ બાગમાં એક મોટું યાદગાર જશન કર્યું હતું, અને તે વખ્તે સુરત અને નવસારીના જરથોસ્તીઓને માટે લાખો રૂપિયાનાં ધર્મખાતાં સ્થાપી આપ્યાં હતાં. આ "જમશેદ બાગ" માળ સાથનું કુસાદે મકાન છે, અને આજસુધી ઘણાક જરથોસ્તીઓએ તેનો લાભ લીધેલો છે. આ ધર્મશાળાના મકાનપર એક તખ્તી પણ મારેલી છે.[૯] આ "જમશેદ બાગ" માટે સર જમશેદજીએ રૂ. ૨૦૦૦૦ નો ખરચ કર્યો હતો.

---

૮ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૩૩૦, મી. મનસુખનુ "ગજનામું" પાને ૪૮; અને મી નાજરનું "First Parsee Baronet" પાને ૪૪–૪૫.

૯ આ તખ્તી નીચે પ્રમાણે છે —

શ્રી પાક દાદાર હોરમજની મદદ હોજો.

"આએ ધરમશાલા કે જેહેને જમશેદ બાગ કરીને નામ આપેઆમો આવી-
"છે તે શ્રી મુમબઈવાશી સર જમશેદજી જીજીભાઈ નાઈટે શ્રી નોશારીના
"જરતોશતી રેહેવાશીઓને વાપરવાને વાશતે બનધાવી છે મુકામ શ્રી
"નોશારી શને ૧૨૧૪ ઇઅજદજરદી શને ૧૮૪૫ ઇશાવી." ["પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૪૫]

ઇ. સ ૧૮૪૯ માં અમદાવાદ જીલ્લાના કોઈ "અડાશ" નામના ગામમધે શા. કમરચંદ પ્રેમચંદ નામના હિંદુ વેપારી મારફતે સઘળી જાતના મુસ્ફલેસ ઊતારૂઓમાટે, સર જમશેદજીએ એક ન્હાની ધર્મશાળા બંધાવી હતી.

વળી એક બીજી ન્હાની ધર્મશાળા સુરત શહેરની પાસે આવેલી "બારકસના હજીરા" નામની જાણીતી જગ્યા આગળ સર જમશેદજીએ બંધાવેલી હતી. તે પાછળ તેમને ફક્ત રૂ. ૪૫૦ નો ખર્ચ થયો હતો.[૧૦]

આ પ્રમાણે કવિ દલપતરામે કલ્પેલી અને "ધર્મના ધણીની" સર્વ ફરજો સર જમશેદજીએ અદા કરી હતી. તેઓએ તરસ્યાની તરસ મટાડી, રખડતા રાહદારીને રસ્તા કરી આપ્યા, અને નિરાધાર મુસાફરોને આશ્રમસ્થાનો બાંધી આપ્યાં. એવા એક ખરા પરગજુ અને ખરા પરોપકારી નર, હાતેમ સરખા સર જમશેદજી જીજીભાઈ હતા.



[૧૦] આ ધર્મશાળાને લગતી કંઇએ વિગત "મુંબઇનો બહાર" નામના પુસ્તક-સિવાય, બીજી તરફથી હાથ લાગી શકતી નથી



# પ્રકરણ બારમું.

## બાદશાહી પરોણાગત.

Sir, you are very welcome to our house ;
It must appear in other ways than words.

*Shakespeare.*

સર જમશેદજીની પરોણાગત–તેમના નામ અને તેમની દોલતને છાજતી–બાદશાહી હતી. આગળા વખ્તમાં અંગ્રેજો અને દેશીઓ વચ્ચેનો એખલાસ હમણા કરતા વધારે મિત્રભાવ ભરેલો હતો, તેનું કારણ આવી પરોણાગત હતી. ભલા "ટોપીવાળાઓની" ખરી કદર પિછાનવાને, તે વખ્તના દેશીઓ સદા તૈયાર રહેતા. લાયકને લાયક માન આપવા તેઓ હમેશ બહાર પડતા. ખાલી વખાણને ખાતર, કે જાતી સ્વાર્થ સાંધી લેવા, કે આપમતલબનો સંજોગ ગોઠવી લેવા, તેઓ "સાહેબોને" માન આપવા આગલ પડતા નહિ. પણ જો કોઈ અંગ્રેજ બચ્ચાએ દેશીઓને ઉપયોગનાં કંઇએ કામ આરંભ્યાં હોય, કે તેમથી કોઇએ રીતની સેવા બજાવી હોય, તો હંમેશ દેશીઓ પોતાના આભારની લાગણી જાહેર કરવાને કદી ચૂકતા નહિ. વળી દેશી શેઠો, પોતાને ત્યાંના શુભ અવસરે કે કોઈ તેવાજ પ્રસંગોપાત વખ્તે, આગેવાન અગ્રેજોની મહેમાનદારી કરીને, રાજકરતી કોમસાથનો એખલાસ વધારી આપવાની પોતાની ફરજ બજાવતા. સર જમશેદજીએ એવી ઘણીક તકોનો લાભ લીધો હતો. દેશીઓ તરફ રાજકરતી કોમની મહેરબાનીની ખેંચવાને તેઓએ સદા ઊલટ રાખી હતી. પારસીઓમાટે રાજકરતી કોમને જે ઊંચો

વિચાર-છે, તે ઊંચા વિચારની શરૂઆત સર જમશેદજી જેવા આગેવાનોની બાદશાહી આવકાર અને પરોણાગતથી થઈ હશે, તેમાં શક નથી.

દેશીઓના ખેરખાહ અને શુભેચ્છકોની, તેમજ નામદાર મહારાણીજીના પ્રતિનિધીઓની મહેમાનગીરી સર જમશેદજી સદા કરતા. તેમ કરી તેઓ આડકાતરી રીતે પોતાની દેશી કોમની સેવા બજાવતા. કારણ કઈ નહિ તો આવી પરોણાગતને લીધે "ટોપીવાળાઓને," "આંખમાં શરમ" રાખવી પડતી. આગેવાન અંગ્રેજી વેપારીઓ અને અમલદારોની પરોણાગત કરવાનો ધોરણ, સર જમશેદજીના કુટુંબમાં આજસુધી ચાલુ રહેલો છે. સર જમશેદજીએ પોતાના વખ્તમાં આપેલી અનેક બાદશાહી પરોણાગતમાંની થોડીક અગત્યનીનું ટુંક ટુંક વર્ણન આ પ્રકરણમાં છે.

ઈ. સ. ૧૮૨૨ માં શેઠ જમશેદજીએ પહેલી જાહેર જ્યાફત આપેલી લાગેછે. આ સાલમાં એમના વડા દીકરા શેઠ ખરશેદજી, તે ભવિષ્યના બીજા સર જમશેદજીના લગન, શેઠ દીનશાહજી દાદાભાઇ સાહેરના એક બેટી બાઈ દીનબાઇ સાથ થયાં હતાં. આ શુભ પ્રસંગની ખુશાલીમાં આગેવાન યુરોપીયન ગ્રહસ્થોને શેઠ જમશેદજીએ એક જ્યાફત આપી હતી. ગવર્નર મોન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન, અને કમાનડર ઈન-ચીફ લોર્ડ કૉલવિલ જેવા મોટા અધિકારીઓ આ વેળાએ હાજર થયા હતા તે વખ્તની રીત પ્રમાણે "નાચની બેઠક" પણ કરવામાં આવી હતી. પરોણાઓને અનેક રીતે રમતગમત આપી, તથા જાતજાતની વાણીઓથી તેમને તૃપ્ત કરી ઘરે મોકલ્યા હતા. તે વખ્તના આગેવાન અંગ્રેજી પત્ર "બોમ્બે કુરિઅર" (*Bombay Courier*) શેઠ જમશેદજીના સાદા શોખ સભ્ય સ્વભાવ અને ઊંચા વિવેકની ભારે વખાણ કરી હતી [1] પોતાના વડા પુત્રનાં લગ-

[1] The amusements provided by Jamsetjee for his guests evinced the elegance of his taste, while the amenity of his manners afforded ample proof that good breeding and politeness are not exclusively the attributes of the inhabitants of the Western World. [જુઓ "પારસી પ્રકાશ" દફ્તર ૧ લુ પાને ૧૫૯]

નની ખુશાલીમાં શેઠ જમશેદજીએ ન્હાની ન્હાની રકમોમાટે કેદ પડેલા દેવાદારોનું દેવું પોતે ચૂકવી આપી, તેમનો કેદમાંથી છુટકો કર્યો હતો. આ માટે તેઓએ રૂપિયા ૭૦૪૦ આપ્યા હતા. શેઠ જમશેદજીની આ સર્વથી પહેલી જાહેર સખાવત હતી, એમ નોંધાયલું છે.

ઈ. સ. ૧૮૨૪ ના નવેમ્બર મહિનામાં પોતાના એક વેપારી મિત્ર મી. જેમ્સ ફાર્બસ, જે પ્રખ્યાત રિમીંગટન ફાર્બસની કું૦ નીનો એક માલેક હતો, તેને એક મોટી જ્યાફત મજગામખાતે પોતાના કુશાદે બંગલામાં આપી હતી. ગવર્નર, કમાન્ડરઈન-ચીફ, મોટા ન્યાયાધીશો વિગેરે શેઠ જમશેદજીને ઘર પધાર્યા હતા. આ પ્રસંગે એક મોટો "બૉલ" પણ આપવામાં આવ્યો હતો. જ્યાં મધ્યરાત સુધી અંગ્રેજી પરોણાઓએ નાચરંગ ચલાવ્યો હતો. શેઠ જમશેદજીની આ વખ્તની બાદશાહી પરોણાગતથી અંગ્રેજ મહેમાનો છક થઈ ગયા હતાં. આ બાબે ટીકા કરતાં "બોમ્બે કુરિયરમાં" લખ્યું છે કે—"મુંબાઈના આગેવાન યુરોપીયન કટુંબોમાં પણ આવી સરસ ગોઠવણસાથની મોટી જ્યાફત જવલેજ અપાતી હશે."[૨]

તા. ૭ જી જુન ૧૮૩૪ ને દિવસે શેઠ જમશેદજીએ પોતાના કોટ ખાતેના મોટાં નવાં ઘરનું મુહરત કર્યું હતું. આ બનાવની ખુશાલીમાં ભારે ધામધુમ કરવામાં આવી હતી. આ નવું ઘર જોવાને તે વખ્તનો મુંબઈનો ગવર્નર અર્લ-ઓફ-ક્લેર આવ્યો હતો. તેને તથા મોટા સનંદી અને લશકરી અમલદારોને શેઠ જમશેદજીએ એક મોટી મેજબાની, તે દિવસે આપી હતી. ગવર્નર તથા સઘળા પરોણાઓએ આખું ઘર ફરી ફરીને જોયું હતું.

---

[૨] આ બાબતનો અંગ્રેજી ફકરો નીચે પ્રમાણે છે:—"We had seldom had an opportunity of witnessing, even in the houses of the first European Gentry in the Island, an entertainment so agreeably and judiciously arranged as this of Jamsetjee's." [ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૧૮૪. ]

આવું સુંદર મકાન બંધાવી, ત્યાં વસવાત કરવાને શેઠ જમશેદજી ભાગ્યવાન થયા, તે માટે તેમને ગવર્નરે મોટી મુબારકબાદી આપી હતી. શેઠ જમશેદજીનું આ નવું અને તે વખતનું કોટનું એકપરૂં મહેલ સરખું ઘર જોવાને લોકની મોટી ઠઠ વારંવાર ત્યાં એકઠી મળતી. શેઠ જમશેદજીના કોટનાં આ ઘરની તે વખ્તમાં ભારે વખાણ થતી. મુસાફરો—અને યુરોપીઅન મુસાફરો—આ ઘરની ખાસ મુલાકાત લેવાને આવતા. તેઓમાંના એકે તો પોતાના મુસાફરીના એકવારના પ્રખ્યાત પુસ્તકમાં, આ મકાનની પોતાની મુલાકાતનું વિગતવાર વર્ણન આપેલું છે. [3]

તા. ૫ મી ફેબ્રુઆરી ૧૮૩૫ ને દિવસે શેઠ જમશેદજીએ વીદાય થતા ગવર્નર અર્લ-ઑફ-કલેરને કોટના ઉપલાં બુલંદ મકાનમાં એક મોટો "બૉલ" આપ્યો હતો. આ ગવર્નરે મોટા મોટા અમલદારો તરફનું એવું નોતરૂં કબુલ ન રાખ્યું હતું, પણ શેઠ જમશેદજી તરફનું ઇજન બહાલ રાખી, તેઓએ આપણા અકાબરને જાણે મોટું માન આપ્યું હતું. ૪૦૦ ઉપર યુરોપીયન બાનુઓ અને ગ્રહસ્થોને આ પ્રસંગે નોતરૂં દીધામાં આવ્યું હતું. ગવર્નર અર્લ-ઑફ-કલેરે પોતાના આખા રસાલા સહિત હાજરી આપી હતી. ઘરની સામે આવેલા કોટપર મોટા તંબુઓ ઊભા કરી, તેમાં ખાણાની ટેબલો ગોઠવી હતી. કોટપર સઘળે અને આજુબાજુ ઝાડપાન અને વારદાઓ વિગેરેનો શણગાર કરેલો હતો. ગવર્નરે ધારાપ્રમાણે પાદશાહી કુટુંબ વિગેરેની સલામતી લેવાડ્યા પછી, શેઠ જમશેદજીએ પોતે અંગ્રેજી ભાષામાં એક ટુંક ભાષણ કરી ગવર્નરની 'સલામતી' લેવાડી હતી. તેમ કરતાં શેઠ જમશેદજીએ જણાવ્યું:—

બાનુઓ અને ગ્રહસ્થો,

"જે માનવંત અમીરે પોતાની હાજરીથી આજે આપણી આ સભાને માન આપ્યું છે, તેમની સલામતી લેવાડવાનું ખુશીભર્યું કામ મારે

[3] "*Sketches in India*" by Henry Moses. M. D. Pages 253-254

બજાવવુ છે. આ કામ બજાવતાં મને ખુશીસાથ મોટો સંતોષ થાય છે, કારણ તમોજેની માનવંત બાઇઓએ પોતાની ખુબસુરતીથી આજની મિળાવડાની રોનક વધારી આપી છે. મુંબઇનું આગેવાન મંડળ પોતાનો મુખ્ય શણગાર, અને દેશીઓ પોતાનો બનો શુભચ્છક (લોર્ડ ફકેરના જવાથી) થોડા વખ્તમાં ખોઈ બેસશે. દેશીઓ તેમના આ મિત્રની યાદ સદા વ્હાલથી જાગતી રાખશે. જો તમો નામદાર અમારા દીલનો ભેદ વાંચી શકો, તો તમો તમારૂં નામ અમારાં હૈયાપર ભુસી ન શકાય એવુ ઉંડુ કોતરાયલું જોશો, અને અમારા બોલના કરતાં તેથી તમારી વધારે પક્કી ખાતરી થશે, કે જે માન આજે અમો દેશીઓ તમને આપવા બહાર પડયા છીએ, તે માન ઠાલી બહારનો દેખાવ કરવાને નહિ, પણ તમો નામદારમાટે અમને જે ખરા દીલનો પ્રમાણિક મિત્રભાવ છે, તે દેખડવાને છે. બાનુઓ! તમારી મંડળીના મિળાવડાઓ જે ધણીએ પોતાની હાજરીથી વારંવાર દીપાવ્યા છે, તેને તમારા મીઠા હોઠે હરી, છેલ્લી સલામ કરવાને ના પડશો નહિ. ગ્રહસ્થો! મારી ખાત્રી છે કે મારાં માનવંત પરોણાની તંદરોસ્તી અને આબાદીની સલામતી ઇચ્છાછ્‌ન થતાં ગલાસોસાથે લેવાને તમો જરાક પણ આનાકાની કરશો નહિ. હું પોતે તો મારી દેશી કોમ તરફથી, જે મહેરબાનીઓ તમે સદા અમારી તરફ દેખાડી છે, તે માટે, ખરે દીલે તમો નામદારનો આભાર માનું છુ, અને દુવા ચાહુછું કે તમારે વતન સહિસલામત જઈ પુગો, અને ખોદા તમને લાંબી જીંદગી અને મોટું સુખ બક્ષે! ગ્રહસ્થો! અર્લ ફકેરની લાંબી જીંદગી અને આબાદીની યાદમાં એક સલામતી લો!"[૪]

---

[૪] ઉપલુ ભાષણ અસલ અંગ્રેજીમાં *Bombay Courier* પરથી "પારસી પ્રકાશમા" ઉતારેલુ છે. [જુઓ દફતર ૧ લુ પા ૨૭૮] આ ભાષણ ધ્યાનથી વાંચતાં, વાચનારને સર જમશેદજીની એક ઉત્તમ ખુબીની સમજ પડશે. આ મેજબાની અને બીજી તેવી પાછલ મોટા ખરચો કરવામા તેમની નેમ ન્યાતી લાભ કે ન્યાતી માન મેળવવાની ન હતી. પણ તેઓ પોતાની લાગવગ અને પોતાની દોલ-

ગવર્નરની સલામતી સઘળા મહેમાનોએ પૂર ઊલટથી લીધાબાદ, ગવર્નર અર્લ ક્લેરે શેઠ જમશેદજીની વલતી સલામતી લેવાડતાં, તેમની સ્તુતિ ભરેલું એક ન્હાનું ભાષણ કર્યું હતુ, અને તેમ કરતાં શેઠ જમશેદજીની સારી દયાનત અને પ્રમાણિકપણાંની વખાણ કરી હતી.

ઈ. સ. ૧૮૩૬ ના જાનેવારી મહિનામાં, શેઠ જમશેદજીના બે ન્હાના દીકરાઓ ભાઈઓ રૂસ્તમજી અને સહેરાબજીના લગન થયાં હતાં, તેની ખુશાલીમાં એ માસની તા. ૧૪ મીએ, તેઓએ મુંબઈના તે વખ્તના હાકેમ સર રૉબર્ટ ગ્રાન્ટ, તેમના બાનુ અને મુંબઈના આગેવાન વેપારીઓને એક મોટું ખાણું આપ્યું હતું. તથા "બૉલ" ની નાચરંગની બેઠક કરવામાં આવી હતી. ખાણાપર પોતાના પરોણાની સલામતી લેવાડતાં, આપણા શેઠે એક છટાદાર ભાષણ કર્યું હતું અને બ્રિટીશ પ્રજા લેખાવામાં તેઓ મોટું માન સમજે છે, એમ તેઓએ જાહેર કર્યું હતું. એલ્ફિન્સ્ટન, માલકમ અને ક્લેર જેવા બાહોશ હાકેમોની નિમણુક કરી, હિંદુસ્તાનના લાભો અને હકો પિછાનવામાટે, તેઓએ ઈંગલાન્ડના રાજદ્વારી મંડળોનો ઊપકાર માન્યો હતો, તેમજ સર રૉબર્ટ ગ્રાન્ટની ભલી રાજ્યનીતિની વખાણ કરી, તેને સર્વ ફતેહ ઇચ્છી હતી.[૫] વળી લેડી ગ્રાન્ટની સલામતી લેવાડતાં, સ્ત્રી જાત પુરૂષોને કેવા સુખી કરી શકે છે, તેની કંઈક સમજ આપી હતી.[૬] સર રૉબર્ટ ગ્રાન્ટે ઘટતો ઊત્તર વાલતાં, પરણતાં જોડાં-

---

તનો ઊપયોગ કરી, " આપણા દેશીઓ માટે " રાજ કરતી કોમના મુખ્ય અમલદારોની મહેરબાની મેળવવાને સદા કોશેષ કરતા. આ પુસ્તકમાં આપેલાં આ અને બીજાં ભાષણો ધ્યાનથી વાંચતાં, વાંચનારની તેવી નક્કી ખાત્રી થશે.

[૫] આ ભાષણ અસલ "*Bombay Courier* " પરથી " પારસી પ્રકાશમાં " ઊતારી લીધુ છે. તેમાટે જુઓ દફતર ૧ લું પાને ૨૮૮.

[૬] સર જમશેદજી જેવા કહેવાતા જુના વિચારના શેઠીઆના વિચારો ખરેખર કેવા સુધરેલા હતા, તે આ ભાષણપરથી માલમ પડે છે. આ ભાષણ મારફતે સર જમશેદજી જણાવે છે:—" It is in the sacred and endearing ties of marriage that we are best acquainted with the value of that

ઓની સલામતી સેવાડી હતી. શેઠ ખરશેદજીનાં લગનના વખ્તની બાફક, આ વખ્તે પણ શેઠ જમશેદજીએ ઘણાક ગરીબોને ખવાડીનેજ નહિ, પણ નવા કપડાં અને રોકડ નાણું આપી ખુશી અને સુખી કર્યા હતાં.

તા. ૯ મી માર્ચ ૧૮૪૦ ને દિવસે શેઠ જમશેદજીએ, નામદાર મહારાણી વિક્ટોરિયાનાં લગન, પ્રિન્સ આલ્બર્ટ સાથ થયાં, તેની ખુશાલીમાં, ગવર્નર કરનાક અને બીજા મોટા અંગ્રેજી અમલદારોને "બૉલ" આપ્યો હતો. ગવૅર્નર અને તેનો રસાલો, તેમજ અફઘાનિસ્તાનની લડાઈમાં જીત મેળવી આવેલો સરદાર લોર્ડ કીન વિગેરે બીજા મોટા અંગ્રેજી અમલદારો હાજર હતા. શેઠ જમશેદજીની મોટી દોલત, પાદશાહી પરોણાગત, અને મોભાદાર રીતભાતથી એક મોટા લશકરી અમલદારપર એવી તો અસર થઈ કે, બીજે દિવસના "બોમ્બે કુરિઅર" નામના અંગ્રેજી પત્રમાં, શેઠ જમશેદજીને બ્રિટિશ છુટાપણું અને બ્રિટિશ કીર્તિનો એક શણગાર લેખી, નીચલા અલંકારીક શબ્દોમાં તેણે તેનું વિવેચન કરેલું છે:—

"This is freedom, this is British Glory—this is our noblest privilege; Jamsetjee Jeejeebhai is the personification of respectable British Merchant: Genius, Enterprize and Integrity have raised him, and while we partake of his hospitality, let us be just to the true source of all advantages, British freedom for him-for us-and for all our fellow subjects."[૭]

companionship without which all our enjoyments would be worthless In proposing the health, therefore, of my distinguished guests "Lady Grant and the Ladies," I am sure all my friends will heartly approve my wish, that the single may be married and the married happy" ["પારસી પ્રકાશ" દફતર ૧ લું. પા. ૨૮૮.]

૭ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પા. ૩૫૩.

આ પ્રસંગે એક નોંધી રાખવા જોગ બનાવ બન્યો હતો. દેશીઓમાં અને વળી પારસીઓમાં પહેલીજ વાર શેઠ જમશેદજીએ પોતાના ધણીઆણી અને ત્રણે વહુઓની મુલાકાત, પરજાતનાં બાનુઓ અને ગ્રહસ્થોસાથ જાહેરમાં કરાવી હતી. એક જૂદા ઓરડામાં, આ બાનુઓએ ગવર્નરનાં બાનુ લેડી કરનાક, તથા લેડી મૅકમોહન, લૉર્ડ કીન, સર ટોમસ વિલસીયર વિગેરે તે વખતના મુંબઈનાં આગેવાન બાનુઓ અને ગ્રહસ્થોની મુલાકાત લીધી હતી. આ જમાનો કન્યા કેળવણીનો ન હતો,તોપણ શેઠ જમશેદજીના ઘરની એક એક બાનુ કેળવાયલાં હતાં, એટલે આવી મુલાકાત લેવાને, અને શેઠ જમશેદજીના મોટા નામની શોભા જાળવી રાખવાને તેઓ તદન લાયક હતાં.

અફઘાનિસ્તાનની પહેલી લડાઇમાં જીત મેળવી પાછા ફરેલા મખ્યાત સરદાર, લેફટનંટ જૅનરલ લૉર્ડ કીનને, ઊપલા "બૉલ" પછી ત્રીજે દહાડે, શેઠ જમશેદજીએ, પોતાના મહાલક્ષ્મીના બંગલામાં, એક મોટી જયાફત આપી હતી. આ વેળાએ ખુદ ગવર્નર પોતે, તેમજ કાઊન્સિલના સભાસદો, જડજો, વેપારીઓ વિગેરે હાજર હતા. અલબત્તે આ પ્રસંગે પણ સરેરતા પ્રમાણે સલામતીઓ લેવામાં આવી હતી. પોતાના માનવંત પરોણાની સલામતી શેઠ જમશેદજીએ પોતે અંગ્રેજીમાં એક ટુંક ભાષણ કરી લેવાડી હતી. આ ભાષણનો ગુજરાતી સાર નીચે પ્રમાણે થઈ શકેઃ—

ગ્રહસ્થો,

"મારા માનવંત પરોણા–લૉર્ડ કીનની સલામતી લેવાને, તમને ઘણો આગ્રહ કરવાની મને જરૂર પડશે નહિ. પોતાના રાજ્યની અને સ્વદેશની એ ગ્રહસ્થે કેવી કિંમતી નોકરી બજાવીછે, તેનું પૂરેપૂરું તોલ કરવાને હું લાયક નથી; તોપણ આપણી તરફ આવવા પહેલાં એમને બજાવેલી સેવા કેવી કિંમતી હશે, તે એ બહાદૂર મરદની છાતીએ લટકી રહેલા ચાંદો– (કે જે લડાઈના ખુનખાર મેદાનપર જંગ મચાવી, કીર્તિ સાથ મેળવેલા છે ) તેપરથી આપણને કંઈક માલમ પડી આવે છે.

"અફઘાનિસ્તાનપર ફત્તેહ મેળવનાર અને મુંબઈના બહાદુર લશકરના સ્પેહસાલાર તરીકે, અને આપણા મુલકને સરહદ તરફના પરદેશીઓના હુમલાથી બચાવી લેનાર તરીકે આપણે એમને ઓળખીએ છીએ. એમની ફત્તેહથી આપણો વેપાર એ તરફ ખીલી નિકલ્યો છે. આપણા વેપારીઓને, તેમનો સદાસ વધારવાને નવું ખેતર હાથ લાગ્યું છે. આપણાં માનવંત મહારાણીજીએ એમની કદર પિછાની છે, તે માટે આપણે એમને શાબાશી અને મુબારકબાદી આપીશું. એમને માટે મને જે વખાણુબરી માનની મોટી લાગણી છે, તે લાગણી જાહેર કરવાની તક લેવા, મેં આજની જ્યાફત આપી છે, અને તે વખ્તે હજર રહી, મને મોટું માન આપવામાટે, હું એમનો ઊપકાર માનું છું. મારી ખરાં દેલની દુવા છે, કે લાંબો વખ્ત સુધી જીવતા રહી, એમને મળેલું માન તેઓ ભોગવતા રહે, અને મને આશા છે કે પોતાને સ્વદેશ—ઈંગલાંડ જઈ પૂગ્યા પછી જ્યારે અમીરોની ખાસ સભામાં તેઓ પોતાની બેઠક લે, ત્યારે ત્યાંથી હમેશાં હિન્દ અને તેના વતનીઓના લાભ, સદા યાદ રાખી, અને તેની સંભાળ લઈ, આપણીપર કરેલા તેમના અનેક ઉપકારોમાં વધારો કરતા રહેશે." [૮]

શેઠ જમશેદજી "સર નાઈટ" થયા, ત્યારે ગવર્નર સર જ્યાર્જ આર્થરે તેમને એક જયાફત આપી હતી, તેને સર જમશેદજીએ તા ૬ થી ફેબ્રુઆરી ૧૮૪૩ ને દિવસે એક મોટી વલતી જયાફત કોટનાં પોતાનાં મોટાં મકાનમાં આપી હતી. આસરે ૩૦૦ ગ્રહસ્થો ખાણાની ટેબલપર બિરાજ્યા હતા. ચીનના મોટા વેપારીઓ મેસર્સ જારડીન મેથિસનની કંપનીએ સર જમશેદજી માટે આગળ ભેટ મોકલેલાં રૂપાનાં વાસણો આ વખ્તે ટેબલપર વાપરવામાં આવ્યાં હતાં. અલબત્તે સર જમશેદજી અને ગવર્નરે પરસ્પરની ઘટતી સલામતી લેવાડી હતી, અને અલબત્તે ગવર્નરે સર જમ-

[૮] ઉપલું અંગ્રેજી ભાષણ "*Bombay Courier*" પરથી "પારસી પ્રકાશમાં" દાખલ કરેલુ છે. તે માટે જુઓ દફતર ૧ લું. પા. ૩૫૩. આ ભાષણપરથી વાંચનારની વધુ ખાત્રી થશે કે સર જમશેદજી પોતાને એક દેશીજ સમજતા, અને પોતાની લાગવગ અને દોલતનો ઉપયોગ દેશને લાભ કરવામાંજ વાપરતા.

શેદજીની હવે સાધારણ થઈ પડેલી સખાવતની વખાણ કરી હતી. યુરોપિયન તથા દેશી ભાઈબંધોનું જે માન સર જમશેદજી ધરાવતા હતા, તેને તેઓ કેવા લાયક હતા, તે બાબે ગવર્નરે વિવેચન કર્યું હતુ.

બીજી એક મોટી જયાફત સર જમશેદજીએ, "મજગામ ર્‌સ્ટલમા" તે વખતના મુબઈના ગવર્નર વાઈકાઉન્ટ ફોકલાન્ડને આપી હતી. આ વખતે ત્યા મોટા પાયાપર રોશની કરવામાં આવી હતી. પરસ્પરની રાએતાની સલામતી લેતા, ગવર્નરે સર જમશેદજી જેવા દેશીઓની ખરી વફાદારીની સ્તુતિ કરી હતી, અને એવા દેશીઓપર રાજકર્તાનો પૂરેપૂરો વિશ્વાસ છે, એમ જણાવ્યું હતુ. મોડી રાત સુધી "બૉલ" વિગેરેની મજાહ ભોગવી, સર જમશેદજીના પરોણાઓ ઘરે પધાર્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૫૧ માં સર જમશેદજીએ પોતાના દીકરાઓનાં બાળકોની નવજોત ઠીક ધામધૂમથી કરી હતી, અને તેની ખુશાલીમાં પંચાયતને લગતી ઝદ શાળાઓનાં ફડખાતે રૂ ૩૦૦૦ ભેટ આપ્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૫૮ મા ખડાળાથી પૂણા સુધી તૈયાર થયલો નવો રેલવેનો રસ્તો ખુલ્લો મેલાયો, ત્યારે પણ સર જમશેદજીએ ખડાળાખાતે પોતાના બગલામાં એક મોટી જયાફત અગ્રેજો અને દેશી ગ્રહસ્થોને અપાવી હતી. પણ જૈફીએ પૂગી ચૂકેલા હોવાથી, તેઓ પોતે ત્યાં આવી શકયા ન હતા.

સર જમશેદજીની મુખ્ય જયાફતોનો આ મુખ્તેસર અહેવાલ છે એ બાબતનું એક પ્રકરણ રોકવાની મતલબ એટલીજ કે સર જમશેદજી એક કેવા ખરા દેશહિત્તકારીક નર હતા, તે બાબેની વાંચનારની ખાત્રી થાય પોતાની લાગવગ અને પોતાની દોલતનો ઉપયોગ આવાં કામોમાં કરવામાં સર જમશેદજીની મુખ્ય નેમ, પોતાનો લાભ કાઢી લેવાના સ્વાર્થની નજ હતી, પણ નાતજાતના તફાવતવગર પોતાના દેશી ભાઈઓનું ભલું કરવું, અને તેમને આગળ પાડવા, એ તેમની ભલી ધારણા હતી. [૯]

---

[૯] આ પ્રકરણમાં આવેલી દરેક બાબતના મુળ સારમાટે અમે "પારસી પ્રકાશના' આભારી છીએ



# પ્રકરણ તેરમું.

## માનવંત મુલાકાતો.

To thine ownself be true,
And it must follow, as the night the day,
Thou canst not then be false to any man.

*Shakespeare.*

સર જમશેદજીને માટે પારસીઓનેજ નહિ, પણ સઘળી જ્ઞાતીના લોકને મોટું માન હતું. તેમની સખાવત માટેજ નહિ, પણ તેમના બીજા સારા ગુણો માટે લોકો તેમને માન આપતા. દેશ પરદેશમાં તેમનું નામ મશહુર થઈ ચુકેલું હોવાથી, ઘણાંક મુસાફરો તેમની મુલાકાત લેવાને આતુર હતા. ઓગણીસમી સદીની શરૂઆત પછીના સઘળા મુસાફરો પારસીઓ વિષેની સામાન્ય હકીકત લખતાં, સર જમશેદજીને તેમની સખાવત માટેજ નહિ, પણ તેમના સાહસ માટે મુખ્ય કરી યાદ કરતા. કેટલાક મુસાફરો પોતાના દેશી મિત્રો મારફતે સર જમશેદજીની મુલાકાતનું માન મેળવવાને યત્ન કરતા. જાણીતો મુસાફર "ટેલર," (Taylor) ડાકટર ભાઉ દાજીસાથ સર જમશેદજીની ખાસ મુલાકાત લેવાને આવ્યો હતો, અને તેમનો મેલાપ ન થવાથી તે નિરાશ થઈ ગયો હતો. સર જમશેદજીને નજરે નજર જોવામાટે તે એટલો આતુર હતો કે એકવાર રસ્તામાંથી પસાર થતી ગાડીમાં, બુઝર્ગીએ પૂગી ચૂકેલા આપણા "બેરોનેટને" જોવાથી તે ઘણો ખુશી થઈ જઈ, જાણે તે કેનો એક મોટો બનાવ

હોય, તેમ તેની ખાસ નોંધ પોતાના મુસાફરીના પુસ્તકમાં તેણે પાનાઓ ભરી લીધી છે. વળી બીજી જગ્યાએ તે સર જમશેદજીના કુટુંબ કબીલા તથા તેમના સાહસિક વેપારની યાદગાર નોંધ પોતાના કિમતી પુસ્તકમાં કરી ગયોછે![1] આ જેવુ તેવું માન ન લેખાય; કારણ દુનિયાના દેશેદેશ ફરેલો "બેયાર્ડ ટેલર" જેવો એક અનુભવી મુસાફર, સાધારણ ચીજ કે સાધારણ શક્તિના પૂરૂષોની નોંધ પોતાના પુસ્તકમાં કદી લેતો ન હતો.

મુસાફરોજ નહિ, પણ ગવર્નર-જેનરલો, શહેરના હાકેમો, રાજાઓ, ધર્મ-ગુરૂઓ વિગેરે મોટા મોટા અમલદારો સર જમશેદજીની ખાસ મુલાકાત લેવામાં મોટું માન સમજતા. તેવી થોડીક માનવંત મુલાકાતોનું વર્ણન આ પુસ્તકમા નોંધી રાખવુ અવશ્યનું છે

ઈ. સ ૧૮૩૫ ની આખરીપર તે વખ્તના મુબઇના ગવર્નર સર રોબર્ટ ગ્રાન્ટે દરબાર ભરી તેમાં જુજ દેશીઓની ખાસ મુલાકાત લીધી હતી, જેમાં શેઠ જમશેદજી જીજીભાઈ પણ એક હતા.

તા. ૨૯ મી જાનેવારી ૧૮૪૦ ને દિવસે મુબઇનો ગવર્નર સર જેમ્સ રિવેટ કરનાક પોતાના આખા રસાલા સાથ, શેઠ જમશેદજીની ખાસ મુલાકત લેવાને, તેમના કોટનાં જાણીતા ઘરમાં આવ્યો હતો. તેમને મળી ભેટી, તથા તેમના કુટુબની મુલાકત લઈ, તે ઘટતુ માનપાન મેળવી પોતાને મુકામે પાછો ફર્યા હતો વાંચનારે યાદ રાખવું કે ઈ. સ ૧૮૪૦ માં, આજની માફક, એવી મુલાકતો સાધારણ ન હતી.

ઈ. સ. ૧૮૪૮ માં નવા આવેલા ગવર્નર વાઈકાઉન્ટ ફોકલાંડે, જાહેર દરબાર ભરી, બે ચાર દેશીઓસાથ સર જમશેદજીની પણ ખાસ મુલાકત લીધી હતી.[2]

---

[1] વાચો "*A visit to India China and Japan*" by Bayard Taylor (1852) Pages 8-9-40-41.

[2] આ ગવર્નરનાં બાનું વાઈકાઊન્ટેસ ફાકલાંડે, પોતાના હિંદુસ્તાનના અનુભવને લગતું એક પુસ્તક લખેલુ છે, જે પરથી આપણને તે વખ્તની મુબઈની

ઇ. સ. ૧૮૫૦ ના જાનેવારી માસમાં નવો નિમાયલો ગવર્નર-જેનરલ માર્કવીસ-ઓફ-ડેલહાઊઝી મુંબઈ આવી લાગ્યો હતો. ટાઊનહૉલમાં દરબાર ભરી, બીજા દેશીઓ ભેગી સર જમશેદજીની મુલાકાત તેણે લીધી હતી, અને ત્યાર પછી ઘણોક વખ્ત સુધી સર જમશેદજી સાથ ઊભા રહી, ખાનગી મસલહત ચલાવી હતી. આ આપણને દેખાડે છે કે સર જમશેદજીની સલાહ લેવાને સરકાર સદા આતુર હતી.

એજ પ્રસંગે વડોદરાના મહારાજા ગણુપતરાવ ગાયકવાડ નામદાર ગવર્નર-જેનરલની મુલાકાત લેવાને આવ્યા હતા, તેમના માનમાં સર જમશેદજીએ મજગામના પોતાના મોટા બંગલામાં નાચની એક બેઠક કરી હતી. ત્યારપછી થોડે દિવસે, ગણુપતરાવ ગાયકવાડ સર જમસેદજીને માન આપવા તેમને ઘર ખાસ કોટમાં આવ્યા હતા. તે વખ્તે મોટા મોટા આગેવાન દેશીઓ પણ, સર જમશેદજીનાં નોતરાંથી મહારાજા ગાયકવાડને મળવા આવ્યા હતા. વળી લેડી અવાંબાઇએ પણ મહારાણીઓની મુલાકત કરાવવા દેશી બાનુઓને નોતરી હતી. સર જમશેદજીએ આ મોટા રાજવંશીની મુલાકત સર્વ શેઠીયાઓ સાથ કરાવી હતી, તથા મહારાજાને લગભગ એક લાખ રૂપિયાનું નજરાણું તથા સરપાવ ભેટ કર્યો હતો.

તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૮૫૩ ને દિવસે, જૂદીજ જાતના ગ્રહસ્થો સર જમશેદજીની મુલાકતે આવ્યા હતા. વોરાઓના મોટા મુલ્લાંજીના ભાઇઓ મુલ્લાં હોશામોદીનજી તથા મુલ્લાં ઇસિમાયલજી, સુરતથી મુંબઈ આવેલા હોવાથી, પોતાના ખાસ રસાલાસાથ, મુલ્લાંજીના પ્રતિનિધી તરીકે, સર જમશેદજીની મુલાકત લેવાને કોટના મોટા ઘરમાં ખાસ પધાર્યા હતા.

---

હાલતનો ઠીક ખ્યાલ થાય છે. આ પુસ્તકમાં સર જમશેદજી વિષે ઘણેક પાને લખાણ કરેલું છે. અંગ્રેજી મંડળને આપણા અહાબર માટે કેવો ઊંચો મત હતો, તે આપણે તેપરથી સહજ જાણી શકીએ છીએ. [ વાંચો, "*Chow Chow*" by Viscountess Falkland, Vol. I. Pages 49-51. ]

સર જમશેદજીએ તેમનો સારો આદરસત્કાર કરી, જતી વેળાએ મુલ્લાં-સાહેબોના આખા રસાલાને શાલ તથા કિનખાબ અને કસબના તાકા વિગેરેના સરપાવ આપી, નવાજ્યા હતા; તેમજ મુલ્લાંજીના વડા ભાઇને જતી વખ્ત એક કિંમતી પાલખીની ભેટ કરી, તેમને તેમાં બેસાડી, માન-સહિત વિદાય કર્યા હતા. મુલ્લાંજી તરફથી, એના બદલામાં સર જમશેદજીનાં સાહેબ જાદાઓના ન્હાનાં છોકરાંને બેશી ફરવા લાયકની એક નાનકડી સુંદર ઘોડાગાડી, ભેટ કરવામાં આવી હતી. ઇસલામી ધર્મનો એક ધર્મગુરૂ, તેમનો ધર્મ નહિ માનનારને, પોતાની કોમના કોઈ મોટા શરીફ કે દીનદારને છાજતુ માન આપે અને અપાવે, એજ સર જમશેદજીની નાતજાતના તફાવત વગરની એક સરખી લોકપ્રિયતા દેખાડે છે.

ઇ. સ. ૧૮૫૩ ના સાલના છેલા દિવસોપર ધારનો રાજા સર જમશેદજીની મુલાકાતે આવ્યો હતો. આ ધારનું રાજ્ય મધ્ય હિંદુસ્તાનમાં આવેલું છે. આ રાજાના માનમાં સર જમશેદજીએ નાચની બેઠક કરી હતી, તથા તેને અને તેના રસાલાને મોટી કિંમતનું નજરાણું ભેટ કર્યું હતું. મહારાણી વિક્ટોરિયાથી અમીરીપદ પામેલા એક ગ્રહસ્થની મુલાકાત દેશી રાજાઓ લે, તેમાં અજબ જેવું કંઈ નથી. વળી એજ સાલની આખરીએ વિદાય થતો ગવર્નર વાઈકાઉન્ટ ફૅાકલાંડ સર જમશેદજી અને તેમના કુટુંબની ખાનગી મુલાકત લઈ ગયો હતો, તેમજ થોડા દિવસ પછી નવા આવી લાગેલા ગવર્નર લૉર્ડ એલ્ફિનસ્ટને સર જમશેદજીની જાહેર મુલાકત કરી હતી.

ઈ. સ. ૧૮૫૬ માં લૉર્ડ કેનીંગ જે હિંદુસ્તાનનો ગવર્નર-જેનરલ થઈ કલકત્તે જવા પહેલાં મુંબઈ આવ્યો હતો, તેણે મુંબઈ છોડી જવા પહેલાં, લેડી કેનીંગસાથ સર જમશેદજીની ખાસ મુલાકાત લીધી હતી.

ઈ. સ. ૧૮૫૭ માં બુશાયરનો હાકેમ તથા ત્યાંનો સેનાધિપતિ, સર જમશેદજીની ખાસ મુલાકાત લેવાને આવ્યા હતા, જેમણે આપણા પારસી અમીર તરફથી સારો આવકાર મલ્યો હતો.

આ પ્રમાણે મુસાફરો અને મુલ્લાંઓ, વાઇસરાયો અને ગવર્નરો અને રાજપતિઓ સર જમશેદજીની મુલાકાત લેવાને, અને તેમની ઓળખ કરવાને આતુર હતા. તેનું કારણ શું? તેઓ પોતે માનપાન કે પૈસાના ભૂખ્યા ન હતા, તે છતાં સર જમશેદજી અસાધારણ શક્તિના એક મહાન પુરૂષ લેખાતા હતા. તેમની સાથ રોજ સમાગમમાં આવનાર જેટલું તેમને માટે માન ધરાવતા. તેથી વધ દૂર દેશના લોકોને તેમને માટે સારૂં મત હતું.

માન અક્રામ અને તાઝીમ તવાઝાનાં આ ટુંક પ્રકરણનો છેડો લાવવા પહેલાં, સર જમશેદજીની જીંદગીનો એક સાદો પણ દીલકશ બનાવ અત્રે નોંધવો જોઇએ.

ઇ. સ. ૧૮૪૫ ના જુન મહિનામાં, સર જમશેદજીએ એક વફાદાર પ્રજા તરીકે, મોટી કિંમતના ચાર આરબ્બી ઘોડા, વહાણ "બોમ્બે" (*Bombay*) મારફતે નામદાર મહારાણીજી માટે ભેટ મોકલ્યા હતા. આ ઘોડાઓ લઇને, અંગ્રેજી ઘોડેસ્વાર તોપખાતાંની કંપનીનો એક રાઇડીંગ માસ્તર મી. રેન્ડલ, સર જમશેદજીને ખરચે, ઇંગલાન્ડ ગયો હતો. આ બનાવની ખાસ નોંધ ઇંગલાન્ડના પત્રોમાં લેવાઇ હતી. ત્યાંનું જાણીતું પત્ર "સ્પેક્ટેટર" (*Spectator*) આ ભેટને, એક "બાદશાહી ભેટ" લેખેછે, જે તેમાં આવેલા નીચલા વાક્યોપરથી જણાશે:—

"Sir Jamsetji Jejibhai of Bombay has forwarded *princely presents* to Queen Victoria in the shape of additions to the Royal Stud, and the Royal Wardrobe. Four high bred Arab horses caparisoned in fine Cashmere, brought home in the charge of Mr. Randall, Riding Master of the Bombay Horse Artillery, have lately been submitted to the personal inspections of the Queen and Prince Albert."

આ ઘોડાઓ મોટી કિંમતના, તથા તેવાજ કિંમતી સાજ સાથના હતા. નામદાર મહારાણીજી અને પ્રિન્સ આલબેર્ટે, આ ઘોડા તપાસી પોતાની મોટી ખુશી જાહેર કરી હતી.[3]

પાદશાહી પરોણાગત અને માનવંત મુલાકાતોની આપ લે કરવામાંજ કાંઈ સર જમશેદજીની જીંદગીના મૂખ્ય બનાવો સમાયલા નથી. તેમને જીંદગીના મોટા બનાવોની નોંધ હજી લેવાની છે. પણ પારસી કોમના આ અકાબર અમીરીપદને કેવા લાયક હતા, પોતાના અમીરી ઓહદાને છાજતી ફરજો બજાવવામાં તેઓ કેવા ફત્તેહમંદ નિવડયા હતા, અને ગમે એવી નાનકડી ફરજો બજાવતાં પણ પોતાનો અને પોતાની કોમનો ટેક જાળવી રાખી, તેની કીર્તિમાં કેવો વધારો કરી આપ્યો હતો, તે દેખાડવાની મુળ-મતલબથી આ અને એક આગલું પ્રકરણ આ પુસ્તકમાં દાખલ કર્યાં છે.



[3] આ પ્રકરણમાં આવેલી સઘળી બાબતના તૈયાર સારમાટે અમે એકલાં "પારસી પ્રકાશનાં" દફતરને આભારી છીએ.



# પ્રકરણ ચઊદમું.

## મુબઈની પાંજરાપોળ.

દોહરા

મૂગાં પર માયા ધરી, લે તેની સભાળ;
બદલો તેનો આપશે, તુજને પરમ કૃપાળ.
પશુ અને પખી તણા, કદરદાંન જે થાય;
રહે નિરોગી આ ભવે, તે ભવ સ્વર્ગે જાય.
"દયા મૂળ છે ધર્મનુ" દયા એજ છે દાન;
મયા વિનાનુ માનવી, સઢવિન વ્હાણ સમાન *

દા. એ. તારાપોરવાળા.

સર જમશેદજી દીલના કેવા મોટા હતા, તેના અનેક દાખલાઓ આપણને આ પુસ્તકમાં 'ડગલે અને પગલે' મળેછે, પણ જાનવરો તરફની તેમની માયા, તેમનાં કોમળ અને નાજુક દીલનું ખરૂ ચિત્ર આપણી નજર આગળ ધરે છે જે માણુસ જાનવર તરફ પ્રિતીભાવ રાખે, તેનામા નિર્દયતાનો કઇએ અશ હોયજ નહિ દયા અને સખાવત સગી

* જાણીતા પારસી લેખક અને એક ઊધરતા કવિ મી દાદી એદલજી તારાપોરવાળાના લખેલા "પશુ હક રક્ષક' નામના અને રૂ ૩૦૦ના ઇનામવાળા એક કવિતારૂપી ઊપયોગી નિબધમાથી ઉપલા દોહરા ઊતારી લેવામા આવ્યા છે

| | |
|---|---|
| રૂ ઊપર સુરતી ખાંડી દીઠ | ...ચાર આના. |
| અફીણપર દર પેટીએ | ...એક રૂપિયો. |
| ખાંડ બારદાન દીઠ | ...એક આનો. |
| હુંડીપત્રપર દર સેંકડે | ...પા આનો. |
| મોતીપર દર સેંકડે | ...પા આનો. |

આ લખતપર આસરે ૫૦ પારસીઓ પોતાની સહી કરીને આ પરમાર્થી કામમાં જોડાયા હતા, તેમાં બીજા આગેવાન વેપારીઓ ભેગા, અફીણ અને રૂના મોટા વેપારી "જમશેદજી જીજીભાઈ" પણ હતા.

ઊપલી રીત પ્રમાણે નાણું ભેગું કરવા માંડયા પછી, તે નાણું સંભાળી રાખવાને બે હિંદુ શેઠો મોતીચંદ અમીચંદ અને વખતચંદ ખુશાલચંદ તથા બે પારસીઓ શેઠો જમશેદજી જીજીભાઈ અને બહમનજી હોરમસજી વાડીઆને 'ટ્રસ્ટીઓ' ઠેરવવામાં આવ્યા હતા.[૧]

આખરે કાવસજી પટેલના તળાવની સામી બાજુની શેઠ રૂસ્તમજી કાવસજી પટેલને લગતી વિશાળ જગ્યા રૂ. ૬૧૦૦૦ ની કિંમતે વેચાતી લઈ, પાંજરાપોળ બાંધવામાં આવી. શેઠ જમશેદજી પોતાના આગળા ભાગ્યા શેઠ મોતીચંદ અમીચંદની સાથ આ ખાતાંને ખીલવવાને બનતી મહેનત કરતા. ઇ. સ. ૧૮૩૭ થી આ ખાતાંનો સઘળો હિસાબ એમનીજ પેઢી પરથી થતો. પાંજરાપોળ માટે નાણાં મેળવી આપવાને તેઓ કેવા આતુર હતા, તે તેમની પોતાની લખેલી "ખોલાસે પંચાત" નામની ચોપડી પરથી માલમ પડી આવે છે. તેમાં તેઓ લખેછે કે "એ સાહેબે [ એટલે સર જમશેદજીએ પોતે ] આગેવાન થઈ લોકો પાસેથી મેનેજરોને ખરચ જોટલું ઊઘરાવીને અપાવયું છે, ને વલી કંઈ પોતાના વગના આશામીઓ પાસેથી રકમબંધ વસુલ કરેછે, તે પોતાને ત્યાં પાંજરાપોલનું ખાતું પાડી

[૧] જુઓ "Original Trust Deeds and their Translation relating to Bombay Pinjrapole" અને "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૨૭૨.

સંવત-૧૮૯૫ થી જમે કરેલે, તે આજ દીન સુધી (ઇ. સ. ૧૮૪૨) ખોદાના હોકમથી રૂપયા એક લાખ ઊપર જમે થયા છે, તેની સરકારી નોટો લીધી છે." [૨]

ઇ. સ. ૧૮૫૦ સુધી પાંજરાપોળનો સઘળો વહિવટ સર જમશેદજીએ આગેવાન ભાગ લઈ ચલાવ્યો હતો. પછી તેનું કાયદા પ્રમાણે એક "ટ્રસ્ટ ડીડ" કરી અપાવી અને રૂ. ૩,૩૧૦૦૦ નું એક મોટુ ફંડ બનાવી, હિંદુ તથા પારસીઓના બનેલાં એક નવાં "ટ્રસ્ટ બોર્ડને" તે સ્વાધીન કર્યું. અલબત્તે સર જમશેદજી પોતે પણ એક ટ્રસ્ટી રહ્યા હતા. સવત ૧૮૯૧ થી ૧૯૦૬ સુધીનો ૧૬ વર્ષના હિસાબનો અહેવાલ, સર જમશેદજીએ "જામે જમશેદ" છાપખાનામાં છપાવી પ્રગત કરાવ્યો હતો, જેમાં તેઓએ પોતાના કારભારની સંપૂર્ણ વિગત આપી છે.

ઇ. સ. ૧૮૩૬ માં શેઠ જમશેદજીના આગળ ભાગ્યા, તે, ઊપર જણાવેલા શા. મોતીચદ અમીચદ મરણ પામ્યા હતા, તેમની યાદગારી જાળવી રાખવાને સર જમશેદજીએ રૂપિયા ૩૦૦૦૦ અંકે ત્રીસ હજારની રકમ ધર્મખાતે આપી, તેના વ્યાજમાંથી ગુજરાતના આંધલાં, લુલાં અને લાચાર હિંદુઓને મદદ આપવાની ગોઠવણ કરી હતી. આ ફંડનો હિસાબ લાંબો વખ્ત સુધી પાંજરાપોળનાં ખાતાં સાથેજ રાખવામાં આવતો, અને દર સાલ તેના વ્યાજના રૂપિયા, સુરત, ખંભાત વિગેરે શહેરોના હિંદુ આગેવાનોપર ત્યાંના ગરીબ હિંદુઓને વહેંચી આપવાને મોકલવામાં આવતા હતા.

સર જમશેદજીએ આ પાંજરાપોળ ધર્મખાતાંને ખીલવવાને તન મનથી બનતું કરવા ઊપરાંત, ધનનો પણ સારો હિસ્સો આપી, ખરેખરે "તન-મન અને ધનથી" આ ખાતાં પાછલ મહેનત કરી હતી. પાંજરાપોળના દફતરોમાં તેમની આ મહેનતની કદર પિછાનવામાં આવીછે. એક ગમ લખ્યું છે કે "સર જમશેદજીએ જાતે મહેનત લઇને વેપારીઓ પાસેથી લવાજમો વસુલ કરવાનું કામ મોટી મહેનત તથા કઈથી ચલાવ્યું" વળી

[૨] "ખુલાસે પંચાત" પાને ૨૭૭.

બીજી ગમ નોંધ કરવામાં આવેછે કે "એ માહેબે વેપારીઓપર ફરી ફરી લખી, ઊઘરાણી વસુલ કરી."

પણ 'ટ્રસ્ટી' તરીકે એવી ઊઘરાણી વસુલ કરીનેજ તેઓ બેઠા નહિ. તેઓ પોતે એક મોટા વેપારી હતા. રૂ અને અફીણનો તેમનો વેપાર બોહોળો હતો. તે પ્રમાણે તેમને "લાગો" પણ મોટો ભરવાનો હતો. ઈ. સ ૧૮૩૫ થી ઈ. સ. ૧૮૫૬ સુધીમાં તેઓએ "લાગા" તરીકે નીચલી હજારોની રકમ કાઢી આપી હતી. જો તેઓ લોભી હતે તો સહેલાઈથી આ રકમ ભરવાનું માંડી વાલી શકતે. પણ ના! તેઓ તો દિલે હાતેમ હતા. "લાગા" ની રકમ તેઓએ નીચે પ્રમાણે ભરી હતીઃ—

| સાલ. | રૂપિયા. | સાલ. | રૂપિયા. |
|---|---|---|---|
| ૧૮૩૫ ... ... | ૩૦૪૩ | ૧૮૪૪ ... ... | ૪૯૩૨ |
| ૧૮૩૭ ... ... | ૪૦૦૦ | ૧૮૪૫ ... ... | ૧૧૧૩૧ |
| ૧૮૩૮ ... ... | ૬૦૫૪ | ૧૮૪૬ ... ... | ૮૦૭૪ |
| ૧૮૩૯ ... ... | ૪૪૧૭ | ૧૮૪૭ ... ... | ૫૩૦૭ |
| ૧૮૪૦ ... ... | ૫૦૫૧ | ૧૮૪૮ ... ... | ૧૦૨૬ |
| ૧૮૪૧ ... ... | ૬૪૪૪ | ૧૮૪૯ ... ... | ૩૫૪૧ |
| ૧૮૪૨ ... ... | ૬૩૭૭ | ૧૮૫૦ ... ... | ૨૫૧૬ |
| ૧૮૪૩ ... ... | ૯૪૦૬ | ૧૮૫૨ ... ... | ૧૩૦૩ |

આ પ્રમાણે લગભગ રૂ. ૮૦૦૦૦ તેઓએ ફકત 'લાગાના' ભર્યા હતા! જોકે કેટલાક સાલના આંકડા તો અમને હાથ પણ લાગયા નથી! આ આંકડાઓ પરથી આપણને સર જમશેદજીના બોહોળા વેપારનો પણ કંઈક ખ્યાલ થાયછે. જે ધણી એક વર્ષમાં ફકત "લાગાના" રૂપિયા ૧૧૦૦૦ ભરે, તેનો વેપાર કેવો બોહોળો, અને તેમજ નફો કેવો મોટો હોવો જોઇએ!

ઊપર જણાવ્યા પ્રમાણે 'લાગાના' રૂ. ૮૦૦૦૦ ભરી આપવામાંજ સર જમશેદજીની આ ખાતા સાથની સખાવત પૂરી થતી નથી. વારંવાર તેઓ કુતરાંને લાડવા ખવાડવાને કે જાનવરોને ઘાસ ચારો અને અનાજ

નંખાવી આપવાને હજારો રૂપિયા પાંજરાપોળમાં ભરતા. તે બધાનો સરવાળો લેવાને કે તેની એક ટીપ ઊપજાવી કાઢવાને આ લખનાર તદન અશક્ત છે. ફક્ત ઈ. સ. ૧૮૫૪–૫૫ અને ૫૬ ના સાલોમાં એવા કામ માટે ન્હાની ન્હાની રકમોમાં તે સાહેબે આસરે રૂ. ૭૦૦૦ મોકલી આપ્યા હતા.[૩] એ તે સખાવત! એ તે મુગાં પ્રાણી તરફનો પ્રિતભાવ! એ ખરૂં દયાનું દાન! એ "દયાનો મુળ ધર્મ" અને એ સર જમશેદજીની ચઢતીનાં અનેક કારણોમાંનું એક છે.

મુંબઇની પાંજરાપોળ ઊપરાંત, બહાર ગામની પાંજરાપોળને પણ તેમની મદદ હતી. પાટણ ગામની પાંજરાપોળ માટે મુબઈ ખાતે એક ફંડ ઊભુ થતાં સર જમશેદજીએ તેમાં રૂ. ૪૦૦૦ ભર્યા હતા. બીજા પારસીઓએ પણ તેમાં રૂપિયા ભરી આપ્યા હતા. હવે આજના પારસીઓને એવા કામની દરકાર નથી!

સર જમશેદજીની આગેવાની હેઠળ અને બીજાઓ ભેગી તેમની મદદ સાથ ઊભુ થયલું આ લોકોપયોગી ખાતું આજે પણ ચાલુ છે. આજે એ પાંજરાપોળની પુંજી રૂપિયા અગિયાર લાખ ઊપરની છે. મુંબઈ, ચીમોડ અને ભીમરડી ખાતે એ ખાતાં તરફથી હજારો રખડતાં અને નિરાધાર જાનવરને પાલવામાં આવેછે. એવાં એક ઊપયોગી અને ખરાં ધર્માતુ ખાતાંને હરતીમાં લાવનારાઓમાંના એક સર જમશેદજી હતા. આ ખાતાં સાથ તેમનું નામ સદાનું જોડાયલું છે, અને રહેશે. એમના વારસ હજી એ ખાતાંના માનવંત પ્રમુખ છે, હજી તેઓ તેના કારભારમાં ભાગ લેછે, એ થોડી ખુશી થવાની અને સંતોષ માની લેવાની વાત નથી. એકવાર પારસીઓની આ ખાતાંને સારી મદદ હતી. આજે તેમ રહ્યું નથી, એ અફ્સોસની વાત છે. પહેલા સર જમશેદજીને પગલે ચાલી, તથા આપણા માનવંત શેઠ, સર દીનશાહ માણેકજી પીટીટ માફક, જો પારસીઓ આવાં

---

૩ મુબઈની પાંજરાપોળનાં ખાતાંના સંવત ૧૯૦૯,૧૯૧૧ અને ૧૯૧૨ ના વાર્ષિક રિપોર્ટ.

કામ પાછળ ખરચવાને પોતાનો ફાળો આપતા રહેશે, તો સર જમશેદજીએ એ ખાતાં પાછળ ખરચેલા લાખથી વધારે રૂપિયા અને તેમની કિંમતી મહેનતને જશ મળતો રહેશે [૪]

> જરદારો જગમાં કરે, ખરેખરો જો ધર્મ;
> તોજ ખિલે સંસારમાં, પશૂ તણું સત્કર્મ.

દા એ તારાપોરવાળા



૪ આ પ્રકરણમા આવેલી ઘણીક બાબતો મુંબઈની પાંજરાપોળના અનેક વાર્ષિક રિપોર્ટોપરથી ઉપજાવી કાઢી છે પા સદી ઉપરના જુના રિપોર્ટો ખોળી કાઢી તે વાચી જવા વિગેરેની ગોઠવણ કરી આપવા માટે આ લેખક એ ખાતાના સેક્રેટરી તથા જૅનરલ મૅનેજરનો ઘણો આભારી થયો છે.



# પ્રકરણ પંદરમું.

## પરોપકારી પારસી.

### ગુજરાતનો પ્રવાસ—અને ત્યાંનાં ધર્મખાતાંઓ.

દોહરા.

કરીએ સારૂં કોઇનું, એજ ધર્મનું કર્મ;<br>
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ.<br>
તે માટે મનમાં તમે, કરજો પ્રથમ વિચાર;<br>
આ કરવાથી કેટલો, થાશે પરોપકાર.

કવિ દલપતરામ.

સર જમશેદજી કંઈ મોટા મુસાફર ન હતા જો કે વેપાર અર્થે તેઓ છેક ચીનસુધી હજારો મૈલની સફર અનેકવાર કરી આવ્યા હતા, પણ પાચમે મૈલની મુસાફરી તેઓએ હિંદુસ્તાનમાં કરી ન હતી કારણુ તે વખ્તમા જળમાર્ગે ચીન જવુ, એ પગરસ્તે સુરત-જવા કરતાં વધું સહેલું હતુ. ઇ.સ. ૧૮૫૩ પહેનાં હિંદુસ્તાનમાં આગગાડી જેવુ કંઇએ ન હતુ. કારણુ મુંબઇથી થાણા સુધીની પહેલી રેલ્વે લાઇન તા ૧૬ મી એપ્રેલ ૧૮૫૩ થી ચાલુ કરવામાં આવી હતી, અને છેક ઇ સ ૧૮૬૪ થી સુરત અને નવસારી સાથનો મુંબઈનો રેલ્વે વહેવાર ચાલુ થયો હતો. તેથી જો કે સર જમશેદજીના વખ્તમાં "રેલટ્રેન" દોડવા લાગી હતી, જો કે તેઓ પોતે

અને તેમના વડા દીકરા પ્રથમથીજ એ સાહસમાં સારી ઊલટ લેતા હતા, તોપણ સર જમશેદજીએ, પોતાની વધતી જતી જૈફીને લીધે, રેલવે મારફતે લાંબી મુસાફરીઓ કરી ન હતી. ઇ. સ. ૧૮૫૩ ના એપ્રેલ માસમાં જ્યારે પહેલવહેલી ટ્રેન ઊપર જણાવ્યા પ્રમાણે થાણાં સુધી દોડતી થઈ, ત્યારે સર જમશેદજી પોતાના કુટુંબ કબીલા સાથે એક "સ્પેશિયલ ટ્રેનમાં" મુંબઇથી થાણાં સુધી ફરી આવ્યા હતા. અલબત્તે તેમની બીજી સઘળી મુસાફરીઓ પગરસ્તે કે જળમાર્ગે હતી. વળી પગરસ્તેની મુસાફરીના જોખમો અને દુઃખો તે વખતે પુષ્કળ હતાં.[1] ઊદવાડા, નવસારી, ખંડાળા, પૂણા સિવાય બીજી દૂરતી જગ્યા તરફ આપણા શેઠ મુસાફરીએ ગયલા લાગતા નથી. પણ જે શહેરોની, તે સાહેબે મુલાકાત લીધી છે, ત્યાં લોકોપયોગી કામો કર્યાવગર તેઓ પાછા ફર્યા નથી. સર જમશેદજીની અનેક મુસાફરીનું બારીક વર્ણન કરી, આ પ્રકરણ ભરવાનું નથી. પણ તેમની ભલી મુલાકાતથી નીપજેલાં ભલાં પરિણામો વિષે એમાં લખવું છે.

ઇ. સ. ૧૮૩૪ ના માર્ચ માસમાં શેઠ જમશેદજી ઊદવાડે જઇ આવેલા લાગેછે. અલબત્ત આપણા પવિત્ર કેબલાને સેજદો કરવાનેજ તેઓ ત્યાં જઈઆવ્યા હશે. ખરેજ ઊદવાડા ભાગ્યશાલી છે કે પહેલા સર જમશેદજી અને પહેલા સર દીનશાહજી તેનાપર સદા નવાજેશ કરતા રહ્યા છે! સર દીનશાહજીએ ઊદવાડાને વધારે લાભો કર્યા છે એ તો ખરૂં. સર જમશેદજીએ પોતાની ઊપલી મુલાકત વખતે ઊદવાડામાં એક મોટું જશન

---

[1] "તે વખતે [ પગ રસ્તે ] મુંબઈ જવું, તે ગોયા હિંદુસ્તાનથી આફ્રિકા જવા જેવું ભારે હતું. કેમકે રસ્તામાં ચોર લુટારા અને ફાડી ખાનારાં જાનવરોની બહુ દહેશત રહેતી . . . .. એક ધણી મુંબઈ રળવા કમાવા જાય, તે જાણે પાછો આવવાનોજ નહિ હોય, એવી રડારોળ તેના ઘરમાં ચાલતી. અને તેની ગાડી મોહોલ્લામાંથી બહાર થાય, તે જાણે મરનારને લઇને ખાંધીઆઓ ગેહાન ઊચકી જવા હોય, એવું ભયાનક લાગતું. ... બૈરાઓ મોહોલ્લાને નાંકે સુધી આસુ પાણી કરતાં કરતાં મુકવાં જતાં." [ મી. શો મં. દેશાઇની "તવારીખે નવસારી" પા. ૨૩૨ થી ૨૩૪.]

કરી, વર્ષના છ ગહમ્બારોનું ન્યાત જમણ તથા જશન કરવાની ગોઠવણ કરાવી આપી હતી.

ઇ. સ. ૧૮૪૩ માં સર જમશેદજી દરિયા રસ્તે, "હવા ફેરફાર કરવાને" ખંડાળે જઇ આવ્યા હતા. એ વખ્તે, કિનારો છોડી, વહાણપર સ્વાર થતાં આપણા આ પારસી અકાબરને પાદશાહી માન આપવામાં આવ્યું હતું. જે માન ગવર્નર-જૅનરલો, ગવર્નરો અને સેનાધિપતિઓને ફક્ત મળે, તે માન સરકાર પોતાની એક અદના પ્રજાને આપવા નિકલે, તો તે માન મેળવનાર કેવા મોટા માણસ લેખાતા હશે, તેનો વાંચનારે વિચાર કરવો. સર જમશેદજી, આ વખ્તે જેવા વહાણપર સવાર થયા કે, બારામાં પડેલી દરેક મનવારે તોપો છોડી, તથા સઢ ઊપર અંગ્રેજી ખલાસીઓને સફ સમારી સઢની આસપાસ ઊભા રાખી, મોટું બાદશાહી માન તેમને આપ્યું હતું. અમો ધારીએ છીએ કે આવું માન એક પારસીને કે કોઇ પણ દેશીને પહેલું અને છેલ્લુંજ આપવામાં આવ્યું હતું.[૨]

એજ સાલમાં (ઇ. સ. ૧૮૪૩ માં) સર જમશેદજીએ બીજીવાર ઊદવાડાની મુલાકાત લીધી. તેમની આ મુસાફરી ઘણી રીતે યાદગાર હતી તેમની તે યાદગાર મુલાકાત આજે પણ હેસાનસાથ, તે તરફ યાદ કરવામાં આવેછે. તેમના વર્ષાપરનાં ભલાં કામોનો પમરાત હજી પણ ત્યાં પસરી રહેલો છે.

તા. ૨ જી નવેમ્બર ૧૮૪૩ ને દિવસે સાંજે ચાર વાગે સર જમશેદજી જીજીભાઇ, પોતાના કુટુંબ કબીલા, મિત્રમંડળ અને ચાકર નોકરોના એક મોટા રસાલાસાથ સ્ટીમર "કરનાકપર" સવાર થઈ, દરિયા માર્ગે ઊદવાડે જવાને નિકલ્યા, અને બીજે દિવસે અગિયાર વાગે તેઓ દમણ આવી લાગ્યા. એટલે જે મુસાફરી આજે રેલવે મારફતે ચારથી પાંચ કલાકમાં થાય, તે પૂરી કરતાં તે વખ્તે, ૧૯ કલાક લાગ્યા! દમણ ખાતે ત્યાંના જાણીતા પારસી શેઠીયા, શેઠ કાવસજી બહેરામજીના મકાનમાં "સરના"

---

[૨] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૪૧૧.

ફ્રેંક્યુંબને આબરૂસાથ ઊતારો આપવામાં આવ્યો. તા. ૪ થીએ આશાયશ લીવા પછી, તા. ૫ મીએ લેડી જમશેદજી તરફથી એક મોટું જશન કરવામાં આવ્યું હતું. તેમજ દમણ અને તેમની આસપાસનાં ગામડાંઓના પારસીઓને નોતરી, તેમને "નેયાતનું" મોટું જમણ આપવામાં આવ્યું હતું, અને દરેક સ્ત્રી તથા પુરૂષને રૂ. ૧૦ થી તે રૂ. ૧૫ સુધીની રકમ વહેચી આપવામાં આવી હતી.

સાંજે દમણથીનિકલી આખેર સઘ રાત થતાં ઊદવાડે[૩] આવી લાગ્યો, અને આ માનવંત પરોણાઓએ શેઠ બહેરામજી ભીખાજીના મકાનપર ઊતારો લીધો બીજે દિવસે, 'હમકારો' હોવાથી, સર જમશેદજી અને બીજાંઓ પાક કેમલાને મેજરો કરવાને ગયાં. તથા તે દહાડે સર જમશેદજીએ એક મોટું જશન કરી, પોતાના તરફનું ન્યાતનું જમણ આપ્યું. આ વખતે ઊદવાડાની આસપાસનાં ગામોના ઘણાંક પારસી ખેડુતો વિગેરે ત્યાં એકઠા થયા હતા. તેઓની સંખ્યા આસરે ૪૦૦ ની જણાવેલી છે, જે સઘળાઓ દરેકને રૂ. ૭ થી રૂ. ૧૦ સુધી વહેંચી આપ્યા. બીજે દિવસ આશાયશમાં પસાર કર્યા પછી તા. ૮ મી, ૯ મી, ૧૦ અને ૧૨ મી, ૧૪ મી અને ૧૫ મીએ સર જમશેદજીએ અને તેમના સાથીઓમાના શેઠો જીવાજી માણેકજી વાચ્છા, હોરમસજી દાદાભાઈ સાહેર, ધનજીભાઈ ફ્રામજી બાટલીવાળાના છોકરાઓ, તથા બાઈ જરબાઈ ખરશેદજી રૂસ્તમજી વાડીઆ વિગેરેએ ગામનાં જમણો કરી, રૂ. ૧ થી રૂ. ૫ સુધીની રકમો ગરીબોમાં વહેચી હતી.

તા ૧૭ મી નવેમ્બરને દિવસે, લેડીજમશેદજીએ, અનજોમન ભેગી કરી, એક મોટું જાહેર જશન કરાવ્યું હતુ જશન પૂરૂં થતાંજ એક અનજોમન પત્ર વચાણી, સખી ધણીનાં આ સખી મોહદદારે કેટલીક નવી સખાવત કરવાની ખબર આપી હતી, અને દેશાવરના ગરીબોમાં વહેચવા માટે પોતે

[૩] તે વખતનાં છાપામા અને પુસ્તકોમા કેટલાક લેખકો ઊદવાડાને "શ્રી ઊદેપુર" કરી લખેછે, તેથી વારવાર જબરી ગુચવણ ઊભી થાય છે.

આગળ જૂદા કાઢેલા રૂપિયામાં[४] બીજા રૂ ૧૫૦૦૦ નો ઊમેરો કર્યો, કે તે રકમ પણ પારસી પંચાયતને હસ્તક સ્વાધીન કરી, તેના વ્યાજમાંથી જરથોસ્તી છોકરાંઓને સદરા પહેરાવવા તથા પરણાવવાની તેમજ લાચાર પારસીનાં રવાનોને અવ્વલ મંજલ પૂગાડી આપવાનો ખરચ કરવાની ગોઠવણ કરવી. એ મોટી સખાવત ઊપરાંત, પાછલથી મુંબઈ જઇને ઊદવાડાની અનજોમનના વપડાસ માટે વાસણો વિગેરે પૂરાં પાડવાનું આ મોટાં દીલના બાઇએ જાહેર કર્યું હતુ. લેડી આવાબાઇએ જૂદી કાઢેલી ઊપલી રકમો પાછળથી "સર જમશેદજી ચૅરિટી ફંડ" સાથે ભેગી કરી નાખવામાં આવી હતી. પણ તે પહેલાં કેટલાક વર્ષોસુધી તેનો લાભ, તારાપોર, દવીયર, જાંહાબોરડી, ગોવાડુ, નારગોલ, રાંરોઠુ, ટઠગામ, ઊદવાડા, વલસાડ, હલુ, પાંરડી, દમણુ (ન્હાની અને મોટી) ચીકલી ગણુદેવી, બીલીમોરા, પારનેર, મેધેર વિગેરે ગામડાંના જરથોસ્તીઓએ લીધો હતો.

વળી એ દિવસે સર્વથી મોટું એક 'નાતનું' જમણ પણ કરવામાં આવ્યું હતુ, અને સર જમશેદજી તથા લેડી જમશેદજીએ, એ દિવસે છુટે હાથે નાણાની બક્ષેસ કરવા ઊપરાંત, મોબેદો અને બહેદીનોને પણ કાપડાંના તાકા, સાડી વિગેરેની ઊપયોગી ભેટો કરી, કેટલાક તદન લાચારને ઘર તો વર્ષો સુધી ચાલે એટલો અનાજ ભરાવી આપવામાં આવ્યો હતો! એટલુંજ નહિ, પણ નાતજાતના તફાવત વગર, હિંદુ, મુસલમાન, ફીરંગી, કોલી, દુબરા વિગેરે ચઢતી કે હલકી જાતનાં સર્વ લોકને કંઈ અને કંઈ રકમની ભેટ કરવામાં આવી હતી ના! એટલુંજ નહિ, આ પરમાર્થી અહરય માણુસ જાતને નવાજી, મુગા જાનવરોને ભુલ્યા નહિ! દમણ અને ઊદવાડાના કુતરાઓને પણ ખીચડી અને ઘી ખવાડવાને તેઓ ભુલ્યા નહિ! કેવુ મોટું દીલ! કેવી બાદશાહી સખાવત! પ્રિય વાંચક! ફક્ત આ એક મુલાકત વખ્તે, સર જમશેદજીએ, એકલાએ, રૂ. ૪૦૦૦૦

[४] એ વિષે બીજી તરફ વિગતવાર લખવામા આવેલુ છે

ચાલીસ હજારનો ધર્મ કર્યો હતો. લેડી જમશેદજીની સખાવત અને તેમની સાથનાંઓની નવાજેશ તો જૂદી! સર જમશેદજીની એવી બાદશાહી મુલાકાત યાદગાર રહી જાય, તેમાં નવાઈ શી? શેખ સાદી કહેછે તે અરૂજ કે—"કરમ નામદારે જેહાનત કોનદ"—સખાવત માણસને જગ આશકાર કરેછે. બેશક સર જમશેદજી, તેમની આવી હાતેમ સખાવતો માટેજ, યાદગાર છે, અને સેકડો વર્ષ રહેશે.

તા. ૨૨ મી નવેમ્બર સુધી સર જમશેદજી ઉદવાડે રહ્યા હતા. એટલો વખ્ત સુધી કહેછે કે તેઓ રોજ પાક કેબલાને નમન કરવા જવાને ચૂકતા નહિ. તા. ૨૨ મીએ આપણા "સર સાહેબ" પોતાના આખા રસાલાસાથ પાછા દમણ આવ્યા. દમણમાં ફિરંગી [૫] વિગેરે પરજાતના લોકોને પણ આ પારસી હાતેમ ભુલ્યા ન હતા. દમણમાં તા. ૪ થી ડિસેમ્બરસુધી, ત્યાં મૂકામ કરી, સર જમશેદજી પાછા જળમાર્ગે મુબઈ આવ્યા. [૬]

ઈ. સ. ૧૮૫૦ માં સર જમશેદજી નવસારી પધાર્યા હતા નવસારી તેમનું વતન હતું. તેમના બાપદાદાની તે જન્મભૂમી હતી. તેમના માતપિતાએ ત્યાં ગરીબ સંસારે દહાડા કાઢેલા હતા. મલેશરના વાચ્છા

[૫] સર જમશેદજી અને કુટુંબે દમણ માટે ઠીક સખાવત કરી છે "બાપ તેના બેટા" તે કહેવત પ્રમાણે સર જમશેદજીના બીજા દીકરા ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજીએ પણ દમણમા ઘણાં ધર્મનાં કામો કર્યાં છે, જે વિષેનું વિગતવાર લખાણ અમે બીજી તરફ કરેલુ છે, પણ ફકત હાં એટલુ લખવુ બસ થશે, કે સર જમશેદજી અને તેમના આ બેટાની સખાવતથી પોર્ટુગલના રાજાએ પણ ખુશ થઈને, શેઠ રૂસ્તમજીને પોર્ટુગીઝ "સર નાઈટ" નો મોટો ખિતાબ આપ્યો હતો.

[૬] સર જમશેદજીની ઉદવાડેની ઉપલી યાદગાર મુસાફરીનો સઘળો અહેવાલ તેમના રસાલામાનાં કોઈ પારસી ગ્રહસ્થે "દીન-બેહ-માજદયસનાંના" તખલ્લુસસાથ લખી. "મુંબઈ સમાચારને" પૂરો પાડ્યો હતો, જેનો પૂરતો ઉપયોગ એરવદ ફરામજી રતનજી કાંગાએ "જમશેદ નામાં" નામની પોતાની ચોપડીમાં કર્યોછે, જેને આધારે ઉપલો અહેવાલ લખવામાં આવ્યોછે. [જુઓ "જમશેદનામું" પાને ૧૭૨ થી ૧૮૫, અને "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને, ૪૨૦-૪૨૧.]

મોહોલ્લાનું ચીપીઆં સરખું ન્હાનું ઘર-કહોકે કામઠાનું ન્હાનું ઝુંપડું-તેમનું બાપીકું ઘર હતું એજ ઘરમાં તેઓએ સુખ દુ ખના દહાડા જોયા હતા. માત પિતાના કુદરતી હેતનું સુખ, અને તેમને ખોહવાનું દુ ખ તેઓએ આ જગ્યાએ અનુભવ્યું હતુ. એજ જગાએથી તેઓ નિરધન નિરાધાર માબાપવિનાના એકલા, પોતાના ગુજરાનનું સાધન શોધવા થોડાક ઊછીકા રૂપિયા લઈ, મુમઈ આવવાને નિકલ્યા હતા તેમનાજ જેવી એક ગરીબ પાડોશણે તેમને તે, વખ્તે રસ્તે ખાવાને સુકું 'ભાતુ' કરી આપ્યું હતુ ૭ એવી હાલતમાં અનાથ જવાન જમશેદજી નવસારી છોડી, મુમઈ આવ્યા હતા ભવિષ્યની મોટી મોટાઈ અને ભારે માનનો તે વખ્તે તેમને ખ્યાલ પણ ન હશે!

પણ ઈ સ ૧૮૫૦ મા, તેઓ જૂદીજ હાલતમાં નવસારી પાછા ફર્યા. સર જમશેદજી પોતાને વતન પધારનારછે, એ ખબર સાભળી નોશાકરા ઘણા ખુશ થઈ ગયા સર જમશેદજી તે વખ્તના વડોદરાના રાજ્યપતિ ગાયકવાડ ગણપતરાવ મહારાજાના અગત મિત્ર થતા હતા તેઓએ, નવસારી આવવા નિકળવા પહેલાં થોડાક માસ અગાઊ, એજ ગાયકવાડની મુબઈમા ભારે અને બાદશાહી પરોણાગત કરી હતી તેથી જ્યારે સર જમશેદજી નવસારી આવનાર છે, એવી ખબર મહારાજાને પડી, કે તરતજ તેઓએ નવસારીના સુબાને ફરમાન આપના લખી જણાવ્યુ કે—"જે શેઠના ઘેરમાં સોનાની રેતી ભોયપર પાંથરેલી કહેવાય, અને જે શેઠે મારી પાદશાહી પરોણાગત કરેલી છે, તેઓ હાલ નવસારી આવેછે, તેમને આવકાર દેવાને, સવારી, પાઘા, જીનેમ સહિત, આપણી હદના નાંકા સુધી તમોએ [ સુબાએ ] તેમની સામા મુલાકને જવુ, દેસાઇઓ અને મજમુદારોએ જવુ, તથા કારકુનોએ પણ જવુ, અને શેઠનો

૭ સર જમશેદજી નવસારી પાછા ફર્યા, ત્યારે આ બાઈ જીવતા હતા, અને તેમની પર આગળ રહેમ લાવનાર તે બાઈને સર જમશેદજીએ નવાજી, નેહાલ કર્યા હતાં [ "તવારીખે નવસારી" પા ૨૩૭ ]

મૂકામ જ્યાંસુધી રહે ત્યાંસુધી, તેઓના મૂકામ આગળ, રાત દિવસ ચોઘડિયાં અને નગારાં વગાડવાં જારી રાખવાં." ૮

સર જમશેદજી મુંબઈથી વહાણુપર સવાર થઈ આવ્યા હતા. તેઓ "કરારી મટવારનાં" જાણીતાં બંદરે ઊતરવાના હતા. રાતની વખ્તે તેઓ ત્યાં આવી લાગ્યા. દિવસ થતાંજ મહારાજાના બાદશાહી ફરમાન પ્રમાણે નવસારીનો સુબો તથા સઘળા સરકારી અમલદારો, મોટા દેસાઇઓ તથા દસ્તુરો, તેમજ મોબેદો અને બહેદીનોની મોટી સંખ્યા "સર સાહેબને" એસતકબાલ લેવા, છેક મટવા ગામ સુધી આવ્યા. કહેછે કે પહેલાં તો એક જૂવાન શેઠીયાને સર જમશેદજી સમજી, તેનો ભારે આદરસત્કાર કરવામાં આવ્યો. પણ એક મલેસરવાસીએ તરત પોતાના જુના મોહલ્લેદારને ઓળખી કાઢયા. ભારે માન અને બાદશાહી સવારી સાથ, સર જમશેદજી પોતાને વતન ગામ આવી લાગ્યા. દોરંગી દુનિયાનો આ કેવો રંગ! જે ધણી અનાથ હાલતમાં નવસારી છોડી ગયા હતા, જે ધણીને એક પાડોશણે રરને ખાવાનું બાંધી આપ્યું હતું, અને જેને બીજાએ "રસ્તા ખરચની" જોગવાઈ કરી આપી હતી, અને જેને "વલાવા" જનાર કોઈ ન હતુ, તેજ ધણી આજે અમીરીપદે પૂગી, 'સર નાઈટ' બની, કરોડો રૂપિયાની દોલતના માલેક થઈ, તમામ દેશમા પોતાની કીર્તિનો ડંકો વગડાવી, પોતાના વતનના રાજાના ખાસ મિત્ર તરીકે અને બાદશાહી માનસાથ, નવસારી પાછા ફર્યા!

ભારે માનસાથ, આખી મજલીસ, સર જમશેદજીને તેમના ઊતારાના મકાન–તેમના પોતાનાજ બંધાવેલા "જમશેદબાગ" સુધી મુકી આવી.

---

૮ આ "ચોઘડીયાં અને નગારાં" સર જમશેદજીના ઊતારાના મકાન આગળ "પાંચે પોહર" ચાલુ રહેતાં, થોડા દિવસમાં આપણા શેઠ કંટાળી ગયા અને તે બંધ કરવા જણાવ્યું, પણ મહારાજાની ખાસ રજા વગર તેમ ન થાય એમ માલમ પડયું. આખરે વરોડે ખાસ એપીયો મોકલી, તે બંધ પાડવાની રજા મેળવવી પડી હતી આપ્રમાણે કોઈવાર મોટા માન પણ કંટાળા સમાન થઈ પડેછે!

તેમનો રસાલો મોટો હતો. તેમની સાથ તેમના દીકરાઓ શેઠો ખરશેદજી અને રૂસ્તમજી પણ નવસારી આવેલા હતા. તેમને માટે બાગુમાં જ્યાં હાલ સર જમશેદજીનું આદરાન છે, ત્યાં ખાસ મોટા તંબુઓ મારવામાં આવ્યા હતા. "જમશેદ બાગના" જમવાના ઓટલાઓ, છાપરાંસુધી સામાનથી ચીકાર ભરાઈ ગયા હતા! રોકડ રૂપિયાના પેટારોઓની હારની હાર લાગી રહી હતી.

નવસારીમાં દરીયામ થતાંજ, આપણા "સર" એક પવિત્ર ફરજ બજાવવાને નિકલ્યા. વાચ્છા મોહોલ્લાના પોતાનાં બાપીકાં ગરીબ ઘરની તેઓએ ખાસ મુલાકત લીધી બહાર ઊભા રહી, પહેલે ઘરના ઓટલાને તેઓ પગે લાગ્યા, અને "યથા અહુ વૈરિયોના" પવિત્ર કલામ ભણતાં, બાપીકાં ઘરના ઊંબરપર પગ મુકયો. "મઝગામ કૅસ્ટલ" અને ફોટના કિલ્લેદાર ઘરમાં વસનાર, મોટા "સર નાઈટનું" બાપીકું ઘર તો આ જ હતું! પાતલો મ ગાવી, બાપીકાં ઘરમા તેપર બેસી તેઓએ પાણી પીધુ. મુંબઈ જતાં તેમને ખાવાનું સાથે બાંધી આપનાર, પોતાની જુની પાડોશણને ખબર કાઢી, શોધી મ ગાવી, તથા તેને ત્યાંને ત્યાંજ સદા તેણી સુખમાં રહે, એવી રીતે મે ટી બક્ષેસથી નવાજી નાંખી. પાછલથી પોતાના આ બાપીકા ઘરને નવેસરથી સમરાવી, પોતાનાં બ્હેન બાઈ બાઇઆઇના વારસને આપી દીધું, તેમજ એક સારી આવક કરી આપનાર વજીફો પણ ખરીદી આપ્યો. આ ઘર હાલમાં શેઠ રતનજી પેરતનજી સુતર્યાના તાબામાં છે.

પહેલે દહાડે રાત્રે "સર સાહેબે" નવસારીના આગેવાન જરથોસ્તીઓને એક ખાણું આપ્યું હતું. 'સરની' ટેબલપર સોનાના ચમચાઓ હતા. કહેછે કે એહાદ બે નોશાકરા વચ્ચે તેને લગતી રમુજી તકરાર ચાલી રહી. એક કહે તે ચમચા "ઢોળ ચઢાવેલાછે" બીજો કહે "પીતલ કામ સાફ કરેલું છે" "સરે" આ તકરાર સાંભળેલી હતી. જમી રહ્યાબાદ તેઓએ દરેકને એકેક ચમચો હસી ભેટ આપ્યો. બીજે દહાડે તે અંકાવી જોતાં, દરેકની કિમત રૂ. ૨૫૦ થવા ગઈ!

સર જમશેદજી તથા લેડી આવાંબાઈ, નવસારીમાં સઘળે પાલખીમાં બેસી ફરતાં. રસ્તે જતાં બન્ને બાજુએ, મુઠ્ઠાભરી એકઠાં થયલાં લોકવચ્ચે તેઓ ચવલી-પાવલી તથા રૂપિયા નાખતાં, "સરની" સવારીના રસ્તાપર સદા લોકની મોટી ઠઠ થઈ રહેતી. "સરના" સાહેબજાદાઓ અને રસાલા માટે છેક અમદાવાદથી ત્યાંના પ્રખ્યાત હથેસીગવાળા શેઠીયાઓએ, રાજવશી માફાઓ, સવારીના હાથીઓ, અને મોટી 'સીગરામો' મોકલી હતી. દેસાઇઓની, મોટા બેલની, કેટલીક જોડી ગાડીઓ "સરની" સેવામાં હાજર હતી.

નવસારીમાં "નવા-જુના" થઈ ગયા પછી, સર જમશેદજીએ પોતાની અસારસુધી યાદગાર રહી ગયલી ભેટ સોગાદો આપવી શરૂ કરી તેનું વિગતવાર વર્ણન કરવુ મુશકેલ છે. પોતાના મોહલ્લેદારો અને આખા મલેશરના લોકને કિંમતી કપડાંની ભેટ કરી. સ્ત્રીઓને સાડીસાથના વાગા કર્યા. સાત સાત પેઢીના અને છેક દૂરના પોતાનાં સગાંવહાલાંઓને શોધી કાઢી, તેમને રેશમી કપડાં વિગેરેની ભેટ કરવા ઊપરાંત, સોનાની સાંકળીઓ તથા કંઠીઓની ભેટ આપી. ડોસાં-ડોસીઓને સોનાની બંગડીઓ બનાવી આપી. સોનાની સાંકળીઓના પીડાને પીડા તેઓ સાથે લાવ્યા હતા, તોપણ બીજી બનાવવા માટે તેમને મુબઈથી ખાસ સોનીઓ બોલાવવા પડ્યા હતા! ઘણાંક ડોસાંઓ (તે સર જમશેદજીના વખતનાં જુવાન બાઇઓપાસ) હજી આ બંગડીઓ કે સાંકળીઓ છે, અને તેમના "મોતલાકડાંનો" તે સામાન છે, એમ આપણને જણાવતાં તેઓ સર જમશેદજીના રૂહને હજારો હજાર આફ્રિન કરેછે.[૯] મોટા દસ્તુરો અને આગેવાન દેસાઇઓને તો, મોટા રૌઠ ગજ્યા ખુમચામાં રેશમી કાપડના વાગા અને સોનાના ઘરેણાંની બાદશાહી ભેટો આ બાદશાહી નરે મોકલી હતી. કેટલાક ખુમચા તો રૂપાના અને ભારે વજનના હતા. સર જમશેદજી રોજ આતશબહેરામને સેજદો કરવા

[૯] આ લખાણ સહરાગત ભરેલુ ન સમજવુ ઉપર જણાવેલી બીનાઓ કલ્પિત નહિ, પણ ખરી છે

જતા. રોજ સેંકડો રૂપિયાનું રૂપાનાણું વહેંચતા. આ વહેંચાણમાંથી ઘણાક ગરીબ મોબેદ અને બહેદીનો મુફલસીમાંથી, આબાદ હાલતમાં આવી ગયા હતા.

વળી "સર" ને સાં "જમશેદ બાગમાં" રોજ કચેરી ભરાતી તે તો જૂદી! આખા ગામના તેઓ લવાદ થઈ પડ્યા હતા! લેણુદાર અને દેણુદાર, વાદી અને પ્રતિવાદી, બધા સાંથી રાજી થઈ જતા. કારણુ વધતું ઓછું પડતાં શેઠની કોથળી, તે ભરપાઈ કરી આપવાને ખુલી હતી. પારસીઓ ઉપરાંત હિંદુ વિગેરે બીજી કોમોમાં પણુ આપણા શેઠ સારી ભેટ સોગાદો કરી હતી. સુબાને તેના ઓદ્દાને છાજતી બાદશાહી ભેટ કરી હતી. તે વખ્તના ત્યાંના પ્રખ્યાત દાદા સાહેબ ટટુને [૧૦] પણુ તેની હાજર જવાબી અને ટાહુકા ટુચકાથી ખુશ થઈ જઇને શકલાતના ઊંચા તાકા તથા પાઘડી સેલા ભેટ આપ્યા હતા, અને જ્યારે તેઓ નવસારીથી ઊપડી ગયા ત્યારે પોતાને એસતકબાલ લેવા આવેલા દરેક કારકુનોને એકેક પાઘડી તથા કપડાં તથા દરેક ઘોડેસ્વાર સિપાઈ વિગેરેને, તેમના બબ્બે માસના પગાર જેટલા રૂપિયા બક્ષેસ આપ્યા હતા.[૧૧]

પણુ સર જમશેદજી નવસારી ખાતે કંઈ ફકત બાદશાહી ભેટ સોગાદો કરવાજ આવ્યા ન હતા, પણુ ધર્મ કરવાને પણુ આવ્યા હતા. તેમની આ યાદગાર મુસાફરી વખ્તે ઘણાં ધર્મખાતાંઓની સ્થાપના થઈ હતી. અગિયારી, ધર્મશાળા, શગડી, નિશાળનું મકાન વિગેરે, તેઓએ આ

---

૧૦ આ માણસની જીંદગીના વાંચવા લાયક અહેવાલ માટે જુઓ "તવારીખે નવસારી" પા. ૨૮૬–૨૮૭–૨૮૮.

૧૧ સર જમશેદજીના નવસારીના પ્રવાસને લગતી ઊપલી અંગત અને જાણુવા જોગ બાબતો વિગેરેનો એક ખાસ સંગ્રહ કરી, નવસારીવારી જાણીતા લેખક શેઠ સોહોરાબજી મંચેરજી દેસાઈએ અમારીપર મોકલી આપવાની મહેરબાની કરી હતી, જે માટે આ લેખક તેમનો ઘણો આભારી થયો છે. "તવારીખે નવ-સારી" જેવાં એક ઉપયોગી અને સત્તાધારી પુસ્તકના કર્તા મી. દેસાઈ છે.

વખ્તે પોતાના બાપીકા વતનમાં બંધાવી આપ્યાં હતાં. તેનું હવે કંઇક વર્ણન કરવું જોઇએ.

તા. ૧ લી મે ૧૮૫૦ ને દિવસે સર જમશેદજીએ પોતાના બંધાવેલા "જમશેદ બાગમાં" એક મોટુ જાહેર જશન કર્યું હતું; જે વખ્તે સર્વ દસ્તુરો, દેસાઈઓ નવસારીના તમામ આથોરનાનો અને બહેદીનો ઊપરાંત, સુરત, બીલીમોરા, ગણુદેવી તરફના ઘણાંક જરથોસ્તીઓ હાજર થયા હતા? જશનની ક્રિયા પૂરી થતાં, મુબઇની પારસી પંચાયતના સેક્રેટરી મી. પેસ્તનજી માનેકજીએ, સર જમશેદજી તરફનો એક અનજેમનપત્ર વાંચી મલેશરની દરેમહેર, ખુરશેદવાડીનો જમણુવારનો ઓટલો, દોખમાની આસપાસ ફરતી દિવાલ, તથા ત્યાં એક શગડી અને કુવો બંધાવી આપવાનો તથા મલેસર ફળિઆના બજાર આગળ પોતે ખરીદેલી જગ્યાપર નિશાળનું એક મોટુ મકાન ઊભું કરી આપવાની આપણા અકાબરની મરજી જાહેર કરી હતી. પણ સર્વથી અગત્યનું, આ વખ્તે તેઓએ, સુરત તથા નવસારીના ગરીબ પારસીઓની પરવરસી કરવા તથા તેમને અનેક રીતની મદદ આપવાને, લખો રૂપિયાનું એક મોટું ફંડ સ્થાપી આપ્યું હતુ. સુરતના ફંડમાટે રૂપિયા એક લાખ અને નવસારીના ફંડ માટે રૂપિયા પચાસ હજાર ધર્મખાતે આપવાનું, સર જમશેદજીએ આ જશન વખ્તે જાહેર કર્યું હતું, તેમની આ બાદશાહી પરોપકારી સખાવત વિષે, અત્રે વધુ વિગતથી લખવાની અગત્ય છે, કારણ તે ધર્મ કરનાર સર જમશેદજી તો બહેસ્તે પૂગી ચૂકયાછે, પણ તેમનું તે ધર્મનું કામ હજી જેવું ને તેવું ખીલતું આબાદ હૈયાત છે.

સર જમશેદજીને ગરીબોની દાઝ પહેલેથીજ હતી. આ પુસ્તકમાં વાંચનારને તેની અનેક અચુક સાબેતીઓ મળી હશે. દેશાવરના જરથોસ્તીઓની ગરીબ હાલતમાટે તેઓ વારંવાર અફસોસ કરતા. એક જગ્યાએ તેઓ લખે છે[૧૨]—"જરથોસ્તી ટોલાનાં દેશાવર મધેના રહેવા-

૧૨ જુઓ "ખોલાસે પંચાત" પાને ૩૦૬.

સીઓ ઘણુંજ નાંચારી હાલતમો છે, તેહેનું બએઆન મારેથી આએ ઠેકાણે કહેવાઈશકાતું નથી, અને કેટલાએક લોકો શરમનેલીધે તો એકજ વખત ખાઇને ગુજરાન કરેછે ને કશો બીજે દીરગ તે લોકોનો દીશતો નથી. આગલા વખતમો ગામડેનાં લોકો પોતાનો સંસાર ખેતીવાડી ઊપર ચલાવતા હતા, તેબી હવડાં કેટલીએક મુદત થઇ, બંધ થાઇગી છે. તેહેનાં સબબથી તે લોકોનો હાલ હમણે ઘણોજ બારીક છે "

દેશાવરના જરથોસ્તીઓની એવી હાલતની તેમને ખબર હોવાથી, મુકતાદ ટાંકણે, તેમને મદદ કરવાને, તેઓ વારવાર નાણાંની સારીજેવી રકમ તે તરફ મોકલી આપતા. ના, તેમારે તેઓએ પોતાની પેઢીપર એક જૂદી રકમ કાઢી રાખી હતી. આખરે તેઓએ પોતાની નવસારીની આ મુલાકાત વખ્તે, આપણે ઊપર જણાવ્યું તેમ, સુરતના જરથોસ્તીઓ માટે રૂ. ૧૦૦૦૦૦ અને નવસારીના હમવતનીઓ માટે રૂ. ૫૦૦૦૦, તેઓએ ધર્મખાતે જૂદા કાઢયા. તેમારે તેઓએ જૂદાં ધર્મખાતાં સ્થાપ્યાં છે, જેનો વહિવટ, સુરત તથા નવસારીની જૂદી જૂદી કમિટી ચલાવે છે. સુરતના ફંડમાં આપવા ધારેલા રૂ. ૧૦૦૦૦૦ બદલે, પાછલથી તેઓએ રૂ. ૧૨૫૦૦૦ આપ્યા હતા, તેમજ નવસારીનાં ફંડમાં રૂ. ૫૦૦૦૦ નહિ, પણ રૂ. ૬૨૫૦૦ આપણા સખી શેઠે ભરી આપ્યા હતા. આ ફંડના ખાતાં મુંબઈ બેંક વિગેરેમાં છે, અને તેનું બ્યાજ વિગેરે, મુંબઇની પારસી પંચાયતના ધર્મખાતાંનાં ટ્રસ્ટી સાહેબો એકઠું કરી, સુરત તથા નવસારી ખાતેની સ્થાનિક કારોબાર મંડળીઓપર મોકલી આપે છે, જેનો દર સાલનો વિગતવાર હિસાબ, તેઓ મુંબઇનાં અકાબરોને પૂરો પાડે છે, જે આપણી પંચાયતના બીજા હિસાબો ભેગો છપાય છે. સર જમશેદજીનાં આ "ચૅરિટી ફંડમાંથી" સુરત ખાતેથી આંધલા પાંગલાં પારસીઓને કંઇક મુસારો આપવામાં આવે છે. પતેતી ટાંકણે ગરીબોને કપડાં વિગેરે ખરીદવા રોકડ નાણું આપવામાં આવે છે; સુરત ખાતે તીર મહીનાના ગહમ્બારો થાય છે, તેમજ ભરૂચ ખાતેના ગહમ્બારનો અને તેમજ સુરતની

ન્હાનપરાં તથા રૂસ્તમપરાંની જરથોસ્તી ઝંદ અવસ્તાની નિશાળનો ખરચ કરવામાં આવેછે. નવસારી "ચૅરિટી ફંડમાંથી" પણ તે તરફના આંધલા લુલાઓ વિગેરેને પગાર આપવા ઊપરાંત, નવસારી, બીલીમોરા, ગણ-દેવી, વલસાડ, ચીખલી, મેધોર, મહુવા ખાતે ગહમ્બારનાં જશન અને જમણો કરવામાં આવેછે, પતેતી ટાંકણે ગરીબોમાં ન્હાની ન્હાની રકમો વહેંચવામાં આવેછે, તેમજ નેસેસાલારોના ફંડમાં ઊમેરો કરવામાં આવેછે. "સુરત ચૅરિટી ફંડ" રૂ. ૧,૨૫૦૦૦ થી વધી છેલ્લા રિપોર્ટ પ્રમાણે[૧૩] રૂ. ૧,૩૯,૫૦૦ નું થયું છે, જ્યારે "નવસારી ચૅરિટી ફંડની" હાંપણ રૂ. ૬૩૦૦૦ ની રહી છે. આ પ્રમાણે સુરત તથા નવસારીના પારસીઓ માટે સર જમશેદજીએ ધર્મખાતે આપેલા રૂ. ૧૮૭૫૦૦ માં રૂ. ૧૫૦૦૦ નો વધારો થઈ, આજે એ ફંડોની થાપણ રૂ. ૨૦૨૫૦૦ ની થઈ છે. આ ફંડોમાંથી દર સાલ આસરે રૂ. ૭૦૦૦ ની મદદ ગરીબોને થતી હશે. ખરેજ! સર જમશેદજી, આખી પારસી કોમને પોતાના વારસ બનાવી, તેમને સદા લાભ મળે એવી ચોક્કસ ગોઠવણ કરી ગયા છે!

ઇ. સ. ૧૮૫૦ માં જ્યારે સર જમશેદજી નવસારીમાં હતા, ત્યારે "નાવર-મરાતબની" લડાઈ અને જીકરમા તેમને તેમની મરજી વિરૂદ્ધ ભાગ લેવો પડયો હતો. તે એમકે, વડાડીઆજીના મુમઇના આતશબહેરામના તે વખ્તના દસ્તુરજી બહેરામજી દોરાબજી સંજાણાએ તથા ત્યાં કામ કરતા બીજા કેટલાક મોબેદોએ મુંબઇથી નવસારી તરફ સર જમશેદજીને એક અરજી લખી ભગરીયા મોબેદોસાથ, નાવર મરાતબની બાબતમાં કંઈ સમજુતી અને ગોઠવણ કરાવી અપાવવાની ભલામણ તેમને કરી હતી. જો નવસારીની અનજોમન, તેમને મુમઇખાતે નાવર મરાતેબ કરવાનો હક આપે, તો તેના બદલામાં તેઓએ ચોક્કસ બદલો આપવા જણાવ્યો હતો. આ સદા ચાલુ રહેલી તકરારમાં અત્રે વાંચનારસાથ ઊતરી ગોતાં ખાવા

૧૩ ઈ૦ સ૦ ૧૮૯૫-૯૬ ના વર્ષનો શ્રી મુંબઇની પારસી પંચાયતના ફંડોના હિસાબ, પાને ૫૮૫-૫૯૦.

બદલ, એટલુંજ કહીશું કે દસ્તુરો તથા દેસાઇઓ સાથ મળી, આ બાબતનો કંઈ નિવેડો લાવવાની સર જમશેદજીએ ઘણી તજવીજ કરી હતી. નવસારીમાં આ બાબે બારે ચકચાર ચાલી રહી, પણ કંઇએ પરિણામ આવ્યું નહિ. આખરે સર જમશેદજીએ પણ કંટાળીને આ વાત પડતી નાંખી હતી.[૧૪]

બે મહિનાથી વધુ દિવસ પોતાને બાપીકે વતન રહી, ત્યાં જાતજાતનાં ધર્મના કામો કરી, સઘળી જાતના ધર્મખાતાંઓ અને સખાવત કરતાં આસરે પાંચ લાખ રૂપિયાનું ધર્મદાન કરી, સર જમશેદજી મુંબઈ પાછા ફર્યા. એવા એક નરની, ઉદવાડા નવસારી જેવી ન્હાની જગાની મુસાફરીની વિગત પાછળ, એક પ્રકરણ રોકેલું શું વાંચનાર નકામું ગણશે?



૧૪ અપ્રધાન રાજનીતિ જેવા સદા ચરચાતા આ સવાલ વિષે અત્રે વધુ લખવું વાજબી નથી. "પારસી પ્રકાશ"ના પાનાંઓપર તેની તવારીખ વિગતવાર નોંધાયલી છે. ઉપલા બનાવમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પા. ૬૧૨ અને ૬૧૩, અથવા તો "તવારીખે નવસારી" પાને ૧૫૮-૧૫૯ અને ૧૬૦.



# પ્રકરણ સોળમું.

## સાહિત્યની સેવા.

છપ્પો.

લક્ષપતી તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે:
જાય રાયનુ રાજ, રૂપ પણ રહે ન ટાણે:
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે:
નહિ રાજ ચોર કે અગ્નિભય, આગ મૂકાવે બહુથકી,
સત પુરૂષો મન માનજો, સદવિદ્યા છે શુભ સહુ થકી.

શામળ ભટ.

પોતાના વખ્તના લેખકોને સર જમશેદજી સદા સારી મદદ કરતા. ખરૂં છે કે ગુજરાતી સાહિત્ય, તે વખ્તે નજીવુ જેવુ હતું, પણ જો સર જમશેદજી જેવા મુરબ્બીઓ, આજે હવે કચરા જેવાં લેખાતાં તે સાહિત્યને ન મળ્યા હોત, તો આજે પારસી–ગુજરાતી સાહિત્ય જવું કઇએ રહ્યું ન હતે. એમના વખ્ત પહેલા, ગુજરાતી છાપખાનાં જેવુ કઇઍ ન હતુ એમના વખ્તમાંજ, ઇ. સ. ૧૮૧૨ માં ગુજરાતી ટાઇપનું પહેલુ છાપખાનું નિકળ્યું. એમની સખાવતની શરૂઆત સાથેજ પહેલો ગુજરાતી છાપો હસ્તીમાં આવ્યો. એમની મદદથીજ પારસી ધર્મંબંધી ઘણુંક પુસ્તકો પહેલી વાર પ્રગટ થયાં. તેઓને પોતાને લખાણ કરવાનો સારો શોખ હતો

"ખોલાસે પંચાત" નામની કિતાબ તેઓ શેઠે પોતે લખી હતી, તેમજ "સમાચારમાં" ઘણાંક ચરચા પત્રો-પંચાયતના ફંડ અને તેના વહિવતની બાબતનાં-એ શેઠે છુપે નામે લખેલાં લાગેછે. વળી એમના ન્હાના બેટા મર્હુમ શેઠ સોહોરાબજી એક ચંચલ લેખક હતા. ધર્મ અને તવારીખ સંબંધી ઘણાંક પુસ્તક તેમનાં લખેલાં છે, જે સઘળાં પ્રગટ કરાવવામાં સર જમશેદજીનો મૂખ્ય હાથ હતો. એમની ઊલટથીજ એમનાં નામસાથ જોડાએલું "સર જમશેદજી. જીજીભાઈ તરજુમા ફંડ" આજે પણ હસ્તી ધરાવેછે કે જેનો લાભ અનેક લેખકો લઇ ગયા છે અને લેતા રહેશે. ટુંકમાં તેઓ તેમના વખતના પારસી-ગુજરાતી સાહિત્યના મુરબ્બી હતા, અને તેમની તે સાહિત્ય સેવાની આ પ્રકરણમાં નોંધ લેવી છે.

૭. સ. ૧૮૨૨ ના જુલાઈ મહિનાની શરૂઆતમાં પહેલવહેલું દેશી પત્ર "શ્રી મુંબઈના સમાચાર" જાણીતાં છાપખાનાવાળા મોબેદ ફરદુનજી મર્ઝબાનજીએ[૧] પ્રગટ કરવા માંડયું. "સમાચાર" તે વખ્તે દર સોમવારે પ્રગટ થતું એક અઠવાડીક પત્ર હતું. ૧૪ યુરોપીયન, ૮ હિંદુ. ૬ મુસલ-

[૧] ગુજરાતી છાપકળાના આ પારસી પિતાની કંઈક નોંધ અત્રે લેવી જોઇએ મોબેદ ફરદુનજી મર્ઝબાનજીનો જન્મ ઈ. સ. ૧૭૮૭ માં સુરત શહેરમાં થયો હતો. તેઓએ ફારસી અને સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. ન્હાની ઉમરે વધુ અભ્યાસ કરવા તેઓ પહેલા મુંબઈ આવી, જાણીતા વિદ્વાન દસ્તુર મુલ્લાફિરોઝને ત્યાં ઈ. સ. ૧૮૦૫ થી રહ્યા હતા. આ મહાન ઉસ્તાદના હાથ હેઠળ તેઓને ઘણોક અનુભવ મળ્યો હતો. ઈ. સ. ૧૮૦૮ માં તેઓએ ચોપડી બાંધવાની દુકાન કાઢી હતી, અને એજ વખ્તથી લશ્કરી ટોપી પૂરી પાડવાનાં 'કંટ્રાકટો' તેઓ લેવા લાગ્યા. ઈ. સ. ૧૮૧૨ માં પહેલું ગુજરાતી છાપખાનું, એ શેઠ કાઢયું હતું, તેના ટાઈપ પણ તેઓએજ બનાવ્યા હતા. ઈ. સ. ૧૮૨૨ થી પહેલું ગુજરાતી પત્ર—"મુંબઇ સમાચાર" મોબેદ ફરદુનજીએ પ્રગટ કરવા માંડયું હતું. ૭૭ વર્ષ થવા છતાં આજે તે પૂરાણું પત્ર પ્રજાના માન અને વિશ્વાસ વચ્ચે ચાલું રહ્યું છે. પાછલથી તેઓએ મોટા વેપાર ચલાવી, સારી દોલત ભેગી કરી હતી,

માન અને ૬૭ પારસીઓ તેના પહેલા ઘરાક હતા. શેઠ જમશેદજી પહે-લેથી તેના એક ઘરાક અને મદદગાર હતા તેઓએ "સમાચારની" ફાઈલનો સારો ઉપયોગ કીધેલો લાગેછે, કારણ "પુનાસે પચાતની" પોતાની લખેલી ચોપડીમાં "સમાચારની" સાહદત જગેજગ ટાંકવામાં આવેછે

ઈ સ ૧૮૨૬ મા કલકત્તાનું પ્રખ્યાત પત્ર "કલકત્તા હૅરલ્ડ" સરકારની ઈતરાજીમાં આવ્યું, અને તેના અધિપતિને એકદમ આ દેશ છોડી, ઇંગલાન્ડ ચાલી જવાનો હોકમ થયો હવે લોક લાગણી આ વખ્તે તે અધિપતિની તરફેણમાં હતી, તેથી તેને જતી વખ્તે કંઈ ભેટ આપવાને એક ઉઘરાણું કરવામાં આવ્યું। જેમાં શેઠ જમશેદજીએ ૩૫ પાઊન્ડ ( રૂ ૩૫૦ ) ભરી, પોતાની સ્વતંત્ર લાગણી દેખાડી આપી.

ઈ. સ. ૧૮૩૧ માં "જામે જમશેદ" છાપખાનામાંથી, દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ તપાસી લખેલું "વંદીદાદનું" પુસ્તક, બહાર પાડવામા આવ્યું હતુ. આ પુસ્તક સર્વથી પહેલું શેઠ જમશેદજીને અર્પણ કરવામા આવ્યું હતુ, જેને અલબત્તે તે શેઠ તરફથી સારો આસરો મળ્યો હતો "વદીદાદના" આ પુસ્તકની કિમત નકલ દીઠ રૂ ૧૭ હતી। ઈ સ ૧૮૩૯ મા પારસીના કેટલાક છોકરાઓને, પ્રખ્યાત પાદરી વિલસને ખ્રિસ્ટી ધર્મમા વટલાવ્યા હતા, અને તેપરથી, તેની અને પારસીઓ વચ્ચે ગરમા ગરમ તકરાર ચાલી રહી હતી એ વખ્તમાં દસ્તુર એદલજી સંજાણાએ, જરથોસ્તી ધર્મની ખોતેબરી સમજાવવા, "મોઅજેજાતે જરથોસ્તી" નામની એક ચોપડી, ઈ સ ૧૮૪૦ માં છપાવી હતી, જે પણ શેઠ જમશેદજીને અર્પણ કરેલી માલમ પડીછે એજ સાલમાં, પાછલથી વિખ્યાતી મેળવનાર લોક

---

પણ તેમનો વેપાર થોડાક વારમાં પડી ભાગ્યો, અને તેઓ દમણ જઈ રહ્યા, ત્યા એક છાપખાનુ ચાલુ કરી, તેઓએ ઘણીક ચોપડીઓ પ્રગટ કરી હતી, તેમજ તે શહેરમા એક કાબેલ હકીમ તરીકે તેઓએ સારી નામના મેળવી હતી આપણા આ પારસી "ફ્રૅંકલીનનુ" મરણ ૧૮૪૩ માં થયું હતુ. એમનું એક સુંદર જન્મ-ચરિત્ર, એમના એક દોત્રા મી કેકોબાદ અરદેશર મર્ઝબાને લખેલું છે.

રક્ષક શેઠ નવરોજજી ફરદુનજીએ "વિદ્યા સાગર" નામનું એક માસિક પત્ર પ્રગટ કરવા માડયું હતું, જેને શેઠ જમશેદજીએ સારો આશરો આપી એકાદ બે વર્ષ ટકાવી રાખ્યું હતું, જે માટે એ માસિકમાં શેઠ જમશેદજીનો, ખાસ ઉપકાર માનવામાં આવેલો છે. ઈ. સ. ૧૮૪૧ માં મોબેદ ફરદુનજી મર્ઝબાનજીએ પ્રગટ કરેલું વેદાનું પહેલું ગુજરાતી પુસ્તક શેઠ જમશેદજીને અર્પણ કરવામાં આવ્યું હતું, તેજ પ્રમાણે કદમીઓના એક વડા દસ્તુરે કીધેલો ફારસી કિતાબ "ગુલજારે હાલનું" તરજુમાનું કિંમતી પુસ્તક તેમને અર્પણ કરવામાં આવ્યું હતું. એજ વખ્તપર શેઠ જમશેદજી પ્રખ્યાત "બોમ્બે કુરિઅરના" (*Bombay Courier*) એક ભાગ્યા થોડો વખ્તસુધી રહ્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૪૨ માં શેઠ જમશેદજીને "સર નાઈટનો" ખિતાબ મળ્યો, તે માટે જરથોસ્તીઓએ, એમને એક માનપત્ર આપવાનો તથા એમને પસંદ પડતાં કોઈ ખાતાસાથ એમનું નામ જોડી કાયમ રાખવાનો ઠેરાવ કર્યો.સર જમશેદજી, વખ્ત પ્રમાણે, સાહિત્યના જબરા શોખીન હતા, અને લેખકોને સદા મદદ કરતા, તેથી સાહિત્યની ખીલવણી થાય, અને તેને કાંઈ ઉત્તેજન મળે, એવા કામસાથ તેમનું નામ જોડવાનું નક્કી થયું. યુરોપ અને એશિયા ખંડની પ્રાચીન અને અર્વાચીન ભાષાઓમાં લખાયલાં, જરથોસ્તીઓને લગતાં કે તેમને સામાન્ય રીતે ઉપયોગી થઈ પડે એવાં તે ભાષાનાં પુસ્તકોનો ગુજરાતી તરજુમો કરાવી, પારસીઓમાં તે પુસ્તકો મફત કે નજીવી કિંમતે વહેંચવામાટે એક "તરજુમા ફંડ" ઊભું કરવામાં આવ્યું, અને તેને "**સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ**" એવું નામ સર જમશેદજીના માનમાં આપવામાં આવ્યું. "પારસી પ્રકાશ" પ્રમાણે એ ફંડમાં પહેલાં રૂ. ૧૬૮૪૬ ભરાયા હતા. જ્ઞાનનો ફેલાવો થાય, એવાં ઉપયોગી ખાતાં સાથ, પારસી ભાઈઓએ તેમનું નામ જોડી આપ્યું, તેથી સર જમશેદજી ઘણાં ખુશી થયા હતા, અને એક ભાષણ, કરતાં પોતાની તે ખુશાલી, તેઓએ છડેચોક જાહેર પણ કરી હતી. આ

ઉપયોગી ફંડ આજ સુધી, સર જમશેદજીના નામસાથ જોડાયલું ચાલુ છે; તેમાં વારવાર નાણાંની સારી રકમ ભરાતી રહી છે એ ખાતાંની ઠાપણ હાલમાં રૂ. ૯૫૦૦૦, એટલે લગભગ એક લાખની થવા ગઇછે, અને તેના કારોબર પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટીઓ, જૂદા ટ્રસ્ટી તરીકે, ચલાવેછે. આ ફંડનો લાભ લઈ, તેના આસરા હેઠળ, ઘણાંક નવાં અને ઉપયોગી પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે, સર જમશેદજી જેવા સાહિત્યના સેવકનું નામ, એથી વધારે સારા ખાતાં સાથ જોડાઈ શકતે નહિ.

ઈ૦ સ૦ ૧૮૪૩ માં સર જમશેદજીએ પોતે એક કિતાબ લખી, તે પ્રગટ કરાવી હતી. "ખોલાસે પંચાત" નામનું પુસ્તક તેઓએ પોતાનાં માનીતાં "જામે જમશેદ" છાપખાનામાંથી બહાર પાડયું હતું. તેપર પોતાનું નામ ન આપતાં, "આજદીઅશની દીનનો તાબેદાર—એક બહદે ખોદા" એવું નામ દીધું હતું. આ પુસ્તકમાં, પારસી પંચાયત, તેનો કારભાર, તેના સુધારાની જરૂર વિગેરેનું વિવેચન સાથ બયાન આપેલું છે. કુતરાંને લગતાં હુલ્લડો, જુરી ભરવાનો ચાલ, બહેદીન મોબેદો વચ્ચેની ખતપત, તથા ઈ૦ સ૦ ૧૮૪૨ સુધીમાં પોતે તથા પોતાના શેઠીયા પારસીઓએ આરંભેલાં અગત્યના કામોની નોંધ એ પુસ્તકમાં લીધામાં આવી છે. પારસી શેઠીયાઓની, પોતાના ગરીબ ભાઈબંધો તરફની બેદરકારી વિષે તેઓએ, આ પુસ્તકમાં સખ્ત લખાણુ કરેલું છે. પહેલી નજરે આ પુસ્તક આજના વખ્તમાં, વાંચનારને લુખું લાગશે, પણ તેનો અભ્યાસ કરતાં, તેની કિંમત ઝટ જણાઇ આવેછે. સર જમશેદજીની મોટી સખાવતોનો ખરો ભેદ આપણે આ પુસ્તકપરથી સમજીએ છીએ. ગરીબો તરફની તેમની દાઝ, અને પારસી ટોળાની આબાદી માટેની તેમની કાળજીના દાખલા, આપણુને, એ પુસ્તકને પાને પાને મળેછે. પારસીઓ આગળ ચાલતાં મુફલેસી અને તંગીમાં આવી પડશે, એવી આગાહી, સર જમશેદજી આ પુસ્તકમાં કરતાં, પોતાના જાતભાઇઓને તંગીના વખ્તમાં ઉપયોગી થઈ પડે, એવાં ખાતાંઓ સ્થાપવાની તેઓએ

પોતાની કાળજી દેખાડીછે. પોતાની સખાવતો વિષે એવણ આ પુસ્તકમાં, ઘણુંજ અંદાજથી લખેછે. આ આખું પુસ્તક સર જમશેદજીના દરેક ઉમદા ગુણની આપણને સમજ આપેછે. સર જમશેદજીને પોતાના ટોળા માટે, કેવી લાગણીભરી ખરી કાળજી હતી, તે આ પુસ્તકપરથી જણાશે. "**ખોલાસે પંચાતના**" લખનાર સર જમશેદજી હતા, એવી ઘણાં વર્ષો સુધી થોડાનેજ ખબર હતી. પણ તેના લખનાર તેવણજ હતા, એ બાબે જરાક પણ શક લાવવા જેવું નથી, કારણ ઈ૦ સ૦ ૧૮૭૫માં દોખમાંઓને લગતા પેલા પ્રખ્યાત મુકરદમા વખ્તે સાહી આપતાં, "જામે જમશેદના" તે વખ્તના પ્રિનટરે, તે પૂરાવાસાથ સાબેત કરી આપ્યું હતું, એમ "પારસી પ્રકાશમાં" નોંધેલું છે.[૨]

ઈ૦ સ૦ ૧૮૪૪ માં, એરવદ ફરામજી રતનજી કાંગા નામના એક આથોરનાન ગ્રહસ્થે "**જમશેદ નામું**" એ નામની એક ન્હાની ચોપડી પ્રગટ કરી, તેમાં સર જમશેદજીનાં ધર્મ અને સખાવતનાં કામોની નોંધ લીધી હતી. પુસ્તકમાં નવું કાંઇએ નથી, પણ સર જમશેદજીની ઊપલી "ખોલાસે પંચાતમાંથી" તેના પૂરતા ઉનારા કરી લઈ, તેસાથ તેમના ઉદવાડેના પેલા પ્રખ્યાત પ્રવાસનું વર્ણન આપેલું છે. આ કિતાબને સર જમશેદજીએ સારો આસરો આપેલો કહેવાય છે.

---

૨ જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પા. ૪૧૯. આ "ખોલાસે પંચાતનું" પુસ્તક મેળવતાં આ લેખકને ભારે મુશ્કલી પડી હતી. થોડાંક કિતાબખાનામાં આ પુસ્તકની નકલ છે, તે સિવાય તેની બીજી નકલો જલદી હાથ આવતી નથી. આવાં ઉપયોગી પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરાવવાની ઘણી અગત્ય છે, માટે અમારી નમ્ર સુચના છે કે "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડના" માનવંત ટ્રસ્ટી સાહેબોએ તેની બીજી આવૃત્તિ કાઢવાની ગોઠવણ કરવી જોઈએ, અને "નોટ" વિગેરે સાથ તે "એડિટ" કરવાનું કામ, શમશોલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદી જેવા તેમના ચંચલ અને વિદ્વાન સેક્રેટરીને કે તેમની રહેબરી હેઠળ કોઈ બીજા ઉમંગી લેખકને સોંપવું જોઈએ. સર જમશેદજી જીજીભાઈને યાદ કરનારાંઓ તો આ પુસ્તક પોતાની પાસે સદા જાળવી રાખવાને આતુર રહેશે.

ઈરાની પાદશાહ ખોસરો પરવેઝના વખ્તમાં, જરયોસ્તી ઓલમાઓએ "ખેશતાબ," "જોરદસ્ત અફ્સાર" અને "ઝેન્દેહ રોહ" નામની કિતાબો અસલ લખેલી હતી, અને તેનો પાછળથી ફારસી ભાષામાં તરજુમો થયલો હતો, હાથની લખેલી તેની એકાદ બે નકલ સર જમશેદજીના વખ્તમાં મળી શકતી હતી આ કિતાબ સર જમશેદજીએ ફારસીમાં ફરી શીળાપર છપાવી હતી, અને ઈ૦ સ૦ ૧૮૪૮ માં જાણીતા મુનશી એરવદ ડોસાભાઈ સોહોરાબજી ખાસ તેનો ગુજરાતી તરજુમો કરાવી, સર જમશેદજીએ પોતાને ખરચે છપાવી હતી. એજ સાલમાં દસ્તુર મુલ્લાંફીરોઝે પ્રગટ કરેલી "દસાતીર" નો ગુજરાતી તરજુમો દસ્તુર કેકોબાદજી મુલ્લાફીરોઝે રૂ. ૧૦ ની કિંમતે બહાર પાડયો હતો, અને સર જમશેદજીને તે અર્પણ કર્યો હતો. આ પુસ્તકને આપણા શેઠે સારો આસરો આપ્યો હતો વળી ઈ૦ સ૦ ૧૮૫૧ માં, સર જમશેદજીના જવાન બેટા શેઠ સોહોરાબજી, જેમને અરાબીક, ફારસી, ઘણુ સારી રીતે આવડતુ હતું, અને જેમને પણ એક શેઠીયાના તવગર દીકરા હોવા છતાં, મર્હુમ શેઠ જમશેદજી નસરવાનજી પીતીતની માફક લખાણુ કરવાનો, અને તે પણ એક અભ્યાસીને છાજતાં સગીન લખાણ કરવાનો શોખ હતો, તેઓએ અસલ અરાબીક "અહદ નામે" નામની ચોપડીનો ફારસી જુબાનમાં તરજુમો કરી, તે પરથી ગુજરાતીમાં "તકવીયતે દીન માંજદયસના" નામની ચોપડી લખી હતી, જે સર જમશેદજીએ પોતાને ખરચે છપાવી, તેનો જોઇતો ફેલાવો કર્યો હતો એજ પ્રમાણે શેઠ સોહોરાબજીની લખેલી એક બીજી ચોપડી નામે "તોહફ્એ જમશીદ" સર જમશેદજીએ પોતાને ખરચે છપાવી વિદ્યાર્થીઓને મફત વહેંચી હતી. ઈ૦ સ૦ ૧૮૫૩ માં આપણા એ ગેઠીયા લેખકે, એક ઘણું ઉપયોગી પુસ્તક નામે "રાહે પારસા" પોતાના પિતાજીને ખરચે પ્રગટ કરી, તેમનેજ અર્પણ કર્યું હતું. આ પુસ્તક આજે પણ વાંચવા લાયક છે. જાનવરોપર ઘાતકીપણું નહિ કરવું, તેમજ તેમની પ્રાણહત્યા ન કરવી, એવુ આ કિતાબમાં તેઓ અનેક લેખકોનાં લખાણો ઉતારી સીદ્ધ કરી આપેછે. આ પુસ્તકને લીધે તે વખ્તનાં નવાં સવા

"રાસ્ત ગોફ્તારમાં" ભારે ચરચા ચલાવવામાં આવી હતી તથા બીજી કેટલીક છાપાછાપી થઈ હતી.[૩]

ઈ સ. ૧૮૫૫ ની શરૂઆતમાં મુંબઈ ખાતે "સર જમશેદજી જીજીભાઈ ફિલોસોફિક ઈનુસ્ટિટ્યુટની" સ્થાપના, આપણા શહેરમાં હુનર વિધા અને સાધારણ જ્ઞાનનો ફેલાવો કરવા માટે, કરવામાં આવી હતી. આ મંડળના એક મુરબ્બી સર જમશેદજીને ઠેરવવામાં આવ્યા હતા, તેને તેઓએ સારી મદદ કરી હશે, કારણ તેમના વિદ્વાન બેટા શેઠ સોહોરાબજી તેના એક મૂખ્ય સ્થાપક હતા. આ મંડળ તરફથી ઘણાક ઉપયોગી ભાષણો જાહેરમા આપવામાં આવ્યાં હતાં[૪] ભાષણ કર્તાઓમાં શેઠો અરદેસર ફરામજી મુસ, નવરોજજી ફરદુનજી, સોહોરાબજી જમશેદજી જીજીભાઈ, સોહરાબજી શાપૂરજી બંગાલી, દાદાભાઈ નવરોજજી તથા ડોસાભાઈ ફરામજી કરાકા જેવા બીજા જાણીતા ગ્રહસ્થો હતા, તોપણ આ મંડળ લાંબો વખ્ત નિભ્યું ન હતું.

૧૮૫૭ ની આખેરીએ શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાએ તે સાલના બળવા જેવા બનાવેથી, હિંદુસ્તાનને થતા ગેરલાભોવિષે એક સુંદર નિબંધ લખી સર જમશેદજીને અર્પણ કર્યો હતો.

ઈ સ ૧૮૫૧ માં "રાહનુમાએ માઝદયસનાન" નામની જાણીતી મંડળીની સ્થાપના થઈ હતી, તેનું કામ પારસીઓમા દાખલ થયથી જુદીન રાહરસમોનું તત્વ દૂર કરાવી, જરથોસ્તી ધર્મ રીતિ પવિત્ર કરવાની હતી આ સભાએ એક કાગળ લખી, બીજા અકાબરો ભેગું સરજમશેદજીને એ નવી સભાના મુરબ્બી થવાની અરજ કરવામાં આવી હતી, જે અરજ તે સાહેબે ઉપકાર સાથ નામંજુર કરી હતી[૫]

---

[૩] જુઓ "પારસી પ્રકાશ' દફતર ૧ લુ પાને ૬૧૯

[૪] આ ભાષણો અને ભાષણ કર્તાઓની એક સંપૂર્ણ ટીપ "પારસી પ્રકાશમા" દફતર ૧ લાને ૬૬૮ પાને આપેલી છે

[૫] આ સભાની વિગતવાર તવારીખ "પારસી પ્રકાશનાં" પહેલા દફતરને પાને ૫૬૮ થી ૫૭૭ સુધી આપેલી છે, જે ખચીત વાંચવા લાયક છે

જામે જમશેદ છાપખાનું અને તેના માલેક મી. પેસતનજી માણેકજીને સર જમશેદજીએ ઘણી રીતે નવાજ્યા હતા. જામે જમશેદ છાપખાનું ઈ. સ. ૧૮૨૫ માં સ્થાપવામાં આવ્યું હતું. અને તે માટે સર જમશેદજીએ એક સારી જેવી રકમ કાઢી આપી હતી. આ છાપખાનામાંથી પહેલું "જામે જમશેદ" પત્ર તા. ૧૨ મી માર્ચ ૧૮૩૨ ને દિવસે પ્રગટ થયું હતું. એ છાપખાનાના માલેકે સર જમશેદજીને લગતાં ઘણાંક પુસ્તકો છાપી આપ્યાં હતાં. સર જમશેદજીએ પોતાનાં એ માનીતાં છાપખાના અને તેના માલેક માટે, એક ઘર બંધાવી ભેટ આપ્યું હતું.[1] તેમજ તેના માલેકને આસ્તે આસ્તે વધારી, તેમને પારસી પંચાયતના સેક્રેટરીનો માનવંત ઓદ્દો અપાવ્યો હતો.

"સમાચાર" અને "જામે જમશેદ" જેવાં પત્રોને વધારવા અને ઉત્તેજન દેવાની તેઓ જેવી કાળજી રાખતા હતા, તેવીજ કાળજી તેઓએ અનેક વાર "મુંબઈ ચાબુક" માટે રાખી દેખાડી હતી, પણ "ચાબુકની" ચાબકા ફેરવવાની રીત કઢંગી હતી. પોતાને ભલું કરનાર તથા એક રીતે પોતાનું પોષણ કરનાર, આપણા સર જમશેદજીને "ચાબુકે" ઘણું અપમાન કીધું હતુ. ઈ. સ. ૧૮૫૦ માં એ પત્રે-અથવા ખરેખર તેના તે વખતના અધિપતિએ સર જમશેદજીપર ઘણા નાલાયક હુમલા કર્યા હતા. જેનો જવાબ "શમશીર કયાની," "દૂરબીન" "ખોરશેદ જરફસાર" જેવાં પત્રોએ આપતા સર જમશેદજીની જીદગીના કેટલાક ઝળેદાર સફાઓ, જાહેર પ્રજા આગળ પહેલી વાર ધર્યા હતા, અને તે પત્રોપરથીજ સર જમશેદજીની કેટલીક ગોપી'છુપી સખાવતો પહેલી વાર જાહેરમાં આવી

[1] "જામે જમશેદ" છાપખાનાંમાટે સર જમશેદજીએ ઘર બંધાવી આપ્યું, તેથી વાંચનારે અજબ થવું નહિ. પોતાના ગરીબ ભેશીઓ, કારભારીઓ, નોકરો, બાવરચીઓ, કોચમેનો, અને ઘરના ધોબી તથા હજામને પણ ન્હાનાં મોટાં ઘરો બાંધી કે વેચાતાં લઈ, ભેટ આપ્યા હતાં! બહારકોટ, "બાટલીવાળાનાં" મોહોલ્લાનાં ઘણાંક ઘરો, સર જમશેદજીએ એવી રીતે ભેટ આપ્યાં હતાં

હતી. "મુંબઈ ચાબુકના" તે અધિપતિએ સર જમશેદજીને તે પહેલાં પણ અનેક રીતે પજવ્યા હતા, જે વિષે, તે શેઠે પોતાની "ખોલાસે પચાત" નામની ચોપડીમાં કંઈક ફરિઆદરૂપી લખાણ કરેલુ છે. તેમાંના એકાદ બે દાખલા અત્રે ટાંકી આપણે આ ભેલસેલ પ્રકરણ પૂરૂ કરીશુ.

"ચાબુકના" અધિપતિને સર જમશેદજીએ અનેકવાર નાણાંની મદદ કરી હતી. ખુદ સર જમશેદજીને તેઓએ પોતે લખેલાં આજીજી ભરેલાં પત્રોપરથી માલમ પડેછે, કે આપણા હાતેમ દીલના શેઠે વર્ષો વર્ષ તેઓને અને તેવણનાં છોકરાંઓને, કપડા વિગેરે કરી આપ્યાં હતાં, તથા તેમના દેવાઓ ભર્યા હતા, તે છતાં આ ભલા આદમીએ સર જમશેદજી સામે દીલ દુખવનાર નાહક હુમલા ચલાવી, પોતાના જાણીતા કલમબાનનો વરસાદ પોતાના આ મુરબ્બીપરજ વરસાવ્યો હતો! એવી પોતાની ગેર વર્તણુક છતાં, નાણાંની તગીમાં આવી પડતાં, સર જમશેદજીની મદદ માંગનારા પત્રો લખવામાં આવતા; અને તે લખવાની મેકત! તેમની પત્ર શરૂ કરવાની રીતજ તે દેખાડી આપેછે—"**મુરબ્બી સાહેબ, મુશફ્કે મેહેરબાન, જેહાંગીરે જગ આશકાર, ફેજબખશે ફેજરસાન શેઠ સાહેબ શેઠ નામદાર શેઠ——————જોગ, લા. કમતરીને ખાકસાર, જેરબેમેકદાર, નીમકપરવર, પાંઉખાક, તમારી જુદીનો ઉઠાવનાર સેવક**" ઈત્યાદી જેવાં મથાળા સાથનાં તો આ અધિપતિ પોતાનાં આજીજી ભરેલાં પત્રો લખતા, અને તે બાબે જરાક ઓછુ પડતાં તેમના "ચાબુકમાં" આપણા શેઠ સામે મોઢે ભાવતાં લખાણ થતા[૭]

સર જમશેદજીની ભલાઇનો એક વધુ નમુનો આપવા, આ બાબત અત્રે ટુકમાં રજુ કરીછે. તેમની સાહિત્યની પૂર્ણ સેવાનો કંઈક ખ્યાલ વાંચનારને આ પ્રકરણપરથી આવશે એ બાબે હવે વધારે લબાણ ન કરતાં

[૭] આ ખતપત બાબતની વધુ વિગત માટે વાચો "ખુલાસે પચાત" પાને ૧૨૨ થી ૧૩૨

લખનારાઓને તેઓ કેવી રીતે ઉત્તેજન આપતા, તેની સાંભળેલી વાત ટુંકમાં જણાવીશું.

ધારો કે એક લેખકે કાંઈ ચોપડી લખી, પ્રગટ કરતાં, સર જમશેદજીનું મુબારક નામ પોતાનાં લીસ્ટમાં દાખલ કરવાની રજા લેવા તે આપણા શેઠ પાસ જતો. શેઠની તે ચોપડીની લાયકાત બાબે ખાતરી થતાં, તે (ધારો કે) પાંચ રૂપિયાની કિંમતની ચોપડીની ૫૦ નકલ ખરીદવા માટે નામ ભરી આપતા, પણ તેની ખરેખરી પાંચ નકલ મંગાવી લેતા! એટલે પાંચ ચોપડીના ૨૫૦ રૂપિયા આપી, લેખકને ખરી સંગીન મદદ કરતા. રે! આજ તેવા મુરબ્બીઓ ક્યાં છે? અફસોસ! તેવો વખતજ રહ્યો નથી!

ટુંકમાં, આ પ્રકરણનો સાર, કે સર જમશેદજી પોતાની બીજી સેવાઓ માફક, સાહિત્યની સેવા બજાવવામાં પણ પોતાના વખતના આગેવાન એક્કા હતા.





# પ્રકરણ સત્તરમું.

## હિંદુસ્તાનના પહેલા "નાઇટ"

## "સર જમશેદજી જીજીભાઈ."

Upon his brow shame is ashamed to sit ;
For 'tis a throne where honour may be crown'd
Sole monarch of the universal earth.

*  *  *

He was a man take him for all in all,
I shall not look upon his like again.

*Shakespeare.*

The first and only Indian Knight,
By grace of England's virtuous Queen.
She treated him with honour bright,
Brightest of all his heart was seen.*

તારીખ ત્રીજી માર્ચનો દિવસ, હિંદુસ્તાનના પારસીઓએ તો, દર સાલ એક જાહેર તહેવાર તરીકે પાળવો જોઇએ. કારણ ઇ૦ સ૦ ૧૮૪૨ ની સાલના એ શુભ દિવસે પારસી ટોળાને એક મોટું માન મળ્યું હતું, અને તેમની કોમની આબરૂ વધી હતી, કારણ તેમના એક ભાઇબંધ પહેલી વાર

---

* A quotation from the "First Parsee Baronet."

અમીરીપદે પૂગ્યા હતા. ઇરાન અને હિંદુસ્તાન ખાતે હાડમારી ખમી ખમી, અંગ્રેજ રાજ્યમાં સુખી થયલા પારસીઓને, ભલાં અંગ્રેજ મહારાણીએ નવાજ્યા. તેમની કોમના એક માનવંત અકાબરને નામદાર મહારાણીજી વિક્ટોરિયાએ અમીરીપદ આપ્યું. હા! તા. ૩ જી માર્ચ ૧૮૪૨ ના શુભ દિવસે સખાવતના સરદાર શેઠ જમશેદજી જીજીભાઈ, નામદાર મહારાણીજીના માનીતા અને વિશ્વાસુ **સર જમશેદજી જીજીભાઈ નાઈટ** થયા. એક પારસી સર નાઈટ! હિંદના વતની સર નાઈટ! વાંચનાર સાહેબો! એક દેશીને આવું મોટું માન પહેલીજ વાર આપવામાં આવ્યું હતું. જે માન મેળવવાને ઓહોળાં અંગ્રેજી રાજ્યમાંથી. થોડાજ અંગ્રેજો લાયક ઠરે, તે માન શેઠ જમશેદજીને મળ્યું. જે માન લડાઈના મેદાનમાં ખુનખાર જંગ મચાવી, ફત્તેહ સાથ પાછા ફરનાર શુરા લડવૈયાને મળે, તે માન આપણા પારસી શેઠને મળ્યું. કારણ તેઓ પણ એક લડવૈયાજ હતા. સખાવતના મેદાનમાં તેઓએ, પોતાની હાતેમ દિલની સખાવતથી, જબરી નામના મેળવી હતી. ખરી, બીન મતલબી અને સામાન્ય પ્રજા લાભની સખાવત કરવી, એ પણ ખરી બહાદૂરીનુંજ કામ છે, અને તેથી સખાવતના સરદારને નામદાર મહારાણીજીએ પોતાના અમીર બનાવી, તે ઘણીની માન આબરૂ વધારી આપી, તેમાં કંઈ અજબ થવા જેવું નથી.

સર જેમ્સ કરનાક જુન ૧૮૩૪ થી તે એપ્રેલ ૧૮૪૧ સુધી મુંબઇનો હાકેમ હતો. એ અરસામાં તેણે શેઠ જમશેદજીની સખાવત વિષે ઘણું સાંભળ્યું હતું, તથા તેનો જાતી અનુભવ પણ મેળવ્યો હતો, તેથી તેને શેઠ જમશેદજી માટે મોટું માન હતું. એક દેશીની આવી ઉદાર સખાવતોથી તે છક થઈ ગયો હતો. ઇ૰ સ૰ ૧૮૪૧ ના એપ્રેલ માસમાં તે આપણા શેહરનો કિનારો જાહુકનો છોડી ગયો. ઈંગલાન્ડ જઈ પૂગતાં, આપણા શેઠની સખાવતોનીવાત ત્યાંનાં આગેવાન મંડળોમાં તેણે ચલાવી. "ઇસ્ટઇંડિયા કંપનીના" આગેવાન કારભારીઓ "શેઠ જમશેદજીની સખાવતની આ વાતો સાંભળી હેરત થવા લાગ્યા. સર જેમ્સે, તેમને શેઠ જમશેદજીની જીંદગીની સઘળી હકીકત કહી સંભળાવી, તથા ગરીબો માટે જે જે તેઓએ

કર્યું હતું તથા કરતા હતા, તેનું વિગતવાર વર્ણન કર્યું. "કોર્ટ-ઑફ-ડિરેકટર્સે" નામદાર શેઠ જમશેદજીને, તેમની સખાવતને લાયકનું કાંઈ મોટું માન આપવા અપાવવાનો ઠરાવ કર્યો. પાર્લામેન્ટના આગેવાન વજીરો મારફતે, આ વાત તેઓ નામદાર મહારાણીજી વિકટોરિયાના કાનપર લાવ્યા.

શેઠ જમશેદજીની સખાવતની વાતો સાંભળી નામદાર મહારાણીજી અને તેમના પતિ પ્રિન્સ આલબર્ટ ઘણાં ખુશ થઈ ગયાં. એક "એશિઆટીક" આવી સંગીન ધોરણની અને પ્રજાપયોગી સખાવતો કરેછે, તે સાંભળી, તેઓ ઘણાં અચરત થયાં, શેઠ જમશેદજીને નવાજવાની તેઓને ઈચ્છા થઈ, અને તેમને "સર નાઈટ" બનાવવાનું ફરમાન બાહેર પાડયું. આ ખબર તરત શેઠ જમશેદજીને પૂગાડવામાં આવી. તેમના કુટુંબમાં અને તેમની કોમમાં ભારે ખુશાલી પથરાઈ રહી. સર જમશેદજીને મળેલાં આ મોટાં માનમાટે આખું મુંબઈ શહેર મુબારકબાદી લેવા લાગ્યું. એક દેશીને મળેલાં, તે વખ્તના આવાં અસાધારણ મોટાં માંનથી આખા હિંદુસ્તાનમાં હરખ ઉપજી રહ્યો. ખ્રિસ્તી, હિંદુ કે મુસલમાન સર્વે એક અવાજે લાયકને લાયક માન મળેલું જણાવવા લાગ્યા.

"સર નાઈટના" ખિતાબની બાદશાહી સનદ, નામદાર મહારાણીજીનાં સીલ સાથની, "બોર્ડ-ઑફ-કંટ્રોલના" પ્રમુખ લોર્ડ ફિટઝજેરાલ્ડે, મુંબઇના કામ ચલાઊ ગવર્નર ઑનરેબલ જ્યોર્જ વિલીયમ ઍન્ડર્સનપર મોકલી આપતાં, નામદાર મહારાણીજી તરફનું ફરમાન જણાવ્યું, કે જાહેર દરબાર ભરી, આ મોટી સનદ સર જમશેદજીને ઘટતાં માનસાથ એનાયત કરવી. આ ફરમાન પ્રમાણે તા. ૨૫ મી મે ૧૮૪૨ ને દિવસે—કે જે નામદાર મહારાણીજીની વર્ષગાંઠના જાહેર તહેવારનો દિવસ હતો—તે દિવસે, પરેલના સરકારી મહેલમાં, ગવર્નર મી. ઍન્ડર્સને એક દબદબાભરી જાહેર દરબાર ભરી. આ દરબારમાં ગવર્નર ઊપરાંત કમાંન્ડર-ઇન-ચીફ, કાઊન્સિલના સભા-

સદો, જડજો, અંગ્રેજી અને સર્વે દેશી કોમના આગેવાન વેપારીઓ અને શેઠીયાઓ ત્યાં હાજર થયા હતા. રાતના દસ વાગ્યા પછી, આપણા નવા 'નાઈટ' પરેસના સરકારી મહેલમા મોટી સવારી સાથ આવી લાગ્યા. ગવર્નર સાહેબનો ખાનગી સેક્રેટરી અને લશકરી ખાતાંનો સેક્રેટરી સર જમશેદજીને નીચે સુધી સામા આવકાર દેવાને ગયા, અને આબરૂ સાથ તેમને મહેલના ઊપલા દિવાનખાનામાં લઈ આવ્યા ત્યાંના દરવાજા આગળ ગવર્નર સાહેબે તથા સેનાધિપતિએ તેમને આવકાર દઈ, દિવાનખાનામાં લાવી બેસાડયા તેમની બાજુમાં એક રેશમી ગાદી સાથના એક ન્હાના કોચપર 'નાઈટહુડની' સનદ મૂકેલી હતી. દરબારમા બધાએ પોતાની જગ્યા બરાબર લીધા પછી, નામદાર ગવર્નરે ઊભા થઈ, નીચે પ્રમાણે ભાપણ કર્યુ:—

સર જમશેદજી જીજીભાઈ,

"નામદાર આલીજા મહારાણીજીએ, તમારીપર "નાઈટહુડના" માનવત ખિતાબની, જે મેહરબાની ભરી નવાજેશ કરી છે, તેની સનદ તમને હાથોહાથ પૂગાડવાને, તે મારીપર મોકલી આપવામા આવી છે, અને આ સનદ મારીપર મોકલી આપતા, "બોર્ડ–ઑફ–કંટ્રોલના" પ્રમુખ, લોર્ડ ફિટઝેજારલ્ડ તેમજ" કોર્ટ–ઑફ–ડિરેકટર્સ" આ અસાધરણ માન તમને મળવા માટે, તેઓ પોતાની મોટી ખુશી જાહેર કરેછે.

"યુરોપ ખંડના લોકોમાં "નાઇટનો" ખિતાબ ઘણોજ માનભરેલો લેખાયછે. ચચલ મનના કે દીલેર દિલના પુરૂષો, પોતાની ચચલાઈ કે બહાદૂરીથી આ માન મેળવવાને લાયક થવા, સદા તલબગાર રહેછે.

"માણસ જાતનું ભલુ કરવાના તમારાં ખરા પરમાર્થી કામોથી અને મનુષ્યજાતનું દુ:ખ ટાળવાના હેતુથી ફાયેલી તમારી સખાવતોને લીધે, તમે આ માન મેળવવા પામ્યાં છો, અને તે માન મળવેથી, તમો બ્રિટિશ રાજના કીર્તિવંત પુરૂષોની સફમાં જોડાઇ ઊભા છો.

"તમને વાજબી રીતે મગરૂર બનાવનાર આવાં માનથી, તમારા જાત-

ભાઇઓ અને તમારા ભાઇબિંધ દેશીઓને સંતોષ થયા વગર રહેશે નહિ, અને નામદાર મહારાણીજીની તમોપર ઉતરેલી આ ખાસ મહેરબાની-પરથી, તેઓ સઘળા સમજી જશે, કે તે નામદાર બાનું, પોતાની પ્રજાના સર્વ જાતના લોકપર કેવી, એકસરખી મેહરબાની રાખેછે, અને જ્યારે તેઓમાંથી કોઈ જાહેર માન મેળવવા લાયકનાં કામો કરેછે, ત્યારે તે નામદાર, નાત, જાત કે દેશના કંઇએ તફાવત વગર તેને માનથી નવાજેછે.

"નાઇટ હુડની" આ સનદ મારે હાથે તમને આપતાં મને ઘણીજ ખુશાલી ઉપજેછે; કારણ હું તમને ઘણાં વર્ષને ઓળખું છુ. બીજાને નકલ કરવા લાયક તમારાં સદાચરણી કામોથી હું પૂરતો માહિતગાર છું; તેની કદર હું લાંબા વખ્તની પિછાનતો આવ્યો છું, અને તેથી તમારી લાયકત પ્રમાણે તમને મળેલાં મોટાં માનની આ સનદ, હું મારી તરફની ખરા દિલની મૂબારકબાદીસાથ, તમને હાથોહાથ આપું છુ."

જોસભર તાલીઓના ગડગડાટ સરખા અવાજ વચ્ચે, નામદાર ગવર્નરે, સર જમશેદજીના હાથમાં "નાઇટહુડની" સનદ આપી કે તરતજ સરકારી લશકરી "બેંન્ડે" રાજ્યગીત વગાડી તેમને માન આપ્યું. આ સનદ કબુલ રાખતાં સર જમશેદજીએ લાગણી સાથ, અંગ્રેજી ભાષામાં એક છટાદાર ભાષણ કર્યું. તેઓએ જણાવ્યું કે

**માનવંત સાહેબ,**

"બ્રિટિશ રાજ્યના "નાઇટના" મોટા માનવંત ખિતાબની નામદાર મહારાણીજીએ મારાપર નવાજેશ કરી, મને તે સાહેબે પોતાની અત્રુક મેહેરબાનીની જે સાબેતી આપી છે, અને તેથી મને જે ખુશાલી ઉપજી છે, તેની લાગણીઓ બરાબર જાહેર કરવાને મારીપાસે પૂરતા શબ્દો નથી. આ માન મેળવવાની મેં કદી આશા બાંધી ન'હતી, તોપણ તે ન ધારેલું પણ મેહરબાની ભરેલું માન મેળવતાં મને બેવડી ખુશાલી પેદા થાયછે. નામદાર મહાણીજીની મેહરબાની અને તેમને હાથનું માન મેળવવાને હુ ક્યાં કારણોથી લાયક થયો તે ગોધી કાઢવાને તો હું



SIR JAMSETJI JEEJEEBHAI, KNIGHT.
સર જમશેદજી જીજીભાઈ, નાઈટ.

અશક્ત છું, અને તે શોધી કાઢવાની હું નકામી કોશીશ પણ કરીશ નહિ. પણ સાહેબ! એટલું તો હું પ્રમાણિકપણે અને હિમ્મતથી કહીશ, કે **એવું મોટું માન મેળવવાનો લોભ કદી મેં રાખ્યોજ ન હતો.** પાક પરવરદેગારની બક્ષેસથી, જે મોટી દોલત મારે હાથ આવીછે, તેનો કંઈક ભાગ કમનસીબના મારા જાતભાઈઓ કે દેશબંધુનાં ભલામાટે તેમનાં દુઃખો ટાળવાનાં કામમાં વાપરવાથી મને પૂરેપૂરો સંતોષ થઈ રહેતો—તોપણ રાજ્તરફની મારી અદના વફાદારી અને જાનફેશાની માટે, ઈંગ્લાન્ડના જગત પ્રસિદ્ધ "નાઈટ મંડળમાં" સામેલ થવાની મને મળેલી આ તકથી હું ઘણો મગરૂર છું.

"હિંદુસ્તાનના સર્વથી પહેલા દેશીતરીકે મને મળેલાં આ માનમાટે, મારા પોતાના લાભથીજ મને કંઈ ખુશાલી ઊપજતી નથી—પણ મને મળેલું આ માન, મારા જાતભાઇઓ અને મારા દેશબંધુઓને, જાણે એક પવિત્ર કોલ આપતાં, તેમને ખુલ્લું દેખાડી આપે છે, કે આપણા વતનીઓને, તદ્દન ભુલી જવામાં આવતા નથી, અને વળી ઈંગલાન્ડની ગાદીપર હાલ એક એવાં બાનું બિરાજે છે, કે તેઓ આપણી વફાદારી અને આપણી જાનફેશાનીની ખરી કિંમત કરી જાણે છે. આવાં ભલાં ધોરણનું પરિણામ સારૂંજ આવવું જોઇએ. ભવિષ્યમાં એથી અનેક પરમાર્થી કામો કરવાની આપણા દેશી લોકમાં વધુ ઊલટ થતી જશે. વળી હવે આપણે બરાબર જાણીએ છીએ, કે ગમે એટલા દૂર દેશના આપણા વસવાત છતાં, આપણાં પ્રિય મહારાણીજીની તિક્ષણ પણ માતાસમાન માયાળુ અને હેતવાળી નજર સદા આપણી તરફ છે.

"પણ આ બોહોળા દેશપર હકુમત ચલાવનાર માનવંત "કોર્ટ-ઑફ-ડિરેકટર્સે," મારે માટે લીધેલી તકલીફમાટે, તેમજ મને નામદાર મહારાણીજી તરફથી આ મોટું માન અપાવવાને તેમનાં વજીરમંડળને મારે માટે જે ભલામણ કરી છે, તે માટે તેમનો ઊપકાર માનવાને જો હું ભુલી જાવું, તો હું ખરે નગુણો લેખાવું. તેમનો ઊપકાર માનતાં, તેમને હું ખાત્રી

સાથ એટલું તો જણાવીશ, કે દેશી પ્રજાની હાલત સુધારવાને, અંગ્રેજી હકો ભોગવવા, અને અંગ્રેજી ભાઈબંધ પ્રજા જેવાં માનો મેળવવાને તેમને લાયક બનાવવાને, જે જે કોશીશો એ માનવંત બોર્ડ તરફથી કરવામાં આવે છે, તેની કદર દેશીઓ પિછાને છે.

"નામદાર મહારાણીજી તરફથી મને મળેલાં આ અસાધારણ માનની કિંમતમાં એક બાબતથી ઘણો વધારો થાય છે, અને તે એ કે તે માન તમો જેવા મારા એક જુના મિત્રને હાથે મને મળે છે. નામદાર સાહેબ! આ માન મને આપતાં મારે માટે તમે જે કિંમતી વિચારો દરસાવ્યા છે અને મને જે માયાભરી મુબારકબાદી આપી છે, તે સઘળા માટે હું ખરે દિલે તમારો આભાર માનું છું."[1]

તાલીઓના ગાજતાના અવાજ વચ્ચે પોતાનું ભાષણ સર જમશેદજીએ પૂરૂં કીધું. પછી તેમના અંગ્રેજી તથા દેશી મિત્રોએ તેમને મળેલાં આ મોટાં માન માટે જાહેર મુબારકબાદી આપી. ત્યારબાદ દરબાર બરખાસ્ત કરવામાં આવી. વળી નામદાર ગવર્નરે તેજ રાતે સર જમશેદજીને એક મોટી જ્યાફત આપી હતી. ગવર્નરે ખાનાપર "હિન્દ સરજમીનના પહેલા નાઈટની' ખાસ સલામતી લેવાડી. આપણા નવા નાઈટે તેનો ઘટતો જવાબ આપ્યા પછી, આ યાદગાર દિવસના બનાવોનો છેડો આવ્યો.

સર જમશેદજીને "નાઈટનો" આ ખિતાબ મળ્યો, તેની સનદના લવાજમના ૨૨૭ પાઉન્ડ, ધારાપ્રમાણે, ઈંગલાન્ડની તીજોરીમાં ભરવાના હતા, પણ "કોર્ટ-ઑફ-ડિરેકટર્સે" સર જમશેદજી તરફની પોતાની માનની લાગણી દેખાડવા, પોતેજ તે ભરપાઈ કરી આપ્યા. પાછલથી સર જમશેદજીએ પોતાના મિત્ર સર ચાર્લસ ફોરબસ મારફતે આ નાણાંની રકમ તેઓને

[1] ગવર્નર એન્ટર્સનનાં અને સર જમશેદજીનાં ઉપલાં ભાષણોની અંગ્રેજી નકલ માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૩૮૭-૩૮૮ અને મી. કરાકાની "History of the Parsees" પુસ્તક બીજું પાને ૯૫-૯૬ તથા મી કુંવરજી નાજરની "The First Parsee Baronet" પાને ૭૫ થી ૮૦.

મોકલી આપી, જે લેવાને તેઓએ ઉપલાં કારણથી ના પાડયું, અને તે બાબે સર ચાર્લસ ફોરબસપર નીચલો પત્ર લખી મોકલ્યો. સર જમશેદજી માટે, હિંદુસ્તાનપર તે વખ્તે હકુમત ચલાવતી. "ઈસ્ટ ઈંડિયા કંપનીના" મોટા અમલદારોને કેવું મોટું માન હતું, તે આ પત્ર દેખાડી આપે છે.

ઈસ્ટ ઈંડિયા હાઉસ.
તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૮૪૨.

સાહેબ,

નામદાર મહારાણીજીએ, સર જમશેદજીને બક્ષેલા "નાઈટહુડના" ખિતાબની સનદની "ફીના" ૨૨૭ પાઉન્ડ અને ૧૦ શિલીંગ ભરી આપવાની, તે ગ્રહસ્થની ખાહેશ દેખાડનારો તમારીપર આવેલો તેમનાં પત્રની એક નકલ, તેમજ ચાલુ માસની તા૦ ૫ મીનો તમારો પત્ર, "ઈસ્ટ ઈંડિયા કંપનીના કોર્ટ-ઑફ-ડિરેકટર્સ" આગળ રજુ કર્યો હતો.

તેના જવાબમાં મને તમને લખી જણાવવાની ફરમાશ થઈ છે, કે એ સાહેબો, નામદાર મહારાણીજી તરફના પોતાના મોટા હેસાન, તેમજ સર જમશેદજી જીજીભાઈ માટે, તેઓ જે મોટી ઈજ્જત રાખે છે, તેની એક નિશાની તરીકે તેઓએ એવો ઠેરાવ કર્યો છે, કે સર જમશેદજીને મળેલાં આ માનને લગતો કંઈ પણ ખરચ તેમને માથે પડવો ન જોઈએ.

માટે આ કારણો, તેમજ તેને લગતો માનવંત "કોર્ટ-ઑફ-ડિરેકટર્સનો" આ ઠરાવ સર જમશેદજી જીજીભાઈને જણાવવાની હું તમને અરજ કરૂં છું.[૨]

સર ચાર્લસ ફોરબસ
એજંસીની સેવામાં

જે. ડી. ડિકસન,
મદદનીશ સેક્રેટરી.

સર જમશેદજી નાઈટ થયા તેથી તેમને પોતાને માટે એક "કોટ-ઑફ-આર્મસ" એટલે 'સર નાઈટના' મરતબાને છાજતી એલામતે ખાનદાની રાખવી જોઈએ. તેમનો આ "કોટ-ઑફ-આર્મસ" નાઈટહુડની સનદ

૨ ઉપલા પત્રની અંગ્રેજી નકલ માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૩૯૮.

સાથ ઈંગલાન્ડથી તૈયાર થઈ આવ્યો હતો. અસલના વખ્તમાં, ઈરાની સરદારો પણ એવી એલામત રાખતા હતા. દરેક સરદારના તંબુની ટોચપરના ઊંચે ઊડતા વાવટાપરથી ઝટ પરખાઈ આવતું કે તે સરદારનો મોભો અને મરતબો શું હતો. અસલ કાળમાં યુરોપમાં પણ એજ રીત હતી, પણ પાછલથી ઝુંડાઓ પડતા નાખી, બહાદૂર લડવૈયાઓ પોતાની ઢાલપર પોતાની એલામતનો છાપ કોતરાવવા લાગ્યા, અને તે "કોટ-ઑફ-આર્મસને" નામે ઓળખાવા લાગ્યો. આગળ ચાલતાં જ્યારે લડાયક જમાનો વહી ગયો, ત્યારે અમીરીપદ ધરાવનારાઓ પોતાની આ ' એલામતે ખાનદાની" રેશમી જભ્ભાપર સુંદર ભરત કામ સાથ, પડાવવા લાગ્યા. છેલ્લા બે રિવાજો હજી ચાલુ છે. આ એલામતની નકલો પાછલથી અમીરને ઘરની દરેક ઊપયોગી ચીજપર—ખાવાનાં વાસણોપર સુધાં—રંગવા કે કોતરવામાં આવતી હતી, અને હજી તેમ કરવામાં આવે છે.

સર જમશેદજીની આ ધજા ઘણાકોએ જોઈ હશે. "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઈનસ્તિટયુશનમાંથી કેળવણી લઈ બહાર પડેલા હજારો પારસીઓના જોવામા તો તે થોડાં વર્ષસુધી રોજ આવી હશે, કારણ તે ખાતાંની દરેક ચોપડી તથા કોપીબુકપર તેનું ચિત્ર કોતરી છાપેલું છે. પ્રખ્યાત માલ્ટા ( Malta ) ટાપુના જગત પ્રસિદ્ધ થઈ ગયલા બહાદૂર નાઈટોની ઢાલજેવી એક ઢાલ આ ' કોટ-ઑફ આર્મસ ' છે તેની આસપાસ સુંદર ફુલરેશકી સોનેરી કિનારી છે. હેઠળના ભાગમા સૂર્યોદય થતાં નજર પડતો મુંબઈના પૂર્વ કિનારા તથા બંદરનો દેખાવ પાડયો છે. બારાંની ઊંચી ટેકડીઓ પાછલ સૂર્ય ઊગી ઊપર આવતા પોતાના કિરણો ચોમરે ફેંકતો નજર પડે છે. ઊપલા ભાગમાં સફેદ જમીન ચીતારી, તેની બન્ને બાજુએ મધમાખ ભમતી દેખાય છે. ' કોટ-ઑફ-આર્મસને' છેક મથાળે, ફળના વેલાની સુંદર ડાળી ઊપર," એક શોભિતો અને ઘટમદાર મોર બેસાડયો છે, અને તેના મ્હોંમાં ભાતના અનાજનું એક

તણુખલું આપ્યું છે. તથા નીચે ફુલોની કિનારી વચ્ચે એક સફેદ પટીપર "ઉદ્યોગ અને ઉદારતા" એવો સર જમશેદજીનો મુદ્રાલેખ છે.[૩]




'કોટ ઑફ આર્મસનું' આ ચિત્ર વગર મતલબનું નથી ઢાલની આસપાસ ચિતારેલો ફુલનો હાર, સર જમશેદજીના માનનો શણગાર દેખાડે છે. નીચલી બાજુએ ચિતારેલો મુબઇનાં બંદર અને તેની પાછલની ટેકડીઓ સર જમશેદજીનાં વતન, મુબઇની નિશાની આપે છે, ટેકડી પાછ-

[૩] જુઓ 'પારસી પ્રકાશ' દફતર ૧ લુ પાને ૩૮૮ તથા "ખોલાસે પચાત" પાને ૩૩૦ થી ૩૩૪.

લથી પૂર્વ બાજુએ ઊગતો સૂર્ય, સર જમશેદજીની ચઢતી અને ઝમકદાર જીંદગીનો ખ્યાલ આપે છે. ઊપલા ભાગની મ્હેદ અને ડાઘા વગરની જમીન, સર જમશેદજીની ખાલેસ અને ચોખી જીંદગીની સમજ આપે છે. વચ્ચેની મધમાખ સર જમશેદજીનો મધમાખ જેવો મીઠો અને ઉપયોગી ઊદ્યોગ જણાવે છે. ઢાલને મથાળે ચિતારેલો બાદશાહી મોર સર જમશેદજીની પારસી તરીકેની અસલ ઇરાની ઓલાદ દેખાડે છે, કારણ અસલના ઇરાની પાદશાહોના તાજમાં પણ મોર ચિતારવામાં આવતો કે ટોપી માટે તેના પીછાંની કલગીર બનાવવામાં આવતી. મોરના મ્હોંમાં આપેલું અનાજનું તણખલું, સર જમશેદજીનો એક ઊત્તમ ગુણ, સખાવત સમજાવે છે. "ઊદ્યોગ અને ઊદારતા" એ તો એમનો મુદ્રાલેખ છે, તે જાણે આપણને સમજાવે છે "ભાઇઓ, ઊદ્યોગ કરી, દોલત મેળવી, તેનો ઊદાર કામો કરવામાં રૂડો ઊપયોગ કરો."

સર જમશેદજીનું નામ અને તેમની વંશાવલી, તથા તેમના જન્મ, લગન અને મરણને લગતી સર્વ વિગત, ઇંગ્લાન્ડની જાણીતી "હેરલ્ડ કોલેજમાં" નોંધાયલા છે, કે જ્યાં ગ્રેટબ્રિટનના સર્વ નાઇટ, બેરન, લોર્ડ, અર્લ અને ડયુક સુધાં સર્વના નામઠામ અને વંશની વિગત, બારીકી અને ચોકસાઇથી નોંધવામાં આવે છે. એક પારસી, ઇંગ્લાન્ડના આગળા વખતના મોટા મોટા વિરલાઓનાં નામની ટીપમાં પોતાનું નામ લખાવી શકે, અને કીર્તિના ઝલેદાર સફાપર પોતાનું ચકચકીત નામ સદામાટે કોતરાવવાને સામર્થવાન થાય, એ શું થોડું માન ભર્યું છે? સર જમશેદજીની આ મોટી ફત્તેહનું કારણ શું? તેમનો મુદ્રલેખ તે આપણને સમજાવે છે કે,

ઊદ્યોગ અને ઊદારતા.



# પ્રકરણ અઢારમું.

## મુબારકબાદીનાં માનપત્રો.

(તે) તેરીખે ભેગી થઈ મીજલસ એક,
મુંબઇની વસ્તીના-બુજરગો નેક
શું પારસી, કે હિંદુ, કે શું મુસલમાન,
શું દેશી પરદેશી, કે શું યુરોપીઅન
ના કીર્તિવાન શેઠીયા ને સરદાર તમામ,
મળ્યા શ્રી મજગામને મુબારક ઠામ.

"મનસુખ."

સર જમશેદજી જીજીભાઈ "સર નાઇટ" થયા, તેમાટે એકલા પારસીઓજ ખુશી થયા ન હતા. સર્વ કોમ અને સર્વ જાતનાં લોક, તેમના આ આગેવાન ભાઇબંધ શહેરીને મળેલાં આ અસાધારણ માનમાટે ખરે દિલે ખુશી થયાં હતાં. મુંબઇનાંજ નહિ, પણ દેશપરદેશનાં લોકો રાજી થયાં હતાં. આખા હિંદુસ્તાનમાં ખુશાલી પથરાઈ રહી હતી. મુબારકબાદીનાં માનપત્રો અને સંદેસાઓનો વરસાદ તેમનાપર વરસી રહ્યો હતો. મુંબઇની પારસી અનજોમને તેમને માનપત્ર આપી, તેમના નામસાથનું એક ઉપયોગી ખાતું સ્થાપ્યું હતું. મુંબઇના સઘળી જાતના શહેરીઓએ તેમને મુબારકબાદીનું માનપત્ર આપ્યું હતું. આ બનાવ અસાધારણ હતો. વળી દેશપરદેશથી આવેલાં માનપત્રો ઘણાં હતાં. સર જમશેદજીમાટે લોકપ્રિયતા કેવી હતી, તે આપરથી સહજ જણાય છે. સઘળાં માનપત્રોને

લગતી બીના અત્રે દાખલ કરી, વિનાકારણે આપણે આ પ્રકરણ લબાવીશું નહિ, પણ એકાદ બે મુખ્યની વિગતસાથ આપણે સંતોષ માની લઇશું.

બુધવાર તા. ૧૫ મી જુન ૧૮૪૨ ને દિવસે, સર જમશેદજીને તેમના બાઇબંધ શહેરીઓ તરફનું માનપત્ર આપવામાં આવ્યું હતું. "મજગામ કેસ્ટલના" તેમના મોટા બંગલામાં તે દિવસે યુરોપીયન, હિંદુ, મુસલમાન તથા પારસી આગેવાનોનો એક મોટો અને દબદબા ભરેલો મિળાવડો સવારના અગિયાર ક્લાકે ભેગો મળ્યો હતો. કાઊન્સિલના મેમ્બરો, મોટા લશકરી અમલદારો, સદર અદાલતના જડજો, મોટા અંગ્રેજ વેપારીઓ વિગેરે ત્યાં હાજર હતા.[૧] માનપત્ર વાંચવા પહેલાં શેઠ ફરામજી કાવસજી બનાજીએ[૨] ઊઠીને જણાવ્યું:—

---

[૧] આ પ્રસંગે હાજર રહેલા યુરોપિયન ગ્રહસ્થોમાંનાં ઘણાંકના નામ "*Bombay Times*" માંથી મી. કુવરજી સોરાબજી નાજર પોતાની "*First Parsee Baronet*" નામની ચોપડીને પાને ૮૧ માં આપેછે, જે અત્રે હવે ઊતારવાની જરૂર રહી નથી.

[૨] સર જમશેદજીના ગોઠિઆ, અને તેવણના જેવાજ એક જાણીતા અને પરોપકારી નર, શેઠ ફરામજી કાવસજી બનાજી હતા. મુંબઇની "બનાજીની અગિયારી" બંધાવનાર શેઠ બનાજી લીમજીના દીકરાના તેઓ પાત્ર થતા હતા. શેઠ ફરામજીનો જન્મ જુન ૧૭૬૮ મા થયો હતો. સાધારણ અંગ્રેજી કેળવણી લઈ, જવાન વયે, તેઓ પોતાના મામા દાદીશેઠને ત્યાં વેપારી અનુભવ મેળવવાને નોકરી રહ્યા હતા. ૧૮ વર્ષની છોકરવન ઉમ્મરે તો તેઓ ચીન ગયા હતા! ચીનની સફર તેઓએ બે વાર કરી હતી. ૧૮૦૧ થી "ઇસ્ટ ઇંડિયા કંપનીના" તેઓ પારસી દુબાસ હતા. તે વખ્તથી તેમની લાગવગ જબરી વધવા માંડી હતી. ૧૮૦૬ થી તેઓએ પોતાનો જૂદો વેપાર શરૂ કર્યો અને ચીનસાથ બોહોળો વેપાર ચલાવવા માંડયો, ઇ. સ. ૧૮૧૧ માં કલકત્તામાં તેમની એક જૂદી પેઢી સ્થાપવામાં આવી હતી. તેઓ ઘણાંક વહાણના માલિક હતા. દેશીઓમાં કેળવણીનો ફેલાવો કરવાની અને સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાની તેમને ભારે ઊલટ અને મોટી કાળજી હતી. ઘણાંક કેળવણીખાતાંઓના તેઓ એક અધિકારી હતા. સર જમશેદજી સાથ એકજ દિવસે, તેઓ "ગ્રાન્ડ જુરર" અને "જસ્તીસ-ઓફ-

**સર જમશેદજી જીજીભાઈ,**

"આપણા માનવંત મહારાણીજીએ, તમો શેઠને "નાઇટનો" જે મોટો અને પ્રખ્યાત ખિતાબ આપો છે, તે માટે તમને મુબારકબાદીનો એક માનપત્ર આપવાને અમો અત્રે ભેગા થયા છીએ. તમારી યોગ્યતા એટલી તો જાણીતી છે, અને તમારી ભલી ખાસીયતો એવી તો સારીપેઠે બધા સમજે છે કે, તે બાબે મને એક પણ વધુ બોલ બોલવાની જરૂર નથી. આપણા યુરોપીયન મિત્રો પણ આ સભામાં હાજરછે, તેથી હું અરજ કરૂં છું કે આ માનપત્ર અંગ્રેજીમાં વાંચવાની આપણા મિત્ર શેઠ બહમનજી હોરમસજી વાડીઆને તમો રજા આપશો."

સર જમશેદજીએ મોટી ખુશીસાથ તેમ કરવા દેવાની પોતાની મરજી જણાવવાથી, શેઠ બહમનજી વાડીઆએ નીચેલું માનપત્ર "બુલંદ અવાજે" વાંચી સંભલાવ્યું:—

**સર જમશેદજી જીજીભાઈ—નાઈટ.**

સાહેબ,

"હિંદુસ્તાનના એક દેશીને, બ્રિટિશ શહેનશહાતના "સર નાઇટના" મોટા ખિતાબનો માનભર્યો ઓધ્ધો અને મોભો, નામદાર મહારાણીજીએ બક્ષીને, આ દેશની પોતાની વફાદાર પ્રજાતરફ જે માયાકુલ મહેરબાની અને ભલો પ્રેમભાવ દેખાડયો છે, તે માટે અમે નીચે સહી કરનારાઓ—તે મુમઇના હિંદુ તથા પારસી રહેવાસીઓ—આ શુભ પ્રસંગે, અમારી

---

થી-પીસ" નિમાયા હતા. પારસી પંચાયતના તેઓ સર જમશેદજી જેવાજ એક આગેવાન અકાબર હતા. તેના ધોરણમાં ફેરફાર અને સુધારો કરવાને તેઓએ સર જમશેદજીની મદદસાથ ભારે જહેમત ખેંચી હતી. મુંબઇમાં, "ડનકન રોડ" અને "ગ્રાન્ટ રોડના" સમાગમ આગળ, શેઠ ફરામજીએ, રૂ. ૩૦૦૦૦ ને ખરચે બે મોટી ટાંકી, અકસમાત ગોલી લાગવાથી માર્યા ગયલા પોતાના એક દીકરાની યાદમાં, બંધાવી આપી હતી. ઇ. સ. ૧૮૨૯ માં પવાઈ ગામની પ્રખ્યાત જાગીર તેઓએ ખરીદી હતી, જેને સુધારી વધુ ફળદ્રુપ બનાવવા

પોતાની તથા અમારી કોમોની લાગણી જાહેર કરવી, એ અમારી વાજબી ફરજ સમજીએ છીએ. ઇશ્વર કૃપાથી તમને મળેલી મોટી દોલતના જોરે કરી, તમો શેઠે આ ઓહોળા પ્રાંતના લોકોને ઉપયોગનાં તથા તેની પ્રજાનાં સુખ સાધણોને લગતાં કામો આરંભીને, તમે તમારૂં ઊદાર દિલ અને જાહેર હિમ્મત દેખાડીછે, અને તેમાટે નામદાર મહારાણીજીની, જે નવાજેશભરી મોટી મહેરબાની તમારાપર ઉતરીછે, તેમાટે અમો સર્વે, તમને ખરે દીલે મુબારકબાદી, આપીએ છીએ.

"આવું મોટું માન મેળવનાર તમે આખા હિંદુસ્તાનના પહેલા દેશી છો. પહેલીજ વાર, બ્રિટિશ હિંદુસ્તાનનો એક વતની અંગ્રેજ રાજપતિની નજર પોતાતરફ ખેંચી શકયો છે આ બનાવપરથી આપણને માનવાને કારણ છે, કે નામદાર મહારાણીજીની આવી મહેરબાનીથી આખા હિંદરાજની દેશી પ્રજાની તેમને માટેની અને તેમના રાજ્ય તરફની વફાદારી વધારે મગીન થતી જશે, તેમજ તેથી કરી આપણી વચ્ચે એક એવી નવી ઊલટ ઊત્તપન્ન થશે, કે તેથી કરી તમો શેઠ જેવાનાં પ્રખ્યાત કામોની નકલ કરવાને, આપણા ઘણાંક ભાઇબધો સદા આતુર રહેશે.

---

પાછલ તેઓએ રૂપિયા પાંચ લાખ ખરચયા હતા એકવારે તેની વાર્ષીક આવક રૂપિયા દસ લાખ હતી! મુબઇના ગવર્નર સર જોન માલકમ આ જાગીરની મુલાકાત લેતાં, તેની ફળવત હાલત જોઇને એવા તો ખુશી થઈ ગયા હતા કે, બીજું ભેટ આપવાનુ કઈ પાસે ન હોવાથી, પોતાનું રોજના ઉપયોગમાટેનુ સોનાનું ઘડિઆલ અને છેડો ત્યાંને ત્યા કાઢીને-શેઠ ફરામજીને ભેટ આપ્યાં હતા ! અફસોસ ! આ બાદશાહી મિલકત તેમના મરણ પછી, કુટંબી કજીયા કલેશમાં ઘસડાઈ ગઈ હતી રૂ. ૪૦૦૦૦ ને ખરચે, શેઠ ફરામજીએ ધોબી તળાવના રસ્તા નાકેનું મોટું તળાવ, નવ્રેસરથી બધાવી આપ્યું હતુ. રૂપિયા દોઢ લાખને ખરચે એક મોટું દોખમુ ઇ સ ૧૮૩૨ માં તેઓએ મુંબઇમા બંધાવ્યુ હતુ. ચર્નીરોડના હાલના સ્ટેશનની સામેનાં આતશબહેરામ તેઓએ પોતાના ભાઇઓની મદદસાથ બધાવ્યા હતા, જે પાછળ તેઓ એકલાએ રૂપિઆ દોઢ

"આપણા દેશીઓને "ગ્રાન્ડ જુરીમાં" બેસવાનો હક આપવાની તથા આપણને "જસ્તીસ-ઑફ-ધી-પીસનો" ઓધ્ધો બક્ષવાની પહેલી દરખાસ્ત, જ્યારે થોડાક વર્ષોપર પહેલવહેલી "ઇંડિયા હાઊસમાં" લાવવામાં આવી હતી, ત્યારે આપણા એક માજી હાકેમ સર જેમ્સ કરનાક, આપણા મરહૂમ મિત્ર મી. જૉન ફૉરબસ અને કંપનીના હાલના પ્રમુખ મી. લાયલ સિવાય સઘળા ડિરેક્ટરો તે દરખાસ્તની સામા થયા હતા. (જો કે આખરે "બોર્ડ-ઑફ-કૉનટ્રોલના" પ્રમુખ લોર્ડ ગ્લેનલેગ અને બીજા શુભચ્છેકોની મદદથી તે દરખાસ્ત પાછળથી પસાર થવા પામી હતી.) તે સામા થવાના વખ્ત સાથ, જ્યારે હાલના તમને મળેલા ખિતાબ બક્ષવાની દરખાસ્ત એજ માનવંત ડિરેક્ટરોએ સર્વાનુમતે પસાર કરીછે, તેની સાથ સરખામણી કરીએ છીએ, ત્યારે આ દેશના વતનીઓ તરફની ઇંગલાંડની લોક લાગણીમાં ફેરફાર થયલો જોઈ આપણને ઘણી ખુશાલી ઊપજે છે, અને આ સઘળા બનાવને હિંદમાટેનાં વધારે ઝલકતાં ભવિષ્યની અમો નિશાની લેખીએ છીએ.

"સઘળી જાતના લોકોમાટે એક જાહેર ઇસ્પીટાલ સ્થાપવા માટેની તમારી રૂપિયા દોઢ લાખથી વધારેની બાદશાહી સખાવત વિષે, કે મુંબઇને છાશી તાલુકા સાથ જોડી આપનારા માહિમના પૂલમાટે સરકારને બક્ષેલા રૂપિયા પચાસ હજાર વિષે, કે મુસાફરોના ઊતારા માટે ખંડાળાખાતે બંધાવેલી મોટી ધર્મશાળાવિષે, તેમજ સુરતખાતેની

---

લાખનો ફાલો આપ્યો હતો! એમની બીજી ન્હાની મોટી અને સામાન્ય ઊપયોગની સખાવતો ઘણી હતી, જેની ટુંક નોંધ પણ અત્રે લેતાં પાનાંઓ ભરાઈ જાય! ઇ. સ. ૧૮૫૧ માં, સર જમશેદજી જેવાજ, પારસી કીર્તિના એક સ્તંભ, શેઠ ફરામજી કાવસજી બનાજી મરણ પામ્યા. મુંબઇના શહેરીઓએ "ફરામજી કાવસજી ઇનસ્ટિટયુટ હોલ" બાંધીને તેમની યાદગારી આપણા વચ્ચે જાળવી રાખેલીછે. શેઠ ફરામજી કાવસજી બનાજીનો જન્મ ચરિત્રનું એક પુસ્તક, અંગ્રેજી ભાષામાં રચી, તેમના વંશનાજ એક નબીરા, મી. ખોસરો. ન. બનાજીએ પ્રગટ કરેલું છે.

આફ્તભરી મોટી આગ વખતે, તમારી જાતી મહેનત અને પૈસાથી તમારા ભાઈબંધોનું દુઃખ ટાળવાની તમારી બંને વારની કોશીશો માટે અમો અત્રે લંબાનથી જણાવીશું નહિ. તમારી ખાનગી સખાવતે કરી, વળી તમો શેઠ, વિધવાઓ અને નાવારેસોને, તથા અભાગ્યાઓ અને નિરાધારોને સદા મદદ આપતા રહ્યા છો. આ ઇલાકાનું કોઇ પણ એક એવું જાહેર ખાતું ન હશે, કે જેને તમારી ઊદારવાનો લાભ ન મળ્યો હોય! તેમજ તમારા સાહસિક અને ઓહોળા વેપારી કારોબારથી આ શહેરનાં ઊપરતાં અંદરને કેવા લાભો થયા છે, તેનું વિવેચન કરવાની જરાકે અગત નથી; તેમજ તમારાં વેપારી જ્ઞાન અને અનુભવથી કરીને, અને દેશી મંડળમાં જે વગવાળી જગ્યા તમે ધરાવોછો તેથી કરીને, એક પ્રમાણિક લવાદ થઈ, તમે ઘણા વેપારી કજીયા ટંટાની સમાધાની કરી આપીછે, અને એવા ઘણાંક કજીયાનો નિવેડો લાવી, તમે ઘણાક લોકને સરકાર દરબારે ચઢવાના ખરચમાંથી બચાવ્યા છે. આ સઘળા વિષે અતરે એસારો કરવાની મુળ–મતલબ એજ કે તમે સર્વ કોમના કેવા માનવંત માનીતા છો, તથા ખુશાલીની આટલી બધી લાગણી આવે પ્રસંગે જાહેર કરવાને લોકને શું કારણ છે, તે માલમ પડે. વળી તમને મળેલાં આ માનમાટે અમારી આટલી બધી ખુશાલીનું મુખ્ય કારણ એજ કે તમો અમારા જાતભાઈ છો।

"આ શુભ બનાવની કંઇક રીતે યાદગારી જાળવી રાખવા માટે અમે એકઠા કરેલા પૈસામાંથી "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ" નામનાં તમારાં મુબારક નામસાથ જોડાયલાં એક ખાતાંની સ્થાપના કરવાની રજા આપશો. આ ફંડ અમુક ટ્રસ્ટીઓને સ્વાધીન કરવામાં આવશે, જેઓ તેમના ધ્યાનમાં આવે તેવાં, યુરોપ કે એશિયા ખંડના પ્રાચીન કે અર્વાચીન ભાષાઓમાં રચાયલાં ઊપયોગી પુસ્તકોનો ગુજરાતીમાં તરજુમો કરાવી, તે પ્રગટ કરી, મફત કે નામની કંમતે પારસી કોમમાં વહેંચે કે જેથી કરી, આપણા લોકની કેળવ-

ણીનો કે જેના તમે એક સાચા મિત્ર અને ઊમંગી મુરબ્બી છો તેનો વધારે ફેલાવો થાય." [૩]

૯૩૭ આગેવાન પારસીઓની સહીસાથનું[૪] આ માનપત્ર વંચાઈ રહ્યા પછી, શેઠ જીજીભાઈ દાદાભાઇએ પૂણા, અહમદનગર, સાતારા, જાલના, ઔરંગાબાદ અને હૈદરાબાદથી આવેલાં માનપત્રો, સર જમશેદજીને એનાયત કરતાં, પોતાની તરફની તેમને મુબારકબાદી આપી હતી. આ સઘળાં માનપત્રો વાંચવાનું મોકુફ કરવું પડયું હતુ. હરખ ભરેલી ખુશાલીના અવાજો અને તાલીઓના ગડગડાટ વચ્ચે બધાં માનપત્રો કબુલ રાખી સર જમશેદજી જવાબ આપવાને ઊઠયા. તેઓએ અંગ્રેજી ભાષામાંજ પોતાનું ભાષણ શરૂ કીધું, કે

**મારા વહાલા દોસ્તો,**

"જે માનપત્ર હમણા તમે મને આપ્યું છે, તેથી મને ઘણો આનંદ થયો છે. મારા દેશબંધુઓ તરફનાં માનની આ અચુક નિશાની માટે મને અને મારાં વહાલાંઓને સદા મગરૂર રહેવાનું વાજબી કારણ છે.

"નામદાર શહેનશાહ બાનુએ મને ચુંટી કાઢી, મારેથી પોતાની હિંદી

પ્રજાને "નાઇટહુડનો" ખિતાબ બક્ષવાની શરૂઆત કરી છે, એ વિચારથી મને મારી આખી જીંદગીમાં સદા ખુશાલી ઉપજતી રહેશે. મારા જાતભાઇઓની આ માયાકુલ મહેરબાનીભરી મુબારકબાદી તથા આ શુભ બનાવની યાદમાં તેઓએ મારે નામનાં અને મને મન ગમતાં સ્થાપેલાં એક ધર્મ ખાતાંથી, મને મગરૂર અને ખુશ થવાનું મુખ્ય કારણ છે. દુનિયાદારીના ખિતાબો કરતાં આ માન હું વધારે કિંમતી લેખું છુ, અને મારા શહેરી ભાઇઓ તરફનું એ માન હું મરણ તુલીક ભુલીશ નહિ.

"સખાવતના મારાં કામો વિષેના તમારા માયાભર્યા એસારાથી મારીપર ભારે અસર થઈ છે. તે કામો કરવાની મારી એકજ નેમ હતી. ખોદાતાલાએ મને બક્ષેલી પૂરતી દોલતને બળે, મારા ભાઇબંધોનાં દુઃખ ટાળવાને કોશીશ કરવી, એજ મારી ખરાં દિલની નેમ અને આશા હતી. એમ કરવામાં મારી બીજી કઇએ મતલબ ન હતી. જાહેર માન કે ખાનગી વખાણુ મેળવવાની મેં કદી કોશીશ કરી નથી. મારી નેમ ભલી હતી, અને મને તેનો બદલો લાંબા વખ્તનો મળી ચુકયો છે. એથી કરીને જ્યારે નામદાર મહારાણીજીની નવાજેશભરી મોટી મહેરબાનીની મને ખબર કરવામાં આવી, ત્યારે મને બેવડી ખુશાલી ઉપજી, તે એટલા માટે કે નામદાર મહારાણીજીએ, અચુક રીતે, હિંદના લોક તરફની ઈંગલાન્ડ દેશની ભલી લોક-લાગણી, મારી પરની મહેરબાનીથી, જાહેર કરી, અને એજ કારણથી, હું નામદાર મહારાણીજી તરફનું માન, તથા આજનું તમો તરફથી મળેલું માન, ઘણાં અગત્યનાં લેખું છું.

"જે કામમાટે તમો ભેગા થયલા ફંડનો ઉપયોગ કરવા માંગોછો, તે જાણી મને ઘણી ખુશાલી ઉપજે છે. આપણા લોકો વચ્ચે જ્ઞાનનો ફેલાવો કરવાની જે કાંઈ કોશીશ થાય, તે સાથ મારૂં નામ જોડાતું જોવાને હું આતુર છું. આપણા લોકોની હાલત સુધારવાનો, તેમના મનની હાલત ખિલવવાનો, જે સરકારના આસરા હેઠળ તેઓ વસે છે, તે સરકારનાં ભલાં કામોની ખરી કિંમત પિછાનતાં તેમને શિખવવાનો, અને જે માન

હાલ પહેલી વાર એક દેશીને મળ્યું છે, તેવાં માનો મેળવવામાટે તેમને લાયક કરવાનો, સર્વથી સરસ રસ્તો એજ છે, કે જાણીતા વિદ્વાન ગ્રંથકારોનાં પુસ્તકોના આપણી ભાષામાં તરજુમા કરાવી, સસતી કિંમતે કે મફત આપણા લોક વચ્ચે વહેંચવા.

"આ બાબતને લગતી લાંબા વખ્તની મારી ધારી રાખેલી એક યોજના છે. મુંબઈ તથા સુરત અને તેની આસપાસના સંસ્થાનોમાં વસતા ગરીબ પારસીઓનાં દુઃખ ટાળવાની તે યોજના છે. તમને સારીપેઠે ખબર છે કે આપણા જાતભાઈઓ કેવી કંગાલ હાલતમાં રહેછે, અને પોતાની લાચારીને લીધે તેમનાં બાળકો અભણ હાલતમાં કેમ મોટાં થાય છે. માટે હું એક એવું ફંડ સ્થાપવા ધારૂં છું, કે જેનાં વ્યાજમાંથી આપણા ગરીબ લોકને મદદ મળે તથા તેમનાં બાળકોને કેળવણી આપી શકાય. આ કામમા રૂપિયા ત્રણ લાખ[૫] સરકારી જામીનગીરીનાં નાણામાં રોકી, આપણા ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કરવા હું માંગું છું, કે જેઓ એ રૂપિયાનાં ઊપજતાં વ્યાજમાંથી મારી જણાવેલી યોજના અમલમાં મૂકશે. હું આશા રાખું છું કે તેઓ આ નવું "ટ્રસ્ટ" પોતાની સંભાળમાં લેશે.

"અને હવે વહાલા મિત્રો, એક વાર ફરી, તમારી ભલી મહેરબાનીમાટે હું તમારો ઊપકાર માનું છું. મારાં હમવતનીઓનાં સારાં મત કરતાં મને

---

૫ "રૂપિયા ત્રણ લાખ" એ શબ્દો સાભળતાંજ આખી સભા–યુરોપીયનોસુદ્ધા–અચરત થઈ રહી આવી બાદશાહી સખાવત ખરો બહાદુર નર જ કરી જાણે, એમ સર્વે બોલવા લાગ્યા. પાછળથી આખી મુંબઈ અને આખા ઈલાકામાં તથા છેક ઇંગલાન્ડ વેર તે માટે સર જમશેદજીની "વાહવા" થઈ રહી. "બોમ્બે ટાઈમ્સ "(*Bombay Times*) આ વિષે લંબાણ વિવેચન કરતાં લખે છે– "This is an instance of princely munificence nearly unparalleled–" એટલે "કોઈએ રીતે સરખામણી પણ ન થઈ શકે એવી મોટી બાદશાહી સખાવતનો આ એક નમુનો છે."

બીજી કોઈ ચીજ વધારે કિંમતી નથી. તેઓનું કલ્યાણ થાય, તેઓ સદા સુખી રહે, તે કરતાં હું વધારે માંગુતો નથી. આમીન!" [૬]

આ ભાષણ પૂરૂં કરી, સર જમશેદજીએ પૂણા વિગેરેનાં માનપત્ર તેમની આગળ રજુ કરનાર પોતાના મિત્ર શેઠ જીજીભાઈ દાદાભાઈ[૭] તરફ ફરી કહ્યું—

શેઠ જીજીભાઈ દાદાભાઈ,

મહેરબાની કરી શ્રી પૂણા, અહમદનગર, સાતારા, જાંલના, ઔરંગાબાદ અને હૈદરાબાદના દેશી રહેવાસીઓ કે જેઓએ તમારા મુબારક હાથે મને માનપત્રો પુગતાં કર્યાં છે, તેઓને મારી આભારભરી લાગણી જણાવશો. તેઓને ખાતરીસાથ જણાવશો કે હું તેમની તરફ સદા સારી લાગણી ધરાવતો રહીશ. તમારા જેવાના મુબારક હાથે આ માનપત્ર મને પુગતું કરવામાં, તેઓએ મારાપર બેવડી મહેરબાની કરી છે. ખોદાની કરમ બક્ષેસથી અને સાચા મિત્રોની મદદથી, આ મોટું માન મને મળ્યું છે. મને મળેલાં એવાં માનથી અલબત્તે મને ખુશાલી ઊપજી છે. તે માટે હું

---

[૬] સર જમશેદજીનાં ઊપલાં ભાષણની અસલ અંગ્રેજી નકલમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૩૬૪; મી. કરાકાની "History of the Parsees" પુસ્તક બીજું પાને ૯૩-૯૪-૯૫ તથા મી. નાજરની "First Parsee Baronet" પાને ૮૯-૯૦-૯૧.

[૭] શેઠ જીજીભાઈ દાદાભાઈ પારસી કોમના એક આગેવાન અક્રાબર હતા તેમની અસલ અટક "મુગાના" કરી હતી, કારણ તેમના બપાવા શેઠ મહેરવાનજી જન્મથી મુગા હતા. શેઠ જીજીભાઈ દાદાભાઈનો જન્મ જુલાઈ ૧૭૮૯ માં થયો હતો. ૨૦ વર્ષની ઊમ્મરે અને ૨૦ રૂપિયાને પગારે તેઓ લીકી એંન્ડ માલકમ કંપનીના ગોડાઊન કીપર થયા હતા. ૧૪ વર્ષ સુધી તેમની ત્યાં વધતા જતા દરમાયાસાથ નોકરી બજાવી, ઇ. સ. ૧૮૨૦ થી એજ કંપનીના પહેલા પારસી દલાલ તરીકે તેઓ કામ કરવા લાગ્યા એ વખ્તથી તેમની ચઢતી દશા શરૂ થઈ. ઘણીક યુરોપીયન પેઢીઓના શેઠ જીજીભાઈ વિશ્વાસુ દલાલ હતા ઇ. સ. ૧૮૪૧ થી, પોતાના છોકરાઓને ભાગમાં લઈ, "જીજીભાઈ દાદાભાઈના છોકરાઓની કંપનીને"

મગરૂર રહું છું. પણ જેટલી ખુશાલી મને પોતાને મળેલાં આ માનમાટે ઊપજે છે, તેથી બેવડી ખુશાલી, આપણાં પ્રિય મહારાણીજીએ, આ માનથી પોતાના અમલ હેઠળના હિન્દ દેશ અને તેના વતનીઓમાટે જે માયાકુલ લાગણી દેખાડી છે, તેથી મને તે ઊપજે છે.

"માટે શેઠ જીજીભાઈ! જેઓએ આ માનપત્રોપર સહી કરી છે, તેઓ સઘળાને મારી ભલી દુવા જણાવજો કે ખોદા તેઓને સદા સુખી તંદરોસ્ત અને આબાદ રાખેઃ"

આ પછી પાન ગોલાબ લઈ, મિળાવડો વિખરાઈ ગયો હતો.

---

નામે તેઓએ વેપાર ચલાવવા માંડયો. યુરોપના એક એક દેશસાથ તેઓ વેપાર ચલાવતા. મુંબઇના તેઓ એક આગેવાન વેપારી લેખાતા. ચેમ્બર-ઑફ્-કૉમર્સ, કમર્શીયલ બેંક, ઑરિએન્ટલ બેંક વિગેરેના તેઓ એક ડિરેક્ટર હતા. ગ્રેટ ઇંડિયન પેનિનશુલા રેલવેના તેઓ મોટા ભાગીદાર અને ટ્રસ્ટી હતા. "પારસી ઇનસ્યુરેન્સ સોસાયટી" નામની વીમા કંપની તેઓએ ઇ. સ. ૧૮૪૪ માં સ્થાપી હતી. પારસી પંચાયતના તેઓ એક આગેવાન અકાબર હતા ઇ. સ. ૧૮૩૬ માં, તેઓએ મુંબઇમાં, 'મોટે કોલાબે' આદરાનની એક દરેમહેર પરઠાવી હતી એ દરેમહેરનું મકાન બાંધવા પાછલ તથા એને લગતો ચાલુ ખરચ વિગેરેની ગોઠવણ કરવામાં શેઠ જીજીભાઇને રૂ. ૫૦૦૦૦ નો ખરચ થયો હતો. પારસી બાળકોને ઝંદ ભાષાનું કંઇક જ્ઞાન અપાવવાને તેઓએ ન્હાની મોટી ઘણીક નિશાળ ચાલુ કરી હતી. મરણ પહેલાં પોતાને નામનું એક ધમખાતું સ્થાપવાને રૂપિયા બે લાખનું જુદું "ટ્રસ્ટ" કર્યું હતું. આ ધર્મખાતાં તરફથી એમના ખાનદાનના ગરીબ ખેશીઓને મદદ કરવાની તથા મુબઈ અને બહારગામ, ગુજરાતી અને ઝંદ શિખવવાની કેટલીક શાળાઓ ચલાવવાની ગોઠવણ કરેલી હતી. આ ઊપયોગી ફંડ હજી ચાલુ છે, અને તેનાથી કેટલીક શાળાઓનો નિભાવ થતો રહેલો છે. ઇ. સ. ૧૮૪૯ ના મે માસની બારમી તારીખે શેઠ જીજીભાઇનું મરણ થયું હતું. તેમના દીકરાઓમાના એક, તે પાછલા વખતના પ્રખ્યાત શેઠીયા, ઓનરેબલ શેઠ બેહેરામજી જીજીભાઈ હતા. [ વધુ વિગત માટે જુવો "મુંબઇનો બહાર" પાને ૪૭૬ થી ૫૦૮ તથા "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૨૭ અને ૫૨૮.]

એ પછી થોડે દિવસે, સર જમશેદજી 'નાઈટ' થયા તેની ખુશાલીમાં, શેઠ ફરામજી કાવસજી બનાજી અને ખરશેદજી કાવસજી બનાજીએ, તેમને જૂદી જૂદી મોટી જ્યાફતો આપી હતી શેઠ ફરામજીના બગલામાં તો ગ્યાસની રોશની કરવામાં આવી હતી, જે તે વખ્તમાં એક નવાઇસરખો બનાવ લેખાતો

પણ સર જમશેદજીને મળતાં મુબારકબાદીનાં માનપત્રનો છેડો હજી આવ્યો ન હતો દખણ તરફના માનપત્રોવિષે આપણે આગળ વાંચી ગયા છીએ હવે ગુજરાત તરફથી માનપત્રો આવવા લાગ્યાં. ભરૂચ, અન્કલેશ્વર, સુરત, નવસારી બીલીમોરા, ગણદેવી, વલસાડ, ઊદવાડા, દમણ અને નારગોળથી સર જમશેદજીને માટે માનપત્રો વારવાર ખાસ "ડેપ્યુટેશન" સાથ મુબઈ મોકલવામાં આવ્યા હતા એ દરેક શહેર અને ગામમાં સર જમશેદજીએ કઈ અને કઈ ધર્મ કરેલો હોવાથી ત્યાંથી તેમને માટે આવાં શુભ હિગામે મુબારકબાદીનાં માનપત્રો આવે, તેમાં નવાઈ નથી તા ૧૬ મી જુલાઈ ૧૮૪૨ ને દિવસે, ભરૂચ તરફનું માનપત્ર, જેપર દસ્તુર પેશુતન અસપંદીયાર કામદીનજીની તથા બીજા ૭૮ જરથોસ્તીઓની સહી કરેલી હતી, તે સર જમશેદજીને અર્પણ કરવામાં આવ્યું હતુ તેને બીજે દિવસે બીલીમોરાના જરથોસ્તીઓનુ, શેઠ જીજીભાઈ લીમજીભાઈ વિગેરેની ૬૪ સહી સાથનુ, એક ન્હાનાં ગામડાંનું ન્હાનું માનપત્ર આપવામાં આવ્યું હતુ તે પછીને દિવસે, દસ્તુર ફરદુનજી ફરામજી વિગેરે ૧૭૨ જરથોસ્તીઓનુ વલસાડ ખાતેનું માનપત્ર આપણા શેઠને મળ્યું હતુ. વલતે દિવસે ગણદેવીનું ૭૬ સહી સાથનું અને અકલેશ્વરનું ફકત ૧૮ સહી સાથનાં માનપત્રો, "સર સાહેબે" એટલાજ ઊપકારસાથ કબુલ રાખ્યાં થોડા મહિના પછી ગુજરાતના બીજાં શહેરોમાંથી માનપત્રોની રેલ પાછી ચાલુ થઈ તા. ૫ મી નવેમ્બરને દિવસે દમણના જરથોસ્તીઓએ, શેઠ કાવસજી બેહેરામજી દમણવાળા તથા મોબેદ ફરદુનજી મર્ઝબાનજી વિગેરેની આગેવાની હેઠલ ૪૪ સહીસાથનું માનપત્ર આપણા શેઠને માટે મોકલી આપ્યું એ પછી એક અઠવાડીયું રહીને, સર જમશેદજીને માનપત્રો આપ-

પાનો એક બીજો મોટો મિળાવડો, તેમના "મઝગામ કૅસ્ટલમાં" એકઠો થયો, જે વખ્તે, સુરત, નવસારી અને ઊદવાડા જેવાં પારસીઓની મોટી વસ્તીવાળાં શહેરનાં માનપત્રો આપણા શેઠને એનાયત કરવામાં આવ્યાં હતાં. પહેલાં સુરતની અનજ્મેનનું માનપત્ર, મોદી રૂસ્તમજી ખુરશેદજીએ વાંચી સંભળાવ્યું હતું, જેપર ખાનસાહેબ અરદેસર ધનજીશાહ બહાદુર વિગેરે ૬૫૯ પારસીઓની સહી હતી. નવસારીનું માનપત્ર શેઠ ટેમુરસપ જમશેદજી દેસાઇએ સર જમશેદજીને વાંચી સંભળાવ્યું હતું. મુબારકબાદીનું આ માનપત્ર આપવામાં નવસારીના દસ્તુરજી, દસ્તુર કેકોબાદજી રૂસ્તમજી મહેરજીરાણા અને બીજા ૬૧૫ જરથોસ્તીઓ સામેલ હતા. ઊદવાડાનું માનપત્ર શેઠ જીવણજી પેસ્તનજી મહેરજીએ વાંચી એનાયત કર્યું હતું, જેપર ત્યાંનાં તે વખ્તના દસ્તુર દોરાબજી બેહેરામજી વિગેરે ૧૧૪ બસ્તેકુસ્તીઆનોની સહી હતી. આ માનપત્રો આપવાની મજલિસમાં હાજર થવાને સુરત નવસારી અને ઊદવાડાથી ઘણાક જરથોસ્તીઓ ખાસ મુંબઈ આવ્યા હતા. સર જમશેદજીએ અલબત્ત તેમની સારી મહેમાનગીરી કરી હતી.

સર જમશેદજીને પારસી અનજ્મેનતરફનાં બધાં મળી, સત્તર માનપત્રો મળેલાં નોંધાયલાં છે. દરેક માનપત્રમાં આવેલી બાબતનો સાર, તથા સર જમશેદજીએ આપેલા દરેકના જવાબની ટુંક મતલબ પણ અત્રે ટુંકમાં નોંધવા બેસતાં પાનાઓ ભરાઈ જાય ! દરેક માનપત્રમાં સર જમશેદજીની સખાવત અને ઊદારતાની ભારે વખાણ કરવામાં આવી છે. તેમને "સર નાઇટનું" મોટું માન નામદાર મહારાણીજીએ આપ્યું, એ તેઓ લાયકને લાયક માન મળેલું લેખે છે. દરેક માનપત્રનો ઊત્તર લાયકીસાથે આપતાં, પોતાને સખાવત કરવાની મળેલી તકમાટે, સર જમશેદજી ખોદાતાલાનો ઊપકાર માનેછે, તથા પારસી ભાઇઓમાટે સદા પોતાથી બનતું કરવાને વચન આપેછે.[૯]

[૯] આ માનપત્રો અને તેમના સર જમશેદજીએ આપેલા જવાબો વિગેરેની વધુ વિગતવાર નોંધ મી. મનસુખનાં "ગંજનામામાં" છે. જુઓ તેમાં પાને ૩૬૫-૪૦૨.

વાંચનાર સાહેબ! સર જમશેદજીએ પોતાની કોમમાટે પોતાથી બનતુ કેટલું કીધુ છે, તે તો તેઓનાં આરંભેલાં સખાવતનાં અનેક કામોપરથી આપણે જોઈ શકીએ છીએ તેઓએ પોતાનો વચન પાળ્યોછે. પારસી કોમને, જાણે તેઓએ પોતાની વારસ બનાવી, તેમનાં લાભનાં ઘણાક કામો તેમને માટે તેઓ છોડી ગયાછે, જેનો લાભ હજારો પારસી આજે પણ લેછે





## પ્રકરણ ઓગણીસમું.

મહારાણી તરફનું માન.
સોનાનો એક ચાંદ.

The general voice
Sounds him for courtesy, behaviour, language,
And every fair demeanour an example;
Titles of honour add not to his worth,
Who is himself an honour to his title

નવા ગવર્નર સર જ્યોર્જ આર્થર બેરોનેટે, પરેલના સરકારી મહેલમાં, તા. ૧૫ મી ડિસેમ્બર ૧૮૪૨ ને દિવસે રાતના ૧૦ કલાકે એક દરબાર ભરી હતી. અલબત્તે સઘળા જાણીતા અંગ્રેજી અને દેશી ગ્રહસ્થો ત્યાં હાજર હતા. ગવર્નરના ખાનગી સૅક્રેટરી તથા એક એડીકાંગસાથ સર જમશેદજી દરબારમાં આવતાંજ, તેમને ગવર્નરે સારો આવકાર દઈ, પોતાની બાજુમાં બેઠક આપી; અને પછી ઉભા થઈ, તેમને નીચલાં ભાષણસાથ જાહેર આવકાર દીધો:—

સર જમશેદજી જીજીભાઈ,

"બૉર્ડ-ઑફ-કોનટ્રોલના" માનવંત પ્રમુખ સાહેબ તરફથી, મને 'વાજબી લાગતી રીતે' બ્રિટિશ રાજ્ય તરફથી સોનાનો એક ચાંદ તમને ભેટ કરવાની ફરમાશ થઈ છે. સરકારી અમલદારોની હાજરીમાં, અને તમારા અંગત મિત્રોના મિળાવડા સનમુખ, તમને આ ચાંદ એનાયત કરવાની જે ગોઠવણ મેં આજે કરી છે, તે આશા છે જે સર્વ રીતે તમને મન પસંદ થઈ પડશે.

"હીરા વચ્ચે મઢી લીધેલી, નામદાર મહારાણીજીની એક ન્હાની તસવીર આ ચાંદની એક બાજુએ છે. બ્રિટિશ રાજ્યના સરતાજ તરીકે તેપર તે બાનુની આ તસવીર બધ બેસ્તીજ છે. ચાંદની બીજી બાજુએ એક લેખ કોતરેલો છે કે—"**સર જમશેદજી જીજીભાઈ નાઇટને તેમની ઉદારતા અને તેમનાં સ્વદેશાભિમાન માટે, બ્રિટિશ સરકાર તરફની ભેટ.**"

"મારે હાથે આવી પડેલી આ ખુશાલી ભરેલી ક્રિયામાં ભાગ લેવા પહેલાં, આ લેખમાં જણાવેલી તમારી ઉદારતાનો વિસ્તાર શું છે, તથા

તેમાં જણાવ્યા પ્રમાણે તમે દેશહિતકારીક કામો શું શું કર્યાં છે, તે વિષે મેં કાંઇક પરપુછ ચલાવી હતી, તો થોડીક બાતમી મેળવતાં મને માલમ પડ્યું કે, લોકનાં ભલાંમાટેનાં તમારાં ઉપયોગી કામો માટે કાઢેલી સખાવતનો સરવાળો **નેવું હજાર પાઊન્ડ એટલે રૂપિયા નવ લાખની બાદશાહી** રકમે હમણાથીજ પુગી ચુકયો છે! ખરેજ! તમારી સખાવતોને નામદાર મહારાણીજીની સરકાર બાદશાહી અને દેશહિતકારીક જણાવે, તેમાં નવાઈ જેવું કાંઈ નથી! •

"કેટલાકો લડાઇના મેદાનમાં, તેમની બહાદુરી અને હિમ્મતથી પ્રસિદ્ધ થવાની, તથા ખરી સિપાઇગીરીની કીર્ત્તિ મેળવવાની આશા રાખે છે અને કેટલા રાજ્યસભામાં અને રાજદરબારમાં માન, આબરૂ મેળવવાનો હોશ કરે છે—પણ તમો સાહેબે તમારાં પરગજુપણાં, તમારી ઊદારતા અને તમારી લોક કલ્યાણની કાળજીથી પ્રખ્યાત થવાને યત્ન કર્યો છે, અને આખરે, સાહેબ!, તમને તેનો ઘટતો બદલો મળ્યો છે. આ સુંદર ચાંદ–જે નામદાર મહારાણીજીના ખાસ હોકમથી તમને આજે જાહેરમાં ભેટ કરવામાં આવે છે, અને જે તે નામદારની મહેરબાની અને પસંદગીની એક ખાસ નિશાની છે–તે આ સુંદર ચાંદ, સાહેબ! તમને બદલો વાલી આપે છે, તમારી ઊદારતાનું અને તમારી સ્વદેશભક્તિનું આ બાદશાહી ઇનામ છે!

"હું ઇચ્છું છું કે નામદાર મહારાણીજીની સરકારે આ ચાંદપર કોતરેલા "**ઊદારતા**" અને "**સ્વદેશાભિમાન**" શબ્દો સાથે "**પરોપકાર**" શબ્દનો વધારો કર્યો હતે.

"તમારી જાહેર સખાવતો કે જે માટે તમે આટલા મશહુર છો, તેની ખબર મેળવવા જતાં, તમારાં ખાનગી સખાવતનાં કામો મારી જાણમાં

આવ્યાં વગર રહ્યાં નથી તમારી લાગણી કોઈ પણ રીતે દુ ખવ્યા વગર મે ચલાવેલી ખાનગી તપાસપરથી મને માલમ પડયું છે, કે તમારી ખાનગી સખાવતની તો હદ જ નથી! તમો તમારી તે સખાવતો એવી તો છુપી રાખો છો કે ખુદ તમારા કુટુ બીઓને તેની ખબર પુગતી નથી!

"સાહેબો આ તમારા પરોપકારમાટે, તમારી ભલી ગુજારેલી જીદ ગીની આખેરીએ, આથી પણ મોટો બદલો તમને જરૂર મળશે જ્યારે તમે મરણ ઘડીએ પુગશો, ત્યારે ખોદાની બક્ષેસથી મળેલી તમારી દોલતનો જે સારો ઊપયોગ તમે કર્યો છે, તેની યાદ થવાથી તમને તે ઘડીએ સારો આરામ થશે, અને તમારી સખાવત અને ઊદારતાનાં કરેલાં કામોના વિચારથી, તે વખ્તે તમને ઘણો દેલાસો મળશે

"એટલું કહી, આ ચાંદ હુ તમને એનાયત કરૂંછુ, અને તેમ કરતાં હું ખરાં જીગરથી ઇચ્છુછુ કે તે પહેરવાને તમો લાબો વખ્ત જીવો!"

એવી ભલી દુવાસાથ પોતાનું અસરકારક ભાષણ પૂરૂં કરી, ગવર્નર સાહેબે, સર્વ સભાજનોની ખુશાલી વચ્ચે આ ચાંદ સર જમશેદજીની છાતીએ લટકાવ્યો આ ક્રિયા તથા સર જમશેદજીને મળેલાં આવા માનથી, તથા ગવર્નરને મોઢે સર જમશેદજીની લાખો રૂપિયાની જાહેર સખાવતની તથા હદ વગરની ખાનગી સખાવતોની વખાણુ સાંભળી, કલકત્તાનો પ્રખ્યાત બાબુ દ્વારકાનાથ ટાગોર, જે આ સભામાં પોતાના રસાલાસાથ હાજર હતો, તે તો તદન છક થઈ ગયો, અને આવો મહાન નર મુબઇમાં વસેછે, તેમાટે આસપાસ બેઠેલા બીજા મુમબઇગરાઓને મુબારકબાદી આપવા લાગ્યો

સર જમશેદજીને ભેટ થયલો આ ચાંદ સોનાનો અને નકસીદાર છે તેની એક બાજુએ નામદાર મહારાણીજીની જવાન ઊમ્મરના વખ્તની તસવીરછે,

અને તેની આસપાસ "*Victoria Regina*" યાને "રાણી વિક્ટોરિયા" એવા શબ્દો છે. રાણીના ડોકાંની ફરતી બાજુએ કિંમતી હીરા ફરતા જડેલા છે, અને બીજી બાજુએ મથાળે "ગ્રેટ બ્રિટનનું" બાદશાહી તાજછે; અને તેની હેઠળ, અંગ્રેજી ભાષામાં કોતરેલું છે કે,—

SIR JAMSETJEE JEEJEEBHOY, KNIGHT.
FROM THE BRITISH GOVERNMENT,
IN HONOUR OF HIS
MUNIFICENCE AND PATRIOTISM.
A. D. 1842.

યાને

સર જમશેદજી જીજીભાઇ નાઇટને.
તેમની
ઊદારતા અને સ્વદેશભક્તિ માટે,
નામદાર બ્રિટિશ સરકાર તરફની ભેટ.
ઈ. સ. ૧૮૪૨.

ઊપલા લેખમાં સર જમશેદજી જીજીભાઈનાં નામની આસપાસ ફુલોનો એક સુંદર હાર પાડેલો છે.[૧] બાદ હેસાંન સાથ આ ચાંદ કબુલ રાખતાં અને ગવર્નર સાહેબનો ઊપકાર માનતાં, સર જમશેદજીએ ગભીર અવાજે એક અસરકારક ન્હાનું ભાષણ કર્યું, તેમ કરતાં તેઓએ જણાવ્યું,

સર જયાર્જ આર્થર

"નામદાર બ્રિટિશ સરકાર અને ઈસ્ટ ઈંડિયા કંપનીના "કોર્ટ-ઑફ ડિરેક્ટર્સની" પસંદગીની, જે આ વધુ નિશાની, મને તમારે હાથે મળીછે,

૧ "ખોલાસે પચાત" પાને ૨૭૬ તથા "પારસી પ્રકાશ "દફતર ૧ લું પાને ૪૦૩.

તે માટેના આભારથી મારૂં હૈયું છલકાઈ જાય છે, તેમજ તે લાગણીના ભારથી મારી છાતી જાણે દબાઈ જતી હોવાથી, હું મારા ઊપકારના શબ્દો બરાબર જાહેર કરી શકતો નથી. મારી સખાવતનાં કોઇ પણ જાહેર કામથી નામદાર મહારાણીજીની મહેરબાની મેળવવાની મેં સ્વપ્ને પણ આશા રાખી ન હતી. એવો લોભ મે કદી ધાર્યો પણ ન હતો. પણ જ્યારે ન ધારેલી આ ગોઠી નવાજેશ મારીપર કરવામાં આવી છે, અને જ્યારે ન ધારેલું આ નવું વધુ માન મને મળ્યું છે, ત્યારે તે માટેનો મારો નમ્ર આભાર કેમ જાહેર કરવો, તેની મનેં સમજ પડતી નથી; તેથી ખરે દિલે અને અંતઃકરણની વફાદારીસાથ, તે માટે નમસ્કાર કરી, માઈં સર નમાવવા સિવાય બીજુ કાંઈ હું કરી શકતો નથી.

"સાહેબ! માન અને મગરૂરીસાથ, મારાં છોકરાં અને છોકરાંનાં છોકરાંને આ ચાંદ, હું વારસામાં આપતો જઈશ, અને જે બાદશાહીબાનુંની મહેરબાની, આ મોટાં માનનું મુળ છે, તે સદા યાદ રાખી, આ ચાંદ તરફ સદા આદરમાનથી જોવાને તથા નામદાર મહારાણીજી અને તેમની સરકાર તેમની દૂર દેશની પ્રજામાટે, કેવી કાળજી રાખેછે, અને તક મળતાં તે કેવી રીતે દેખાડી આપવામાં આવેછે, તેની આ ચાંદને એક દેખીતી સાબેતી લેખવાને હું મારાં છોકરાંઓને શિખવીશ. વળી હું તેમને શિખવીશ કે અંગ્રેજી રાજ્ય તરફની જાનફેશાની, એ તેમની પહેલી ફરજ છે, તે રાજ્ય તરફની વફાદારી તેમનો એક ધર્મ છે.

"આપણાં મહારાણીજીની પસંદગીની આ નિશાન, જે માયાકુલ રીતે તમે મને આપીછે, તે માટે તમારો ઊપકાર માનવાની મને રજા આપશો; તેમજ તે સાથ તમે મને જે માનથી નવાજ્યો છે, તે માટે હું તમારો ખરેખર આભારી છું, એમ સાહેબ! તમે સત્ય માનજો."[२]

---

૨ ઊપલાં ભાષણોની અસલ અંગ્રેજી નકલો માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૪૦૩, અને મી. કરાકાની "History of the Parsees" દફતર બીજું પાને ૯૭, ૯૮ અને ૯૯.

એ ભાષણ પૂરૂ થવા પછી, રાબેતાના પાનગોલાબ વહેંચવા સાથ, ગવર્નરે દરબાર બરખાસ્ત કરી, અને સઘળાઓ સર જમશેદજીને તેમને મળેલાં આ નવાં માનમાટે મુબારકબાદી આપવા લાગ્યા.

સર જમશેદજીએ આપેલું જાહેર વચન, તેઓ અને તેઓના વારસોએ પાળ્યુંછે. આ ચાંદ તરફ તેઓ સદા માનની નજરથી જોયછે, તેઓ બ્રિટિશ સરકારની જાનફેશાની સદા કરતા રહ્યા છે, તાજ તરફની વફાદારી તો તેમના ધર્મનો એક ભાગજ છે. સર જમશેદજીનું નામ જાળવી, સર જમશેદજીનું જાહેર વચન પાળી, સર જમશેદજીનું નામ ધરાવનાર તેમના સઘળા વારસો, વંશપરંપરા આ ચાંદની તરફ માનની નજરે જોતાં, બ્રિટિશ સરકારને સદા વફાદાર રહેશે, એ તો જાણે નક્કીજ છે.





# પ્રકરણ વીસમું.

## કેળવણીના પિતા.

## "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઇનસ્ટિટયુશન."

The Man whom I
Consider as deserving of the name,
Is one whose thoughts and actions are for others,
Not for himself alone; whose lofty aim
Adopted, on just principles, is ne'er
Abondened, while earth or heaven afford
The means of its accomplishment.

*Blanchard.*

સર જમશેદજી કેળવણીના ખરા પિતા હતા. ખરા સંસારી સુધારાના તેઓ એક અગ્રેસર હતા. છેલ્લાં પચાસ વર્ષમાં પારસીઓમાં જે જે મોટા ફેરફારો થયા છે, પારસીઓની જે કાંઈ હાલત સુધરી છે, પારસીઓએ જે કાંઈ વિખ્યાતી મેળવી છે, તે સઘળું સર જમશેદજીના પ્રતાપથીજ છે. અજ્ઞાનપણાનાં અંધારા ગારમાંથી, અને વહેમના ઊંડા કુવામાંથી, પારસી કોમને, રહેબરી કરી, બહાર લાવનાર સર જમશેદજી હતા. પારસીઓમાં કેળવણીનો મુળ પાયો નાખનાર આ જ સખી શેઠ છે. જો સર

જમશેદજી જેવા "કેળવણીના પિતા" આપણને અર્ધી સદી અગાઊ મળ્યા ન હતે, તો આપણી કેળવણી બાબતની હાલત, હાલના સાધારણ હિંદુ કે મુસલમાનના ધોરણથી આજે વધુ ચઢતી ન હતે. પારસી કોમે, પોતાની કેળવણીના બળે કરી, છેલ્લાં પાંચ ૭ ડાહેકામાં સારૂ નામ મેળવ્યું છે, પણ તે સઘળામાટે, તે મુળમાં સર જમશેદજીને આભારી છે. સર જમશેદજીએ મહાભારત કેળવણી ખાતાંઓ સ્થાપી આપ્યાં છે તેમના વખ્તમાં રોપેલું પારસી કેળવણીનું આ ઝાડ વર્ષો વર્ષ વધતાં, નર્મદા નદીને કિનારે આવેલાં પેલા પ્રખ્યાત વડના ઝાડની માફક, પોતાની ડાળીઓ સર્વ બાજુએ ફેલાવતુ જતુ, આજે એક રાક્ષસી ઝાડ થઈ પડયું છે, કે જેને આસરો સેંકડો નહિ, પણ હજારો જન આજે લેછે. પારસી કેળવણીના પિતા લેખાવાનો સર જમશેદજીનો વાજબી હક આ પ્રકરણ સાબેત કરશે.

સર જમશેદજીએ પારસીઓમાટે કેળવણીખાતાંઓ સ્થાપ્યાં છે, એટલુંજ નહિ, પણ મુંબઈની સામાન્ય પ્રજાના કેળવણીના લાભો સંભાળવાને કાંઈ ઓછું કર્યું નથી. છેક ૧૮૨૭ ના સાલથી તેઓ કેળવણીના કામમાં લાભ લેતા આવ્યા છે. અને એજ સાલથી મુમઈમાં કેળવણીનો બહાર પ્રગટી રહયો છે. "નેટિવ ઍડયુકેશન સોસાયટીની" શાળા—જે આજે "ઍલ્ફિનસ્ટન હાઇ સ્કૂલ" તરીકે આપણને જાણીતી છે—તે શાળાના ફંડમાં સર જમશેદજીએ રૂ. ૧૧૦૦૦ ભરી, કેળવણીનાં ભલાં કામોનો પોતાનો સખી દડો ગબડતો મૂકયો હતો. "ઍડયુકેશન સોસાયટીના" નામે ઓળખાતાં અંગ્રેજોના જાણીતાં કેળવણી ખાતાંને, એકવાર નાણાંની ખુટ પડવાથી, શેઠ જમશેદજીએ .(ઇ. સ. ૧૮૨૯ માં) તરત તે ખાતાંના સેક્રેટરીપર રૂ. ૧૦૦૦ મોકલી આપ્યા હતા. એ ખાતાંની એક વાર્ષીક સભામાં, ગવર્નર સર જૉન માલકમે, સર જમશેદજીની નાતજાતના તફાવત વગરની આવી સખાવત માટે તેમની વખાણ કરી હતી. "બોમ્બે કુરિઅર" (*Bombay Courier*) ઊપલી સભાનો રિપોર્ટ લેતાં લખેછે કે,

"The Honourable the Governor particularly noticed the very liberal donation, from a respectable native gentleman, Jamsetji Jeejeebhoy and his son Cursetji Jamsetji. He also expressed the gratification he felt in seeing respectable native gentlemen meet on these occassions with the European Society, as such intercourse was, calculated to be highly beneficial to all"[૧]

ઇ. સ. ૧૮૭૫ માં "કસેર સ્કાલરશિપ" સ્થાપવાનાં ફંડમાં આપણા શેઠે રૂ. ૧૫૦૦ ભરી આપ્યા હતા. ઇ. સ. ૧૮૩૫ માં પારસી બાળકોને ઝંદ અવસ્તા ભણાવવાને તથા ગુજરાતી ભાષા શિખવવાને, એક ન્હાની શાળા કોટમા ઊઘાડવામાં આવી હતી, જેનો નિભાવ લાંબો વખ્ત સુધી, શેઠો જમશેદજી જીજીભાઈ, ફરામજી કાવસજી બનાજી અને શેઠ જીજીભાઈ દાદાભાઇએ ચલાવ્યો હતો. એ શાળાના ખરચ માટે દરેક સાહેબે ત્રણ ત્રણ હજાર રૂપિયા જૂદા કાઢયા હતા, પણ પાછલથી એકલા શેઠ જીજીભાઈ દાદાભાઇએ આ શાળા નિભાવવી ચાલુ રાખી હતી, જે આજ સુધી ચાલુ છે.

ઇ. સ. ૧૮૪૩ થી સર જમશેદજી "એલ્ફિનસ્ટન ઇનસ્તિટયુટને" દર સાલ રૂ. ૧૫૦ ની મદદ આપતા હતા. છેક કલકત્તા ખાતેનાં કેળવણી-ખાતાંઓને, સર જમશેદજી મુબઇવેરથી મદદ પુગાડી શક્યા હતા! ત્યાંનાં "પેરેન્ટલ એકેડેમિક ઇનસ્તિટયુશન" (*Parental Academic Institution*) નામના ખાતાંને સર જમશેદજીએ રૂ ૨૦૦૦ બે હજારની બક્ષેસ કરી હતી. આ હેસાનના બદલામાં, સર જમશેદજીને નામની એક 'સ્કાલરશિપ' આપવાની તે શાળાના કારોબારીએ ગોઠવણ કરી હતી. કલકત્તેથી તેમનો સખી હાથ ઇંગલાન્ડ જઈ લાગ્યો ત્યાંનાં ડેવનપોર્ટ

[૧] વધુ વિગત માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૨૧૯.

નામના શહેરની લશકરી ખાતાંની એક નિશાળને આપણા શેઠે રૂપિયા એક હજારની બક્ષેસ કરી હતી. એજ સાલમાં ( એટલે ઇ. સ. ૧૮૪૮ માં ) "ગ્રાન્ટ મેંડિકલ કોલેજના" સંબંધમાં, વૈદાંનો અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓને, પોતાના ધંધાની સગીન માહિતગારી મેળવવામાટે જોઇતાં પુસ્તકો તથા ઓજારો વિગેરે ખરીદવાની ગોઠવણ કરી આપવાને, સરકારને અસ્તક રૂ. ૧૦૦૦૦ દશ હજારનું એક "મેંડીકલ બૂક ફંડ" તથા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઇનામ આપવાને રૂ. ૫૦૦૦ પાંચ હજારનું "પ્રાઇઝ ફંડ" કરી આપ્યું હતું. એજ સાલમાં "સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયનટિફીક સોસાયટીની" કન્યાશાળામાટે રૂ. ૫૦૦ તેઓએ આપ્યા હતા. ઇ. સ. ૧૮૪૯ માં, પારસીઓની હાલત ફેરફાર કરી નાંખનાર, તેમને સુધરેલા, ભણેલા અને નામીચા બનાવવાની શરૂઆત કરનાર અને આજ સુધી વધુ અને વધુ ઉપયોગી થઈ રહેલું પ્રખ્યાત કેળવણી ખાતું— "સર જમશેદજી જીજીભાઇ પારસી બીનેવોલેન્ટ ઈનિસ્તિટયુશનની" સ્થાપના થઈ હતી, જે વિષે આગળ વિગતવાર લખવું છે. ઇ. સ. ૧૮૫૦ માં, સર જમશેદજીએ સુરતખાતે, પારસી બાળકોને ઝંદ તથા ગુજરાતી ભાષા શિખવવાને, રૂસ્તમપરા, સૈયદપરા, માછલીપીઠ અને નાનપરામાં ચાર જૂદી જૂદી શાળાઓ પોતાને ખરચે સ્થાપી ચાલુ કરી હતી. પાછળથી આ શાળાઓમાંની એકાદ બેનો ખરચ સર જમશેદજીએ સ્થાપેલાં "સુરત ચેરિટી ફંડમાંથી" થતો રહ્યો છે. ઇ. સ. ૧૮૫૧ માં એમના દીકરાઓનાં ન્હાનાં બાળકોની નવજોત થઈ, તેની ખુશાલીમાં રૂ. ૩૦૦૦ ત્રણ હજાર, પારસી પંચાયતને લગતી ઝંદ ભાષા ભણાવવાની નિશાળોના ફંડમાં આપ્યા હતા. ઇ. સ. ૧૮૫૩ માં નવસારી ખાતેની પોતાને નામની ચાલુ કરેલી શાળામાટે, એક સુંદર મકાન રૂ. ૧૨૦૦૦ ને ખરચે બંધાવી આપ્યું હતું. ઇ. સ. ૧૮૫૭ માં "ગ્રાન્ટ મેંડિકલ કૉલેજમાં" અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે વધુ ઇનામ તથા સોનાનો એક ચાંદ આપવા માટે બીજી રૂ. ૩૦૦૦ ત્રણ હજારની મદદ તે ખાતાને કરી હતી. ઇ. સ. ૧૮૫૭ માં સર જમશેદજીની એક મોટી બાદશાહી સખાવતથી

આપણા શહેરની જાણીતી "સ્કુલ ઑફ આર્ટસ" નામની એક નવીન હુનરશાળા ચાલુ થઈ હતી, જેનું વિગતવાર વર્ણન એક બીજાં પ્રકરણમાં આપવામાં આવેછે. ઈ. સ. ૧૮૫૮ માં અણુ તરફ સ્થાપેલી "અણુ લૉરેન્સ સ્કૂલને" રૂ. ૧૦૦૦ એક હજાર બક્ષેસ આપવામાં આવ્યા હતા.

આ તો સર જમશેદજીની કેળવણી ખાતાં સંબંધી ન્હાની ન્હાની સખાવત કહેવાય, તોપણ તેનો સરવાળો રૂપિયા એક લાખ ઊપર જશે! નાતજાતના તફાવત વગરની ઊપલી સખાવતો વિષે વાંચી કયો અભાગ્યો વાંચનાર ના પાડશે, કે સર જમશેદજીને "કેળવણીના પિતાનું" નામ ઘટતું નથી? પણ ધીરજ! "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઇનસ્તિટયુશન" વિષે હજી આપણને તપાસવાનું છે.

સર જમશેદજી "નાઇટ" થયા, તેની ખુશાલીમાં પારસીઓએ તેમને એક માનપત્ર આપ્યું હતું, તથા તેમનાં નામસાથનું "એક ટ્રાન્સલેશન ફંડ" સ્થાપ્યું હતું. આ માનપત્રનો જવાબ આપતાં, સર જમશેદજીએ પોતાના જાત ભાઇઓની કંગાલ હાલત ટાળવા માટે અને તેમને કેળવણી અપાવવાની ગોઠવણ કરવા માટે રૂપિયા ત્રણ લાખની બાદશાહી સખાવત કરવાનો પોતાનો વિચાર જણાવ્યો હતો. આ સઘળું આપણે આગળ જાણી ગયા છીએ. પોતાની તે બાદશાહી સખાવતને અમલમાં મૂકવાની તેઓએ ગોઠવણ કરવા માંડી. તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૪૪ ને દિવસે તેઓએ ગવર્નર સર જ્યોર્જ આર્થરપર એક પત્ર લખ્યો. આ પત્રમાં પારસીઓની કંગાલ હાલત વિષે લખતાં સર જમશેદજીએ લાગણી સાથ લખી જણાવ્યું કે "તમો નામદારને થોડીજ ખબર હશે, કે ગુજરાતમાં વસતા પારસીઓની હાલત કેવી કંગાલછે! તેમને ખાવાને પૂરતો ખોરાક મળતો નથી કે પહેરવાને પૂરાં કપડાં નથી. પોતાનાં બાળકોને થોડીક પણ કેળવણી આપવાની તેમનામાં શક્તિ નથી, તેથી તે બિમારાં કંગાલીયતમાં જન્મી, કંગાલ હાલતમાંજ પોતાની જીંદગી પૂરી કરેછે." તેથી તેમનું દુઃખ નિવારણ કરવાને, તેઓએ એક જાહેર ફંડ સ્થાપવા

માંગ્યું. તેમાટે સર જમશેદજીએ રૂપિયા ત્રણ લાખ રોકડા, તથા બંગાલ બેંકના પોતાની તરફના પદર અને લેડી જમશેદજી તરફના પાંચ મળી, વીસ શેરો, અને પારસી પંચાયત તરફના પાંત્રીશ શેરો, સરકારને ટ્રસ્ટમાં આપવા જણાવ્યું, કે સરકારે તે પોતાનીપાસે અનામત રાખી, તેનું વ્યાજ ૭ ટકા લેખે આપવું. આ સઘળાંનું બધું મળી રૂ. ૪૦૦૦૦ વ્યાજ ઊપજશે, એવી ગણત્રી કરવામાં આવી હતી, અને તેનો ઊપયોગ નીચે પ્રમાણે કરવાની પહેલા ગોઠવણ કરવામાં આવી હતી.

| | |
|---|---|
| ૧૮૦૦૦ | મુંબઈમાં કેળવણી ખાતાં પાછળ. |
| ૨૦૦૦ | „ ગરીબ મોબેદ તથા બહેદીનોનાં છોકરાં પરણાવી આપવા માટે. |
| ૧૦૦૦ | „ નાવારસ જરથોસ્તીઓનો મરણ ખરચ કરવા. |
| ૨૦૦૦ | „ આંધળાં પાંગળાંનો નિભાવ કરવા માટે. |
| ૩૫૦૦ | સુરતમાં કેળવણી ખાતા માટે. |
| ૪૫૦૦ | „ મુંબઇના જેવા બીજા સખાવતનાં કામો માટે |
| ૨૦૦૦ | ભરૂચમાં કેળવણી અને સખાવતનાં કામો માટે. |
| ૪૦૦૦ | ઊદવાડામાં કેળવણી અને સખાવતનાં કામો માટે. |
| ૩૦૦૦ | નવસારીમાં કેળવણી અને સખાવતનાં કામો માટે. |

ઊપર પ્રમાણે દર સાલ રૂ. ૪૦૦૦૦ ચાલીશ હજારનો વહિવટ કરવા માટે એક મંડળી ઠેરવવાને અને તે માટે, "કોર્ટ–ઑફ્ ડિરેક્ટર્સ" મારફતે એક બાદશાહી સનદ મેળવવાની સર જમશેદજીએ અરજ કરી, અને તેવા જોઈતા બાદશાહી*પરવાનાની એક કાચી નકલ પોતાનાં પત્રસાથે તેઓપર મોકલી આપી.

વળી એજ વખતપર મુંબઈના આગેવાન પારસીઓએ, ઘણીક સહી સાથની એક અરજી સરકારપર મોકલી આપતાં, સર જમશેદજીની અરજને ટેકો આપ્યો, તથા સરકારને અરજ કરી કે ધારેલાં નવાં ખાતાંને "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઇનસ્ટિટયુશન"

નામ આપવું. આ પત્રોનો જવાબ વાલતાં સર જ્યોર્જ આર્થરની સરકારે, સર જમશેદજીની સુચના પસંદ કરી, ઇંગલાન્ડ "કોર્ટ-ઑફ્-ડિરેક્ટર્સપર" તે પોતાની તરફની ભલામણસાથ મોકલી આપવાનું લખી જણાવ્યું, તથા સર જમશેદજીના આ બેહદ પરોપકારમાટે તેમની વખાણ કરી. ઈ. સ. ૧૮૪૪ ના અકટોબર માસમાં "કોર્ટ-ઑફ્-ડિરેક્ટર્સનો" જવાબ ઇંગલાન્ડથી ફરી વલ્યો. સર જમશેદજીની સર્વ સુચનાઓ તેઓએ બહાલ રાખી, પણ બાદશાહી 'ચાર્ટરની' જરૂર નથી, એમ તેઓએ લખી જણાવ્યું. સર જમશેદજી જેવા સખી નરને બનતી દરેક સગવડ કરી આપવાની, તેઓએ પોતાની મરજી જણાવી. તેઓએ લખી જણાવ્યું કે

"The splendid munificence exhibited by this *public spirited individual* on the present and on former occasions and his humane desire that the proposed Fund should be expended in feeding, clothing and educating the helpless poor, the blind, the lame and others of the Parsee people, give us every disposition to meet his views as far as can be done with propriety."

"કોર્ટ-ઑફ્-ડિરેક્ટર્સનો" આ જવાબ ફરી વલ્યા પછી, એપ્રિલ ૧૮૪૫ માં, મુંબઇના આગેવાન પારસીઓએ એક બીજી અરજી સરકારપર મોકલી તેમનો ઊપકાર માની, સઘળો વહિવત ચલાવવાને તથા સઘળી ગોઠવણ કરવાને તેઓએ પોતાની તરફથી સર્વ સત્તા સર જમશેદજીને અપાવી.

જુન ૧૮૪૬ માં સર જમશેદજીએ, એ ધારેલાં નવાં ખાતાંના કાયદાનો ખરડો તથા "ડીડ ઑફ્ સેટલમેંટ" સરકારપર મોકલી આપ્યાં, તથા પોતાની આગળી સુચનામાં જણાવ્યા પ્રમાણે, વ્યાજની અમુક મકર

વહેચવાને બદલે, વ્યાજમાં વધઘત થતી રહે તેનો વિચાર કરી, વ્યાજના અમુક ફાલા, જૂદાં જૂદાં કામમાટે વહેંચવાની ગોઠવણ લખી જણાવી. આ પત્રનો જવાબ લખતાં સરકારે મેમ્બરોની નિમણુક બાબે કેટલેક વાંધો ઊઠાવ્યો. દર ચાર સભાસદે એક સભાસદ પોતાની તરફથી નિમવાની સરકારે મરજી જણાવી, તેમજ કેળવણી સંબંધી બાબતમાં પોતાની તરફનો કેટલેક અાંકોશ રાખવા માંગ્યો. પણ સખાવતની બાબતમાં કાંઇએ રીતે વચ્ચે ન પડવાનું વચન સરકારે લખી જણાવ્યું. કાંઇક ફેરફાર સાથ સર જમશેદજીએ સરકારની સુચના માન્ય કરી, ધારા ખરડામાં જોઇતો ફેરફાર કરાવી, ધારા ખરડો પાછો સરકારપર મોકલી આપ્યો. આખરે "ડીડ-ઑફ-સેટલમેંટ" તૈયાર કરવાનું કામ સરકારી વકીલને સોંપવામાં આવ્યું. સરકારને આ ખાતાંની પુંજીના ટ્રસ્ટી થવાનું હતું, તે બાબે સરકારી વકીલે કાંઇક કાયદા સંબંધી નવો વાંધો ઊઠાવ્યો, તેથી છેક ઇંગલાન્ડથી "કોર્ટ-ઑફ-ડિરેક્ટર્સની" સલાહ લેવી પડી. આથી આ બાબતનો નિકાલ આવવામાં ઢીલ થઈ. પરણાવવાની અને લાસોને ઠેકાણે પાડવાની બાબતનો આ વાંધો હતો. સરકારનો ધારો હતો કે, કોઇપણ કોમનાં ધર્મસંબંધી કામની વચ્ચે આવવું નહિ, કે તેમાં કાંઇએ પ્રકારનો ભાગ લેવો નહિ. લગન અને મરણ વખ્તે, ફંડમાંથી કરવામાં આવનારો ખર્ચ, ધર્મક્રિયાઓ પાછળ કરતાં, સામાન્ય બાબતમાં વધારે ખરચાયછે, અને લગન એક વહેવારિક સાટું છે, તથા તેમાં ધર્મક્રિયાનો મોટો તત્વ નથી, તેમજ લાસને ઠેકાણે પાડવાનું કામ જેટલું ધર્મસંબંધી એટલુંજ પોલિસ સંબંધી છે, એવી મુખ્ય મતલબનો લંબાણું ખોલાસો સર જમશેદજીએ સરકાર મારફતે "કોર્ટ-ઑફ-ડિરેક્ટર્સપર" લખી મોકલ્યો. તેઓએ સર જમશેદજીનો ખોલાસો કબુલ રાખી, લગન અને મરણને લગતો ખરચ, ફક્ત સખાવતનો ખરચ લેખવાને, મુંબઈની સરકારને ફરમાવ્યું.

આખરે માર્ચ ૧૮૪૮ માં ખરડો તૈયાર થયો. સઘળી પક્ષે તે કબુલ્યો. તા. ૩૦ મી ડિસેમ્બર ૧૮૪૮ ને દિવસે સર જમશેદજીએ

સરકારી તીજોરીમાં રૂપિયા ત્રણ લાખ રોકડા ભર્યા અને બગાલ બેકના ૫૫ ગેર ત્યાં અનામત મૂકયા. તા. ૯ મી જાનેવારી ૧૮૪૯ ને દિવસે એક પાકું ખત સરકાર સાથ થયું, અને તા ૧ લી માર્ચ ૧૮૪૯ ને દિવસે, સરકારી ગેઝેટમા, આ ખાતું કાયદાસર સ્થાપાઈ, ચાલુ થવાની ખબર આપવામા આવી, તથા "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઇનસ્તિટયુશનના" પહેલા અધિકારીઓ નીચલા આગેવાન પારસી ગ્રહસ્થો જાહેર થયા:—

સર જમશેદજી જીજીભાઈ, બેરોનેટ[૨] (પ્રમુખ) શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ–બહમનજી હોરમસજી વાડીઆ–દાદાભાઇ પેસ્તનજી વાડીઆ–ખરશેદજી રૂસ્તમજી વાડીઆ–હોરમસજી બહમનજી શેઠના–જીજીભાઈ દાદાભાઇ–ખરશેદજી જમશેદજી જીજીભાઈ–ખરશેદજી ફરદુનજી પારેખ–માણેકજી લીમજી બનાજી–માણેકજી નસરવાનજી પીટીટ અને ડોસાભાઇ સોહોરાબજી મુનશી–તથા શેઠ પેસ્તનજી માણેકજી જામે જમશેદવાળા (સૅક્રેટરી.)

આ પ્રમાણે પાચ વર્ષના લંબાણ પત્રવહેવાર અને અથાગ મહેનત પછી, પારસીઓને સદા ઊપયોગી રહેલુ આ ખાતું હસ્તીમાં આવ્યુ. સર જમશેદજીએ તેને તન મન અને ધનથી હસ્તીમા લાવવા માટે કેવી મહેનત લીધી હતી, તે ઊપલો અહેવાલ દેખાડી આપેછે, તેથી વધુ લખવાની જરૂર નથી. "ડીડ-ઑફ સેટલમેટ" પ્રમાણે, આ ખાતુ નિભાવવાનો દર સાલનો સામાન્ય ખરચ બાદ કરી, બાકીની આવકના ચારસે સરખા હિસ્સા કરી તેનો ઊપયોગ કરવાની નીચેપ્રમાણે ગોઠવણ કરી હતી.—

---

[૨] આ ખાતાના કાયદામા એવી ગોઠવણ કરેલી હતી, કે સર જમશેદજી પોતાની આખી જીદગી સુધી કે પોતાની મરજીમા આવે ત્યા સુધી, તેના પ્રમુખ રહી શકે આજ સુધી સર જમશેદજીનો ખિતાબ ધરાવનાર વારસોજ એ ખાતાંના પ્રમુખ રહ્યા છે

| ઠેકાણું | કેળવણી-માટે | લાચારોને મદદ કરવા | લગન કરી આપવા | મરણ ખ-રચ કરવા | જુમલે હિસ્સા |
|---|---|---|---|---|---|
| મુંબઈ ………… | ૧૮૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૨૩૦ |
| સુરત ………… | ૩૫ | ૩૦ | ૧૦ | ૫ | ૮૦ |
| ઊદવાડા ………<br>વલસાડ ………<br>બીલીમોરા ………<br>ગણદેવી ……… | ૨૦ | ૧૦ | ૭ | ૩ | ૪૦ |
| નવસારી ……… | ૧૦ | ૧૦ | ૭ | ૩ | ૩૦ |
| ભરૂચ ………… | ૫ | ૮ | ૪ | ૩ | ૨૦ |
| જુમલે… | ૨૫૦ | ૭૮ | ૪૮ | ૨૪ | ૪૦૦ |

ઊપલા કોઠાપરથી માલમ પડશે કે આ ફંડની અર્ધી ઊપર આવક કેળવણી ખાતાંઓ પાછલ વાજબી રીતે ખરચાય છે. આ ફંડમાંથી, નાદારસ બાળકોમાટે મુંબઇમાં એક બોર્ડીંગ સ્કૂલ કાઢવાની ગોઠવણ પણ કરેલી હતી, પણ તે બરાબર અમલમાં મુકાઈ ન હતી. પણ સખાવત અને કેળવણીનાં ફેલાવાનાં કામો, સખી શેઠે સ્થાપેલું આ ખાતું કરતું રહ્યું છે. પહેલા વર્ષની આખેરીએ, એટલે ઇ. સ. ૧૮૫૦ માં આ ખાતાંની પુંજી રૂપિયા સાત લાખ ઊપરની હતી, આજે તે રૂપિયા બાર લાખ ઊપર ગઈ છે. આ ખાતાંને ઘણાંક પરગજુ શખસોએ નાણાંની મોટી મદદ કરી છે. 'આલબલેસ' ખાનદાન તો દરેક અવસરે તેને યાદ કરતું રહ્યું છે. મુખ્ય મદદ નીચલાંઓ તરફની થયલી છે:—

| રૂપિયા | નામ. |
|---|---|
| ૧૦૦૦૦ | શેઠ હીરજીભાઈ હોરમસજી શેઠના. |
| ૫૦૦૦ | બાઈ આવાંબાઈ, તે એદલજી ફરામજી આલબલેસના બેટી. |
| ૨૦૦૦ | સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ. |

૧૩૦૦ બાઈ પીરોજબાઈ જમશેદજી જીજીભાઈ.
૧૦૦૦ બાઈ દીનબાઈ નસરવાનજી પીટીટ.
૬૫૦૦ આલબલેસ ખાનદાનના શેઠો.

એવી એવી મુખ્ય મદદોથી આ ખાતું દર સાલ નવા વધારા સાંથ અને વધુ ઊપયોગી થતુ, ખીલતું રહ્યું છે. એ ફંડસાથ, સર જમશેદજીના એક બેટા શેઠ રૂસ્તમજી જમશેદજીનું નામ પણ જોડાયલું છે, કારણ ઇ. સ. ૧૮૭૨ માં તેમના મરણ પછી, તેમની યાદગારી જાળવવાને એકઠા થયલાં ફંડમાંથી રૂપિયા ૨૦૦૦૦ ની સરકારી નોટો, આ "ઇનસ્તિટયુશનને" સ્વાધીન કરેલી છે, જેના વ્યાજમાંથી મુંબઇમાં ધોબીતળાવના લત્તાપર શેઠ રૂસ્તમજીને નામની ચાલતી શાળાને મદદ કરવામાં આવે છે.

પણ સર જમશેદજીનાં નામસાથ જોડાયલાં દરેક કેળવણી ખાતાનું તર્ણન કરવું મુશકેલ નહિ તો વાંચનારને કંટાળા ભરેલું છે, માટે એક બીજા પ્રકરણમાં, પારસી કેળવણી ખાતાનાં મધ્યબિંદુ અને પારસી કેળવણીનો પ્રકાશ ચોમેર ફેલાવનાર મુખ્ય સાધન, તે સર જમશેદજી જીજીભાઇની મુંબઇની કોટમાંની મોટી નિશાળનું અને સર જમશેદજીના નામની હરપળે આપણને સદા યાદ કરાવનાર, આસમાન સાથ સર લગાડીને ઊભેલાં પેલાં તેના બાદશાહી મકાનનું કંઇક વર્ણન લખી સંતોષ લઇશું.[3]

---

[3] "સર જ. જી પા. બે ઇનસ્તિટયુશનને" લગતી ઊપલી વિગતો, ઇ. સ. ૧૮૪૯ માં પ્રગટ થયલી એક કિતાબ નામે "Correspondence, Deed, Bye-Laws &c. relating to Sir. J. J. P. B. Institution" પરથી લીધી છે, તેનેજ મળતી વિગતો માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૧૯ થી ૫૨૩. "મુંબઇનો બહાર" પા. ૬૭૩ થી ૬૭૮ અને "History of the Parsees." દફતર ૧ લુ પાને ૨૮૬ થી ૨૮૯.



# પ્રકરણ એકવીસમું.

## પારસી કેળવણીનું મધ્યબિંદુ;
## "સર જમશેદજી જીજીભાઈ પારસી બીનેવોલેન્ટ ઇનસ્તિટયુશનની,"
## મુંબઈની મોટી નિશાળ.

The seeds of *Knowledge* he did sow,
He bade grim *Darkness*, then to go;
Grim *Darkness* went and *Knowledge* came,
And blotted out his India's Shame.*

---

*Sir Jamshed*, watchful of his people's good,
Foresaw this keen desire for mental food,
And dug new wells and caused frseh founts to flow,
To make the tree of *Knowledge* freer grow †

સર જમશેદજીએ સ્થાપેલાં અનેક કેળવણી ખાતાંઓમાં, આ સર્વથી મોટાં અને ઘણી અગત્યનાં કેળવણી ખાતાંની તવારીખ આ પ્રકરણમાં

---

* મી. નાજરની "The First Parsee Baronet." પાને ૬૭.

† પ્રિન્સિપાલ મી. દોસાભાઈ ન. વાડીઆની ઈનામના એક મિળાવડાને પ્રસંગે ખાસ રચેલી કવિતામાંથી.

લખવીછે. તેની શરૂઆત તા. ૧૭ મી અકટોબર ૧૮૪૯ ના શુભ દિવસે થઈ હતી. કોટ, હોરા બજારના મોહોલામાં, (હાલનાં હિંદુ અપાસરાની પાડોશમાં) આ શાળાનું પહેલું મકાન હતુ. પહેલે સાલ ૨૦૧ છોકરા ત્યાં અભ્યાસ કરવાને આવ્યા હતા. આજે તે શરૂઆત પછી અર્ધી સદી બરાબર પૂરી થઇછે એ અર્ધી સદીમાં, આ કેળવણી ખાતાંથી મૂખ્ય કરી પારસીઓ-કઈ નહિ તો કેળવણી બાબતમાં એટલા આગળ વધ્યાછે. મધ્યમ વર્ગ સુખી અને આબાદ થયોછે. ગરીબોની મુફલસી નહિ તો, તેમનું અજ્ઞાનપણુ ગયું છે. તવંગરોને, વધુ દોલત નહિ તો, વધુ વિવેક ત્યાંથી મળ્યો છે. આ સ્કૂલને પારસી–કેળવણીનું પહેલું મધ્યબિંદુ લેખવું તદન વાજબી છે. કારણ એજ મુળ થડમાંથી પારસી કેળવણીનું દરખ્ત વધતું જતાં, તેની ડાળીઓ ચોમેર ફેલાતી ગઇછે, ના, તેની કલમોમાંથી રોપાયલાં નવાં ઝાડો આજે ખીલી રહ્યાં છે. જો સર જમશેદજીએ આ અને બીજા કેળવણીખાતાંઓ, ખુદ પારસીઓને માટે ખાસ, સ્થાપ્યાં ન હતે, તો, શું પારસીઓ, બીજી કોમો કરતાં, કાંઇક પણ ચઢતો દેખાવ કરવાની આજના જેવી વાજબી મગરૂરી લઈ શકતે? એક અર્ધી સદીમાં, સર જમશેદજીનાં એકજ ભલાં કામનાં કેવાં સારાં પરિણામો આવ્યાં છે, તેનો કાંઇક ઝાંખો ખ્યાલ આપવામાટે, સર જમશેદજીના મરણ પછી, તેમની સાથ પાધરો સંબંધ નહિ ધરાવનારા બનાવોનું વર્ણન, તેમના આ જન્મચરિત્રમાં અત્રે દાખલ કર્યું છે.

આપણે આગળ જણાવ્યું તેમ આ મોટી સ્કૂલની સ્થાપના ઇ. સ ૧૮૪૯ ની ૧૭ મી અકટોબરે થઇ હતી. છોકરાઓની સ્કૂલ સાથેજ બાળકીઓને માટે એક શાળા ચાલુ કરવાનો સ્થાપકનો ઠેરાવ હતો. થોડાક માસમાં તેમની આ ઇચ્છા પણ પાર પાડી. તા. ૧૭ મી આગષ્ટ ૧૮૫૦ ને દિવસે, છોકરીઓ માટેની અકેક નિશાળ, કોટમાં તથા બહારકોટખાતે એસ્પ્લાનેડિબાગમાં ચાલુ કરવામાં આવી, છોકરાઓની મોટી નિશાળ એકાદ વર્ષ દેશી હેડ-માસ્તરના હાથ હેઠળ ચાલુ રહ્યા પછી, તેના પહેલા પ્રિન્સિપાલ તરીકે પ્રોફેસર રૉબર્ટ લૉટ (Professor

Robert Lott. B A.) નામના પ્રખ્યાત ઑક્સફર્ડ યુનિવર્સિટીના એક ગ્રાડયુએટની નિમણુક કરવામાં આવી. ફેબ્રુઆરી ૧૮૫૭ સુધી, મુમ્બઇ શહેરમાં યુનિવર્સિટી જેવું મંડળ ન હતું, તેથી મેટ્રિકયુલેશન જેવી પરિક્ષા પણ હસ્તીમાં આવેલી ન હતી. પહેલાં તો આ શાળામાં હાલનાં અંગ્રેજી ત્રીજા ચોથા ધોરણ જેવા ચઢતા વર્ગો હતા, પણ સ્કૂલના વધારાસાથ, કેળવણી આપવાના ધોરણોમાં વધારો કરવામાં આવેલો લાગેછે.• અંગ્રેજી ગુજરાતી ભાષોઓ મારફતે છોકરાઓને, વહેવારૂ અને ઉપયોગી કેળવણી આપવી એજ એ શાળાનો અસલ મુળ હેતુ હતો, જે આજ સુધી ચાલુછે. આ શાળાઓ જેવીનો લાભ ગરીબોનાં બાળકો લે છે, તેથી તેમને વહેવારૂ કેળવણીની મુળ અગત્યછે, એ દેખીતી વાત આજ સુધી ભુલવામાં આવી નથી.

ઈ. સ ૧૮૫૨ માં આ શાળા, એલ્ફિનસ્ટન ઇનસ્તિટ્યુશનવાળા પ્રોફેસર હેનરી ગ્રીનને હસ્તક મેળવામા આવી હતી ઇ. સ. ૧૮૫૩ ના જુલાઈ મહિનામાં આ શાળાનો ઇનામનો પહેલો જાહેર મિળાવડો થયલો લાગેછે, કે જે દિવસે, સર જમશેદજીનાં પોતાનાં ઘરમાં છોકરા છોકરીઓને બોલાવી, તેઓએ તેમને ઇનામો વહેંચી આપ્યાં હતા. પાચ વર્ષમાં, આ વખતપર છોકરાઓની સંખ્યા ૨૦૧ પરથી વધીને ૫૭૪ ની થઇ હતી. કહેવાતા તે પછાત વખતમાં પણ ૨૬૫ છોકરીઓ કેળવણી લેતી હતી. [૧]

પ્રોફેસર ગ્રીનના વખતમાં, આ શાળામાટે એકાદ બે 'સ્કાલરશિપ' સ્થાપવામાં આવેલી મળી આવેછે. 'સર જમશેદજી ઇનસ્તિટયુટ' સ્થાપતી વખ્તે પારસીઓને સારી સલાહ વિગેરેની મદદ આપનાર તે વખ્તનો જાણીતો વકીલ મી એ. એસ. આરીટન ઇ.સ. ૧૮૫૦ માં ઇંગલાન્ડ જતો હોવાથી, તેના પારસી મિત્રોએ તેને એક માનપત્ર તથા રૂપિયા ૬૦૦૦ છ હજારની "પર્સ" ભેટ કર્યાં હતાં. આ રકમમાંથી રૂ. ૩૦૦૦ ની રકમ સર જમશેદજીપર મોકલી આપી, તે અનામત રખાવી, તેનાં વ્યાજમાંથી,

---

૧ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૬૨૧.

'સર જમશેદજી ઇનસ્તિટયુટના' એ વિદ્યાર્થીઓને દર સાલ ઇનામો આપવાની ગોઠવણ તેણે કરાવી હતી. એજ પ્રમાણે આગષ્ટ ૧૮૫૩ માં શેઠ (સર) કાવસજી જેહાંગીર રેડીમનીએ, ચઢતા અંગ્રેજી વર્ગોના વિદ્યાર્થીઓને પોતાને નામની "સ્કાલરશિપ" અપાવવાને રૂપિયા ૩૦૦૦ ત્રણ હજારની રકમ આ શાળાના અધિકારીઓ ઉપર મોકલી આપી હતી.[૨]

પ્રોફેસર ગ્રીન પછી આ શાળોના વહિવતની લગામ પ્રોફેસર એ. જી. ફ્રેઝર ( Professor A. G Fiaser, D. D.) નામના એક બીજા યુરોપિયન ગ્રહસ્થને હાથ આવી. (અક્ટોબર ૧૮૫૪) શાળાનો અખત્યાર આ નવા પ્રિન્સિપાલને હાથ આવતાંજ થોડાક મામમાં એક બીજો ઇનામનો મિળાવડો, બુઝર્ગ સર જમશેદજીનાં પોતાનાં ઘરમાં, તેમની હાજરીમાં, અને લોર્ડ એલ્ફિનસ્ટનના પ્રમુખપણા હેઠળ તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૫૫ ને દિવસે થયો હતો. સર જમશેદજીની ગરીબોને કેળવણી અપાવવાની દીલસોજીની નામદાર ગવર્નરે કાંઇક વખાણ કરતાં, સર જમશેદજીએ જણાવ્યું કે—"પરમેશ્વરની મેહેરબાનીથી જે કાંઈ ઘણું મારી પાસે છે, તેમાંથી મારા ભાઇબંધોની હાલત સુધારવાને, સાફ અને ખરાં દીલની ખુશીથી મેં સખાવત કીધીછે; અને જૈફીને લીધે મારી શક્તિ ઓછી થઈ છે, તોપણ સારૂં કામ કરવાની ખુશી ઓછી થઈ નથી. મારી આવી સખાવતનો બદલો મને મલી ચુકયો છે, કારણ કે આપણા પારસીઓ કેળવણીની ખુબીથી વાકેફ થયા છે."[૩]

પ્રોફેસર ફ્રેઝરના અમલની શરૂઆતમાં આ શાળા, કોટ હોરા બજારનાં મકાનમાંથી ખાલી કરી, ચર્ચગેટ સ્ટ્રીટમાં લઈ જવામાં આવી હતી. આ મકાન, પાછલથી રૂ. ૬૫૫૦૦ ની કિમતે શાળામાટે ખરીદી લેવામાં આવ્યું હતું. થોડાક વર્ષમાં આ જગ્યા પણ વધતી જતી છોકરાઓની સંખ્યાને લીધે અગવડ ભરી થઈ પડી, અને આ મોટી થતી નિશાળ કયાં લઈ

---

[૨] "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૪૨ અને ૬૨૩.

[૩] "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૬૬૯.

જવી તે એક ગંભીર સવાલ થઈ પડયો. ઇ. સ. ૧૮૬૧ ના ફેબ્રુઆરી મહિનાની શરૂઆતમાં ડૉક્ટર જે. બર્જેસ (Dr. J. Burgess L. L. D.) નામના વિદ્વાન આ શાળાના પ્રિન્સિપાલ થયા. આવતાંને વાર, છોકરાઓ માટે રમત ગમતની જગ્યા જોઇએ, અને કેળવણી આપવાને વધારે અનુસરતું સારૂં મકાન જોઇએ, એવી સૂચનાઓ તેઓએ ટ્રસ્ટી સાહેબોને કરવા માંડી. પણ તરત વેળા કંઈ થયું નહિ.

પ્રિન્સિપાલ બર્જેસના વખ્તમાં આ શાળાની લોકપ્રિયતા વધી. વધુ પારસી બાળકો કેળવણી લેવા લાગ્યાં; કારણ પારસીઓમાં કેળવણીનો પ્રસાર ઝડપથી થવા લાગ્યો હતો. છોકરાંઓની સંખ્યા વધતી ચાલી. ઇ. સ. ૧૮૫૬ મા ચાલુ કરેલી આ શાળાની મુંબાદેવી તરફની શાખા–સ્કૂલ પણ ભરાવા લાગી. તેથી ઘોબીતળાવ તરફ એક નવી શાખા–સ્કૂલ સ્થાપવાનો વિચાર ટ્રસ્ટી સાહેબો ચલાવવા લાગ્યા. એવામાં, સર જમશેદજીના બીજા બેટા ઑનરેબલ શેઠ રૂસ્તમજીએ, નાણાંની સંગીન મદદથી તેમની આ ગુચવણ દૂર કરી. વલસાડ, નવસારી અને બીલીમોરા તરફ, તેમજ મુંબઈની આ મોટી સ્કૂલની એક શાખા સ્થાપી મદદ કરવા માટે, શેઠ રૂસ્તમજીએ પાંચ ટકા વ્યાજ ઊપજે એટલાં નાણાંની સરકારી નોટો રૂપિ ૭૦૦૦૦ સિત્તેર હજારના અવેજની, સરકારને સ્વાધીન કીધી. બહારગામ

પણ ઓછું થતું ગયું છે, અને હાલે શેઠ રૂસ્તમજીને નામના એ "ગુજરાતી-સ્કૂલ ફંડના" ફાળાના માત્ર રૂ. ૧૭૧૬ મળે છે.[૪]

ચર્ચગેટ સ્ટ્રીટનું મકાન પણ કોટની મોટી શાળાને લાયકનું હવે ન રહ્યાથી, અને છોકરાઓની વધતી જતી સંખ્યાને લીધે, તેમાં અગવડ પડવાથી, આ શાળા તેની હાલની ઇમારતની ઊત્તર બાજુમાં ગલીને નાકાં આગળનાં બે મોટાં ઘરોમાં[૫] લઈ જવામાં આવી. (ઇ. સ. ૧૮૬૩.) એજ વખ્તપર આ શાળામાંથી મૅટ્રિક્યુલેશનની પરિક્ષામાટે છોકરાઓ મોકલવામાં આવ્યા હતા; અને ઇ. સ. ૧૮૬૪ માં પાંચ છોકરાઓ પસાર પણ થયા હતા. સ્કૂલની એવી સુધરતી જતી હાલતને લીધે, તેને લાયકનું એક મકાન બંધાવવાની, અને તેમાટે પહેલાં જગ્યા હાથ કરવાની તજવીજ થવા લાગી. ઈ. સ. ૧૮૬૩-૬૪ માં સરકાર સાથ કેટલો પત્ર વહેવાર ચાલ્યો. ટ્રસ્ટી સાહેબોએ કોઈ સારી જગ્યાની માગણી કરી. સર બાર્ટલ ફ્રિઅર તે વેળા મુંબઇના ગવર્નર હતા. શેરસટ્ટાના વખ્તની બલીહારી હતી. જગ્યાના ભાવો વધવા માંડેલા હતા. તેથી સર બાર્ટલ ફ્રિઅર, આ શાળા માટે ઇનામના મિળાવડા વખ્તે, જાહેર કરેલાં પોતાનાં સારાં મતો છતાં કાંઈ ઘણું કરી શક્યા નહિ. ચોક્કસ જગ્યા વેચાતી આપવાની, મુંબઇની સરકારે, ટ્રસ્ટીઓને પોતાની મરજી જણાવી. પણ તે જગ્યા, સારા ખુલ્લા લત્તાપર ન હોવાથી, અને ત્યાં "પ્લે-ગ્રાઊન્ડ" ( Play-ground ) રાખવા લાયક સગવડ ન હોવાથી, ટ્રસ્ટી સાહેબોએ તે માગણી ઊપકાર સાથ ના પાડી. અને શાળામાટે લાયક જગ્યા મેળવવાની વાત થોડો વખ્ત પડતી રહી.[૬]

આ વખ્તપર આ શાળાને કેટલીક બીજી સંગીન મદદ કરવામાં આવી. ઇ. સ. ૧૮૬૪ માં બીજા સર જમશેદજીએ રૂપિયા ૧૦૦૦૦ દસ હજારની રકમ ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કરી, કે તેના વ્યાજમાંથી રૂપિયા ૧૦ દસની

[૪] "પારસી પ્રકાશ" દફ્તર ૧ લું પાને ૫૨૭.
[૫] મેસર્સ બેસાનિયાની કું. ની હાલની કાપડની દુકાનની બાજુમાં.
[૬] "સર જ. જી. પા. બે. ઇનસ્ટિટ્યુશનનો," ઇ. સ. ૧૮૬૬ નો રિપોર્ટ, પાને ૨૫.

પાચ "સ્કાલરશિપ," બહારગામની શાળામાથી, આ મોટી નિશાળમાં અભ્યાસ કરવા આવતા વિદ્યાર્થીઓને આપવી, કે તેઓ ચઢતો અભ્યાસ કરી શકે. મેટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરી આગળ અભ્યાસ કરવા ઇચ્છનારાઓને સગવડ કરી આપવાને માટે ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજીએ બે, તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારખે એક 'સ્કાલરશિપ' સ્થાપી હતી એજ સાલમાં રૂપિયા ૮૦૦૦ આઠ હજારની બીજી રકમ શેઠ રૂસ્તમજીએ, કન્યાશાળાઓમા છોકરીઓને વધુવાર અભ્યાસ કરવા આવવાને ઊત્તેજન આપવાને જૂદી જૂદી ત્રેવીસ (૨૩) 'સ્કાલરશિપ' સ્થાપવામાટે આપી હતી તેમજ ઇ સ ૧૮૬૭ મા બુઝર્ગ લેડી આવાંબાઈ જમશેદજીએ, રૂપિયા ૧૫૦૦ કોટની વડી કન્યાશાળામા, પોતાનાં એક વહુને નામની 'સ્કાલરશિપ' સ્થાપવાને આપ્યા હતા,[૭] એ પ્રમાણે પહેલા સર જમશેદજીએ આપેલી બાદશાહી રકમ, બીજી રકમો ઘસડી લાવી હતી.

પણ, એટલુજ નહિ સર જમશેદજીની સખાવતનાં નવાં ફળો હજી આવનાર હતા. " સર જમશેદજી જીજીભાઈ ઇનસ્તિટયુશન " સ્થાપવા માટે, પેહલા સર જમશેદજીએ રૂપિયા ત્રણ લાખ અને બગાલ બેકના ૨૦ વીસ શેરો આપ્યા હતા તેમા પારસી પચાયત તરફથી એજ બેકના ૩૫ પાંત્રીસ શેરો ઊમેરવામા આવેલા હતા. આ પ્રમાણે આપણાં 'ઇનસ્તિટયુશનના' ટ્રસ્ટીઓના હાથમાં બગાલ બેકના (૫૫) પંચાવન શેરો હતા આ શેરોની અસલ કિંમત, શેર દીઠ રૂ. ૪૦૦૦ હતી, પણ તેના ભાવ પહેલેથીજ ચઢતા રહયા હતા, અને વધી વધીને તેની કિંમત શેર દીઠ રૂ. ૭૦૦૦ પર ગઈ હતી ઈ૦ સ૦ ૧૮૬૪ માં બગાલ બેકે નવા શેરો કાઢયા, તેમાટે મોટી માગણી થવા લાગી, જુના શેરો ધરાવનાર માલેકોને મુદ્દલ ભાવેજ તે નવા શેરો આપવાની માગણી થઈ. એ ધોરણે આપણાં "ઇનસ્તિટયુશનને" ૫૫ શેરો રૂપિયા ૪૦૦૦ ચાર હજારને મુદ્દલ ભાવે "એલોટ" (Allot) થયા તે ખરીદવા માટે રૂપિયા ૨૨૦૦૦૦

---

૭ "સર જ જી બા ઇ ઇનસ્તિટયુશનનો " ઈ સ ૧૮૬૩-૬૪ નો રિપોર્ટ–પાને ૪૦ અને ૪૧

બે લાખ વીસ હજારની મોટી રકમ જોઇતી હતી ટ્રસ્ટીઓપાસ એટલી મોટી રકમ ફાજલ ન હતી આસરે સિત્તેર હજાર રૂપિયા તેમનીપાસ બાકી હતા. તે આ કામમાટે પૂરતા ન હતા જો સુદલ ભાવે, આ શેરો ખરીદી પાછા વેચવામાં આવે તો "ઇનસ્તિટયુશનને" રૂપિયા દોઢથી બે લાખનો નફો થાય એમ હતુ. આ વખ્તે, શેઠ રૂસ્તમજી જમશેદજી તેમની મદદે આવ્યા ટ્રસ્ટી સાહેબોને શેરો ખરીદવાને જોઇતી રૂ ૨૨૦૦૦૦ ની મોટી રકમ તેઓએ તેમને ધીરી એવી સરતે કે એ,રકમમાંથી શેરો સુદન ભાવે ખરીદી, તેનુ પાછુ વેચાન કરી, જે મોટો નફો થાય, તેમાથી તેમના રૂપિયા શેઠ રૂસ્તમજીને પાછા સ્વાધીન કરવા આ પ્રમાણે અમલ કરવામાં આવ્યો 'એલોટ' થયલા શેરો ખરીદી અને પાછા કલકત્તા ખાતે તે વેચવામાં આવ્યા. શેઠ રૂસ્તમજીના રૂપિયા ભરતા, રૂપિયા ૧૫૭૨૦૦ નો ચોખ્ખો નફો "ઇનસ્તિટયુશનને" થયો. તેમાંથી પાચ અને સાડા પાચ ટકાના ભાવની સરકારી લોનો ખરીદવામા આવી ઈ સ ૧૮૭૦ માં આ રકમ વ્યાજ વિગેરેસાથ વધી રૂ ૧૮૮૯૬૬ ની થઇ હતી. એ અને વધારાની એકઠી કરેલી રકમસાથ શાળાનુ મકાન બાંધવાને ટ્રસ્ટીઓ પાસે રૂપિયા અઢી લાખથી વધુની બાદશાહી રકમ આવી પડી સર જમશેદજી અને શેઠ રૂસ્તમજીની વખ્તસરની મદદનું આ મોટુ પરિણામ હતુ [૮]

આવી રકમ હાથ આવવાથી, વધુ ભાવ આપી, મનપસદ અને લાયક જ પા ખરીદવાને કારોબારીઓ શકિતવાન થયા હાલના મકાનવાળી જગ્યા ઇ૦ સ૦ ૧૮૬૬ ના અકટોબર માસમાં રૂ ૫૮૪૨૮ માટે ખરી દવામાં આવી પણ એટલી જગ્યા પૂરતી ન જણાવાથી સ્કૂલની પાડોશમાં આવેલા મર્હુમ શેઠ જીવાજી માણેકજી વાચ્છાની માલેકીના તબેલાઓ (જમીન સાથ) રૂ ૩૦૨૫૬ આપી ખરીદવામાં આવ્યા તેમજ મકાનના મુખડા આગળની જગ્યા, સરકાર પાસેથી રૂ ૫૭૬૦ આપી ખરીદ કરી

[૮] જુઓ મી બ્લેગોસનુ "ઝોરાસ્ટ્રયન કેલેન્ડર" ઈ સ ૧૮૮૦-૮૧ તથા આ ઇનસ્તિટયુશનનો ઈ સ ૧૮૬૭-૬૮ નો રિપોર્ટ પાને ૩૬ તથા એજ ખાતાંનો ઈ સ ૧૮૬૯-૭૦ નો રિપોર્ટ, પાને ૨૮

આ પ્રમાણે આ બાદશાહી મકાન માટેની ફક્ત જમીન ખરીદવા પાછળજ રૂ. ૯૪૪૪૪ યાને લગભગ એક લાખ રૂપિયા થયા. ૯

આખરે આ મકાન બાંધવાનું કામ શરૂ થયું. મકાનનો કેટલોક ભાગ બંધાઈ રહ્યા પછી, તેનો આગળી બાજુનો પાયાનો પથ્થર ગોઠવવાની જાહેર ક્રિયા થઈ હતી. મંગળવાર તા. ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૭૧ ને દિવસે આ શુભ ક્રિયા તે વખતના ગવર્નર સર સેમૂર ફિટ્ઝજેરલ્ડે, બીજા સર જમશેદજી જીજીભાઈની હાજરીમાં કરી હતી. એ દિવસે સાંજના ચાર વાગે આગેવાન શહેરીઓનો એક મોટો મિળાવડો સર જમશેદજીના કોટનાં ઘરમાં ભેગો થયો હતો. ત્યાં એ શાળાના કેટલાક છોકરાંઓને ઇનામ વિગેરે આપવામાં આવ્યા હતાં. ગવર્નરે પ્રસંગને અનુસરતું એક ટુંક ભાષણ કીધા પછી, આખી મજલીસ ઘરથી થોડે દૂર શાળાનાં બંધાતાં મકાનનો પાયો ગોઠવવાની જગ્યા આગળ ચાલી દેશી પલટણની એક ટુકડી તથા ગવર્નરનું બેંડ, સર જમશેદજીના ઘરની બહાર તૈયાર ઊભાં રાખવામાં આવ્યાં હતાં. ઘરથી તે પાયો પૂરવાની જગ્યાસુધી લાલ કપડું બીછાવવામાં આવ્યું હતું. તેપર સુંદર ગાલીચાઓ પાંથરેલા હતા. ફુલ પાન તથા વાવટાનો સારો શણગાર ત્યાં કરેલો હતો. પાયા આગળ ઉભા કરેલા માંચડાપર આગેવાન શહેરીઓ સાથ, નામદાર ગવર્નરે પોતાની જગ્યા લીધા પછી પાયાનો પથ્થર ગોઠવવાની ક્રિયા, રાબેતા પ્રમાણે તેણે કરી. પાયાના પથ્થરની નીચેના ખાડામાં, પહેલાં, સર જમશેદજીની સખી કાચની એક ન્હાની શીશીમાં રાખી, મુકવામાં આવી; તેમાથ નવી ઇમારતનો નકશો એ "ઇનસ્તિટયુશનની" ટુંક તવારીખનું એક ચોપાનિયુ, તથા અંગ્રેજી અને ગુજરાતી પંચાંગોની નકલ, તેમજ "જામે જમશેદ" "ટાઇમ્સ ઑફ ઇંડિયા" અને "બોમ્બે ગેઝેટની" એકેક નકલો અને વળી એકેક મોહર, રૂપિયો, અર્ધો, પાવલી, બેઆની, ઢબ્બુ, દોહડકું, અને અર્ધો, એટલા ચલણી શીકા એક બરણીમા ભરી, પાયાના પથ્થર હેઠળના ખાડામાં નાંખવામાં આવ્યા હતા. પથ્થર તેઉપર ગોઠવી, તે

૯ નોધ નંબર ૮ માં જણાવેલા રિપોર્ટો દરેકને પાને ૩૬ અને ૧૩.

બરાબર મેલાયશે જાહેર કરી, નામદાર ગવર્નરે બીજા સર જમશેદજીને તેમના પિતાની ઈચ્છા, તેમના હાથ નીચે આબાદી સાથ પૂરી પડની જોઈ તેમને મુબારકબાદી આપી હતી એ પછી વખ્તને અનુસરતુ એક ભાષણ કરી બીજા સર જમશેદજીએ ગવર્નરનો ઘણો ઉપકાર માન્યો, અને પછી મિજાવડો બરખાસ્ત થયો આ મકાનના પાયાના પથ્થરપર, અંગ્રેજી, ગુજરાતી અને પહેલવી ભાષાઓમાં ઘટતા લેખો કોતરેલા છે. તેમાંના ગુજરાતી ભાષામાં કોતરેલા લેખની નકલ નીચે પ્રમાણે છે —

પાક દાદાર હોરમજદની મદદથી

નામદાર

સર જમશેદજી જીજીભાઈએ પારસીઓને વાસ્તે

કરેલા સખાવતના ધર્મખાતાની

ઈમારતના મૂખ્ય ખુણાનો

આ પથ્થર,

રોજ ૩ જો, માહા ૬ થો શહેનશાહી, માહા ૭ મો કદમી,

સાને ૧૨૪૦ યઝદજરદી,

તા. ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૭૧ ને દિવસે,

મુબઈના નામદાર ગવર્નર સાહેબ

સર વિલીયમ રૉબર્ટ સેમૂર વેસે ફિટઝજેરલ્ડ, ગ.ક.સ.ઈ.[૧૦]

બહાદૂરે પોતાને હાથે બેસાડયો

---

૧૦ ગ ક સ ઈ–G. C S I–Grand Commander of the Star of India નામનો ગવર્નરનો મોટો ખિતાબ



SIR JAMSETJI JEEJEEBHAI, THE SECOND B'T

સર જમશેદજી જીજીભાઈ, બીજા બેરોને·

બરાબર મેલાયલો જાહેર કરી, નામદાર ગવર્નરે બીજા સર જમશેદજીને તેમના પિતાની ઇચ્છા, તેમના હાથ નીચે આબાદી સાથ પૂરી પડતી જોઈ તેમને મુબારકબાદી આપી હતી. એ પછી વખતને અનુસરતું એક ભાષણ કરી બીજા સર જમશેદજીએ ગવર્નરનો ઘટતો ઉપકાર માન્યો, અને પછી મિળાવડો બરખાસ્ત થયો. આ મકાનના પાયાના પથ્થરપર, અંગ્રેજી, ગુજરાતી અને પહેલવી ભાષાઓમાં ઘટતા લેખો કોતરેલા છે. તેમાંના ગુજરાતી ભાષામાં કોતરેલા લેખની નકલ નીચે પ્રમાણે છે:—

પાક દાદાર હોરમજદની મદદથી

નામદાર

## સર જમશેદજી જીજીભાઇએ પારસીઓને વાસ્તે

કરેલા સખાવતના ધર્મખાતાંની

ઈમારતનાં મૂખ્ય ખુણાનો

## આ પથ્થર,

રોજ ૩ જો, માહા ૬ ઠો શહેનશાહી; માહા ૭ મો કદમી,

સાલે ૧૨૪૦ યજદજર્દી,

તા. ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૭૧ ને દિવસે.

મુંબઈના નામદાર ગવર્નર સાહેબ

## સર વિલીયમ રૉબર્ટ સેમુર વેસે ફિટ્‌ઝજેરલ્ડ, ગ્ર.ક.સ.ઈ.[10]

બહાદૂરે પોતાને હાથે બેસાડયો.

---

[10] ગ્ર. ક. સ. ઈ.–G. C. S. I.–Grand Commander of the Star of India નામનો ગવર્નરનો મોટો ખિતાબ.



SIR JAMSETJI JEEJEEBHAI, THE SECOND BARONET

સર જમશેદજી જીજીભાઈ, બીજા બેરોનેટ.

"ભાયગશાળી નર, જે પાળે દુ:ખી દુ:ખીઆરાં,
આપે અન્ન ને કેળવણી ને કરે તેમને સુખીઆરાં "૧૧

પાયો પૂરવાની ઉપલી ક્રિયા થઈ, તે પહેલાં મકાન બાંધવાનું કામ શરૂ થઈ ચુકેલું હતું. મે ૧૮૭૦ માં આ મકાન બાંધવા માંડયું, ત્યારે તેના ફક્ત બે માળ બાંધવાના હતા. પણ પારસી પંચાયતની આ ખાતાને સારી મદદ હતી; અસલ થાપણમાં તેઓએ પણ બંગાલ બેંકનાં પાંત્રીસ શેરો ભરી આપેલા હતા; તેથી પારસી પંચાયતની ઑફિસ કાઢવા માટે એક વધુ માળ બાંધવાનો ઠેરાવ થયો, અને ત્યાં પારસી પંચાયતનાં સઘળાં દફતરો તથા દસ્તાવેજો, તેમજ સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડનું કિતાબખાનું રાખવાનું નક્કી કર્યું; વળી ઇનિસ્તિટયુશનની કમિટીની સભા ભરવા માટે તથા સારા પ્રસંગે મિળાવડા વિગેરે કરવા માટે એક મોટો 'હોલ' (દિવાનખાનું) આ માળપર બનાવવાની ગોઠવણ કરવામાં આવી.[૧૨] મકાન બાંધવાનું કામ ધમધોકાર ચાલુ રહયું; અને ઇ. સ. ૧૮૭૩ ના ફેબ્રુઆરી મહિનામાં તદન પૂરું થયું. પણ તે પહેલાં થોડાક માસ આગમજ તે વખ્તના વાઇસરાય લોર્ડ નૉર્થબ્રુકનું મુંબઈ આવવુ થયું હતું. આ તકનો લાભ લઈ, નામદાર મહારાણીજીના આ પ્રતિનિધીને હાથે, શાળાનું મકાન ખુલ્લું મુકાવવાનો ઠેરાવ તેના માનવંત કારોબારીઓએ કર્યો. બીજા સર જમશેદજીની સુચનાથી તે ક્રિયા કરવાને, લોર્ડ નૉર્થબ્રુકે, પોતાની અનેક રોકાણો છતાં, માથે લીધું.

આ મકાન ખુલ્લું મુકવાની ક્રિયા, ગવર્નર જેનરલ અને વાઇસરાય નામદાર લોર્ડ નૉર્થબ્રૂકે તા. ૨૦ મી નવેમ્બર ૧૮૭૨ ને દિવસે, સવારના

૧૧ "સર જ. જી. પા. બે. ઈનસ્ટિટયુશનની" આ મોટી શાળાનાં મકાનનો પાયો પૂરવાની ક્રિયાના વિગતવાર અહેવાલ માટે જુઓ "રાસ્ત ગોફતાર" તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૮૭૧, તથા આ "ઈનસ્ટિટ્યુશનનો" ઈ. સ. ૧૮૬૯–૭૦ નો રિપોર્ટ અંગ્રેજી પાને ૧૫ થી ૨૮ તથા ગુજરાતી પાને ૯ થી ૨૪.

૧૨ જુઓ મી. જગોસનું "ઝોરાસ્ટ્રીયન કેલેન્ડર" યજદજર્દી ૧૨૬૦. (ઈ. સ. ૧૮૯૦–૯૧.)

સાડા આઠ કલાકે કરી હતી મકાનને સાફસુફ કરી, રંગબેરંગી વાવટાઓથી પ્રસંગોપાત શણગારવામાં આવ્યું હતું. વાઈસરાયને વખ્ત ન હોવાથી જાહેર પ્રજાને આમંત્રણ કરી મોટો મિળાવડો કરેલો ન હતો, તોપણ લોર્ડ નૉર્થબ્રૂકને આવકાર દેવાને 'ઇનસ્ટિટયુશનની' કારોબાર મંડળી તેમના પ્રમુખ બીજા સર જમશેદજી જીજીભાઈ સાથ હાજર હતા. નીચે ઓટલાપરનો વચલો દરવાજો બંધ રાખવામાં આવ્યો હતો. વખ્તસર લોર્ડ નૉર્થબ્રૂક તથા મુંબઇના નવા ગવર્નર સર ફિલીપ ઉડહાઊસ તથા તેમના રસાલાના અહદરયો આવી લાગ્યા. જેમને આગળા ઓટલાપર બીજા સર જમશેદજી તથા પંચાયતના અકાબર સાહેબોએ આવકાર આપ્યો. બધાસાથ ઓળખ કર્યા પછી, બીજા સર જમશેદજીની અરજથી, તેવણે આપેલી રૂપાંની એક કુંચી લઈ, નામદાર વાઈસરાયે, બોયતખિયાંનો વચલો દરવાજો પોતાને હાથે ખુલ્લો કીધો. તેમાંથી દાખલ થઈ, વાઈસરાય, ગવર્નર તથા સર જમશેદજી અને તેમની પાછલ આખી મજલીસ પહેલે માળે ચાલી; ત્યાં રંગબેરંગી પોશાક સજ કરી, ઘણીક બાળકીઓ પોતપોતાનાં વર્ગોમાં ગોઠવાઇ બેઠી હતી, તથા મોટી ચાલમાં સર ખાનદાનનાં બાનુઓ બેઠેલાં હતાં. જેમને નમન કરતા લોર્ડ નૉર્થબ્રૂક બીજે માળે આવી લાગ્યા, અને ત્યાં દરેક વર્ગમાં ફરતા ફરતા, પોતાના મોટા રસાલાસાથ, ત્રીજે માળના મોટા દિવાનખાનામાં આવી ચઢયા. ત્યાં એક ઊંચા પ્લેટફોર્મપર વાઈસરાય અને ગવર્નરને જગ્યા આપ્યા પછી, નામદાર બીજા સર જમશેદજીએ ઉભા થઈ જણાવ્યું:—

" નામદાર સાહેબ,

આજ સવારે અત્રે પધારવાની, તમો નામદારે જે મેહેરબાની કરી છે, તે માટે, હું મારી તરફથી અને પારસી પંચાયત તરફથી તમારો મોટો ઉપકાર માનું છું. અમને ખબર છે કે આપ સાહેબની આ શહેરની ટુંક મુલાકત દરમ્યાન, તમને ઘણી ચીજો તપાસવી છે, તથા ઘણીક બાબતોપર ધ્યાન આપવાનું છે, તેથી તમો નામદારે આજે અત્રે પધારી, અર્ધખા-

નગી જેવી જે ક્રિયા કરવાની મહેરબાની કરી છે, તે માટે અમો તમારા ઘણા આભારી થયા છીએ. તમો નામદારને, જેમ બને તેમ હું થોડો વાર ખોટી કરીશ. 'ઇનિસ્ટિટયુશનના' પ્રિન્સિપાલે આ ખાતાંની એક ટુંક તવારીખ લખી કાઢી છે, તે તમારી આગળ પહેલાં વાંચી સંભળાવાની હું તેમને ફરમાશ કરૂં છું

[ અત્રે પ્રોફેસર બર્જેસે આ ખાતાંને લગતી, વાંચનારને જાણીતી થયલી કેટલીક હકીકત વાઈસરાયને તથા સભાજનોને વાંચી સંભળાવી હતી. ]

"આ હકીકતપરથી તમો સાહેબ જોઈ શકશો, કે આ ખાતાંની મુખ્ય નેમ આવતી ઓલાદનાં થનારાં માત-પિતાઓને કેળવણી આપી, સુધારીને સામાન્ય કોમને સુધારવાની છે. આ ખાતાંના સ્થાપકની ભલી નેમ તમને પસંદ છે, એમ આજની તમો નામદારની અત્રેની હાજરીપરથી લાગે છે. અમારીથી બને એવી રીતે અગો અસલ સ્થાપકનાં હેતુ પ્રમાણે ચાલીએ છીએ. અને અમારી તે કોશીશને તમો નામદાર તરફથી આજે જાહેરમાં ટેકો મળવાથી અમને નવું ઉત્તેજન મળ્યું છે. હવે નામદાર સાહેબ! આ શાળાનું મકાન પારસી પંચાયત તરફથી, ખુલ્લું થયલું નિયમસર જાહેર કરવાની હું તમને અરજ કરૂં છું."

તે અરજ પ્રમાણે અમલ કરતાં, લોર્ડ નૉર્થબ્રુકે સર જમશેદજીને જણાવ્યું:—

"તમારી 'ઇનસ્ટિટયુશનનું' આ મકાન જોવાની મને આજે મળી ગયલી તકથી હું ઘણો ખુશી છું. વખ્ત મળતે અને જો મને દોડાદોડી કરવાની ન હતે, તો આ સુંદર મકાનની વધારે બારીક તપાસ હું લેતે. અત્રે વંચાયલા રિપોર્ટપરથી માલુમ પડે છે કે આ શાળામાં સંગીન કેળવણી આપવામાં આવે છે—એટલે વહેવારૂ કામમાં ઉપયોગી થઈ પડે એવી કેળવણી, પારસી બાળકોને ત્યાં મળે છે, અને તેથી કરી કેટલાક વિદ્યાર્થીઓને પોતાની હાલત આગળ ચાલતાં સુધારવાની તક મળે છે. આવી સુંદર તક થોડાનેજ મળે છે. મારા વિચાર પ્રમાણે કેળવણીની મુખ્ય નેમ આપણને આપણા સંસાર માટે લાયક કરવાની છે. તેવી કાંઈ નેમ સાથ,

સંગીન પાયાપર આ ખાતામાં સંગીન કેળવણી અપાય છે. મર્હુમ સર જમશેદજી જીજીભાઇએ સ્થાપેલાં અનેક ઉપયોગી ખાતાંઓમાંનું આ એક છે. તેમનાં સ્થાપેલાં એવાં એક ખાતાંસાથ મારૂં નામ જોડાયલું જોઈ હું ઘણો ખુશી છું, અને (બીજા) સર જમશેદજીની અરજ પ્રમાણે આ શાળા નિયમસર ખુલ્લી થયલી હવે હું જાહેર કરૂં છું" [૧૩]

તાલીઓના અવાજ વચ્ચે ક્રિયા ખલાસ કરી નામદાર વાઇસિરાય પાછા નીચે આવ્યા. જ્યાં આ મકાનના તે વખ્તના જવાન શિલ્પી મી. દીનશાહ દોરાબજી મીસતરી સાથ તેમની ઓળખ કરાવ્વામાં આવ્યા પછી, લોર્ડ નૉર્થબ્રુક અને ગવર્નર તથા રસાલો પરેલના સરકારી મહેલ તરફ ચાલતા થયા. શાળાનું મકાન ખુલ્લુ મૂકવાના દિવસથીજ તેના સ્થાપક સર જમશેદજી જીજીભાઇનું એક સુંદર પૂતળું નીચેની ચાલના વચલા દાદરની બાજુમાં ભીંયતભિએ ગોઠવી મૂકેલું છે. એ પુતળું સર જમશેદજીના જવાન દીકરા શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઇએ એ શાળાને ભેટ કર્યું હતું. આ શાળાના મકાન માટે જમીન ખરીદવાના રૂપિયા ૯૪૪૪૪, અને તેપર મકાન બાંધવાનાં ખરચના રૂપિયા ૨૫૨૩૮૦ મળી, રૂપિયા ૩૪૬૮૨૪ ત્રણ લાખ છેતાળીસ હજાર આઠસેં ચોવીસનો ખરચ થયો હતો.

પોતાનાં જાથુકનાં નવા મકાનમાં શાળા ઠેકાણે પડવાને પૂરતો વખ્ત થયો નહિ, એટલાં થોડાક માસમાં પ્રિન્સિપાલ બર્જેસે આગષ્ટ ૧૮૭૩ માં પોતાના ઓહદાનું રાજીનામું આપ્યું. ટ્રસ્ટી સાહેબોએ, સરકારની મંજુરિયાતથી આ ખાલી પડેલો ઓહદો પહેલીવાર એક દેશીને આપો, અને ઇ. સ. ૧૮૭૩ ના ડિસેમ્બર મહિનાથી શેઠ ડોસાભાઇ નસરવાનજી

૧૩ "સર જ. જી. પા. બે. ઇન્સ્તિટયુશનની" મોટી શાળાનું આ મકાન ખુલ્લુ મૂકવાની ક્રિયાની વિગત માટે જુઓ એ 'ઇનસ્તિટયુશનનો' ઇ.સ. ૧૮૭૪નો રિપોર્ટ પાને ૨૯ થી ૩૨; તથા "મુંબઈનો બહાર" પાને ૬૭૩-૬૭૮ અને "*Times of India*" તા. ૨૧ મી નવેંબર ૧૮૭૨.

વાડીઆ. M. A. આ મોટી શાળાના પ્રિન્સિપાલ થયા, જેમના હાથ હેઠળ આજસુધી આ શાળા રહેલી છે.

તા. ૧૩ મી એપ્રિલ ૧૮૭૨ ને દિવસે, આ ખાતાંના એક મૂખ્ય મદદગાર ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ મરણ પામ્યા હતા. તેમની યાદગારી જાળવી રાખવાને પારસીઓએ એક મોટું ફંડ એકઠું કર્યું હતું. જેમાંથી રૂપિયા ૨૦૦૦૦ વીસ હજાર આ ખાતાંને આપવામાં આવ્યા હતા, કે રકમ અનામત રાખી, તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપરવુ. નવેમ્બર ૧૮૭૪ થી આ રકમનું વ્યાજ આ ખાતાંને મળે છે.[૧૪] આ યાદગારીનાં ફંડમાંથી આસરે રૂપિયા બે હજારને ખરચે, શેઠ રૂસ્તમજીનું એક અર્ધું બાવલું (Bust) બનાવી મંગાવી, આ 'ઇનિસ્તિટયુશનના' દિવાનખાનાંમાં ગોઠવી મૂકેલું છે.

ઇ. સ. ૧૮૫૨ માં સર દીનશાહ માણેકજી પીટીટે રૂપિયા ૧૫૦૦૦ પંદર હજાર અનામત રાખી, તેનુ વ્યાજ આ શાળાના છોકરાઓને ડ્રોઇંગ અથવા ફ્રેન્ચ ભાષા ભણાવવા કામ પાછળ ખરચવામાટે પારસી પંચાયતને સ્વાધીન કર્યા છે. તેમજ ઑનરેબલ શેઠ નવરોજજી નસરવાનજી વાડીઆએ રૂપિયા ૨૫૦૦ અનામત રાખી, તેનું વ્યાજ કોઇ ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ વિગેરે અપાવવાનાં કામ માટે વાપરવા આપ્યા છે. વળી મર્હુમ શેઠ નસરવાનજી માણેકજી પીટીટની યાદગારીનાં ફંડમાં સર દીનશાહ માણેકજી પીટીટે અને તેમના છોકરાઓએ રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર ભરી, તેનું વ્યાજ આ 'ઇનસ્ટિટયુશનને' લગતી સ્કૂલોમાં શિખનારાં છોકરાઓમાંનાં ગરીબ બાળકોને ચોપડીઓ વિગેરે અપાવવાના કામમાટે આપ્યા છે. ત્રીજા સર જમશેદજી જીજીભાઇના એક પૂરા વારસ બેટા, શેઠ ખરશેદજી માણેકજી, જુવાઇ ૧૮૭૩ માં, ભર જવાન વયે મરણ પામ્યા, તે વખ્તે તેમના પિતાએ કરેલાં ધર્મ કામોમાંથી, આ ખાતાંને પણ રૂ. ૧૦૦૦ એક હજાર, તે જવાનને નામનું ઇનામ આપવા માટે આપ્યા છે. ટુંકમાં

[૧૪] આ "ઈનસ્તિટયુશનનો" ઈ. સ. ૧૮૭૪ નો રિપોર્ટ, ગુજરાતી પાને ૧૧ થી ૧૭.

પારસી પંચાયત મારફતે આપેલી રકમોમાંથી આ 'ઇનસ્તિટયુશનને' દર વર્ષે આસરે રૂપિયા ૮૦૦ થી વધુની મદદ મળે છે. [૧૫]

પ્રિન્સિપાલ મી. ડોસાભાઈ નસરવાનજી વાડીઆના હાથમાં આ શાળા આવ્યાને આજે પચીસ વર્ષ થઈગયાં છે. તે અરસામાં સ્કૂલ આબાદીમાં વધતી અને ચઢતી રહી છે. સર જમશેદજીએ પચાસ વર્ષપર રોપેલાં કેળવણીનાં ઝાડનાં ફળો આજે કેટલાં બધાં અને કેવાં મીઠાં થઈ પડયાં છે, તે દેખાડવાને આ પ્રકરણ લખ્યું છે. શાળાની છેક હાલની હાલત વિષે બોલવા જેવું કંઈ રહયું નથી. લોર્ડ નૉર્થબ્રુકે શાળામાં મળતી કેળવણી સગીન જણાવી છે, આજે ત્યાં મળતી કેળવણી તેવીજ સંગીન રહી છે. એ શાળામાંથી પસાર થયલાઓ, તેમની કોલેજ કારકીરદી દરમ્યાન જે ઝમકદાર દેખાવ આપે છે, અથવા તો ધંધામાં કે બીજી રીતે જે ફત્તેહ મેળવે છે, તે આ ખાતાંની સંગીન કેળવણીની દેખીતી સાબેતી છે.

આ 'ઇનિસ્તિટયુશનની' આબાદ હાલત કરવામાં ટ્રસ્ટીઓની રાહબરી સાથ, મૂખ્ય ભાગ લેવાનું કામ સૅક્રેટરીનું છે. આ ખાતાંના પહેલા સૅક્રેટરી આપણે જણાવી ગયા તેમ શેઠ પેસ્તનજી માણેકજી જામેજમશેદ વાળા હતા. માર્ચ ૧૮૫૮ માં તેમના મરણ પછી તેમની જગ્યા કોટની મોટી સ્કૂલના વડા મદદનીશ માસ્તર મી. નસરવાનજી બેહેરામજીને કામ ચલાઊ આપવામાં આવી હતી. ઇ. સ. ૧૮૫૯ માં શેઠ નસરવાનજીને આ જગ્યાપર કાયમ કરવામાં આવ્યા હતા. શેઠ નસરવાનજી બેહેરામજી આ ઓધ્ધો ૩૫ વર્ષ સુધી ભોગવી ૧૮૯૩ માં મરણ પામ્યા હતા. જે પછી એ અગસનો ઓધ્ધો, ટ્રસ્ટી સાહેબોએ, પારેખ ખાનદાનના એક નબીરા, તે હાલના સૅક્રેટરી શેઠ ફરદુનજી જમશેદજી પારેખને આપ્યો છે. આ ખાતાંનો કારોબાર હાલ નીચલા ગ્રહસ્થોની કમિટીને હાથ છેઃ—

---

૧૫ "મુંબઈની પારસી પંચાયતનાં ધર્મખાતાંનો રિપોર્ટ" સંવત ૧૯૫૨; ઇ. સ. ૧૮૯૫-૯૬.

સર જમશેદજી જીજીભાઈ ( ચોથા ) બેરોનેટ; પ્રમુખ—સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ, શેઠો હોરમસજી એદલજી આલબ્લેસ, જમશેદજી બહમનજી વાડીઆ, બેહેરામજી નસરવાનજી સીરવાઈ, જમશેદજી ખરશેદજી જમશેદજી, બહમનજી દીનશાહજી પીટીટ, જેહાંગીરજીબેહેરામજી મર્ઝબાન, સરદાર ખાનબહાદુર દોરાબજી પદમજી, હોરમસજી બેહેરામજી કામા, ઑનરેબલ નવરોજજી નસરવાનજી વાડીઆ, ખરશેદજી રૂસ્તમજી કામા, તથા ફરદુનજી જમશેદજી પારેખ ( સેક્રેટરી )

પારસીઓને ઊપયોગી આ ખાતાંના બહાર પડેલા છેલ્લા રિપોર્ટ પ્રમાણે આ ખાતાં અસ્તક ૨૧ સ્કૂલો છે. જેમાં છોકરાની બે, અને છોકરીઓની ત્રણ સ્કૂલો મુમબઇમાં, અને છોકરાઓની આઠ અને છોકરીઓની આઠ સ્કૂલો બહારગામોમાં છે. બહારગામની નિશાળોમાં છોકરાઓની બે, અને છોકરીઓની ત્રણ મળી, પાચ નિશાળો સુરતમાં છે. ઉદવાડા, વલસાડ, બિલીમોરા, ગણદેવી, અને નવસારી ખાતે છોકરા છોકરીઓની અકેક નિશાળ છે. ભરૂચમાં છોકરાઓ માટે એક ન્હાની મકતબ છે મુબઇ ખાતે ૧૦૨૭ છોકરા અને ૮૩૨ છોકરી મળી, ૧૮૫૯ બાળકો કેળવણી લેછે, જ્યારે બહારગામોમા ૬૩૬ છોકરા અને ૫૫૬ છોકરી સાથ ૧૧૯૨ પારસી બાળકો શરૂઆતની કેળવણીના મીઠાં ફળ ચાખે છે. એટલે સર જમશેદજીને નામનું આ મોટુ કેળવણી ખાતું ૧૬૬૩ છોકરા અને ૧૩૮૮ છોકરીઓ મળી ૩૦૫૧ એટલે સાડા ત્રણ હજાર જરથોસ્તી બાળકોને લગભગ મફત કેળવણી અપાવે છે. ૧૬

પહેલા સર જમશેદજીનાં અનેક સખાવતનાં કામોમાં અમે આ કેળવણી ખાતાંને સર્વથી પહેલું ગણીએ છીએ, તેની સાબેતી ઉપલા આંકડા પૂરી પાડશે. સર જમશેદજીએ બીજાં ઘણાં ઉપયોગી કામો કર્યાં હશે, તેથી ઘણાં લાભો થયા હશે, પણ આવા મોટા લાભો, કોઇ પણ ખાતાથી થયા

૧૬ "સર જ. જી પા. બે. ઈનસ્તિટયુશનનો" સને ૧૮૮૭ થી ૧૮૯૧ નો રિપોર્ટ પાને ૫. ઉપલા આકડાઓ ઈ. સ. ૧૮૯૨ ના સાલના છે.

ન હશે. પારસી કોમમાં આ ખાતુ કેવું આશીરવાદ સમાન છે, તેનો તોલ સમજુઓ સારી રીતે કરી જાણે છે, માટે અમારી તરફથી તેની વખાણ કરવાની ગરજ નથી. આ ખાતાંની સ્થાપના થયાને પચાસ વર્ષ થયાં છે, અને એ અરસામાં તે ખાતું કેવું ખીલી ગયું છે, તે દેખાડવાની મુળ નેમથીજ આ પ્રકરણ લખાયું છે.

ભાગ્યશાળી સર જમશેદજીને તો તેમની આ સખાવતનો બદલો તેમને મન ભાવતો મળી ચૂકયો છે. **"પારસીઓ કેળવણીની ખુબીથી વાકેફ થયા છે, તેથી મને મારી આ સખાવતનો બદલો મળી ચૂકયો છે"** એમ તેઓ સતોષ સાથ જાહેર કરી ગયા છે. તે વખ્ત પછીના પારસીઓ શરૂઆતમાં એજ ખાતાંની મદદથી, કેળવણીની ખુબીથી દશ ગણા વધારે વાકેફ થયાછે, એવા ખરા સતોષ સાથ આ પ્રકરણ સમાપ્ત કરીશું.[૧૭]

A million tongues his generous deeds confess,
A million hearts his revered memory bless.

(M. N. WADIA.)




---

૧૭ "સર જ. જી. પા. એ. ઈનસ્ટિટયુશનને" લગતી વિગતો મેળવવામાં, એ ખાતાંને લગતા રિપોર્ટ વિગેરેનો ઉપયોગ કરવા દેવા માટે, તેમજ બીજી અનેક ગુચવણો વિગેરેની સમજ પાડવા માટે, એ ખાતાંના હાલના સૅક્રેટરી શેઠ ફરદુનજી જમશેદજી પારેખે આ લેખકની એક અદના અરજ માન્ય કરી, મોટી મહેરબાનીની રાહે જે જે મદદ આપી છે, તે માટે એ લાયકીવાળા ગ્રહસ્થનો તે ખરેખર આભારી થયો છે. આ પ્રકરણમાં જણાવેલા વિચારોમાટે ફક્ત આ લેખકજ જવાબદાર છે.



# પ્રકરણ બાવીસમું.

## દરદીના દોસ્ત.

## "સર જમશેદજી જીજીભાઈ હૅસ્પિટાલ."

### દોહરા.

એજ વિચર ઘણો વડો, એજ વડો આચાર;
માણસ માત્રે મન ધરી, કરવો પરોપકાર.
પરમેશ્વરનો પામવા, ઇચ્છા પ્રેમ અપાર.
નેહ ધરી નર નારિયો, કરે ગુપ્ત ઉપકાર.
લાયક આશિષ લોકની, વિશેષ જાણું ન વ્યર્થ
આશિષ ઓપડ ફારશી, એક શબ્દનો અર્થ.

કવિ દલપતરામ.

પરોપકારનાં પરગજુ પ્રાક્રમોમાં પ્રખ્યાત સર જમશેદજી કદી પછાત હતા? પરોપકાર તો તેમનો ધર્મજ હતો! લોકોનાં દુઃખ ટાળવા-નેજ જાણે તેઓ સરજેલા હતા, તો પછી, તેઓ હસ્પીટાલ અને દવા-ખાનાં સ્થાપે તેમાં નવાઈ જેવું શું? "ધનતા ધણીને" ઘટતાં, અને કવિ દલપતરામનાં કલ્પેલાં સર્વ રૂડાં કામો સર જમશેદજીએ કરી બતલાવ્યાં હતાં. આપણા આ સાદા કવિ એક તરફ લખી જાય છે કે,

"આદરવી વડી ઔષધશાળા,
દુઃખ તજે જન જાત દુઃખાલા;
લે સુખ બાળક રોગી બિચારો,
તે ધનના ધણી, ધર્મ તમારો."

અને તેજ પ્રમાણે સર જમશેદજીએ ગરીબોનાં દુઃખ ટાળવાની, રોગી બાળકને સુખ અપાવવાની, અને નિરાધારોના મંદવાડ વખ્તે ચાકરી સેવા કરવાની ગોઠવણુ કરી આપીછે." "જમશેદજી જીજીભાઈ ઈસ્પીટાલ"—આ શબ્દો આપણે દરરોજ સાંભળીએ છીએ કે વાંચીએ છીએ. સર જમશેદજીનાં મુબઈ ખાતે ચારથી વધુ પુતળાં છે, પણુ તેથી તેમની જેટલી યાદગારી જળવાઇ નથી, તેથી વધુ આ ઇસ્પીટાલથી જળવાઈ રહી છે. આ ખાતાંની સ્થાપના કેવી રીતે થઈ, તેનાં વિગતવાર વર્ણનનું બનેલું આ પ્રકરણુ છે.

ઈ. સ. ૧૮૩૪ પહેલાં ધર્મનું દવાખાનું કે લોકોને રાખી, તેમની સારવાર કરવાનું બિમારખાનું એટલે ઈસ્પીટાલ જેવું કાંઇએ ન હતું. પણુ એ સાલથી એક ન્હાનું દવાખાનું, સરકારની મુખ્ય મદદ સાથ ચાલુ કરવામાં આવ્યું હતું. ચાલુ વખ્તના લોકપ્રિય ડૉકટર બ્લેની જેવો, તે વખ્તનો માનીતો ડૉકટર મૅકી આ દવાખાનાનો ઊપરી હતો. તેનો વિચાર દેશીઓમાટે એક ઇસ્પીટાલ કહાવવાનો હતો, પણુ તેને માટે જોઇતી નાણાંની રકમ આપનાર કોઇ ન હતુ. ચાર વર્ષ સુધી એવો મામલો ચાલુ રહ્યા પછી, ઈ. સ. ૧૮૩૮ ના માર્ચ મહિનામાં, ઊપલી ડૉકટર મૅકીવાળી "બોમ્બે નેટિવ ડિસ્પેનસરીના" કારોબારીઓની એક સભામાં, સખ્ત બિમારીવાળાં માણસોને દવાખાનાં નજદીકજ રાખી તેમની જતન કરવા-માટે એક ઇસ્પીટાલ સ્થાપવાની જરૂર વિષે અને તેથી થતા ફાયદા વિષે લંબાણથી વિવેચન ચલાવવામાં આવ્યું. શેઠ જમશેદજી આ સભામાં હાજર હતા, તેમના ધ્યાનમાં આ વાત ઊતરી. "ખોલાસે પંચાતમાં" સર જમશેદજીએ આ બાબતની પોતેજ નોંધ કરીછે કેઃ—

"સર જમશેદજીએ મોટો ફાયદો ગરીબ દરદી લોકોના ઊપર જોયો. તે સભામધે કહીયું જે હાલ એ ધરમખાતાંની દવાઈ દરદી લોકોને આપવાની જગો, ઘણીજ નાંખવીછે, અને વલી ગરીબ લોકોને આવતાં જતાં ઘણીજ અડચન પડેછે, અને એક વખત એક ધણી દવાઈ લઈ ગયો, તેઆર પછી તેજ ધણી જો પોતાનીમેલે ફરીથી આવે તોજ તેહેને દવાઈ મલે ને કદી તેથી ઊકાઈ નહી શકાયું, તો તે ગરીબનો વાલી ખોદા!"[૧].

ગરીબોની હાડમારી ભરી એવી હાલતનો વિચાર લાવી, દયાળુ દિલના આપણા શેઠે, એક મોટી ઈસ્પિટાલ સ્થાપવા માટે, સરકારને એક મોટી રકમ આપવાનો ઠેરાવ કર્યો, અને પોતાનો ઠેરાવ ત્યાંને સાંજ સભાના પ્રમુખપદે બિરાજેલા ચીફ-જસ્તીસ સર હર્બર્ટ કોમ્પટનને જણાવ્યો, કે સઘળી જાતના ૩૦૦ દરદીઓને રાખી, તેમની મફત દવાદારૂ તથા સારવાર કરવાને બની શકે, એવી સઘળી સામગ્રી સાથની જો એક ઇસ્પીટાલ બાંધવાનું સરકાર કબુલે, તો તે કામમાટે તેઓએ રૂપિયા એક લાખ આપવા, તથા સરકારે પણ એટલા રૂપિયાનો ફાલો આ કામમાટે આપવો. આ સઘળી રકમ સરકારી તીજોરીમાં એકઠી રાખી, તેપર સરકારે ૭ ટકા વ્યાજ આપવું. સર જમશેદજીની આ સુચના વિષે વિચાર ચલાવી સરકાર આગળ, આ બાબત રજુ કરવાની ગોઠવણ કરવાને, તેજ વખ્તે એક કમિટી નિમવામાં આવી, અને તેના પ્રમુખ તરીકે શેઠ જમશેદજીના અંગત મિત્ર મી. કાર્ફર્ડને નિમ્યો. તેના ઊપર એક પત્ર લખી, શેઠ જમશેદજીએ ઇસ્પીટાલ સ્થાપવા બાબત પોતાની દરખાસ્ત કાયદાસર રજુ કરી. પોતાની તરફની મજબૂત ભલામણ તથા એક અરજપત્રસાથ, તેઓએ સર જમશેદજીનો પત્ર સરકાર આગળ રજુ કર્યો. તા ૩૦ મી જુન ૧૮૩૮ ને દીવસે સરકારનો જવાબ ફરી વલ્યો પોતાના દેશીભાઈઓનાં દુઃખ

[૧] જુઓ "ખોલાસે પંચાત"—પાને ૨૮૩.

દરદ ઓછાં કરવાની શેઠ જમશેદજીની સખી લાગણીમાટે તેમની સ્તુતિ કરી, એ બાબેની પરવાનગી આપવાની પોતાને સત્તા નથી, એમ જણાવી, તે બાબત કલકત્તા ખાતે વડી સરકારપર પોતાની તરફની મજબૂત સિફારસ સાથ મોકલી આપીછે, એમ તે પત્રમાં સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું. વળી તેજ વખ્તે લખી વાલવામાં આવ્યું હતું, કે આ સ્થાપવા ધારેલી હસ્પીટાલને શેઠ જમશેદજીનું નામ આપવાની ભલામણ, સ્થાનિક સરકારે વડી સરકારને કરી છે. વડી સરકારે આ બાબત ઈંગલાન્ડખાતે "કોર્ટ-ઑફ-ડિરેકટર્સ" પર મોકલી આપી. અકટોબર ૧૮૩૯ માં "કોર્ટ-ઑફ-ડિરેકટર્સનું" ફરમાન આવ્યું, કે શેઠ જમશેદજીની રૂપિયા એક લાખની બક્ષેશ બહાલ રાખવી. અને સરકારે પણ એટલીજ રકમ એ કામસારૂં આપવી. છ ટકા વ્યાજ નહિ, પણ ધારા પ્રમાણે ચાર ટકા વ્યાજ આપવું, તોપણ ચાર અને છ ટકાનાં વ્યાજના ફરક વચ્ચે યતી રકમ દર સાલ સરકારે વધુ-બક્ષેશ તરીકે આપવી. આ બાબતનો "કોર્ટ-ઑફ-ડિરેકટર્સના" ફરમાન મધેના એક અંગ્રેજી ફકરામાંથી અત્રે કાંઈ નોંધી રાખવું જોઇએ.

*Para 5*—"You will communicate to Jamsetji Jeejeebhai our high approbation for his conduct and our desire to co-operate with him to the utmost, in carrying his benevolent designs into effect. We shall of course sanction any designation you may think it desirable to give to the fund *for the purpose of showing due honour to this very meritorious individual.*"

તા. ૨૩ મી અકટોબર ૧૮૩૯ ને દિવસે, શેઠ જમશેદજીએ એક પત્ર લખી, મુંબાઈ સરકારનો તથા "કોર્ટ-ઑફ-ડિરેકટર્સનો" ઉપકાર માન્યો, અને તેજ દિવસે સરકારી તીજોરીમાં રૂપિયા ૧૦૦૦૦૦ એક લાખ ભરી

દીધા. એ ઇસ્પીટાલ તથા સરકારી વૈદકે કોલેજ ઊઘાડવાને લગતી ગોઠવણ કરવા માટે, સરકારે એક કમિટી નેમી; જેના સભાસદો, ચીફ–જસ્તીસ સર જોન ઍંડરી, મુંબઇના બીશપ, લેફ્ટનંટ કર્નલ ડીકીનસન, જે. મેક્ડમ, ડૉક્ટર મોરહેડ અને શેઠ જમશેદજી જીજીભાઇ હતા. આ કમિટીનો રિપોર્ટ મળતાં, ઇસ્પીટાલનું મકાન બાંધવા માટે જગ્યા પસંદ કરવા તથા તેના લગતા કાયદાઓ વિગેરે મૂકરર કરવાને એક બીજી કમિટી સરકારે નેમી હતી. તે કમિટીએ સરકારને ત્રણ મૂખ્ય સૂચનાઓ કરી હતી, કે (૧) આ ઇસ્પીટાલને શેઠ જમશેદજી જીજીભાઇનું નામ આપવું. (૨) તેમાં આબરૂદાર દેશીઓ માટે શેઠ જમશેદજીના નામનો એક ખાસ "વાર્ડ" બાંધવો, અને તેમાં ફક્ત શેઠ જમશેદજી કે તેમના વારસોની ચીઠ્ઠી લાવનારનેજ દાખલ કરવા (૩) તથા આ ઇસ્પીટાલનો કારોબાર ચલાવવાને ત્રણ જનને ઠેરવવા, તેમાંના બે સરકારી નિમણુંકના અને એક શેઠ જમશેદજી જીજીભાઈ પોતે અથવા તેમના વારસ હોવા જોઈએ.

ઉપલી કમિટીએ, ઇસ્પીટાલ માટે કોટ નજદીકમાં મેદાન તરફ જગ્યા મેળવવાની કોશીશ કરી, પણ તે તરફની ગોઠવણ થઇ નહિ શકવાથી, આખરે ભાયખલાની જગ્યા પસંદ કરવામાં આવી. બાજુલા તળાવની બરાબર બાજુમાં આવેલી શેઠો દાદાભાઇ અને મનચેરજી પેસ્તનજી વાડીઆની ખાલી જમીન, જે શેઠ જમશેદજીએ રૂ. ૨૮૧૨૫ ની કિંમતે ખરીદી હતી, તે આ કામ માટે, તેઓએ સરકારને રૂ. ૪૦૦૦ ઓછા લઇને આપી, તેમજ ઇસ્પીટાલનું મકાન બાંધવામાટે સરકારમાં પોતાની તરફના ફાલાના રૂપિયા દસ હજાર ભર્યા.

પણ ઇસ્પીટાલની આ ઇમારત બાંધવાના ખરચની ગણત્રી અડસટવા કરતાં ઘણી વધી ગઈ. એથી મુંબઈની સરકાર ગુચવણમાં આવી પડી. આ બાબતની ખબર શેઠ જમશેદજીને થતાંજ તેઓ વધુ મદદ કરવાને બહાર પડયા. રૂપિયા ૧૦૦૦૦ બદલે રૂપિયા ૫૦૦૦૦ પચાસ હજાર આ મકાન જલદી બાંધવાની સરતે, સરકારને આપવાની શેઠ જમશેદજીએ પોતાની

મરજી જણાવી. મોટા ઉપકાર સાથ, અને ચોવીસ કલાકમાં, સરકારે તેમની ઉદાર મદદ કબુલ રાખી, આ બાબતનાં બે પત્રો, અસલ બાપામાંજ, અત્રે નોંધી લેવા જોઈએ.

Bombay 30th Angnst 1841.

To.

W. R. MORRIS ESQUIRE

Secretary to Government

*Sir*,

Understanding that the estimate for building the New Native Hospital at Byculla on a commodions and efficient scale is much large than was anticipated, and being very anxious that this building should be at once completed and the undertaking carried out according to my original wishes, without further delay, I beg to offer the Honourable the Governor in Council a Donation of fifty thousand (50,000) Rupees in place of the sum of Rupees (10,000) ten thousand which I formerly expressed my willingness to contribute for the erection of this Hospital.

I make the present offer under an earnest hope, and I trust I may add, with confident assurance that the liberality of Government will be extended to supplying whatever other fund may be necessary to the completion of an undertaking in which the community of this Island and the poorer classes in particular are so greatly interested.

I have the honour &c,

(Sd) JAMSETJI JEEJEEBHOY.

No 2799 of 1841

*General Department*

To

JAMSETJEE JEEJEEBHOY ESQUIRE

*Sir*,

Under the instruction of the Honourable the Governor in Council I lose no time in acknowledging the receipt of your letter of yesterday's date containing the offer of so munificent a donation as "fifty thousand Rupees in place of ten thousand which you have already offered to contribute towards the erection of the New Hospital at Byculla which His Excellency in Council hope speedily to complete and then give it the appellation of the *Jamsetji Hospital*"

2 I am further directed to acquaint you that the Honourable the Governor in Council will immediately determine on the steps to be taken for completion of this building and will not fail to give you due information of the course proposed to be adopted

3 In conclusion I am desired to assure you that the Honourable the Governor in Council entertain a high sense of your *continued munificence* to the proposed institution which he considers so highly creditable to your charitable disposition

I have the honour &c

*Bombay Castle*
*31st August 1841*

(Sd) W R MORRIS
Secretary to Government [૨]

શેઠ જમશેદજીની આ નવી અને વધુ ઉદારતામાટે, છેક ઇંગલાન્ડથી "કોર્ટ-ઑફ-ડિરેક્ટર્સ" તરફનો ઉપકાર પત્ર આવ્યો હતો બીજા કેટલાક મહિના પત્ર વહેવારમા નિકળી ગયા પછી, આખરે ૧૮૪૨ ની અર્ધવચ્ચે "કોર્ટ-ઑફ ડિરેક્ટર્સની" છેવટની મન્જુરિયાત ફરી વળી, અને હૉસ્પીટાલ,

---

૨ 'પારસી પ્રકાશ' દફ્ ૧ લુ પાને ૪૦૮

દવાખાનું તથા કૉલેજનાં મકાનનું કામ એકી વખ્તે સાથે શરૂ કરવાનો હોકમ થયો.

આખરે તા. ૩ જી જાનેવારી ૧૮૪૩ ને દિવસે, મોટી ધામધુમ અને દબદબા ભરી "ફ્રિમેસનરી" ક્રિયા સાથ, "સર જમશેદજી જીજીભાઈ ઇસ્પીટાલનો" પાયો પૂરવામાં આવ્યો. પહેલીજ વાર, મુબઇ શહેરમાં અને જાહેરમાં "મેસૉનિક પથની" ક્રિયા સાથ, એક જાહેર મકાનનો પાયો નાંખવામાં આવ્યો હતો. આખા પશ્ચિમ હિંદુસ્તાનના મેસૉનિક પંથના વડા, રાઈટ વરશિપફૂલ પ્રોવિન્શિયલ ગ્રાન્ડ માસ્ટર ડૉકટર જેમ્સ બર્ને આ ક્રિયા કરી હતી. ગવર્નર સર જ્યોર્જ આર્થર, ક્રિયામાં ભાગ લેવાને હાજર થવા પહેલાં, છેક કોટવેર જઈ, સર જમશેદજીને પોતાની સાથે ગાડીમાં બેસાડી, ઇસ્પીટાલનો પાયો પૂરવાની જગ્યાપર લઈ આવ્યા હતા. બરાબર સાંજના ચાર કલાકે આસરે ચાલીસ મેસન બિરાદરોનું[3] એક સરઘસ તેમની 'ફ્રિમેસનરી" નિશાનના વાવટા સાથ પાયો નાંખવાની જગ્યાએ આવી લાગયું પાયો નાંખવાની જગ્યાની પૂર્વ બાજુએ, પ્રોવિન્શિયલ ગ્રાન્ડ માસ્ટર તથા ડૅપ્યુટી ગ્રાન્ડ માસ્ટરે જગ્યા લીધી; પશ્ચિમ બાજુએ બે અંગ્રેજ બિરાદરો, એલ. આર. રીડ. અને જે. પી. વીલોબી આવી ઉભા. દક્ષિણ બાજુપર બિરાદરો કૅમ્પબેલ અને ક્રાફર્ડ આવ્યા. જ્યારે ઉત્તર બાજુએ સર જમશેદજી પોતે અને તેમના વડા દીકરા શેઠ ખરશેદજી ઊભા. ત્યારપછી ઈમારત બાંધનાર ઇજનેરે ઇમારતનો નકશો તથા એક બીજા અમલદારે, પાયામાં નાંખવાની તખ્તી અને સિક્કાઓ ગ્રાન્ડ માસ્ટરને આપ્યા; જેણે તે સઘળું નામદાર ગવર્નર તથા સર જમશેદજીને દેખાડયું. અને તેમની બન્નેની હાજરી માટે તેમનો ઊપકાર માન્યો. પછી પાયાનાં નાંખવામાં આવનારી પેલી કોતરેલી તખ્તીનો લેખ, ડૅપ્યુટી ગ્રાન્ડ માસ્ટરે આખી મજલીસને મોટેથી વાંચી સંભળાવ્યો. રૂપાંની એક કિંમતી તખ્તીપર નીચે પ્રમાણેનો લબાણુ લેખ, પણ અંગ્રેજી હરફે કોતરેલો લેખ, પાયામાં નાંખ્યો હતો—

---

[3] આ ક્રિયામાં ભાગ લેનાર દરેક અંગ્રેજ બિરાદરોના નામ મી. નાજરની "The First Parsee Baronet" નામની કિતાબમાં છે. પા. ૫૧-૫૨-૫૩.

નામદાર મહારાણીજી

**વિકટોરિયા**

નાં રાજ્યમાં

અને

**ઍડવર્ડ લોર્ડ એલનબરોના**

હકુમત વખ્તે,

કે જ્યારે

મદ્રાસના હાકેમ

**જ્યોર્જ મારકિવસ ઑફ ત્વીડલ, K. T.**

અને

મુંબઇના હાકેમ

**ઑનરેબલ સર જ્યોર્જ આર્થર, બેરોનેટ, K. C.**

હતા,—ત્યારે

**જમશેદજી જીજીભાઈ ઇસ્પીટાલના**

પાયાનો આ પથ્થર,

તેનાં સ્થાપક

**સર જમશેદજી જીજીભાઈ**

અને

**નામદાર ગવર્નરની હાજરીમાં,**

પશ્ચિમ હિંદુસ્તાનના પ્રોવિન્શિયલ ગ્રાન્ડ માસ્ટર

## જેમ્સ બર્નસ, K. H.

એમણે

ઑનરેબલ જ્યોર્જ ઍન્ડર્સન, Pro P P. G M
પી ડબ્લ્યુ લીગ્રેટ, D P. G M
લૅસ્ટોક આર રીડ, P G S W
લૅફ્ટનન્ટ કર્નલ નીલ કૅમ્પબેલ, P. G J W
કેપ્ટન, ડબ્લ્યુ ગૂડફેલો–શિલ્પી,

અને

**એ મંડળના બીજા સભાસદોની હાજરીમાં,**

મેસૉનિક પથની ક્રિયા સાથ

બરાબર મૂકી ગોઠવ્યો છે.

**મંગળવાર તા. ૩ જી જાનેવારી ૧૮૪૩ ઇ. સ.**

અને

**મેસૉનિક સન ૫૮૪૩.**

---

# આ ઈમારત,

## બ્રિટિશ ટાપૂઓનાં જવાન મહારાણીજી

તરફની વફાદારીની એક નિશાની તરીકે,

અને

## હિંદુસ્તાનની ઇનસાફી તથા અપક્ષપાત સરકાર

તરફનાં નર્યા માનની માબેતી તરીકે,

અને વળી

## મુંબઇની બ્રિટિશ પ્રજા,

તેના દેશી ભાઇબંધોનાં સઘળી જાતનાં ગરીબ લોક માટે

## જે પ્યાર અને માયા દેખાડે છે,

તે સઘળાંની યાદમાં,

આ ખાં હિં દુ સ્તા ન માં

## બ્રિટિશ નાઈટહુડનો ખિતાબ

સર્વથી પહેલો મેળવનાર,

# સર જમશેદજી જીજીભાઇએ

બંધાવી આપીછે;

અને તેમ કરતા,
પોતાનાં દેશ, સરકાર, અને ભાઈબંધ પ્રજાની
તથા
તેમના પર જે કરમમહેરો થયછે,
તેની ગંભીર યાદમાં અને ખાલેસ આભારમાં,

## તે સર્વ શકિતવાન સાહેબ,

જે
ખિસ્ટી, હિંદુ, મુસલમાન અને પારસીઓનો

## ધર્મ બાપ છે

તેની,
સ્થાપકની ઓલાદ, કુટુંબ, જાત અને દેશપર
સદા નેગેહબાની અને મહેરબાની રહે,
એવી અંત કરણની દુવાસાથ
તેને
આ ઇમારત અર્પણ કરવામાં
એક મનપસંદ ફરજ બજાવેલી તેઓ માને છે.[૪]

---

૪ ઈસ્પીટાલના પાયામાં નાખેલી રૂપાની તખ્તી પર કોતરેલા આ લેખની અંગ્રેજી નકલ માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૪૦૫-૪૦૬ અને મી નાજરની "The First Parsee Baronet" પાને ૫૪-૫૫

ઊપલો લંબાણ લેખ વાંચી રહ્યા પછી, ગ્રાન્ડ માસ્ટર અને કેટલાક આગેવાન મેમ્બર બિરાદરો, પાયામાટે ખોદેલી ઊંડી જગ્યાપર ઊતર્યા, અને સાથે મળી, પાયાનો પથ્થર ઊંચક્યો. ડેપ્યુટી ગ્રાન્ડ માસ્ટરે પછી પેલા સિક્કા અને તખ્તી ખાડામાં મૂક્યા અને એક થાપીવતી તેપર સમીટ પાથર્યો; અને ત્યારપછી વાજાંનાં ગંભીર સરોદ વચ્ચે તે પાયાનો પથ્થર તેની જગાપર સઘળાઓએ બરાબર ગોઠવી મૂક્યો.

એ પછી ગ્રાન્ડ માસ્ટરે મેસૉનિક રીતપ્રમાણે કેટલીક ક્રિયા કરી અને આખરે દુવા ચાહી કે, "આખી આલમનો મોટો શિલ્પી, પાક પરવરદેગાર આજે આપણે હમણા ગોઠવેલા પાયાને પોતાના આશીર્વાદ દે અને આપણને આવાં અને એવાંજ બીજાં ભલાં કામો કરવાને તે સાહેબ શક્તિ બક્ષે, એવી મારી દુવા છે, તે આમીન થાવો!" અને સઘળા બિરાદરોએ ગંભીરાઈથી પ્રત્યુત્તર આપ્યો–"આમીન! આમીન!" તે પછી ગ્રાન્ડ માસ્ટરે ફરી દુવા ચાહી કે—"કુદરતનો ખુબીવંતો આશીર્વાદ આ દેશનાં લોકોને તેમની સઘળી હાજત બક્ષે! આ ઇમારત બાંધી પૂરી કરવામાં તે દસ્તગીરી કરે! આ ઇમારત બાંધનાર મજુરો અને કારીગરોનો સર્વ જાતના અકસમાતથી તે તેમનો બચાવ કરે! અને આ બાંધકામને વર્ષોસુધી સલામત રાખે! આમીન!" અને સઘળાઓએ એક અવાજે એક મતથી કહ્યું–"આમીન! આમીન!"

આ ક્રિયા પૂરી થતાં, સઘળાઓ પાયાના ખાડામાંથી બહાર આવ્યા. પછી ગ્રાન્ડ માસ્ટર ડૉકટર બર્નેસે નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું —

**સર જમશેદજી જીજીભાઈ,**

"ઘણાક સુપ્રસિદ્ધ પ્રસંગે અને ઘણાંક સખાવતનાં અને પરોપકારી કામોની સ્થાપના, અમારા "મેસૉનિક" પંથના રિવાજ પ્રમાણે કરવામાં આવીછે, પણ માણસ જાતનું ભલું ચાહનાર એક "મેસન" કે તેના પંથના બીજાઓને તદન અનુકુલ થઈ પડતાં, આથી સરસ કોઈપણ કામ વખ્તે, અમારી ક્રિયાઓ કામે લગાડવામાં આવી ન હશે તમારાં ભાઈ-

બધાનાં દુઃખ ટાળવાના હેતુથી, જે મોટી ઇમારત તમે ત્યાં બાંધવા ધારોછો, તે તથા તમારી કારકીરદી દરમ્યાન જે બીજાં પરોપકારનાં કામો તમે કર્યા છે, તે અમારા મેસૉનિક પથના ધોરણ માફક, માણસ જાતનો, માણસજાતમાટેનો પ્રીતિભાવ દેખાડે છે.

"તેથી દિલની ખરી દાઝસાથ, તેમજ ઘણી મગરૂરી અને આનંદથી, મુંબઇના મેસન બિરાદરો, તમારાં નોતરાંને માન આપી, આજે આ જગા-પર, પોતાના પંથની એલામત અને નિશાનસાથ હાજર થયા છે. અને જ્યારે આજના કામકાજનો અહેવાલ આખી સુધરેલી દુનિયાંના જૂદા જૂદા દેશોની અમારાં પથકોની સભામાં વંચાશે, ત્યારે તે જૂદા જૂદા દેશોના જૂદી જૂદી ભાષા વાપરનાર અમારા ભાઈબંધો, તે વાંચી ખુશી થશે કે અમે તમને તમારા આ ભલાં કામમાં મદદ કરી છે, વળી જ્યારે તેઓને વાંચતા ખબર પડશે કે દુનિયાંના આ ભાગમાં તેની ડહાપણ ભરી સખાવત માટે જાણીતા થયલા ગ્રહસ્થે, પોતાના ભલાઇના કામમાં, સર્વથી પહેલી અમારી સામેલગીરી કરી હતી, ત્યારે તેમની ખુશાલીનો પાર ન રહેશે.

"પહેલીજ વાર મુંબઈ શહેરમાં "મૅસોનિક પંથની" આ જાહેર ક્રિયા કરવામાં આવે છે. તે ક્રિયાની સમજણ આપવી જોઇએ, નહિ તો તેનો જૂદો અર્થ કરવામાં આવે. આ ક્રિયાનો એક ભાગ એવો છે, કે જેને મળતી ક્રિયાથી તમો દેશી લોક અજાણ્યા નથી. કોઈ પણ મહાભારત કામ માથે ઊઠાવી લેતા, તેની ફતેહ થશે કે, તે બાબત આપણને પહેલાં ચિંતા થાય છે, તેવી વખ્તે આપણે પોતાપર પૂરો વિશ્વાસ રાખી શકતા નથી; અને કુદરતી રીતે મદદ માટે આપણી નજર તે સર્વે શક્તિવાન પેદા કરનાર તરફ દોડે છે...........તેવી વખ્તે તે નવા કામનો આરંભ-નાર, ખરે દિલે દુવા ચાહે છે, કે દુનિયાનો બાંધનાર તે મોટો શિલ્પી—ઈશ્વર—તેનું કામ પાર પાડે અને તેપર પોતાની મહેરબાનીની અને આશીર્વાદનો વરસાદ વરસાવે......આ અમારી ક્રિયા પારસી લોકની મુહરત ક્રિયા—કે જેવી ક્રિયા એક જાણીતાં પારસી કુટુંબને નવાં વહાણોના મડાણ કરતી વખ્તે કરતાં અમે જોયાં છે, તે ક્રિયાને મળતી આવે છે......

" હિંદમાં જાણીતા થયલા ઘણાક લોકપ્રિય પુરૂષો અમારા પંથના મુખ્ય ઉત્તેજકો હતા. મારી બાજુએ ઊભેલા મારા મિત્ર ઑનરેબલ ઍન્ડર્સનના ભલાં કામોથી તમો અજાણ્યા રહ્યા નથી. તમો દેશી બાઈઓની હાલત સુધારવા, અને તેમને તંગદસ્તીમાંથી છોડવવાને એ શ્રદસ્થે બનતું કરેલું છે. મર્હુમ મારકવીસ ઑફ ડેલ્હાઉસી તથા હાલના વડા હાકેમે અમારા કામને સદા મદદ કરી છે.........તમારી જીંદગીનાં ભલાં કામો અમારા પંથમાં ફરમાવેલાં ભલાં કામોને મળતાં છે. તમે અમારા પંથના નહિ છતાં, અમારા પથનો મુખ્ય કાનુન—સખાવત—તમે પૂર્ણ રીતે પાળ્યો છે. તેથીજ તમે નેકીનો નતીજો પામ્યા છો, અને તેમાં અજબ થવા જેવું કાંઇ નથી. તમારા કુટુંબનો પ્યાર, તમારાં ભાઇબિંધ શહેરીઓનાં માન, બહાદૂર પુરૂષોની શાબાશી અને નામદાર મહારાણીજીની નવાજેશોનો જે વરસાદ તમારીપર ઊતરી પડ્યો છે, તેને તમે તદ્દન લાયક છો...............

" માટે સર જમશેદજી સાહેબ! પથ્થરનો આ પાયો જે આજે અમોએ નાંખ્યો છે, તેની માફક લાંબો વખત કાયમ અને દાયમ, વર્ષો સુધી તમો જીવતા રહો! સદા તમે સખાવતના સરદાર રહો! વિધવા અને નાવારસને સદા મદદ કરતા રહેજો! જીવો ત્યાંસુધી તમારાં ભલાં કામોથી મળતું સુખ ભોગવજો! અને જ્યારે તમારો અંતઃકાળ આવી લાગે, ત્યારે દરેકને તેની કરણી પ્રમાણે બદલો આપનાર—ખોદા, તમને તમારે લાયકની જગ્યા અને બદલો આપે એવી અમારી દુવા છે." [૫]

---

[૫] ડાક્ટર બર્નસનું આ ભાષણ એટલું તો લાંબું અને "મેસૉનિક" બાબતોથી એટલું તો ભરપુર છે, કે સમજ પડે એવી રીતે, અત્રે ગુજરાતી ભાષામાં તે વિગતવાર રજુ કરવું એ તદ્દન ન બની શકે એમ છે. તેથી ઊપલો માત્ર સુખતેસર સાર વાચી, વાંચનારે સંતોષ લેવો જોઇએ. "પારસી પ્રકાશના" ખંતીલા લખનાર ખાનબહાદુર શેઠ બહમનજી બેહેરામજી પટેલ પણ આ ભાષણ સસુલગ પડતું નાંખે છે. ફક્ત મી. નાજરની "The First Parsee Baronet" નામની કિતાબને પાને ૫૮ થી ૬૬ સુધી, તે અંગ્રેજીમાં બોલે બોલ છાપેલું છે.

સર જમશેદજીએ ઉપલા લાંબા ભાષણનો જવાબ નીચે પ્રમાણે ટુંકમાં આપ્યો હતો:—

રાઈટ વર્શીપફુલ સર,

"બાંધવા ધારેલી આ ઈસ્પીટાલનો પાયો પૂરવાની ક્રિયાના શુભ પ્રસગે તમે અને તમારા મેસૉનિક ભાઈબંધોએ અત્રે હાજરી આપી, તેથી મને ઘણી ખુશી ઉપજે છે. તમારાં પંથના લોકોની હાજરી આ કામ વખ્તે મેળવવાને હું ઘણો આતુર હતો, કારણ તમારા પંથમાટે હું મોટુ માન ધરાવું છું, એટલા માટેજ નહિ, તેમજ તમારી આસપાસ ઉભેલા મારા કેટલાક મિત્રો તમારા પંથને લગતા છે તેથી નહિ, પણ તમારા પંથના જુના જમાના વિષે, તેના સામાન્ય પરોપકાર વિષે, અને તેની સર્વ ધર્મસંબંધી છુટ લાગણી વિષે મે ઘણુંક સાંભળેલું હતું. વળી હું જાણું છુ કે તમારા પંથની મૂખ્ય નેમ, માણસ જાતનું ભલું કરવાની છે. મારે વિષે તમે જે વિચાર જણાવ્યા છે, તે માટે હું તમારો પૂરતો ઉપકાર માની શકતો નથી, પણ તમારા તે ઉમદા વિચારોને હું સદા લાયક થનો રહીશ, એવી ઉમેદ હું રાખું છું. સર જ્યોર્જ આર્થર, સર ટોમાસ મૅકમોહન, તેમજ જે બાનુંઓ અને ગ્રહસ્થોને હું અત્રે જોવું છું, તે સઘળાંનો દૂરવેર લાં હાજરી આપવામાટે હુ ઉપકાર માનું છું. તેઓની હાજરી તેમની આ ખાતાં તરફની ભલી લાગણીની ગવાહી છે, ને જાણી મારી ખુશાલીમાં ઘણો વધારો થાયછે, તેથી હું તેમનો ઘણો ઉપકાર માનું છું."

તાલીઓ વચ્ચે સર જમશેદજીનું ભાષણ પૂરૂં થયું, અને મિજલાવડો પછી વીખરાઈ ગયો.

બે વર્ષમાં ઈસ્પીટાલ માટેનું સુંદર મકાન બંધાઈ તૈયાર થયું. તા. ૧૫ મી મે ૧૮૪૫ ને દિવસે સાંજના આ ઇસ્પીટાલ ખુલ્લી મૂકવાની જાહેર ક્રિયા થઈ હતી; ગવર્નર સર જ્યોર્જ આર્થરે તે શુભ ક્રિયા કરી હતી. ગવર્નર ઊપરાંત મોટા લશકરી અને સનંદી અમલદારો, યુરોપીયન અને દેશી આગેવાન ગ્રહસ્થો એ વખ્તે હાજર હતા. ઇસ્પીટાલના વચલાં મોટાં દીવાનખાનામાં સઘળાઓ એકઠા થયા, અને ત્યાંથી ગવર્નર, સર જમશેદજી અને બીજા આગેવાન કારભારીઓ સાથ, સઘળા ઓરડાઓમાં ફરી આવી, દિવાનખાનાંમાં પાછા ફરી, ઇસ્પીટાલ ખુલ્લી મૂકેલી જાહેર કરતાં એક ન્હાનું ભાષણ કર્યું. સર જમશેદજીનો જાહેર પ્રજા તરફથી ઊપકાર માનતાં ગવર્નરે જણાવ્યું કે—"હાલની હૈયાત ઓલાદ તરફથી સર જમશેદજીનો ઊપકાર માનવાની મારી ફરજ છે. હવે પછીની ઓલાદ પણ, મુંબઈનાં ગરીબોનું ભલું કરનાર તરીકે એમનું નામ યાદ કરી, સદા તે નામને માન આપતી રહેશે." સર જમશેદજીએ ઘટતાં શબ્દોમાં ગવર્નરનો ઉપકાર માની લીધો. તા. ૨૮ મી મે ૧૮૪૫ થી આ ઇસ્પીટાલમાં દરદીઓને દાખલ કરવામાં આવ્યાં. તે દિવસથી આજ સુધીમાં લાખો દરદીઓ, સર જમશેદજીનાં બંધાવેલાં આ મકાનમાં, પોતાનાં દુઃખની વખ્તે આશરો લેવાને આવ્યાં હશે, અને તેના સ્થાપકના રૂહને હજારો હજાર આફ્રીન ચાહી હશે. એવાં ખરાં ધર્મનાં કામો કરતાં બધાંને આવડતું નથી. ખરા નસીબદાર જ તે કરી જાણે છે.

આ ઇસ્પીટાલના મકાનમાં દાખલ થતાંજ નીચલા લેખને મળતી, અંગ્રેજી ભાષામાં કોતરેલી એક તખ્તી, દીવાલપર જડી લીધેલી માલમ પડે છે:[૧]—

---

૧ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૪૫૪.

# "જમશેદજી જીજીભાઈ ઇસ્પીટાલ"

આ ઇસ્પીટાલ
ગરીબોનાં દુઃખ ટાળવામાટે
નામદાર ઇસ્ટ ઇંડિયા કંપની
અને
જે પરગજુ નરનું નામ
તેને આપવામાં આવ્યું છે,
તેમના
ભેગા ખરચથી બાંધી ચાલુ નિભાવવામાં આવેછે
ઈ. સ. ૧૮૪૩.

આ ઇસ્પીટાલને ચાલુ કરતાં બધી મળી રૂપિયા ૨૫૨૪૨૮ ની બાદશાહી રકમ ખરચાઈ હતી, જેમાં સર જમશેદજીએ રૂપિયા ૧૬૦૫૦૦ નો અર્ધો ઉપર ભાગ આપ્યો હતો. આ ઇમારતના એકાદ ઊંચા મીનારાપર એક સુંદર મોટું ઘડીઆળ મૂકવામાં આવેલું હતું, જે દર કલાકે, આવતા જતા રહાદારીઓને તેમજ નજદીક કે દૂર વસ્તા તે લત્તાના રહેવાસીઓને સર જમશેદજીનાં ભલાં કામોની યાદ દર કલાકે આપતું હતું.

પોતાનાં નામથી ચાલતી ઇસ્પીટાલ સાથ જોડાયલી, અને વૈદક જ્ઞાન આપનારી "ગ્રાન્ટ મેડિકલ કોલેજને" પણ સર જમશેદજીએ સારી મદદ કરેલી છે. મુંબઈના એક આગળા ગવર્નર સર રૉબર્ટ ગ્રાન્ટનાં નામપરથી આ કોલેજનું નામ પડેલું છે. "મુંબઇમાં એક વૈદક જ્ઞાન આપનારી શાળા સ્થાપવાનો તેમનો વિચાર હતો." તે બાબે વડી સરકાર સાથ કલકત્તે પત્ર વહેવાર પણ ચલાવવા માંડયો હતો; એવામાં જુલાઈ ૧૮૩૮ માં તેઓ ડાહ-

ચોરી ખાતે મરણ પામ્યા. તેમની યાદગારી રાખવાને મળેલી સભાએ, તેમના નામની અને તેમની ખાહેશ પ્રમાણેની એક " કોલેજ " સ્થાપવાનો ઠેરાવ કર્યો. સર જમશેદજી તે કામ માટેની કારોબાર કમિટીના એક સભાસદ હતા અને તેનાં ફંડમાં પહેલાં રૂપિયા ૧૦૦૦ એક હજાર ભરી આપ્યા હતા. ત્યાર પછી જ્યારે સર જમશેદજીનાં નામની ઇસ્પીટાલ બાંધવાનું નક્કી થયુ ત્યારે આ 'કોલેજ' ને તેની સાથેજ રાખવાનું ઠેરવ્યું. ઇસ્પીટાલનાં મકાનનો પાયો નાખવાની દબદબા ભરી ક્રિયા પછી, એકાદ બે મહિનામાં આ 'કોલજનાં' મકાનનો પાયો નખાયો હતો. એ વખ્તે કલકત્તાના લોર્ડ બિશપે, સર જમશેદજીની મોટી મદદ તથા આગેવાની માટે, તેમની ઘણી સ્તુતિ કરી હતી. તા ૭ મી નવેમ્બર ૧૮૪૫ ને દિવસથી આ કોલેજ આજ સુધી ચાલુ રહેલી છે.

એ કોલેજમાં અભ્યાસ કરનારાઓને ઉત્તેજન દેવાને, તેમને ઈનામ, સ્કાલરશિપ, ચાંદ વિગેરે આપવાની ગોઠવણ સર જમશેદજીએ કરી આપી છે ઈ. સ. ૧૮૪૮ માં વૈદાનો અભ્યાસ કરતાચઢતા વર્ગના વિદ્યાર્થીઓને, ચોપડીઓ હથિયાર વિગેરે ખરીદવાની દર સાલ ગોઠવણ કરી આપવા માટે, એક ફંડ સ્થાપવાને રૂપિયા ૧૦૦૦૦ દસ હજાર તથા દવા-દારૂ અને વઢાડકાપની વિદ્યાનું સારૂ ધ્યાન ધરાવનાર વિદ્યાર્થીઓને દર સાલ ઇનામ આપવાને એક જુદૂં ફંડ સ્થાપવાને બીજા રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર મળી રૂ. ૧૫૦૦૦, સરકારને સ્વાધીન કર્યા હતા. આ પ્રમાણે "સર જમશેદજી જીજીભાઈ બૂક ફંડ" તથા "પ્રાઈઝ ફંડની" સ્થાપના થઈ હતી. ત્યાર પછી ઈ. સ. ૧૮૫૭ માં, બીજી રૂપિયા ૩૦૦૦ ત્રણ હજારની એક રકમ, સરકારને સર જમશેદજીએ સ્વાધીન કરી હતી કે દર સાલ તેનાં વ્યાજમાંથી, ડૉકટર થવાની છેલ્લી પરિક્ષામાં જે વિદ્યાર્થી, "ટૅકસી કોલૉજી" અને "મેડીકલ જ્યુરિસપૃડન્સ" નામની બાબતોમાં સર્વથી ચઢતો આવે, તેને તેમનાં નામનો એક સોનાનો ચાંદ આપવો. [૭]

---

[૭] જુઓ " પારસી પ્રકાશ " દફતર ૧ લુ પાને ૫૦૫-૫૦૬ અને ૭૨૨.

સર જમશેદજી જીજીભાઈ હસ્પીટાલના કમ્પાઊંડમાં બંધાયલાં આપણા રોડને નામના સુવાવડખાનાંનું વર્ણન અત્રે આપવું બંધ બેસ્તું છે. અને તે વર્ણનસાથ આ લાંબા પ્રકરણનો છેડો લાવીશું. ઈ. સ ૧૮૫૦ ના એપ્રિલ માસમાં મુંબઈના અંગ્રેજો અને આગેવાન દેશીઓની એક સભા શહેરના ટાઉનહાલમાં, ગરીબ સ્ત્રીઓ માટે એક સુવાવડખાનું બાંધવાની ગોઠવણ કરવાનો વિચાર ચલાવવાને મળી હતી ગ્રાન્ટ મેડિકલ કાલેજના સંબંધમાં, જાહેર ઉધરાણામાં એક સુવાવડખાનું બાંધવાને, અને તેને "ધી ઓબસ્ટેટ્રિક ઇનસ્તિતયુશન ઑફ્ બોમ્બે" (The Obstetric Institution of Bombay) એવું નામ આપવાની ગોઠવણ ત્યાં થઈ હતી તે માટે સર જમશેદજી વિગેરે સર્વ કોમના આગેવાન ગ્રહસ્થોની એક કમિટી નિમવામા આવી હતી આ કમિટીએ રૂપિયા ૧૬૦૦૦ એકઠા કર્યા હતા તેમાં સર જમશેદજી અને કુટુંબના રૂપિયા ૬૦૦૦ હતા

આ સ્થાપવા ધારેલાં ખાતાંના ઉપયોગીપણાનો વિચાર કરી, સર જમશેદજીએ પાછળથી તેને વધુ મદદ કરવાનો ઠેરાવ કર્યો કમિટીપાસે સુવાવડખાનાંનું મકાન બંધાવવાને પૂરતાં નાણાં ન હતાં. તે બંધાવી આપવાનું આપણા સખી શેઠે માથે લીધું. તા ૨૩ મી નવેમ્બર ૧૮૫૦ ને દિવસે, એ કમિટીના સેક્રેટરી ડોકટર મોરહેડ પર એક પત્ર લખી, તે બંધાવી આપવાનું તેઓએ માથે લીધુ. તેમાટે કાલેજની બાજુમાં અને પોતે નવેસરથી બંધાવેલા "ડીકનાં તળાવની" ઊત્તરે આવેલો પોતાનો એક મોટો જમીનનો ટુકડો, તેપર આવેલાં નાનાં મકાનો સાથ કમિટીને મફ્ત આપવા જણાવ્યું, તથા તેપર મકાન બાંધવા માટે પોતે આગળ ભરેલા રૂપિયા ૭ હજાર ઊપરાંત બીજા નવ હજાર આપવાની માંગણી કરી, એવી સરતે કે સરકારી ઇજનેરી ખાતાંના પ્લાન અને અડસટ્ટા મુજબ, રાખનું કામ લેવું, અને સુવાવડખાતાંનો ખરચ, એકઠાં થયલાં ફંડમાંથી કે સરકારે પોતે કરવો સર જમશેદજીની આ ઉદાર માંગણી અત્યંત ઉપકાર સાથ કબુલ રાખવામાં આવી અને તેને તેમનું નામ આપવાનો કમિટીએ ઠરાવ કર્યો, તથા તેઓની સરતો પ્રમાણે, તેમની આપેલી જગ્યાપર એક

ઈમારત બાંધવાની દેખરેખ રાખવાને કેટલાક અંગ્રેજો તથા શેઠો ખર-શેદજી જમશેદજી જીજીભાઈ અને માણેકજી લીમજી બનાજીની એક ન્હાની કમિટી નિમવામાં આવી હતી. સરકારી ઇજનેરોની દેખરેખ હેઠળ આ ઇમારત તૈયાર થતાં, ઈ. સ. ૧૮૫૧ માં તે સરકારને સ્વાધીન કરવામાં આવી હતી, અને તે સાલથી તે જાહેર ઉપયોગમાં આવવા લાગી છે. [c]

આ કામ માટે બધા મળીને રૂ. ૩૦૦૦૦ ત્રીસ હજાર સર જમશેદજીએ આપ્યા હતા. આ મકાનની એક બાજુએ નીચે આપેલાને મળતો લેખ, અંગ્રેજી ભાષામાં કોતરેલો છે:—

સર જમશેદજી જીજીભાઈ

ઓબ્સ્ટેટ્રિક ઇનિસ્ટિટયુશન.

ઈ. સ. ૧૮૫૧.

---

આ મકાન

સર જમશેદજી જીજીભાઈ નાઇટે

ભેટ આપેલી જગ્યા ઊપર

અને તેમને ખરચે

બાંધવામાં આવ્યું છે.

જમીન અને ઇમારતનો ખરચ

રૂપિયા ૩૦૦૦૦.

દરદીઓનાં દુઃખ ટાળવાને કરેલાં સર જમશેદજીનાં રૂડાં કામોની નોંધ અત્રે પૂરી થાય છે. સર જમશેદજીને આગળ આપણે "કેળવણીના પિતા" લેખ્યા છે, તેમજ જો તેમને "ગરીબોના બાપ" કહીએ, તો તે શું "રજનું ગજ" કીધેલું લેખાશે?

---

[c] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૪૪ અને ૫૪૫.



# પ્રકરણ ત્રેવીસમું.

---

## માહિમનો "લેડી જમશેદજી" પૂલ.

Thy bounteous hand with worldly bliss
Has made my cup run o'er,
And in a kind and faithful friend
Has doubled all my store.

*Addison.*

માહિમ અને વાંદરા વચ્ચે આવેલી ન્હાની ખાડી અગનીરથમાં બેસી, આજે હજારો ઊતારૂઓ પળવારમાં પસાર કરી જાયછે. તેની બીજી બાજુએ આવેલા મોટા પૂલ ઊપરથી સેંકડો ઘોડા ગાડીઓ અને માલનાં ગાડાંઓ, તેમજ સેંકડો રાહદારીઓ, મુંબઈથી છાશી, અને ત્યાંથી મુંબઈ આસાનીથી આવજા કરેછે. એક વાર એવો હતો, કે આ ખાડી પસાર કરવાને ભારે મહેનત પડતી, તથા મોટો જોખમ ખેડવો પડતો; કારણ તે વખતે ત્યાં પૂલ જેવું કાંઇએ ન હતું. એક બાજુથી બીજી બાજુ જવાને સરકારી હોડીનો ઉપયોગ કરવો પડતો. સાંજે ૭ વાગ્યા પછી તો હોડી પણ ન મળતી! અને જો અગત્યનાં કામેસર આવજા કરવીજ હોય, તો આસરે ત્રણેક મૈલનો ઊભો રસ્તો લઈ કુરલાને રસ્તે આવજા કરવાનું બનતું.. ચોમાસામાં તો લોકોની આપદાનો પાર ન રહેતો. દર

સાલ આ વખ્તની તોફાણી રૂતુ લીધે, ઘણીક હોડીઓ ડુબી જતી, અને કેટલાક જાનબરબાદ થતા. આખરે સરકારે એ જગ્યાપર એક પાકો પૂલ બાંધવાનો વિચાર કર્યો, અને તેના ખરચનો અડસટ્ટો તૈયાર કરાવ્યો. પણ રૂ. ૬૭૦૦૦ નો અડસટેલો ખરચ, તુરત વેળા કરવાને સરકારથી બન્યું નહિ થાણાની ખાડીપર એક ન્હાનો પૂલ બંધાવવાની ગોઠવણ આ વખ્તપર મુમબઈના દેશી શેઠીયાઓ કરતા હતા, તેમારે તેઓએ રૂપિયા દસ હજાર, એકઠા પણ કર્યા હતા, જેમાં શેઠ જમશેદજીનો રૂપિયા પદરસેંનો ફાળો હતો. પણ આ શેઠીયાઓને થાણાના પૂલ કરતાં માહિમના પૂલની વધારે અગત્ય જણાઈ

ઈ સ ૧૮૩૭ ના ડિસેમ્બર માસમાં શેઠ ખરશેદજી કાવસજી બનાજીએ સરકારમાં એક પત્ર લખી માગી લીધુ કે માહિમનો પૂલ બાંધવાને માટે નાણાં એકઠાં કરવાને દેશીઓને રજા આપવી, તેમાં થાણાંના પૂલ માટે એકઠા કરેલા રૂપિયા દસ હજાર વાપરવા દેવા તથા સરકારે પોતે રૂ ૧૦૦૦૦ આપવા સરકારે આ સુચના કબુલી, પણ શેઠ બનાજી જોઈતાં નાણાં ભેગાં કરી ન શકવાથી, આ બાબત પડતી નાખવામાં આવી ત્યાર પછી બરાબર એક વર્ષ રહીને, શેઠ જેહાંગીર નશરવાનજી વાડીઆએ એ પૂલ પોતાને ખરચે બંધાવી આપવાને સરકારને રૂપિયા ૨૫૦૦૦ પચીસ હજાર આપવાની મરજી દેખાડી, પણ પૂલ બાંધવાના ખરચનો અડસટ્ટો જબરો થવાથી, પાછી આ બાબત પડી ભાગી. ઈ સ ૧૮૪૦ ના ચોમાસાંમા આ ખાડીમા વધુ માણસો ડુબી ગયાં, અને પૂલ બાંધવાની જરૂર બાબત પાછી ચરચા ચાલી રહી. ચણાં જાનોની બરબાદી થયલી સાભળી, લેડી જમશેદજી પણ દીલગીર થયાં, અને કુદરતી સવાલ કર્યો, કે લોકોના જાન બચાવવાને સરકાર પૂલ શા માટે બાંધતી નથી? એજ વખ્તપર શેઠ ખરશેદજી બનાજીએ, સર જમશેદજીને આ ધર્મનું કામ ઉપાડી લેવાની અરજ કરી પોતાનાં ધણીઆણીની લાગણીને માન આપી તથા મિત્રની સુચના ઊપાડી લઈ, શેઠ

જમશેદજીએ આ પૂલ, પોતાનાં ધણીઆણી તરફથી બંધાવી આપવાનું આખરે માથે લીધું.[૧]

ઈ. સ. ૧૮૪૧ ના ફેબ્રુઆરી મહિનામાં સરકાર જોગ એક પત્ર લખી પોતાનાં ધણીઆણીને નામે આ પૂલ બાંધી અપાવવાને માટે સરકારમાં રૂપિયા ૪૫૦૦૦ પીસતાલીસ હજાર ભરી આપવાની માંગણી શેઠ જમશેદજીએ કરી. સરકારે પૂલ બાંધવાના ખરચના નવેસરથી અડસટા કરાવ્યા, તો "મિલીટરી બોર્ડના" અડસટા પ્રમાણે તેનો ખરચ રૂપિયા ૧૬૪૫૪૦ નો થવા ગયો. સર જમશેદજીને આ ખરચ મોટો લાગ્યો. આગષ્ટ ૧૮૪૨ માં ગવર્નર સર જ્યોર્જ આર્થરને કાગલ લખી તેઓએ જણાવ્યું કે– "માહિમનો પૂલ બાંધવાની, લોકોના જાનમાલને ખાતર, તથા વેપારની સલામતી કીજે ઘણી અગત્ય છે. માટે આ બાંધકામ જલદી કરવાને સરકારે જાહેરમાં 'ટેનડર' માંગવા કે જે લોક એ કામ લેવા માંગેછે, તેમના ભાવ જણાય; કારણ મને ઊમેદ છે કે જે અડસટો ઊપજાવયોછે, તેના કરતાં ઓછે ખરચે એ કામ બનશે."

સર જમશેદજીની સુચના પ્રમાણે સરકારે જાહેર 'ટેનડર' માંગ્યાં. મી. જમશેદજી હીરાબજી નાયગામવાળા નામના અને પાછલથી પ્રખ્યાત થયલા રેલવે કંટ્રાકટરે, આ પૂલ અઢી વર્ષની મુદતમાં, રૂપિયા ૧૩૧૦૦૦ એક લાખ એકત્રીસ હજારમાં બાંધી આપવાનું માથે લેવા માગ્યું. બીજા પરચુરણ ખરચના રૂ. ૫૭૮૦ વધારે ગણી, સરકારે સર જમશેદજીને લખી જણાવ્યું કે આ પૂલ બાંધવાનો ખરચ રૂપિયા ૧૩૬૭૮૦ થશે. સર જમશેદજીએ ગવર્નર સર જ્યોર્જ આર્થરને તરત લખી જણાવ્યું કે આગળ આપવા જણાવેલા રૂપિયા ૪૫૦૦૦ બદલ તેઓ રૂપિયા ૧૦૦૦૦૦ એક લાખ આપશે, પણ એક સરતે કે પૂલ તૈયાર થતાં, તે જાહેર ઊપયોગ માટે મુફત ખુલ્લો મૂકવો, યાને કોઈ પાસે કસ્સોએ લવાજમ લેવો નહિ. બાકીના રૂપિયા પૂરા કરવાને સરકારે થાણાનો પૂલ બાંધવા માટે એકઠા

[૧] જુઓ "ખોલારો પંચાત"—પાને ૨૯૧ અને ૨૯૨.



LADY AVABAI JAMSETJI JEEJEEBHAI
લેડી આવાબાઈ જમશેદજી જીજીભાઈ

જમશેદજીએ આ પૂલ, પોતાનાં ધણીઆણી તરફથી બધાવી આપવાનું આખરે માથે લીધું.[૧]

ઈ. સ. ૧૮૪૧ ના ફેબ્રુઆરી મહિનામાં સરકાર જોગ એક પત્ર લખી પોતાનાં ધણીઆણીને નામે આ પૂલ બાંધી અપાવવાને માટે સરકારમાં રૂપિયા ૪૫૦૦૦ પીસતાલીસ હજાર ભરી આપવાની માંગણી શેઠ જમશેદજીએ કરી. સરકારે પૂલ બાંધવાના ખરચના નવેસરથી અડસટ્ટા કરાવ્યા, તો "મિલીટરી બોર્ડના" અડસટ્ટા પ્રમાણે તેમો ખરચ રૂપિયા ૧૬૪૫૫૦ ને થવા ગયો. સર જમશેદજીને આ ખરચ મોટો લાગ્યો. આગષ્ટ ૧૮૪૨ માં ગવર્નર સર જ્યોર્જ આર્થરને કાગલ લખી તેઓએ જણાવ્યું કે– "માહિમનો પૂલ બાંધવાની, લોકોના જાનમાલને ખાતર, તથા વેપારની સલામતી કીજે ઘણી અગત્ય છે. માટે આ બાંધકામ જલદી કરવાને સરકારે જાહેરમાં 'ટેનડર' માગવા કે જે લોક એ કામ લેવા માગેછે, તેમના ભાવ જણાય; કારણ મને ઊમેદ છે કે જે અડસટ્ટો ઊપજાવ્યોછે, તેના કરતાં ઓછે ખરચે એ કામ બનશે."

સર જમશેદજીની સુચના પ્રમાણે સરકારે જાહેર 'ટેનડર' માંગ્યાં. મી. જમશેદજી હોરાબજી નાયગામવાળા નામના અને પાછલથી પ્રખ્યાત થયલા રેલવે કંટ્રાકટરે, આ પૂલ અઢી વર્ષની મુદતમાં, રૂપિયા ૧૩૧૦૦૦ એક લાખ એકત્રીસ હજારમાં બાંધી આપવાનું માથે લેવા માગ્યું. બીજા પરચુરણ ખરચના રૂ. ૫૭૮૦ વધારે ગણી, સરકારે સર જમશેદજીને લખી જણાવ્યું કે આ પૂલ બાંધવાનો ખરચ રૂપિયા ૧૩૬૭૮૦ થશે. સર જમશેદજીએ ગવર્નર સર જ્યોર્જ આર્થરને તરત લખી જણાવ્યું કે આગળ આપવા જણાવેલા રૂપિયા ૪૫૦૦૦ બદલ તેઓ રૂપિયા ૧૦૦૦૦૦ એક લાખ આપશે, પણ એક સરતે કે પૂલ તૈયાર થતાં, તે જાહેર ઊપયોગ માટે મુફત ખુલ્લો મૂકવો, યાને કોઈ પાસે કરસોએ-લવાજમ લેવો નહિ. બાકીના રૂપિયા પૂરા કરવાને સરકારે થાણાનો પૂલ બાંધવા માટે એકઠા

[૧] જુઓ "ખોલાસે પંચાત"—પાને ૨૯૧ અને ૨૯૨.



LADY AVABAI JAMSETJI JEEJEEBHAI

લેડી આવાબાઈ જમશેદજી જીજીભાઈ.

માર્ચ ૧૮૪૫ માં.આ મોટો પૂલ બંધાઇને તૈયાર થયો. "મિલીટરી બોર્ડ" તેની તપાસ કરી સરકારને મન માનતો રિપોર્ટ કર્યો. આ પૂલની લંબાઈ લગભગ અર્ધો મૈલ છે. દસથી ચોવીસ ફૂટની તેની ઊંચાઈ છે. ભરતીનાં પાણી વખ્તે પણ, પાણીની સપાટીથી તે પાંચ ફૂટ ઊંચો રહે છે. વીસ ફૂટ સડકનો રસ્તો વચમાં બાંધેલો છે અને બન્ને બાજુએ સાડા ચાર ફૂટનો પગવાટ છે. રસ્તાની બાજુની 'પેરાપેટ' દિવાલ ત્રણ ફૂટ ઊંચી છે. ખાડીમાં દસથી અઢાર ફૂટ ઊંડું મજબૂત પથ્થર કામ બાંધેલું છે. કેટલીક તરફ ખાનકી પથ્થરનું મજબૂત બાંધકામ છે. ત્રીસ ફૂટ, ઘેરાવાના ચાર મજબૂત આરકાંપર, વચમાં પાણી પસાર થવાની ખાડીપર, દોઢસો ફૂટ લાંબો પૂલ બાંધી કાઢેલો છે. પૂલ હેઠળના આરકાંઓમાંથી, ઘેરાયલું પાણી કલાકના છથી સાત મૈલની ઝડપે પસાર થઈ જાય છે. [૩]

માહિમની બાજુથી પૂલપર દાખલ થતાં નાંકાંપરજ પથ્થરનાં બે આરકાંપર અંગ્રેજી, ગુજરાતી, મરાઠી અને ફારસી ભાષામાં કોતરેલી તખ્તીઓ છે; તેમાંની ગુજરાતી ભાષામાં કોતરેલી તખ્તી હેઠળ પ્રમાણે છેઃ—

આ પૂલ બાંધવાનું કામ,

**લેડી જમશેદજી જીજીભાઇના આસરાથી**

તારીખ ૯ મી ફેબરવારી સને ૧૮૪૩ ને દિવસે શરૂ થયું;

આ કામ મધે તે બાઈએ ભારે સખાવતથી,

**રૂપિયા ૧૫૫૮૦૦ ની મોટી રકમ આપી.**

આ પૂલનો નકશો શ્રી મુંબઈ ખાતાના ઇંજનેર લેફટનંટ ફાર્ડે કીધો,

અને

તેજ ખાતાંના ઇંજનેર કેપટન ફ્રકશાંકે બાંધી તે તૈયાર કીધો.

---

[૩] જુઓ મી. નાજરની "The First Parsee Baronet" પાને ૩૫-૩૬.

# એ પૂલ

રોજ ૧૩ મો માહ ૭ મો શાહેનશાહી સને ૧૨૧૪ યજદજર્દી
અને
તા. ૮ મી એપ્રિલ ૧૮૪૫ ને દિવસે
શ્રી મુંબઈના ગવર્નર

## નામદાર સર જ્યોર્જ આર્થર બેરોનેટ સાહેબ

તથા

## કાઊન્સિલના અધિકારીઓ

અને

## મુંબઈના મુખ્ય રહેવાસી સાહેબોની હજુરમાં,

## લોકોના આવજા સારૂ ખુલ્લો કીધો.

**આ પૂલનાં કામમાં એકંદર ખરચ રૂ. ૨૦૩૮૪૩-૦-૫, થયોછે.**

---

આખરે તા. ૮ મી એપ્રિલ ૧૮૪૫ ને દિવસે, ભારે ધામધુમસાથ આ પૂલ ખુલ્લો મૂકવાની ક્રિયા કરવામાં આવી. જો કે આ ક્રિયા છેક સાંજે પાંચ કલાકે થનાર હતી, તોપણ તે જગ્યાની આસપાસ ભારે રચના, આખો દિવસ થઈ રહી હતી. દરેક જાત અને દરેક વર્ગનાં લોક, બપોરથી તમાસો જોવાને ત્યાં એકઠાં થયાં હતાં. બાંયખલાથી માહિમનાં જંગલસુધી, તરેહવાર જાતની ગાડીઓની હારની હાર લાગી રહી હતી. લશકરી દાહમાહ પણ ભારે હતો. 'સલામતી' આપવાને કેટલીક તોપો પૂલઆગળ ધસડી લાવી ગોઠવવામાં આવેલી હતી. ઘોડેસવાર લશકરની

એક મોટી ટુકડી, તેમજ અંગ્રેજી અને દેશી પાયદલ લશકરની મોટી ટુકડીઓ ત્યાં હાજર હતી. લશકરી, સનંદી, અને દરિયાઇ અમલદારો, તેમજ આગેવાન યુરોપિયન અને દેશી વેપારીઓ તથા શેઠીઆઓ, એ સઘળાની ગાડીઓની મોટી હાર, માહિમ તરફનાં નાકાંપર એકઠી થઈ રહી હતી. બરાબર પાંચ કલાકનો અમલ થતાં ગવર્નર અને સર જમશેદજી, બૉડીગાર્ડના એક મોટા રસાલા સાથ, ત્યાં આવી લાગ્યા. નામદાર ગવર્નરના જમણા હાથપર સર જમશેદજીને બેઠક આપવામાં આવી હતી. એક મોટું સરઘસ થઈ સઘળાઓ પૂલપર દાખલ થયાં. સર્વથી આગળ એ પૂલ બાંધનાર ઈંજનેર અને કંટ્રાકટર મી. નાયગામવાળા તથા તેમનાં ખાતાંનાં આગેવાન ટીપરીઓ હતા. તેની પાછલ ઘોડેસવાર "લેન્સર" પલટણની એક ટુકડી હતી. ગવર્નરનું બેંડ તેમની પાછલ આવી લાગ્યું. તેની પાછલ સર જમશેદજી અને ગવર્નરની ગાડી હતી. તે ગાડીની બન્ને બાજુએ કેટલાક ગ્રહસ્થો ઘોડેસવાર થઇને જતા હતા, તેમાં સર જમશેદજીની બાજુએ, ગવર્નરનો ખાનગી સેક્રેટરી કેપટન આર્થર, અને ગવર્નરની બાજુએ શેઠ ખરશેદજી જમશેદજી હતા. ગાડીની પછવાડે સેનાધિપતિ વિગેરે લશકરી તથા સનદી અમલદારોની, તથા મોટા મોટા યુરોપીયન અને દેશી આગેવાનોની ગાડીઓની હાર હતી. સર જમશેદજીની ગાડી, પૂલની બરાબર વચમાં આવી લાગતાં, તોપો ફોડી તેમને સલામતી આપવામાં આવી હતી. વાંદરાની બાજુનું એક ગજાવર આરકું પસાર કરી, આખું સરઘસ, ત્યાં બાંધેલા એક મોટા મંડપમાં જઇ લાગ્યું. તેઓને પાન ગોલાબ વિગેરે વહેંચી આપતા હતા, તે વખતે ગવર્નર સર જ્યાર્જ આર્થર, "કમાન્ડર-ઇન-ચીફ" અને તેની બાનું તથા આગેવાન સરકારી અમલદારો અને તેમની બાનુઓ સાથ, બાજુમાં આવેલા એક શીરંગી ગ્રહસ્થનાં ઘર આગળ આવી, ત્યાં બેઠેલાં લેડી જમશેદજી અને તેમનાં કુટુંબની બાનુઓની મુલાકત કરી હતી; તેમનાં નામસાથ જોડાયલું અને તેમની સખાવતથી ઊભું થયલું આ કામ પાર પડ્યું, તે માટે ગવર્નરે લેડી જમશેદજીને મુબારકબાદી આપી હતી.

કલાક એકસુધી અત્રે વાતચીતમાં વખ્ત કાઢેયા પછી, સઘળા યુરોપીયનોએ સર જમશેદજીએ તૈયાર કરાવેલાં બાદશાહી ખાણાંને ઇનસાફ આપ્યો. તે પૂરૂ થતાં નામદાર ગવર્નરે ઊભા થઇ, એક ભાષણ કરી "લેડી જમશેદજીની સલામતી" લેવાડી. તેમ કરતાં નામદાર ગવર્નરે જણાવ્યું કે,

સર જમશેદજી જીજીભાઈ,

"આજના જેવા શુભ પ્રસંગે હાં હાજર થવાથી મને ઘણો આનંદ ઊપજ્યો છે મારી તરફના વિચારો જણાવવા પહેલાં, આજના પ્રસંગને લગતી કાંઈક તવારીખ જણાવીશ. કેટલાંક વર્ષપર માહિમ અને વાંદરા વચ્ચે એક પૂલ બાંધવાની જરૂર વિષે સરકારનું ધ્યાન ખેચવામાં આવ્યું હતું. પણ નાણાં સંબંધી અગવડો લીધે સરકારથી કંઇ બની શકયું ન હતું. ત્રણ ચાર વર્ષપર સરકારે આ કામની 'સર્વે' કરાવી, અને સરકારી ઇજનેરે જોઇતા અડસટ્ટા પૂરા પાડ્યા, પણ બીજાં કામોમાં નાણાં ખરચવાની પહેલી અગત હોવાથી, સરકારને આ કામ પાછું મુલતવી રાખવું પડયું. ઈ. સ. ૧૮૪૧ નાં ચોમાસાંમાં આ તરફ પંદરથી વીસ હોડીઓ ઊંધી વળી ગઈ અને તે સાથ ઘણાંક જીવની હાણી થઈ. લેડી જમશેદજીએ જ્યારે આ માઠા સમાચાર સાંભળ્યા, ત્યાર કુદરતી સવાલ કર્યો કે સરકાર એક પૂલ કાં બાંધતી નથી? જ્યારે તેઓએ સરકારની તુરત વેળાની મુશકલી જાણી, ત્યારે પોતાની દોલતમાથી, અને પોતાને ખરચે આ કામ માથે ઊઠાવી લેવાની તેઓએ પોતાની મરજી જણાવી. એકવાર ફરી નક્કી અડસટ્ટો કરવામાં આવ્યો, પણ ઇજનરી ખાતાના બીજા અડસટ્ટાઓ માફક, આ પણ ખુબ વધી ગયો. રૂપિયા ૬૭૦૦૦ માં આ કામ પૂરૂં કરી નાંખવાની અટકલ થઈ હતી, પણ એટલા રૂપિયામાં તો કામનો ત્રીજો ભાગ પણ બધાઇ ન રહ્યો! આ કામ અધુરૂં નાંખવા કરતાં, તે પૂરૂં કરવાને, રૂપિયા એક લાખ આપવા લેડી જમશેદજી તૈયાર થયાં! વળી પરચુરણ ખરચ માટે બીજા રૂપિયા ૧૦૦૦૦ દસ હજાર આપ્યા તે તો જુદા.........પાછળથી તેઓએ રૂપિયા, ચાર, છ, અને દસ હજા-

રની, બીજી રકમોની બક્ષેસ એ કામમાટે આપી હતી; બીજા પરચુરણ રૂપિયા મળી તેઓ તરફથી રૂપિયા ૧૪૦૦૦૦ એક લાખ ચાલીશ હજારની બાદશાહી રકમ મળી છે. [૪] વળી બે ચાર દિવસ થયાજ મને ખબર મળી છે કે, પૂલની બાજુ પરના રસ્તા બાંધી આપવા માટે આ સખી બાઇ બીજા રૂપિયા ૨૨૦૦૦ બાવીસ હજાર આપનાર છે!...

"લેડી જમશેદજી વારવાર કહેતાં હતાં કે ગરીબને ઊપયોગનું આવું કામ કરી આપવાની તવંગરોની ફરજ છે. આ સખી બાંનુની સખાવત વિષે બોલવાની મને મળેલી આ તકનો લાભ લઈ, હુ એકાદ નહિ જણાવેલી બાબત અત્રે જણાવીશ. સર જમશેદજી! તમારા ખાનદાનની મોટી સખાવત વિષે હુ બોલવા માંગું છુ. બે વર્ષપર મેં ઊપજાવી કાઢેલી નોંધપરથી, તેમજ પાછળથી બને એટલી મેળવેલી ખબરોપરથી (જોકે તમારી સખાવતોની લગતી ખબર સહેલાઇથી મળતી નથી!) મે સરવાળો ઊપજાવી કાઢયો છે, કે ફક્ત તમારી જાહેર સખાવત, એક લાખ પાઊન્ડ એટલે દસ લાખ રૂપિયાથી વધુની થઈ ચુકીછે! જ્યારે હુ તમારી ઊદારતા અગ્રેજી વેપારીઓની ઊદારતા સાથ સરખાવી જોતું છું, તો મને મુબઇનો વેપારી વધારે ચઢતો લાગેછે

"આપણે સઘળાને એકજ ઇશ્વરે પેદા કીધાં છે, માટે આપણે ગમે એ ધર્મ પાળતા હોઇએ, તોપણ આપણી ઊદારતા અને આપણી ભલાઇનો બદલો આખરે મળ્યા વગર રહેતો નથી. હવે લેડી જમશેદજીની સલામતી ચાહી, હુ આ ભાષણ તમામ કરીશ. મહરયો! "લેડી જમશેદજી!" તેઓ તથા સર જમશેદજી અને તેમનું કુટુબ ઘણાં વર્ષો સુધી, તદરોસ્ત સુખી અને આબાદ જીવતાં રહે!"

---

[૪] આ રકમ ભુલ ભરી લાગેછે 'બધા મળી એ કામ માટે સર જમશેદજીએ રૂ. ૧૫૫૮૦૦ આપ્યા હતા. પૂલની બાજુપર મારેલી એક તખ્તીમાં પણ એજ રકમ જણાવેલી છે.

ગવર્નરની સલામતીનો જવાબ, સર જમશેદજીએ નીચે પ્રમાણે ટુંકમાં આપ્યો:—

**બાનુઓ અને ગ્રહસ્થો,**

"લેડી જમશેદજીને સલામતી ચહાવામાટે હું તમારો ઘણો ઉપકારી થયો છુ. મારા મહેરબાન મિત્રોનો જે મોટો મિળાવડો ત્યાં ભેગો મળ્યો છે, તે જોઈ મને કેવી ખુશાલી ઉપજેછે, તે મને જણાવ્યા વગર ચાલતું નથી. તમો સર જ્યોર્જ આર્થર તથા જે બાનુઓએ આટલે દૂર સુધી આવવાની તસદી લીધીછે, તેમનો જેટલો ઉપકાર હુ માનું, એટલો થોડો છે. લેડી જમશેદજી આ પૂલ ખુલ્લો મૂકાવાના આજના દિવસને પોતાની જીંદગીનો એક સુખી અને શુભ દિવસ લેખેછે, અને તેઓ તે દિવસપર પોતાની બહેનપણીઓની આવી મોટી હાજરીથી, પોતાને મોટુ માન મળેલું સમજે છે.

"નામદાર ગવર્નર સાહેબે આ કામને ગરીબોના લાભનું અને પૂણ્યવાન કામ જણાવ્યું છે. સરકારી મોટા અમલદારો પણ આ કામ ગરીબ પ્રજાલાભનું જણાવતા રહ્યા છે. એજ ધોરણે ચાલી, આ પૂલનો વપરાસ કરનારી પ્રજાપાસ કઈએ "ટોલ" લીધામાં ન આવશે, એવી માંગણી કરવામાં લેડી જમશેદજીની નેમ, કોઇએ રીતે ગરીબોનું ભલું કરવાની તથા સર જ્યોર્જ આર્થરે લાગણીસાથ જણાવેલા અભાગ્યા અકસમાતો બનતા અટકાવવાની છે.

"મારે જણાવવું જોઇએ કે આ પ્રજાપયોગી કામ કરવાનો વિચાર પહેલે મને સુઝયો ન હતો, તોપણ મારાં ધણીઆણીનું ધારેલું આ કામ આજે પાર પડેલું જોઈ મને વાજબી મગરૂરી અને મોટી ખુશાલી પેદા થાયછે.

"માનવંત ગવર્નરે મારી આગળી સખાવતો વિષે કંઇક એસારો અત્રે કર્યોછે, તે વિષે આ પ્રસંગે જો હું વધુ ન બોલું તો મને માફ કરશો; પણ સરકારનો સર્વથી વડો અમલદાર મારાં કામ અને મારી નેમોની ખરી પિછાન કરે છે, એ જાણી હું તેમનો ઘણો આભારી થયો છું

"કેપ્ટન ફ્રકરૅન્ક, કે જેની દેખરેખ હેઠળ આ આખો પૂલ બંધાઈ તૈયાર થયો છે, તે ચંચલ અમલદાર, આજે અત્રે ગેરહાજર છે, તેમાટે હું ઘણો દીલગીર છું. તેની ચાલાકી અને તેની ઊમંગી મહેનતમાટે, આ માનવંત મજલીસની હજુરમાં, તેનો મોઢે મોઢું જાહેર ઉપકાર માનવાની જો મને તક મળતે તો હું ઘણો ખુશી થતે.[૫] આ મોટું કામ આટલું જલદી પૂરૂં કરી આપવા માટે આપણે તેના ઘણાં આભારી થયા છીએ.

"આવા ઉપયોગી પ્રસગે હાંવેર, દૂરસુધી હાજરી આપવા માટે તથા માનવંત ગવર્નર સાહેબની સલામતી ખરી લાગણી સાથ ઉપાડી લેવા માટે, હું એકવાર ફરી તમારો ઉપકાર માનુંછું."[૬]

---

[૫] આ અંગ્રેજી ઇન્જનેર કેપ્ટન ફ્રકરૅન્કને, સર જમશેદજીએ ઇંગલાન્ડથી ખાસ મંજુરિયાત મગાવી, રોકડા રૂપિયા ૫૦૦૦ પાંચ હજારનું ઇનામ આપ્યું હતું; તેમજ પૂલ બાંધી આપનાર કંટ્રાક્ટર મી. જમશેદજી દોરાબજી નાયગામવાળાને રૂપિયા ૧૫૦૦૦ પંદર હજારનું બાદશાહી ઇનામ, આપ્યું હતું. .

[૬] ઉપલાં ભાષણોની અસલ અંગ્રેજી નકલમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૪૪૭–૪૪૮; મી. નાજરની "The First Parsee Baronet" પાને ૩૮ થી ૪૧; તથા મી. કરાકાની "History of the Parsees" દફતર ૨ જું પાને ૧૦૫ થી ૧૦૮. સર જમશેદજીએ આપેલાં આ ભાષણનો જવાબ અસલ પ્રમાણે ફક્ત "પારસી પ્રકાશમાં જ" નોંધેલો છે. [ દફતર ૧ લું, પાને ૪૪૮. ]

ભાષણ પૂરૂં થતાં, ગવર્નર અને સર જમશેદજી મંડપમાંથી સાથે બાહેર પડયા, અને પૂલને રસ્તે પાછું સઘળું સરઘસ માહિમ તરફ આવી લાગી વિખેરાઈ ગયું. એજ રાત્રે મહાલક્ષ્મીની દરિઆ કિનારેની પોતાની વાડીમાં, સર જમશેદજીએ પોતાના દેશી મિત્રોને એક મોટી જ્યાફત આપી હતી. વળી આ પ્રસંગે છાસ્ટી તરફ રહેતા કેટલાંક શીરગી કુટુંબોએ, આ પૂલ બંધાવી, તેમને સુખ કરી આપવામાટે, સર જમશેદજીનો ઊપકાર માની, તેમને ધણીક સહીસાથનું એક માનપત્ર આપ્યું હતું. માહિમ અને વાંદરાનાં ગરીબ રેહેવાસીઓએ પણ, મરાઠી ભાષામાં લખેલું એક બીજું માનપત્ર આપણા શેઠને આપ્યું હતુ.

આ પૂલ ખુલ્લો મુકવાની ક્રિયા વખ્તે, પૂલની બન્ને બાજુએ સારા રસ્તા બંધાવી આપવાની ખાહેશ સર જમશેદજીએ દેખાડી હતી, તે પ્રમાણે થોડા મહિના પછી, એટલે જુલાઈ ૧૮૪૫ માં સર જમશેદજીએ સરકાર-જોગ એક પત્ર લખી, માહિમ બજારથી તે પૂલસુધીનો એક નવો રસ્તો બાધવામાટે, લેડી જમશેદજી તરફથી રૂપિયા ૨૨૦૦૦ બાવીસ હજાર આપવાની પોતાની મરજી જણાવી. તેજ મહિનામાં સરકારે સર જમશે-દજીની માગણી અવ્વલ્લ ઊપકારસાથ સ્વીકારી, અને ઇજનેર ખાતાને તે કામ તુરત શરૂ કરવાનો હોકમ કર્યો. થોડાક મહિનામા આ રસ્તો તૈયાર થતાં, તે વખ્તની મ્યુનિસિપાલીટી-"બોર્ડ-ઑફ-કોનઝર્વેસીને" તે સોંપવામાં આવ્યો. સુબેહના અમલદારોએ આ રસ્તાનું નામ "લેડી જમશેદજી રોડ" કરી રાખવાનો ઠેરાવ પસાર કર્યો. સરકારે સર સાહે-બને એક પત્ર લખી તેમાટે તેમની મન્જુરિયાત માગી, અને તેઓએ તેવી

"માનવંત ગવર્નરે મારી આગળી સખાવતો વિષે કંઈક ઈસારો અત્રે કર્યોછે, તે વિષે આ પ્રસંગે જો હું વધુ ન બોલું તો મને માફ કરશો; પણ સરકારનો સર્વથી વડો અમલદાર મારાં કામ અને મારી નેમોની ખરી પિછાન કરે છે, એ જાણી હું તેમનો ઘણો આભારી થયો છું

"કેપ્ટન ફ્રકરીંન્ક, કે જેની દેખરેખ હેઠળ આ આખો પૂલ બંધાઈ તૈયાર થયો છે, તે ચંચલ અમલદાર, આજે અત્રે ગેરહાજર છે, તેમાટે હું ઘણો દીલગીર છું. તેની ચાલાકી અને તેની ઊમંગી મહેનતમાટે, આ માનવંત મજલીસની હજુરમાં, તેનો મોઢે મોઢું જાહેર ઊપકાર માનવાની જો મને તક મળતે તો હું ઘણો ખુશી થતે.[૫] આ મોટું કામ આટલું જલદી પૂરૂં કરી આપવા માટે આપણે તેના ઘણાં આભારી થવા છીએ.

"આવા ઊપયોગી પ્રસંગે હાંવેર, દૂરસુધી હાજરી આપવા માટે તથા માનવંત ગવર્નર સાહેબની સલામતી ખરી લાગણી સાથ ઊપાડી લેવા માટે, હું એકવાર ફરી તમારો ઊપકાર માનુંછું."[૬]

---

[૫] આ અંગ્રેજી ઇન્જનેર કેપ્ટન ફ્રકરીંન્કને, સર જમશેદજીએ ઈંગલાન્ડથી ખાસ મંજુરિયાત મંગાવી, રોકડા રૂપિયા ૫૦૦૦ પાંચ હજારનું ઇનામ આપ્યું હતું; તેમજ પૂલ બાંધી આપનાર કંટ્રાક્ટર મી. જમશેદજી દોરાબજી નાયગામવાળાને રૂપિયા ૧૫૦૦૦ પંદર હજારનું બાદશાહી ઇનામ આપ્યુ હતું.

[૬] ઊપલાં ભાષણોની અસલ અંગ્રેજી નકલમાટે જુઓ. "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૪૪૭-૪૪૮; મી. નાજરની "The First Parsee Baronet" પાને ૩૮ થી ૪૧; તથા મી. કરાકાની "History of t[illegible] Parsees" દફતરે ૨ જું પાને ૧૦૫ થી ૧૦૮. સર જમશે[illegible] આપેલાં ભાષણનો જવાબ અસલ પ્રમાણે ફક્ત "પારસી પ્રકા[illegible]
[ દફતર ૧ લું, પાને ૪૪૮. ]

ભાષણ પૂરું થતાં, ગવર્નર અને સર જમશેદજી મંડપમાંથી સાથે બાહેર પડ્યા, અને પૂલને રસ્તે પાછું સઘળું સરઘસ માહિમ તરફ આવી લાગી વિખેરાઈ ગયું એજ રાત્રે મહાલક્ષમીની દરિઆ કિનારેની પોતાની વાડીમાં, સર જમશેદજીએ પોતાના દેશી મિત્રાને એક મોટી જયાફત આપી હતી. વળી આ પ્રસગે છાપરી તરફ રહેના કેટલાંક શીરગી કુટુંબોએ, આ પૂલ બંધાવી, તેમને સુખ કરી આપવામાટે, સર જમશેદજીનો ઊપકાર માની, તેમને ઘણીક સહીસાથનું એક માનપત્ર આપ્યું હતુ. માહિમ અને બાંદરાનાં ગરીબ રહેવાસીઓએ પણ, મરાઠી ભાષામા લખેલું એક બીજુ માનપત્ર આપણા શેઠને આપ્યું હતુ

આ પૂલ ખુલ્લો મૂકવાની ક્રિયા વખ્તે, પૂલની બન્ને બાજુએ સારા રસ્તા બંધાવી આપવાની ખાહેશ સર જમશેદજીએ દેખાડી હતી, તે પ્રમાણે થોડા મહિના પછી, એટલે જુલાઈ ૧૮૪૫ માં સર જમશેદજીએ સરકાર-જોગ એક પત્ર લખી, માહિમ બજારથી તે પૂલસુધીનો એક નવો રસ્તો બાંધવામાટે, લેડી જમશેદજી તરફથી રૂપિયા ૨૨૦૦૦ બાવીસ હજાર આપવાની પોતાની મરજી જણાવી તેજ મહિનામાં સરકારે સર જમશેદજીની માગણી અલબત્તે ઊપકારસાથ સ્વીકારી, અને ઇજનેર ખાતાને તે કામ તુરત શરૂ કરવાનો હોકમ કર્યો થોડાક મહિનામાં આ રસ્તો તૈયાર થતાં, તે વખ્તની મ્યુનિસિપાલીટી-"બોર્ડ-ઑફ-કોનઝર્વેસીને" તે સોંપવામાં આવ્યો. સુલેહના અમલદારોએ આ રસ્તાનું નામ "લેડી જમશેદજી રોડ" કરી રાખવાનો ઠેરાવ પસાર કર્યો. સરકારે સર સાહેબને એક પત્ર લખી તેમાટે તેમની મંજુરિયાત માગી, અને તેઓએ તેવી

મંજુરિયાત ખુશીથી આપી. રસ્તાની બન્ને બાજુએ પથ્થરના એકેક થાંભલાપર એક ટુંક લેખ આ પ્રમાણે કોતરેલો છે—

"LADY JAMSETJEE'S ROAD"

1846.

એટલે

"લેડી જમશેદજી રોડ."

સંવત ૧૯૦૨.

આ રસ્તો જુન ૧૮૪૫ થી જાહેર પ્રજાના વપરાસમાટે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. [૭]

પણ વાંદરાની તરફનો એક રસ્તો બંધાવવાનો બાકી રહેલો હતો. સર જમશેદજી જેવા સખી નરમાટે તે કામ નજીવું જેવું હતું. ઈ. સ. ૧૮૪૮ માં તેઓએ વાંદરાની જાણીતી ટેકરી હેઠળથી તે મોંટમેરીના દેવલ સુધીનો એક રસ્તો બાંધવાને અર્ધો ખરચ આપવાની પોતાની માગણી સરકારમાં લખી મોકલી, જે અલબત્તે કબુલ રાખવામાં આવી. ઈ. સ. ૧૮૫૧ માં આ રસ્તો તૈયાર થતાં સર જમશેદજીએ પોતાના ફાલાના રૂપિયા ૭૧૨૦ સરકારને આપ્યા. ત્યાર બાદ ઈ. સ. ૧૮૫૨ માં, વળી ફરીને સર જમશેદજીએ તે વખતની વાઇકાઉન્ટ ફૉકલાન્ડની સરકારને લખી જણાવ્યું, કે એ ઊપલા રસ્તાની એક શાખા વાંદરેના લેડી જમશેદજી પૂલને નાકાંસુધી બાંધી અપાવવાને તેઓ રાજી છે, તથા સરકારી ઇજનેરના અડસટા પ્રમાણે તેઓ તેમાટે સરકારી તીજોરીમાં રૂપિયા ૨૫૦૪ ભરી આપશે. સરકારે આ વધુ માગણી પણ કબુલ રાખી અને તે રસ્તો બાંધવાની રજા આપી. આ રસ્તાને બન્ને છેડે, પથ્થરના થાંભલાઓપર નીચલો લેખ કોતરેલો છે:—[૮]

---

[૭] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૪૭૫.

[૮] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૬૫૨–૬૫૩.

THIS ROAD
WAS CONSTRUCTED
AT
THE JOINT EXPENSE
OF
GOVERNMENT
AND
SIR JAMSETJI JEEJEEBHOY.
1854
એટલે
આ રસ્તો
સરકાર અને સર જમશેદજી જીજીભાઈના
સેગા ખરચથી
ઈ. સ. ૧૮૫૪ માં
બાંધ્યો છે.

આ પ્રકરણ વધારે લબાવવાની જરૂર નથી. કારણ સર જમશેદજીનાં આ યાદગાર કામની વધુ નોંધ લેવાની રહી નથી. આ કામથી તેઓ, પોતાનાં



# પ્રકરણ ચોવીસમું.

## મુબઇની "બેલાસીસ રોડની" ધર્મશાળા.

From the low prayer of want and plaint of woe
O never, never, turn away thine ear!
Forlorn, in this bleak wilderness below,
Ah! what were men, should *Heaven* refuse to hear!

*Beattie*

સર જમશેદજીના સખાવતનાં કામો જાત જાતનાં હતાં પોતાની કોમ માટે પૂરતુ કરી, સામાન્ય પ્રજાપયોગી કામો તે શેઠે આરમ્ભ્યાં હતા ગરીબોને પોતાથી બનતી બાદશાહી મદદ કીધા પછી, તદન લાચાર અને નિરાધારોને તેઓ ભુલ્યા ન હતા. રસ્તે રખડતા રઝળતા ભીખારીઓ, અપગ અભાગ્યાઓ, લાચાર લુલાઓ અને મરવા જેવા મુફલેસો માટે તેમને સદા દયા લાગતી એક બાદશાહી વેપારી અને મોટા અમીર થયા, તે પહેલાથી, અને પોતાની વેપારી તરીકેની કારકીરદીની શરૂઆતથીજ, જ્યારે તેઓ મુદ્દન જાણીતા પણ થયલા ન હતા તે વખ્તથી, આ સખી નર, પોતાથી બનતી મદદ આવા લાચારોને કરતા બહારકોટનાં પોતાનાં જુના મકાનેથી નિકળી, જ્યારે તેઓ કોટ ખાતે પોતાના મુરબ્બીની પેઢીપર આવવા ચાલતા નિકળતા, ત્યારે, તે વખ્તનાં એકાત મેદાનને આખે રસ્તે મળતા ભીખારીઓને તેઓ પાઈ, બે પાઈ પણ પોતે આપતા જેમ જેમ પોતાની હાલત સુધરતી ગઈ, તેમ તેમ તે શેઠના

પાઘના મુદ્દા મોટાજ થતા ગયા, એટલેસુધી કે કહેછે, કે કેટલાક તો "મોટા શેઠની" સવારની ખેરાત લઈ, પોતાનાં આખા દહાડાનાં ગૂજરાનનું સાધન કાઢી લેતા! સર જમશેદજીની સર્વથી પહેલી સખાવત આ લાચાર લોકોમાટે હતી. કદાચ એ લોકની આંતરડીના ખરા આશીરવાદથીજ, તેઓ આગળ ચાલતા ધન દોલત અને માલ ખજાનો તથા માનમરતબો મેળવી શકયા હશે! અને કદાચ તેથીજ પાઈ બે પાઈની સખાવત કરનાર લાખ બે લાખની સખાવત કરવાને શક્તિવાન થયા હશે.

બીજી બાદશાહી સખાવતો કરવામાં, સર જમશેદજી પોતાનાં આ જુનાં ઓળખીતાઓને ભુલ્યા ન હતા. તેમને ઠેકાણે પાડવાને તેઓને વારંવાર વિચાર થતો. એક ઠેકાણે તેઓ લખે છે કે "પાધડીવાળાનું રાજ ગીઆથી, કુલ પરયવીના ગરીબ ફકીર નાચાર દરદી લોકો શ્રી મુંબઇમધે આવીને એખઠું થાઇછે. તેમધે ઘણુંજ પુરા જઈફ ઇનસાન કે જેનાં હાથનાં તથા પગનાં આંગલાં ખરી ગએલાં તથા આંખે માજુર તથા કોઇનો હાથ નહી, તથા પગે લંગડા કે જેથી ચલાએ નંહી-હેરી મણી તરાંની હાલતનાં માણુશો છે."[1] એવાં માણુસો માટે "ડિસ્ટ્રીક્ત બેનીવોલેન્ટ સોસાયટી" નામનાં એક પરગજુ મંડળે, એક ન્હાની ધર્મશાળા, "બેલાસીસ રોડના" રસ્તાપર ચાલુ કરી હતી. ત્યાં લાચાર તથા નિરાધાર રખડતાઓને રાખી, તેમને બીજી બનતી મદદ કરવામાં આવતી. આ "સોસાયટીની" સ્થાપના ઈ. સ. ૧૮૩૪ માં થઈ હતી. જેમાટે એ સાલમાં મુંબઈના રહેવાસીઓની એક જાહેર સભા, ટાઉન હોલમાં બોલાવવામાં આવી હતી. આ સભામાં એવો ઠેરાવ થયો હતો, કે "મુંબઈના નાતવાન અને કંગાલ લોકો, કે જેઓ ભીખ માગવા સિવાય, બીજી રીતે પોતાનું ગૂજરાન ચલાવવાને અશક્ત હોય, તેઓને નાતજાત કે ધર્મના કાંઈ પણ પ્રકારના ફરકવગર આસરો આપવો, અને તેમને રાખવામાટે એક ધર્મશાળાં સ્થાપવી અને ત્યાં જેઓને દાખલ કરવામાં આવે, તેમને બની શકે તો તેમને લાયકનું હલકું કામ સોંપવું." આ

[1] "ખોલાસે પંચાત" પાને ૩૦૫.

ઠેરાવ પ્રમાણે ભાંયખલા તરફ એક ભાડેના ઘરમાં આ આશ્રમસ્થાન જુન ૧૮૩૪ થી, ચાલુ કરવામાં આવ્યું હતું. [૨]

આ "સોસાયટીને" મુખ્ય મદદ કરનાર અંગ્રેજી વેપારીઓ અને મીશનરીઓ હતા, પણ થોડી ઘણી મદદ દેશી શેઠીયાઓ અને મુખ્ય કરી પારસી શેઠો તરફથી મળતી. શેઠ જમશેદજી પણ વારંવાર આ ભલાં કામ માટે, પોતાની કોથલીમાં હાથ નાખતા. વારવાર આ મંડળીને નાણાંની ઘર્ત પડતી, અને તેથી ભીખારીઓને બરાબર આસરો અપાતો નહિ. સર જમશેદજી આ મંડળીના એક સભાસદ હતા અને તેઓએ આ મુશકલી ટાળવાનો ઠેરાવ કર્યો.

એવી એક મોટી ધર્મશાળા બાંધવાને થતા ખરચના અડસટ્ટા, સરકારી ઇજનેર ખાતાં મારફતે માગયા. માર્ચ ૧૮૪૫ માં સરકારે લખી વાળ્યું કે આ આશ્રમસ્થાન બાંધવાનો ખરચ રૂપિયા ૫૭૪૦૩ થશે. આ અડસટ્ટો તુરત કબુલ રાખી, સર જમશેદજીએ તા. ૨૪ મી મે ૧૮૪૫ ને દિવસે સરકારી તીજોરીમાં રૂપિયા ૫૭૪૦૩ ભરી આપ્યા.

સરકારી ઇજનેરખાતાંની દેખરેખ હેઠળ આ ધર્મશાળાનું મકાન બાંધવાનું કામ ચાલુ થયું. પણ બાંધકામ કરતાં ધારાંપ્રમાણે અસલ અડસટ્ટો વધી ગયો! તેથી સર જમશેદજીને બીજા રૂપિયા ૮૦૦૦ આપવા પડયા. જમીનની કિંમતસાથ આ મકાન પોણા લાખ રૂપિયાને ખરચે તૈયાર થયું. એમાં ન્હાના ન્હાના ઓરડાઓની આઠ હારો કરવામાં આવી છે, જેમાં ૩૦૦ થી ૪૦૦ નિરાધારોનો ત્યાં સમાવેસ થઈ શકે એમ છે. આ મકાનની બહારથી નીચે લખેલી મતલબની એક તખ્તી અંગ્રેજી ભાષામાં કોતરી મારેલી છેઃ—

સુંબઈની

"ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટ સોસાયટીની"

ધર્મશાળાનું

આ મકાન

સર જમશેદજી જીજીભાઈ નાઇટે

ઈ. સ. ૧૮૪૬ માં

બંધાવી આપ્યું હતું.

તા. ૧૧ મી મે ૧૮૪૭ ને દિવસે આ મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા, મુંબઈના તે વખતના ગવર્નર સર જ્યોર્જ રસલ ક્લાર્કે કરી હતી. અલબત્ત આગેવાન યુરોપીયન અને દેશી શહેરીઓ ત્યાં હાજર હતા. એમનું

સઘળાનાં એક સરઘસ સાથ, ગવર્નર તથા સર જમશેદજી આખી ઇમારતમાં ફરી વળ્યા. પછી થોડાક ઘટતા શબ્દોમાં, ગવર્નર સાહેબે સર જમશેદજીને તેમનાં સખાવતનાં આ નવાં કામમાટે મુબારકબાદી આપી. ત્યાર પછી એક ન્હાની જેવી મેજવાનીને ઇનસાફ આપી સઘળા જૂદા પડયા. [૩]

એ પછી, સર જમશેદજી સાથની સરત પ્રમાણે, મુંબઇની સરકારે એક પત્ર લખી, આ ઇમારત "ડિસ્ટ્રીકટ બેનીવેલેન્ટ સોસાયટીને" સ્વાધીન કરી. આ પત્રની નકલ નીચે પ્રમાણે હતી:—

ઈ. સ. ૧૮૪૭ નો નંબર ૨૦૮૦.

જેનરલ ડિપાર્ટમેન્ટ

મુંબઈ તા. ૨૨ મી જુલાઈ ૧૮૪૭.

"ડિસ્ટ્રીકટ બેનીવેલેન્ટ સોસાયટીની" કમિટીના સભાસદો જોગ-સાહેબો,

નામદાર ગવર્નર અને કાઉન્સિલના હોકમથી, હુ તમને લખી જણાવવાની રજા લઊંછું કે, "બેલાસીસ રોડના" રસ્તાપર સર જમશેદજી જીજીભાઇએ આ ટાપુના મુફલેસોને આશરો આપી રાખવામાટે, જે નવી ધર્મશાળા મોટી ઊદારતાથી બંધાવી આપીછે, તે તૈયાર થવાથી અને સરકારે, "ડિસ્ટ્રીકટ બેનીવેલેન્ટ સોસાયટી" માટે, તે સર જમશેદજીની ભેટ તરીકે કબુલેલી હોવાથી, હવે સરકારી ઇજનેરને હોકમ આપવામાં આવ્યો છે, કે તેણે તે તમારે સ્વાધીન કરવી.–એવી સરતે કે તમારે તમારી 'સોસાયટીનાં' ફંડમાંથી, તેના સમારકામ વિગેરેનો ચાલુ ખરચ કરવો.

વળી મને તમને જણાવવાની ફરમાશ થઈ છે, કે સર જમશેદજી જીજીભાઇએ, તમારી 'સોસાયટીમાટે' સરકારી તીજોરીમાં રૂપિયા પચાસ હજાર (૫૦૦૦૦) ભરવાની માગણી કરી છે,–એવી સરતે કે સરકારે પોતાનું હાલનું માસિક લવાજમ બમણું કરવું; અને આ સરત સરકારે

---

[૩] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું. પાને ૪૯૧.

કબુલ રાખેલી હોવાથી, રૂપિયા ૩૦૦ નાં માસિક લવાજમ ઉપરાંત, સરકાર તરફથી તમારી કમિટીને, જે દિવસે સર જમશેદજી સરકારમાં રૂપિયા ૫૦૦૦૦ ભરશે તે દિવસથી, સર જમશેદજી જીજીભાઈ તરફની બક્ષીસના દર માસે રૂપિયા ૩૦૦ તમને વધારે મળશે

(સહી) W ESCOMBE,
સરકારનો સેક્રેટરી

તા ૩૧ મી જુલાઈ ૧૮૪૭ ને દિવસે સર જમશેદજીએ ઉપલી રૂપિયા પચાસ હજારની રકમ સરકારમા ભરી હતી. પછી સપ્ટેમ્બર ૧૮૪૭ માં સરકાર જોગ એક બીજો પત્ર લખી, સર જમશેદજીએ અરજ કરી, કે આ ધર્મશાળાની ઇમારતને સરકારી ઈમારત લેખી, તેની મરામત વિગેરેનો ખરચ સરકારે કરવો, કારણ આ ઇમારત સરકારી મકાન ગણવામાં આવશે, એમ તેઓ પહેલેથી ધારતા હતા સરકારે સર જમશેદજીનું લખવુ વાજબી જણાવ્યુ અને આ ઇમારતને સરકારી મકાન લેખવાનું ઠેરવ્યું, તથા સર જમશેદજીને લખી જણાવ્યુ, કે કાયદાસર એક લખત કરી, યાને દાનપત્ર બનાવી, આ ઇમારત સરકારને સ્વાધીન કરી દેવી. તેપ્રમાણે સર જમશેદજીએ આ મકાન તા. ૧ લી મે ૧૮૪૮ ને દિવસે સરકારને સ્વાધીન કર્યું

સર જમશેદજીએ, આ સોસાયટીનાં ફંડમાં રૂપિયા પચાસ હજાર ભરી આપવા છતાં, અને સરકાર તરફનું માસિક લવાજમ વધારી અપાવ્યા છતાં, આ ફંડની આવક મનમાનતી જોઈનહિ આવક કરતાં ખરચ વધારે થતો. તેથી આ ફંડને વધુ મદદ કરવાને આપણા સખી શેઠ ફરી બહાર પડયા. તેઓએ સરકારમાં લખી જણાવ્યુ કે,

"મારા માનવંત મિત્ર સર ચાર્લસ ફોરબસ, કે જેઓ આગળ મુબઈમાં વસતા હતા, તેઓએ, મારી મરજીમાં આવે તેવાં ધર્મખાતાને મદદ કરવાને મારીપર, થોડો વખ્ત થયો રૂપિયા ૩૦૦૦૦ ત્રીસ હજાર મોકલી આપ્યા છે, તે રૂપિયા સરકારે પોતાને હવાલે લઈ તેનુ ઉપજતું વ્યાજ (દર માસે કે દર ત્રણ માસે) "ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટ સોસાયટીના" ખર્ચ-

નચીને, તે ખાતાંના ઊપયોગ માટે વાપરવાને સર ચાર્લસ ફોરબસ તરફના 'ડોનેશન' (બક્ષિસ) તરીકે આપવું.

"વળી એ રકમઊપરાંત, હું સરકારને હાથ બીજા રૂપિયા ૨૦૦૦૦ વીસ હજારની એક રકમ આપવાની માગણી કરૂંછું, જે સરકારે મહેરબાની કરી કબુલ રાખવી, અને તેનું ઊપજતું વ્યાજ (દર માસે કે દર ત્રણ માસે) ઊપલાં ધર્મખાતાંના ખજાનચીને, એવાંજ કામમાટે વાપરવાને "લેડી જમશેદજી•ડોનેશન"તરીકે આપવું."

આ રૂપિયા ૫૦૦૦૦ પચાસ હજારની રકમપર સરકારી વ્યાજના દરથી વધુ વ્યાજ સર જમશેદજીએ માંગયુ હતું. પણ તે આપવાની "કોર્ટ–ઑફ–ડિરેકટર્સે" ના પાડી હતી, અને ચાલુ દરનું સરકારી વ્યાજ આપવા જણાવ્યું. સર જમશેદજીએ તે કબુલ રાખી ઊપલા રૂપિયા પચાસ હજાર તા. ૩૦મી જુન ૧૮૪૪ ને દિવસે સરકારી તીજોરીમાં ભર્યા.[૪]

આ પ્રમાણે સર જમશેદજીએ આ ખાતાંને પગભર કરી આપ્યું, અને તેથી તે આજ સુધી ટકીને ઊભું છે. આ ધર્મશાળા માટે સર જમશેદજીએ નીચલી વિગતે રૂ. ૧૪૫૪૦૩ ની બાદશાહી રકમ કાઢી આપી હતીઃ—

| રૂપિયા. | |
|---|---|
| ૫૭૪૦૩ | મકાન બાંધવા માટે સરકારને આપ્યા. |
| ૮૦૦૦ | પાછળથી એજ કામ માટે વધારાના આપ્યા. |
| ૧૦૦૦૦ | એ મકાન માટે જમીન ખરીદવાને આપ્યા. |
| ૫૦૦૦૦ | થાપણમાં વધારો કરવાને પોતાને નામે આપ્યા. |
| ૨૦૦૦૦ | લેડી જમશેદજીને નામે થાપણમાં વધારો કરાવ્યો. |
| રૂ. ૧૪૫૪૦૩ | |

એમાં જો આપણે સર ચાર્લસ ફોરબસ તરફના રૂપિયા ત્રીસ હજાર ઊમેરીયે, તો એક ખરાં ઊપયોગી ખાતાને પોણા બે લાખ રૂપિયાની મદદ

[૪] ઊપલી સઘળી વિગત માટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૪૬૧, ૪૬૨ અને ૪૬૩, તથા મી. નાજરની "The First Parsee Baronet" પાને ૪૬ અને ૪૭ અને મી. મનસુખનું "જંત્રનામુ" પાને ૩૫૭ અને ૩૫૮.

સર જમશેદજીએ કરી આપી, રખડતા રઝલતાઓને ઠેકાણે પાડવાને પોતાથી બનતું કર્યું. સર જમશેદજીની અનેક પ્રકારની સખાવતમાં આ એક ઊત્તમ પ્રકારની સખાવત સદા લેખાતી રહેશે.

આજસુધી આ ખાતું ચાલુછે, આજસુધી સર જમશેદજીએ બંધાવી આપેલી આ ધર્મશાળાનો લાભ દર સાલ સેંકડો ગરીબ લોક લે છે. રસ્તે રખડતાં રઝલતાં સેંકડો નિરાધારો, એ ધર્મશાળાને આસરે આવી પડેછે, અને લગભગ બસેં લાચારો એ 'ધર્મશાળામાં" પડ્યા રહેછે. બહાર રહેતાં નિરાધાર ગરીબ લોકને સર જમશેદજીનાં ફંડમાંથી પગાર આપવામાં આવેછે. વળી કોઇકને છુટક પૈસા વહેંચી આપવામાં આવે છે. દર માસે કેટલોક અનાજ કેટલાંક નિરાધારોને પુગાડવામાં આવેછે, એવી રીતે લગભગ દર સાલ રૂ. ૧૧૦૦૦ થી રૂ. ૧૨૦૦૦ નો રૂડો ઊપયોગ એ ખરૂં ઊપયોગી ધર્મખાતું કર્યું જાયછે. એ ખાતાંની થાપણ હાલ રૂપિયા ૧૬૩૯૦૦ ની થઈછે.[૫] જેમાં રૂ. ૭૦૦૦૦ ની લગભગ અર્ધી થાપણ સર જમશેદજીએ કરી આપેલીછે. આલબલેસ ખાનદાન તથા સર દીનશાહ માણેકજી પીટીટ અને બીજા પારસી ગ્રહસ્થોએ આ ખાતાંને સારી મદદ કરેલીછે. નામદાર "પ્રિન્સ–ઑફ–વેલ્સે" પોતાની મુબઈની યાદગાર મુલાકત વખ્તે આ ખાતાંને રૂપિયા એક હજારની બક્ષેસ કરી હતી. સર જમશેદજી પોતાની મુખ્ય સખાવતથી આ ઊપયોગી ખાતાંને સગીન પાયપર ચાલુ કરી ગયાછે, તેમાં તો જરાકે શક નથી. અનાથ આંધળાઓ, લાચાર લુલાઓ, અને નિરાધાર નરનારીઓના એક સાચા સુરબ્બી સર જમશેદજી હતા; અને મરણ પછી પણ તેમની સંગીન સખાવતને લીધે, આજસુધી તેઓ તેમના સુરબ્બી રહી શકયા છે, અને તેથી "બાટલીવાળાનું" પ્યારૂં નામ આજસુધી, વહાલ અને માન, હેત અને હેસાનસાથ એ અભાગ્યા વર્ગમાં, સદા યાદ કરવામાં આવતું જ હશે.

---

[૫] "ડિસ્ટ્રીક્ટ બેનીવોલેન્ટ સોસાયટીનો" ઈ. સ. ૧૮૯૭ નો વાર્ષિક રિપોર્ટ.



# પ્રકરણ પચીસમું.

## "સર જમશેદજી જીજીભાઈ પૂણા બંડ એન્ડ વૉટર વર્કસ."

Men resemble the Gods in nothing so much as in loing good to their fellow creatures.*

It is a principal point of duty to assist another most, when he stands most in need of assistance.*

હવા ફેરબદલ કરવામાટે જઈ આવવાની સર જમશેદજીની મુખ્ય માનીતી જગ્યા ખંડાળાની ટેકરી હતી. વારંવાર તેઓ પૂણા શહેરની મુલાકત લેતા અને કોઈ કોઈ વાર મહાબલેશ્વર પણ જતા. ખરૂં છે, કે તે વેળા આગગાડી દોડતી થઈ ન હતી, પણ ટાંગામાં બેસી, મુખ્ય કરી ઘાટના આ મનહર રસ્તાપર, ઘણી સહેલાઈથી મુસાફરી કરી શકાતી. એક વાર સર જમશેદજી મહાબલેશ્વરથી પાછાં ફરતાં પૂણા શહેરમાં આવી લાગ્યા. તે વેળાએ, ત્યાંના પારસી, મરાઠા અને મુસલમાન વિગેરે કોમના આગેવાન રહેવાસીઓએ તેમને એવી અરજ કરી કે ઊનાળાના દિવસોમાં પૂણા શહેરમાં પાણીની ઘણી તંગી પડેછે; "કૅમ્પ" તરફના શહેરના વધેલા ભાગને તો સદા આપદા પડેછે, પણ ગરમીના દિવસોમાં તેમને પીવાના ખપ જેટલું પાણી મળવું પણ મુશકેલ થઈ પડેછે, અને પાણી વગર લોકો ઘણાં હેરાન થાય છે, માટે સખાવતના સરદાર આપણા શેઠે તેમની આ મુશકેલી કોઇ રીતે, દૂર કરી આપવી. સર જમશેદજીનાં ધ્યાનમાં આ વાત ઊતરી, અને એ બાબે પોતાથી બનતું કરવાને તેઓએ વચન આપ્યું.[*]

ડિસેમ્બર ૧૮૪૧ માં આ અરજ તેમને કરવામાં આવી હતી પૂણાનાં લોકોનું આ દુઃખ કેમ ટાળવું તેવિષે પૂરતો વિચાર અને ઘટતી મસલહત ચલાવ્યા પછી, જુન ૧૮૪૨ માં સર જમશેદજીએ મુંબઇની સરકારને એક પત્ર લખી, તેમાં પૂણાનાં લોકોને પાણીની તંગીને લીધે, મુખ્ય કરી ઊનાળાના દિવસોમાં, કેવું ખમવું પડેછે, તે બાબતનો વિગતવાર ખોલાસો કરી, માગણી કરી કે પૂણાનાં કલેકટરે અને ત્યાંના વડા ઇજનેરે, તપાસ ચલાવી, કોઈ વહેતાં પાણીનો ઝરો તે તરફ શોધી કાઢવો, કે તે ઝરાનાં પાણી, તેમણે ખરચે, નળ મારફતે "બાલા સાહેબ રાસ્તીયાનાં" પાણીનાં જુનાં બાંધકામસાથ મેળવી, શહેરને વધુ પાણી પૂગાડવાની ગોઠવણ થાય. સરકારને તો આ માગણી ઘણી આવરદાયક થઇ પડી, કારણ પૂણા શહેરને છેલા પેશવાની પડતી પછી, એક લશકરી મદક બનાવવામાં આવ્યું હતું.

[*] જુઓ "ખોલાસો પંચાત" પાને ૩૦૦ અને ૩૦૧.

અને તેથી શહેરને સ્વચ્છ પાણી પૂરતું કરવાની ઘણી જરૂર હતી. પેશવાઓના વખતમાં, એક ચંચલ મરાઠા ઇજનેરે ત્યાં આવેલી મુલા અને મુતા નામની મોટી શાખા નદીઓના ઘાટપરથી વહેતી વખતનો માર્ગ, ચાલાકી ભરી યુક્તિથી ફેરવી નાંખી, તેનું પાણી એકઠું કરી, શહેરમાં લાવવાની ગોઠવણ કરી હતી. પણ પેશવાઓની પડતી પછી, આ કામની મરામત કરવા વિગેરેની સંભાળ રાખવામાં આવી ન હતી. નવેસરથી બાંધકામ કરવાને સરકાર નાણાંની ગોઠવણ તુરત કરી શક્તી ન હતી, તેથી આપણે જણાવ્યું તેમ સર જમશેદજીની આ માગણી તેમને વખતસર લાભની થઈ પડી. તુરત સરકારે, પૂણાના કલેકટર, વડા ઇજનેર અને બીજા અમલદારોની એક કમિટી નેમી, અને સર જમશેદજીની માગણી મુજબની તપાસ ચલાવવાને તેઓને ફરમાવ્યું. આ કમિટીએ "મિલીટરી બોર્ડ" વિગેરે સાથ તપાસ ચલાવી, સપ્ટેમ્બર ૧૮૪૨ માં પોતાનો રિપોર્ટ સરકારમાં મોકલ્યો, એવું જણાવીને કે "રાસ્તીવાનાં" બાંધકામ સાથ નળથી જોડી નાંખવા લાયક, તાજાં પાણીનો કંઇએ ઝરો હાથ લાગતો નથી, તેમજ વળી આ યોજના કમિટીને પસંદ પણ ન હતી. તેઓએ લખી વાળ્યું, કે એક બંડ બાંધી "મુતા અને મુલા" નદીઓનું પાણી, ઘેરી લઈ, ત્યાંથી નળ મારફતે શહેરમાં પાણી પૂગાડવાની ગોઠવણ કરવી.

સર જમશેદજીએ આવાં બાંધકામનો નકશો તથા તે પાછળ થતા ખરચનો અડસટ્ટો સરકાર તરફથી જાણવા માંગ્યો. આગષ્ટ ૧૮૪૩ માં, સરકારે આ અડસટ્ટાનો આંકડો સર જમશેદજીપર મોકલી આપ્યો, જેમાં આ કામ પાછળનો ખરચ રૂપિયા ૧૭૪૮૫૫ નો ગણેલો હતો. આ અડસટ્ટો સર જમશેદજીને ઘણો લાગ્યો. સાંચાકામ વિગેર ઇંગલાન્ડથી મંગાવવાનો શું ખરચ થશે, તેની ખાનગી ખબર ઇંગલાન્ડના પોતાના આડતિયાઓ મેસર્સ ફોરબસની કુંપની મારફતે મંગાવી; તેમજ સરકારને નવા અડસટ્ટા તૈયાર કરાવવાને ફરી અરજ કરી. આ પત્રવહેવાર થાલતો હતો, એવામાં કોઇએ ગપાટો ઊરાડયો કે પૂણાના રહીશો નળનું આ પાણી વાપરશે નહિ! અને સર જમશેદજીના પૈસા નકામા જશે! સર જમશેદજીએ આ બાબ-

તની ચોકશી કરવાને સરકારને અરજ કરી સરકારે એક કમિટી નેમી, તેની મારફતે પૂરતી તપાસ ચલાવી અને તેના રિપોર્ટ પરથી સર જમશેદજીને લખી જણાવ્યું કે "નળથી પહોંચતું પાણી વાપરવા વિષે પૂણાના કેટલાક દેશી રહેવાશીઓમાં જે શક હતો, તેમાં કંઇએ કારણ તથા વજુદ નથી."

આખરે તા. ૫ મી ફેબ્રૂઆરી ૧૮૪૪ ને દિવસે, સર જમશેદજીએ એક નિર્ણીતપત્ર સરકારને લખી, આ કામ વધારે ઢીલમાં ન રાખવાને તેમાં અરજ કરી, તથા એવી સુચના કરી, કે એ પાણીનાં બાંધકામમાટે જોઇતા સાંચા તથા નળો વિગેરે, પોતાને ખરચે ઇંગલાન્ડથી મગાવી આપવું, આ કામપર દેખરેખ રાખવાને એક મોટો ઇન્જનેર ખાસ ઈંગલાન્ડથી બોલાવી, તેનો પગાર વિગેરે સઘળો ખરચ સર જમશેદજીએ આપવો, તથા સઘળું સાંચાકામ પણ તેમનેજ ખરચે બંડ બાંધવાની જગા આગળ પૂરતું કરવું એ બંડનાં તળાવ વિગેરે લગતું બાકીનું બાંધકામ કરવાનું હતું, તેમાટે કંટ્રાકટરો વેનકટેશ નારાયણ તથા હરી રામચંદ્રના અડસટ્ટા પ્રમાણે રૂપિયા ૭૩૯૪૫, તથા બીજા પરચુરણ ખરચમાટે મળી રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજાર સરકારને તેઓએ આપવા પોતાની આ બાદશાહી માગણીસાથ તેઓએ સાદાઇથી સરકારને વધુ લખી જણાવ્યું, કે એના બદલામાં "હું એટલુંજ માગું છું કે સરકારે એ કામ પોતાની દેખરેખ હેઠળ સંપૂર્ણ કરવાને એક ઊપરી નેમવો, અને એ બાંધકામ તૈયાર થયાપછી, સર્વ લોકને વાપરવા માટે તે ખુલ્લું રાખવું, અને તેની મરામત તથા ચાલુ ખરચ સરકારે કરવો." તુરત જવાબ ફરી વળ્યો કે સરકાર સર જમશેદજીની સુચના પ્રમાણે, પોતાનો એક ઇન્જનેર અમલદાર આ કામમાટે નેમશે તથા (તે પત્રમાં જણાવ્યા પ્રમાણે) "તમારી નેકીભરી સખાવત જે કામ હાલ ચાલુ કરવા માગેછે, તથા જે કામ પૂણાના સર્વ જાતના લોકોને ઘણું અગત્યનું અને ફાયદાભરેલું ગણવામાં આવેછે, તે પૂરૂં થયાથી તેની જાયુક મરામત તથા તે ઊપરનો ચાલુ ખરચ કરવાને, 'કોર્ટ-ઑફ-ડિરેક્ટર્સની' મંજુરિયાત મેળવી સરકાર તે માથે લેશે."

આ પ્રમાણેની ગોઠવણ નક્કી થતાં, સર જમશેદજીએ મેસર્સ ફૅારબસ કંપની મારફતે ઇંગ્લાન્ડથી સાંચાકામ વિગેરે મંગાવ્યું, તથા એક કાબેલ ઇજનેર ત્યાંથી બોલાવી મગાવ્યો, અને પોતાની સરત પ્રમાણે, ફેબ્રુઆરી ૧૮૪૪ ની આખરીએ રૂપિયા ૭૫૦૦૦ પંચોતર હજાર, સરકારને સ્વાધીન કર્યા. સપ્ટેમ્બર ૧૮૪૪ માં "કોર્ટ-ઑફ-ડિરેકટર્સની" મંજુરિયાત ફરી વળી મુંબઇની સરકારસાથ સર જમશેદજીને થયલી સઘળી સરતો તેઓએ મંજુર રાખી. આ "ડિસ્પૅચમાં," પૂનાનાં ગરીબ લોકને પાણી પૂરૂં પાડવા માટેની સર જમશેદજીની કાળજીની ભારે વખાણ કરતાં, "કોર્ટ-ઑફ-ડિરેકટર્સ" સર જમશેદજીની સખાવતને "ડહાપણવાળી" અને "ઊદાર દિલની" જણાવી, સર જમશેદજીને "પોતાના દેશનો પરખ્યાત ભલુ કરનારા એક દાતાર" લેખેછે. તેને લગતો અંગ્રેજી ફકરો નીચે પ્રમાણેછે —

"The provision of a plentiful supply of water to all, and especially the poorest classes of our extensive division of Poonah, which has *hitherto* suffered much from its deficiency, is one of *the most useful acts* that could be performed and amply proves *the discriminating and munificent charity of this Distinguished Benefactor of his Country.*

ઈ. સ. ૧૮૪૪ ના અકટોબર મહિનામાં આ બંડ બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું નળો, પાણી એચવાના સચાઓ, રેંટો વિગેરે સાથ લઈ, મી. બ્રાઊન નામનો એક કાબેલ ઇજનેર મે ૧૮૪૫ માં ઇંગલાન્ડથી અત્રે આવી લાગ્યો. એ સાંચાકામ વિગેરેપર સરકારે જગાત મુદ્દલ લીધી ન હતી. ઈ. સ. ૧૮૪૬ ના ભારે વરસાદમા તૈયાર થયલું કેટલુંક બાંધકામ, મુલા અને મુતા નદીની ભારે રેલમા ધસડાઈ ગયું હતું. ઈ. સ. ૧૮૪૭ માં પણ એજ પ્રમાણે અને એજ પ્રકારની કેટલીક નુકશાની થઈ હતી. સર જમશેદજીએ

આ બનાવોથી હારી ન ખાતાં, ત્રીજી વાર, વધારે મજબૂત પાયાપર કામ શરૂ કરાવ્યું, અને આખરે ઇ. સ. ૧૮૪૮ ની આખરીએ, પુણાનો આ બંધ બંધાઈ તૈયાર થયો; અને સાંચા વિગેરે યત્રકામ ગોઠવવાનું શરૂ થયું. આ સાંચાકામ અને નળ વિગેરે ઈંગલાન્ડથી મંગાવવાનો તથા ત્યાંથી આવેલા ઇજનેરનો પગાર તથા તેનો આવવા જવાનો તેમજ બંડને બધારે મજબૂત બનાવવા માટે રેતી તથા કાંકરીનું પડ બાંધવાનો, નદીનું પાણી બંધમાં લેવામાટે, અને પાણીની આવજા ચાલુ રાખવા માટે લોખંડનો એક મોટો દરવાજો અને તીરકસો વિગેરે મૂકવાનો અને બીજો પરચુરણ ખરચ મળી, સર જમશેદજીને એ સઘળાંમાટે, રૂપિયા ૯૮૦૫૦ નો ખરચ થયો હતો. એટલે બાંધકામ માટે આપેલા રૂપિયા ૭૫૦૦૦ ઉમેરતાં, આ બડ બંધાવવામાટે સર જમશેદજીએ રૂપિયા ૧૭૩૦૫૦ એક લાખ તોત્તેર હજાર અને પચાસની બાદશાહી રકમ ખરચી હતી એજ કામ પાછલ બીજો આસરે આતેક હજારનો ખાનગી ખરચ મળી, પુણાનાં લોકને પાણીની સગવડ કરી આપવાને, સર જમશેદજીએ લગભગ રૂપિયા ૧૮૦૦૦૦ એક લાખ એસી હજારની અને એક હાતેમ દિલના નરને છાજતી રકમ કાઢી આપી હતી ફક્ત્ આવી એક સખાવતમાટે તેમનું નામ સદા યાદગાર રહેવુ જોઇએ.

સરકારને પણ આ કામ પાછલ દેખરેખ રખાવવાના તથા તે તરફનો રસ્તો બંધાવવાના ખરચના રૂ. ૮૪૪૪૯ થયા હતા

આખરે સપ્ટેંમ્બર ૧૮૫૦ માં સઘળું કામ તૈયાર થયું, અને અક્ટોબર મહિનાની પહેલી તારીખથી પૂણા શહેરનાં લોકોને પાણી પૂગતુ કરવાનું ચાલુ કરવામાં આવ્યું. આ કામ સરંજામ થવાની ખબર ઇંગલાન્ડ પૂગતાં, "કોર્ટ-ઑફ-ડિરેકટર્સે" મુબઇની સરકાર મારફતે સર જમશેદજીને મુબારકબાદી લખી વાળી, અને તેમ કરતા તેઓ મુબઇ સરકારને ફરમાવેછે કે,

"We desire that you will convey to Sir Jamsetjee Jeejeebhoy our congratulations on the completion

of the work in which he has shown so deep an interest and which is calculated to promote so greatly the comfort of a large portion of the poor population of Poonah.

પૂણા શહેરને બરાબર પાણી મળતું ચાલુ થતાં, સરકારે આ પાણીનાં મોટાં બાંધકામને "સર જમશેદજી જીજીભાઈ પૂણા બંડ એન્ડ વૉટર વર્કસ "એવું નામ આપ્યું. આ જગ્યાપર એક સુંદર બાગ બનાવવામાં આવ્યોછે, જે પુનેકરોની ફરવા હરવાની એક મુખ્ય જગ્યા થઈ પડીછે. બંડપર જતાંજ, સીઢીની બન્ને બાજુપર નીચલા લેખને મળતી તખ્તીઓ અંગ્રેજી ગુજરાતી અને મરાઠી ભાષાઓમાં કોતરી મારેલીછેઃ–

## "THE JAMSETJEE BUND AND WATER WORKS,"

Constructed at the suggestion and carried out
under the auspices of
SIR JAMSETJEE JEEJEEBHOY KNIGHT
OF
BOMBAY.

Who *Munificently* contributed the sum of Rs. 173,050 towards the undertaking in which the *eminent individual*, whose name it bears, had in view, the *noble and philanthropic design* of furnishing to the inhabitants of Poona a never failing supply of pure water.

The work was commenced in the *Christian Year 1844*, corresponding with the *Shensayi Yezdezerdi Era 1214* and 1215

and completed in 1850, under the superintendence of *Captain Thomas Studdert*, of the Bombay Engineers.

The total amount of expenses incurred on *this useful and charitable undertaking* was Rs. 257,499

યાને

મુંબઇના રહેવાસી

## સર જમશેદજી જીજીભાઈ નાઇટની

સુચનાથી અને તેમના આશરા હેઠળ

આ

" જમશેદજી બંડ ઍન્ડ વૉટર વર્ક્સ "

બ ધાઈ તૈયાર થયું છે,

જેમણે આ કામમાટે રૂ. ૧૭૩૦૫૦ ની ઊદાર રકમ આપી છે: જે મોટી પદ્મીના ગ્રહસ્થનું નામ આ બાંધ કામને આપ્યું છે, તેઓની આ બાંધકામ કરવાની ઊમદા અને પરગજુ મતલબ, પૂણા શહેરના રહેવાસીઓને, સ્વચ્છ અને અખુટ પાણી પૂરૂ પાડવાની હતી.

આ કામ ઈ. સ. ૧૮૪૪ અને શહેનશાહી યજદેજર્દી ૧૨૧૪ અને ૧૨૧૫ ના સાલમાં શરૂ કરવામાં આવ્યું હતું, અને ઇ સ. ૧૮૫૦ માં, મુબઇનાં ઇજનેરી ખાતાંવાળા કપ્ટન ટોમાસ સ્ટૂડૅટની દેખરેખ હેઠળ પૂરૂ થયું હતું.

આ ઊપયોગી અને ધર્મનાં કામ પાછલ સઘળો મળી રૂ. ૨૫૭૪૯૯ નો ખરચ થયો. [૨]

---

[૨] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૫૫૨.

બંડને લગતું આ બાંધકામ આસરે ૮૫૦ ફૂટ લાંબુ અને ત્રીસેક ફૂટ પહોળું છે. નદીનાં પાણીની આવજા ઓછાં જોર સાથ ચાલુ રાખવાને, તેમાં જગેજગ સુરાખો મૂકી, પાણીને જૂદી જૂદી તરફ વહેતુ રાખેલુંછે આ વહેતું પાણી ઘેરી લઈ, તેની આસપાસ ૩૫ ફૂટ ઊંચી દિવાલ બાંધી લીધીછે. ત્યાંથી બે મેલ દૂર એક ઊંડો કુવો અથવા ટાંકી બાંધી લીધીછે, નદી આગળ ગોઠવેલો એક સંચો, પાણી ઊપર ખેંચી, ૧૦ ઈંચના નળો મારફતે, આ ટાંકીમાં પાણી મોકલેછે, જ્યાંથી નળીઓ મારફતે જૂદી જૂદી જગ્યાએ શહેરમાં પાણી પૂગતું કરવામાં આવે છે.[૩]

વખ્તના વધારાસાથ પાણીનું આ બાંધકામ પૂણાં શહેરનેમાટે પૂરતું ન રહ્યાથી, પૂણા શહેરને પાણી પૂગતું કરવાની હવે નવી ગોઠવણ થઇછે, તોપણ તે પહેલાં વર્ષો વર્ષ સુધી આ બંડ પૂણા શહેરને આશીરવાદ સમાન હતો. તેને ચાલુ રાખવાની આગળ ભારે કાળજી ધરાવવામાં આવતી;. એકવાર તેનો ઊપયોગ એવા તો બોહોળા વિસ્તારમાં થતો હતો, કે નવાં અને મજબૂત સાંચાકામ રૂપિયા ૮૦૦૦૦ એંસી હજારની કિંમતના બાદશાહી ખરચે, સર જમશેદજીના બીજા દીકરા ઑનરેબલ શેઠ રૂસ્તમજીએ આ બંડમાટે પૂરાં પાડયાં હતાં! આજે તે સઘળુ લગભગ નકામું થઈ પડયુંછે.

---

[૩] પૂણાના બંડને લગતો ઊપલો સઘળો અહેવાલ "પારસી પ્રકાશ" દફતર ૧ લું પાને ૫૫૨ થી ૫૫૪ તથા મી. નાજરની "The First Parsee Baronet" પાને ૪૨ થી ૪૩, મી. મનસુખનું "ગંજનામું" પાને ૪૫૫ થી ૪૬૨, અને "ખોલાસે પંચાતને" પાને ૩૦૦ થી ૩૦૩ વિગેરે પરથી મેળવ્યોછે



# પ્રકરણ છવીસમું.

## વેપારી માનઃ
## "ફ્રીડમ-ઑફ્-ધી-સિટી–ઑફ્–લન્ડન".

Like the sun, true merit shows,
By nature warm, by nature bright,
With inbred flames it nobly glows,
Nor needs the aid of borrow'd light.
*Bickerstaff.*

અંગ્રેજ કવિ પોપ એક તરફ લખેછે, કે "માણસની ખુબસુરતી આપણી આંખ આંજી નાંખેછે, પણ ફક્ત તેની લાયકી આપણું દિલ જીતી શકે છે." હા! લાયકીનો બદલો મળ્યા વગર રહેતો નથી. મોડે યા વહેલે એક માણસની ખરી ખૂબીની પિછાન થાય છે. સર જમશેદજીની સખાવત શરૂ થયા પછી, તેની પિછાન ઘણે વર્ષે પાછલથી થઈ હતી; પણ તે પિછાન થવા માંડી એટલે એકદમ તેમની પર જાતજાતનાં માનની નવાજેશ થવા લાગી. આ સઘળાં માનો તેમની સખાવત, તેમની ઉદારતા, તેમની દીનદયા અને તેમની પરોપકારી બુદ્ધિ માટે તેમને મળતાં હતાં. પણ આ પ્રકરણમાં, તેમને મળેલા જે માનવિષે આપણે લખવું થાયછે, તે માનો ફક્ત એવાં કામો માટે નહિ, પણ વેપારી તરીકેની તેમની મોટી ફતેહ માટે, તેમના વેપારી સાહસથી

દેશની દોલતમાં વધારો કરવા માટે અને મૂખ્ય કરી તેમની વેપારી ઘાનતદારીમાટે મળેલાં લાગેછે. એક વેપારી તરીકેની તેમની કારકીરદી વિષે, આ પુસ્તકના આગળા ભાગમાં પૂરતું લખ્યુંછે. ફક્ત આ પ્રકરણમાં તેમની બાદશાહી સોદાગીરીની આખેરીએ તેમની લાયકીની કેવી કદર બુજવામાં આવી હતી, તેનું ટુંકે વર્ણન આપવું છે ઈંગલાન્ડનાં મોટાં વેપારી મંડળે તેમને આપેલાં "ફ્રિડમ-ઑફ્-ધી-સિટી-ઑફ્ લન્ડનનાં" મોટાં માન વિષે લખવા પહેલાં, બીજી તરફથી સર જમશેદજીને મળેલાં વેપારી માનમાટે કંઈક વર્ણન પહેચાં આપવું જોઈએ.

સર જમશેદજીના વખ્તમાં બ્રિટિશ અને દેશી વેપારીઓ વચ્ચે, મુખ્ય કરી પારસી વેપારીઓસાથ, સારો એખલાસ હતો. વેપારીઓ તરીકે તેઓ એક બીજાને ભાઇબંધ લેખતા, અને સદા એક બીજાને મદદ થતા. મુંબઇની મેસર્સ રિમીંગટનની કંપની સાથ સર જમશેદજીનો સારો વહેવાર હતો, તેમજ તેના ભાગ્યાઓ સર જમશેદજીના અંગત મિત્રો હતા. એકવાર આ મોટી પેઢી ભારે વધનમાં આવી પડી. કલકત્તાની તેમની આડત ચલાવનાર પેઢીના ભાગી પડવાથી, તેઓને પણ મુંબઇમાં ખમવું પડયું. એવા વખ્તમાં માંગનારાઓ અધીરા થઈ પડયા; અને આ પૂરાણી પેઢી કાસું દેવાળું કાઢવાની હાલતમાં આવી પડી. એવી વખ્તે આપણા શેઠ જમશેદજી પોતાના ભાઇબંધ વેપારીઓની મદદે આવ્યા. માંગનારાઓનાં નાણાંની જામીનગીરી પોતે માથે લીધી, અને ઘણાક દિવસ મહેનત લઈ, તેમના દાવાઓનો નિકાલ કર્યો, તથા પોતાની લાગવગ અને વેપારી કુનેહથી સઘળુ સમાધાન કરી, આ જુની પેઢીને બચાવી લીધી. અંગ્રેજ બચ્ચો કદી આવો આભાર ભુલી જાય નહિ. તેમજ પોતાની તરફનાં માન અને મહોબતની એક સગીન નિશાની દાખલ આ અંગ્રેજી પેઢીએ શેઠ જમશેદજીને, એક કિંમતી 'પીસ-ઑફ્-પ્લેટ' ધરતા લેખ સાથ, પાછલથી, ભેટતરીકે મોકલી આપ્યો હતો.

આજસુધી સર જમશેદજીના વારસપાસ આ કિંમતી ભેટ જળવાઈ

રહેલી છે. તેનું ઊંચું નકસીકામ વખાણવા જોગછે. અહીં ફીટનો તેનો ઘેરાવોછે, અને બધે બારીક નકસીકામ કરેલું છે. મોરની એક સુંદર આકૃતિ વચ્ચે પાડેલી છે, જેની બાજુપર એક ઘટતો લેખ અંગ્રેજી ભાષામાં કોતરેલોછે. એ "પ્લેટ" ગોઠવવાને એક જાદું સ્થંભપદ (Pedestal) છે. તેની બેઠકના ભાગપર, ગાય, કુતરો, નાળીએરી, હિંદુ સ્ત્રી વિગેરેનું અને આપણા દેશમાં રોજ નજર પડતા દેખાવોનું સુંદર કારીગરીનું એક સુંદર ચિત્ર છે. ઊપલા ભાગપર મુંબઈનાં બંદરનો જુની વાવટાકોઠી તરફનો દેખાવછે, અને બીજી બાજુએ પુરાની તખ્તે જમશીદનો ચિતાર છે. આ સુંદર નકસી કામપર નીચે પ્રમાણેનો લેખછેઃ—

Presented to

Jamsetjee Jeejeebhoy Esqr

*of Bombay,*

BY

James Gathorne Remington,

Mathew Theodosius Denis De Vitre,

AND

Mansfield Forbes, Esquires,

AS A MEMORIAL OF THEIR

SINCERE FRIENDSHIP AND ESTEEM.

*31st July 1836.*



આ અગ્રેજી લેખની મુળ મતલબ એટલીજ, કે શેઠ જમશેદજી જીજીભાઈ તરફની મિત્રાઈ અને માનની નિશાની દાખલ મેસર્સ રિમીંગટન કંપનીના ભાગ્યાઓએ આ ભેટ આપણા શેઠને આપી હતી.[१]

ચીન તરફની જાણીતી અગ્રેજી પેઢી મેસર્સ જાર્ડીન મૅથિસનની કંપનીસાથ પણ, સર જમશેદજીને તે વખ્તમાં સારો વહેવાર હતો. ઈ. સ. ૧૮૩૯ માં આ પેઢીનો વડો ભાગ્યો મી. વિલ્યમ જાર્ડીન પોતાનો ભાગ છુટો કરી ઈંગલાન્ડ જઈ રહયો હતો. સર જમશેદજી સાથની તેની ઓળખ, શેઠ જમશેદજી પહેલીવાર ચીન ગયા ત્યારની હતી. સર જમશેદજીની આડતથીજ અને સર જમશેદજીના બોહોળા વેપારને લીધે તેની પેઢીને મોટો લાભ થયો હતો. તેથી જ્યારે 'પાંચ પૈસે' સુખી થઈ, તે પોતાને વતન ગયો, ત્યારે પોતાના પારસી મિત્ર અને મુરબ્બીને તે ભુલ્યો નહિ. તેણે ત્યાંથી સોનાં રૂપાંનાં વાસણનો રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીસ હજારની કિંમતનો એક ભારે "સટ" આપણા શેઠ માટે ભેટ મોકલયો હતો.

**Presented to**

**JAMSETJEE JEEJEEBHOY ESQR.,**

*of Bombay,*

BY

**WILLIAM JARDINE,**

As a token of esteem

*To commemorate an uninterrupted Friendship*

OF

***More than thirty six years.***

*1841.*

---

પોતાના મુરબ્બીને મળેલી આ અને બીજી કિમતી અને અસાધારણ ભેટો, સર જમશેદજીના "મજગામ કૅસલમાં" તેમના વારસોને અસ્તક, વારસામાં મળેલી બીજી કિંમતી સોગાદો ( Heir-looms ) સાથ જળવાતી રહી છે, જે જોતાં આપણા આ બાદશાહી વેપારીના આગળા દોઙદમામનો આપણને કાંઇક ખ્યાલ થાયછે

આ સઘળી, તો પ્રત્યેક વેપારીઓ તરફની ભેટ અને માનની નિશાનીઓ હતી, પણ ઇંગ્લાન્ડનાં સર્વથી મોટાં વેપારી મંડળે તેમને જેવુ તેવુ માન આપ્યું ન હતુ. જે માન ઇંગ્લાન્ડના થોડાજ વતનીઓને મળે, જે માન કદી હિંદુસ્તાનના રહેવાસીને આપેલું નહિ, તે મોટું અને

અસાધારણ વેપારી માન "ફ્રીડમ-ઑફ-ધી-સિટી-ઑફ-લન્ડન". (*Freedom of the City of London*) સર જમશેદજીને વગર માગવે મળ્યું હતું.

"ફ્રીડમ-ઑફ-ધી સિટી-ઑફ લન્ડન" વેપારી મંડળનું એક અસાધારણ માનછે. લન્ડન શહેર, આખી દુનિયાની વેપારી રાજધાની છે. જેવો તેનો ઓહોળો વેપાર, એવાજ તેના મોટા વેપારીઓ છે. આ વેપારીઓની જૂદી જૂદી "ગિલ્ડ" (Guild) એટલે મહાજન છે. આ મહાજનો જૂદે જૂદે નામે ઓળખાયછે, જેવાંકે "કલૉકમેન" "ધીરાણનગર" વિગેરે. આ દરેક મહાજનનું કામ, મહાજનના ફંડમાંથી જૂદા જૂદા ધંધાઓની ખિલવણી કરવાનું તથા મહાજનને લગતા પડી ભાગતા વેપારીઓને મદદ કરવાનું તથા બીજું ધર્મદાન કરવાનું છે. દરેક મહાજન પોતાના વેપારી મંડળમાંથી એક કે વધારે પ્રતિનિધિ ચુંટી કાઢેછે, જેની એક "કોમન કાઊન્સિલ" બનેછે. આ "કાઊન્સિલ" પોતાના "શેરિફ" અને "આલ્ડરમેન" નિમેછે, જેમાંથી દર સાલ "લોર્ડ મેયરની" ચુંટણી થાયછે. આ "કોમન કાઊન્સિલનું" વેપારી મંડળ વારવાર કોઈ મોટા જાહેર પુરૂષને, સખાવતના સરદારને, લડાઇ છતી પાછા ફરતા બહાદૂર સપેહસાલારને કે નવી શોધો વિગેરે કરનારને, "ફ્રીડમ-ઑફ-ધી સિટી-ઑફ-લન્ડન" નામનું મોટું માન આપે છે. આ માન મેળવનાર ધણી, પરદેશની પરકોમનો હોવા છતાં પણ, ઈંગ્લાન્ડનો માનવંત શહેરી લેખાય છે. આ માન મેળવનાર કેટલાક ખાસ હકો ભોગવેછે. મંડળીમાં તેનો દરજ્જો વધેછે. લન્ડન શહેરનો તે આગેવાન શહેરી લેખાય છે. લન્ડનના વેપારી બજારમાં જ્યાં જાય ત્યાં, તથા જ્યાં પણ "લોર્ડ મેયરની" સત્તા ચાલતી હોય ત્યાં, તે માન મેળવનાર ધણી કેટલીક ખાસ છુટ ભોગવેછે. આગળા વખ્તમાં એ માન જવલ્લેજ કોઇને આપવામાં આવતુ. ડયુક ઑફ વેલીગટન જેવો માનપાનથી ટંકાઈ ગયેલો શખસ આ માન મેળવી જવામાટે મગરૂર રહેતો. આખાં હિંદુસ્તાનમા પહેલીવાર એવું મોટું માન મેળવી જનાર, સર જમશેદજી જીજીભાઈ હતા.

સર જમશેદજીની સખાવતો અને તેમનાં પરોપકારી કામો લન્ડનનાં આ મોટાં વેપારી મંડળની જાણમાં કેમ આવ્યાં, તે અત્રે જણાવવું જોઇએ. ઈ. સ. ૧૮૫૫ માં આ મોટી કાઊન્સિલના આગેવાન સભાસદોમાંનો એક મી. રીચર્ડ હાર્ટશે કેનેડી નામનો સદસ્ય હતો. ઘણાંક વર્ષોસુધી તે મુંબઇમાં વસ્યો હતો, અને સર જમશેદજી તથા તેમના વડા દીકરા શેઠ ખરશેદજી સાથ તેને ઓળખ હતી. સર જમશેદજીનાં અનેક અંગ્રેજી વખાણનારાઓમાંનો તે એક હતો. શેઠ ખરશેદજીનો તે અંગત મિત્ર હતો. ઈંગલાન્ડ જઈ રહ્યાપછી, મી. કેનેડીએ, શેઠ ખરશેદજીને ઈંગલાન્ડ આવી જવાની ભલામણ વાર વાર લખી મોકલી હતી ઈંગલાન્ડના વેપારી મંડળ તરફથી તેમને સારો આવકાર મળવાની ખાત્રી આપી હતી, તેમજ શેઠ ખરશેદજીને તેણે પોતાની વેપારી મહાજન ( Guild ) "ક્લૉક-મેકર્સ કંપનીમાં" જોડાવાની ભલામણ કરી. શેઠ ખરશેદજીએ, એ માનને માટે વધુ લાયક પોતાના બુઝર્ગ પિતાજીને લેખ્યા, અને સર જમશેદજીને આ માન મળે તો જ પોતે તે કબુલ રાખવાની મરજી જણાવી.

તા. ૫ મી જાનેવારી ૧૮૫૫ ને દિવસે મી. કેનેડીએ "ક્લૉક-મેકર્સ કંપનીના" સૅક્રેટરીને એક પત્ર લખી, તેમાં સર જમશેદજી અને શેઠ ખરશેદજીના મોટા વેપારી સાહસની તથા તેમની સખાવતોની વિગત આપી, તેઓને "ક્લૉક-મેકર્સ કંપનીના" ઓનરરી સભાસદ નિમવાની સુચના કરી. તા. ૮ મી જાનેવારીની એ મંડળની ત્રિમાસિક સભામાં આલ્ડરમેન કેનેડીએ દરખાસ્ત કરી કે "મુંબઇના રહેવાસી સર જમશેદજી જીજીભાઈ નાઇટને તેમનાં જાતી સદગુણની તથા હિંદુસ્તાનના એક દેશી અને બ્રિટિશ પ્રજા તરીકે જે જે જાહેર સેવાઓ બજાવી હતી તે માટેની માનની એક નિશાની તરીકે આ મંડળના સભાસદ નિમવા." આ દરખાસ્તને આલ્ડરમેન કાર્ટરે ટેકો આપ્યો અને તે સર્વાનુમતે પસાર થઈ હતી. એવીજ દરખાસ્ત શેઠ ખરશેદજી માટે પણ કરવામાં આવી હતી.

આ "ક્લૉક–મેકર્સ કંપનીની" સ્થાપના આગષ્ટ ૧૬૩૧ માં થઈ હતી. એટલે સર જમશેદજી તેના સભાસદ થયા, ત્યારે એ મંડળે ૨૨૩ વર્ષ પૂરાં કરેલાં હતાં. વધતામાં વધતા તેમાં ૨૫૦ સભાસદ દાખલ કરવામાં આવેછે; અને દાખલ થવાની "ફીના" ૨૧ પાઊન્ડ આપવા પડેછે ઘડિઆલીઓનાં ધંધાપર હવે તેમની કાંઈ સત્તા નથી. ફક્ત એ ધંધાની ખિલવણી કરવાને તેઓ પોતાનો લાગવગ વાપરેછે. ઘડિઆલ બનાવવા તથા સમારવાના હુન્નરને લગતુ એક મોટું કિતાબખાનું આ મંડળ ધરાવેછે. એ ધંધામાં પડેલા નિરાધારોને એ મંડળ મદદ કરેછે, જે માટે બીજાઓ ભેગુ પહેલા સર જમશેદજીએ પણ ૨૦૦ પાઊન્ડ નું ખાતું પડાવેલું છે.[૩]

ત્યાર પછી, તા ૧૪ મી એપ્રિલ ૧૮૫૫ ને દિવસે, લન્ડનની "કોમન કાઊન્સિલની" એક સભા ભેગી મળી હતી. જે વેળાએ, આલ્ડરમન મી. કેનેડીએ એક લંબાણ ભાષણ કરી, સર જમશેદજીને આ જાણીતું વેપારી માન આપવાની દરખાસ્ત કરી હતી,[૪] જેને ડેપ્યુટી ડીકીન, તથા ડેવીસ, રોઝ, આન્ડર્સન જેવા તે વખતના બીજા આગેવાન અંગ્રેજી વેપારીઓએ ટેકો આપ્યો હતો. તે સઘળાઓનાં ભાષણનો સાર એવો હતો, કે "જે પર્માથી પુરૂષ, પોતાના બાઇબંધો માહેલા કમનસીબો માટે, પોતીકો પૈસો, દાનાઇથી ધર્મખાતે ખર્ચે, અને ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન, પારસીઓને, પોતાના એક સરખા બાઇબંધ લેખી, તેમનાં સઘળાનાં લાભનાં કામો કરે,

---

૩ જૂઓ "A List of Master, Wardens &c of the Worshipful Company of Clock Makers" (1856) પાને ૨૨.

૪ આ ભાષણની એક જૂદી અને ન્હાની ચોપડી પ્રગટ કરવામાં આવી હતી, જેની સેંકડો નકલો હિંદુસ્તાનમાં અને મુખ્ય કરી મુબઈમાં વહેંચવામાં હતી. "Substance of a Speech delivered in the Common Council of the City of London by R. Hartley Kennedy Esqr. Alderman" એ આ ન્હાની ચોપડીનુ મોટુ નામ હતુ.

તથા જે પોતાનાં મહારાણીજી તરફની રીદાગીરી દેખાડવાને આપણાં બહાદૂર લશકરનાં માર્યા ગયલાં માણસોની વિધવા તથા બચ્ચાંઓનો નિભાવ કરવાનાં ફંડમાં એક બાદશાહી રકમ કાઢી આપે, તથા જે ધણીને નામદાર મહારાણીજીએ પણ તેની સખાવત માટે નવાજેલા, તેવા ધણીને આવુ માન આપવુ બધબેસતુંજ છે; એવા ધણીનું નામ લન્ડનના શહેરીઓના યાદગાર ચોપડામા, મોટા મોટા રાજ્યાધિકારીઓ, શુરા સરદારો અને કાબેલ વિદ્વાનોનાં નામની સફમા નોંધી રાખવુ જોઇએ કારણ તેમના જેવો ત્રીસ લાખની સખાવત કરનાર એક પણ બીજો નર આખા હિંદુસ્તાનમાથી મળી શકનાર નથી." ૫

આખરે આ મોટાં મડળે સર્વાનુમતે દરખાસ્ત પસાર કરી કે—"મુબઇના પારસી નાઇટ સર જમશેદજી જીજીભાઈ માટે લન્ડન શહેરની 'કારપોરેશન' જે ઊચું મત ધરાવેછે, તેની એક નિશાની દાખલ તથા પોતાના દેશ અને જાત ભાઇઓનું ભલુ કરવાને જે જે તેઓએ કર્યુંછે, તથા મુબઇના એક શહેરી તરીકે જે મોટાં કામો તેમણે બજાવ્યાંછે તથા હિંદુસ્તાનના આગેવાન વેપારી તરીકે જે સત્ય પ્રમાણિકપણું તેઓએ દેખાડયુ છે, તે સઘળાંની યાદગાર એધાણી તરીકે તેમને લન્ડન શહેરના 'ફ્રીડમનુ' માન આપવુ"

આ ઠેરાવ પ્રમાણે સર જમશેદજીને આ મોટું માન આપવામાં આવ્યું હતું. તેને લગતો દસ્તાવેજ, ચર્મ-પત્રપર સુંદર અક્ષરે લખેલો, સર જમશેદજીપર મોકલવામાં આવ્યો હતો, જેની નકલ અસલ પ્રમાણે નીચે નોંધીછે.—

૫ જૂઓ "મુબઇનો બહાર' પાને ૬૯૮

# MUSGROVE

*Locum Tenens*

## London Mayor.

A Common Council holden at the Manson House of the Lord Mayor of the City of London on *Saturday the 14th day of April 1855,*

Resolved unanimously,

THAT

## The Freedom of the City

BE PRESENTED TO

## Sir Jamsetjee Jeejeebhoy of Bombay

IN THE EAST INDIES, KNIGHT,

As a testimonial of the high estimation entertained of him by the *Corporation of the City of London*, and from respect for his justly *renowned character* as a *princely benefactor* of his country and mankind—*a noble example* of blameless private life and public worth as a citizen of Bombay, and of *spotless commercial integrity* as a *most eminent British subject and merchant* in India.

સર જમશેદજીને આ માન પ્રસંગોપાત વખ્તેજ મળ્યું હતું.[§] તેઓ હવે બુઝર્ગીએ પૂગી ચૂક્યા હતા, તેમની વેપારી કારકીરદીનો હવે શાંત અંત આવ્યો હતો. તેઓનો વેપારી કારભાર તેમના ચંચલ દીકરાઓ ચલાવતા હતા. તેથી તેમની વેપારી કારકીરદીની આખરીએ મળેલું આ માન, જાણે તેમની વેપારી ફત્તેહની જાહેર આલમ તરફની પ્રસંશાની એક "સર્ટીફિકેટ" હતી. તેમની જીંદગીના ફક્ત ચાર વર્ષ બાકી રહ્યાં હતાં, પણ હજી તેમની સખાવતનાં કામો પૂરાં થયાં ન હતાં કે તેમને મળતાં માનોનો છેડો આવ્યો ન હતો. જુવાનીમાં રોપેલાં તેમના ભલાઈનાં કામોનાં બીયાંમાંથી, હવે રૂડાં ફળો થવા લાગ્યાં હતાં, જે તેઓ પોતાની માનવંત જઈફીમાં સંતોષી સ્વાદ સાથ ચાખતા હતા. જુવાનીમાં ભલાં કામો કરી, જઈફીમાં તેનો આવો સારો નતીજો મેળવનાર, સર જમશેદજી જેવા પરગજુ અને ભાગ્યશાળી નર થોડાજ હશે.



[§] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૬૭૨—સર જમશેદજી પછી એક બીજા પારસી ગ્રહસ્થને પણ આ માન મળ્યું હતું. તે મેળવનાર કોઇજ નહિ, પણ સર જમશેદજીના બીજા પૂત્ર ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ હતા, જેમને આ માન તેમની ઇંગલાંન્ડ ખાતે કરેલી બે લાખ રૂપિયાની સખાવત માટે, ઇ. સ ૧૮૬૪ માં આપવામાં આવ્યું હતું. એ બાપ દીકરાઓ સિવાય આ માન આજ સુધી બીજા કોઇ પણ દેશીને મળ્યું નથી.



## પ્રકરણ સત્તાવીસમું.

### સાહેબધ શહેરીઓનું માન—સર જમશેદજીનું પૂતળું.

ગરબી.

થિર કરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું,
કરી લો કાંઈ રૂડું કામ, રહેશે કહેવાનું;—ટેક

બારોનેટ બહુ જશવંતા, શેઠ ગયા જમશેદ રે;
કહો રહ્યા ક્યાં ધનજી કામા, ખલક ધરેછે ખેદ;—રે નથી

કાલ કર્યાનું આજ કરી લે, કોણ દીઠી કાલ રે;
પગલાં હેઠે મોત પડ્યું છે, ચેતી ચેતી ચાલ;—રે નથી

લાચારોની આશીષ લેજો, નિશ્ચળ કરજો નામ રે;
સમજો તો સારી શિખામણ, દે છે દલપતરામ;—રે નથી

કવિ દલપતરામ.

ગુજરાતના આપણા સાદા કવિ, મધ જેવી મીઠી ભાષામાં, આપણને ભલાં કામો કરવાને અરજ કરેછે, કે આપણી પાછળ કંઈ સારૂં કહેવાનું થાય સર જમશેદજીનાં રૂડાં કામો એવાં અને એટલાં તો છે, કે જો દરેક વિષે બારીક વર્ણન આપવા બેસીએ, તો બીજી એક આવી ચોપડી ભરાઈ જાય! સર જમશેદજીનું નામ તો તેમનાં રૂડાં કામોથીજ સદા યાદગાર રહેશે,

તેથી તેમનાં નામની ફક્ત યાદગારી જાળવી રાખવામાટે નહિ, પણ તેમની તરફનો પ્રજા પ્રીતિભાવ અને ભાઈબિધ શહેરીઓનાં તેમને માટેનાં મોટાં માનની એક નિશાની, ભવિષ્યની ઓલાદમાટે જાળવી રાખવાના હેતુથી, તેમનું એક મોટું પૂતળું મુંબઈ શેહરમાં ઊભું કરવાનો, મુંબઈગરાઓ અને બીજા દેશીઓએ ઠેરાવ કર્યો. યુરોપીયનો પણ મોટી ઊલટ સાથ આ કામ આરંભવાને બહાર પડયા. એક દેશીને આવું મોટું શહેરી માન પહેલુંજ આપવામાં આવતું હતું. જે માન મુંબઈ શહેરે, માલકમ, કોર્નવૉલિસ, વેલેસ્લી અને એલ્ફિન્સ્ટન જેવા મોટા યુદ્ધા કે રાજદ્વારી નરોને આપ્યું હતું, તે માન પહેલીવાર એક દેશીને આપવાનું હતું. તે માન સર જમશેદજીને અપાવવાને વાઈસરાય અને ગવર્નરો બહાર પડ્યા હતા. આવું મોટું માન પારસી જેવી એક મુઠીભર કોમના એક આગેવાન નરને મળે, એ પારસીઓને સઘળા જમાનામાં સદા મગરૂર કરનારી બીના છે. મુંબઈના આગળા એક ગવર્નર વાઈકાઊન્ટ ફોકલાન્ડના મોહરદાર, આ બનાવ વિષે પોતાની મુસાફરીનાં એક પૂસ્તકમાં લખેછે કે "મુંબઈના શહેરીઓએ, સદીઓ સુધી, આખા હિંદુસ્તાનમાં કોઇ પણ દેશીને, કદી પણ આપવામાં ન આવેલું એવું મોટું માન, પોતાના ભાઈબંધ શહેરી, તે પ્રખ્યાત પરગજુ વેપારી સર જમશેદજી જીજીભાઈને આપ્યું છે; અને, માલકમ, એલ્ફિન્સ્ટન, કોર્નવૉલિસ અને ફોરબસ જેવાનાં પૂતળાંઓની સંખ્યામાં, તેમનું પૂતળું ગોઠવવાનો ઠેરાવ તેઓએ કર્યો છે."[૧] તેમને મળેલાં એવાં મોટાં અને અસાધારણ માનનું, અને તેમનું પૂતળું કેમ થયું તેનું વર્ણન આ પ્રકરણમાં કરવું છે.

ઇ. સ. ૧૮૫૫ થી સર જમશેદજીએ તદન એકાંત જીંદગી ગુજારવા માંડી હતી. આ વખ્તે તેમની ઊમ્મર સિત્તેરથી વધુ વર્ષની હતી. તેમના દીકરાઓ વર્ષો થયાંના, વેપારમાં તેમના ભાગ્યા થયલા હતા, અને તેઓ

[૧] "*Chow-Chow*" by Viscountess Falkland Vol. I Page 48.

હવે સઘળો કારભાર ચલાવવા લાગ્યા. મુંબઇ શહેરને અનેક રીતના સુખના આપનાર, મુંબઇનો તે વખ્તનો માનીતો બેટો, મુબઇગરાઓ તરફનાં હેશાન તથા માનની કંઈ પણ નિશાની વગર એકાંતવાસો લેવા જાય, તે સદાના સાહસિક મુંબઈગરાઓ જોઇ શકયા નહિ. સઘળી કોમનાં લોક તેમને માટે કેવું માન ધરાવેછે, તે દેખાડી આપવાને એક જાહેર સભા બોલાવવાનું અરજ પત્ર-સેંકડો સહી સાથનું "રેકિવઝીશન"-મુંબઈના શેરિફપર મોકલી આપવામાં આવ્યું. મુબઇના સર્વથી પહેલા શહેરી તરીકે ગવર્નરે પોતે પહેલી સહી આ અરજપત્રપર કરી હતી. તેમના ઉપરાંત; અનેક આગેવાન અંગ્રેજો, હિંદુઓ, મુસલમાનો, યાહુધીઓ, ફીરંગીઓ, અને પારસીઓએ આ "રેકિવઝીશનપર" સહી કરી હતી. આવું વગવાળું "રેકિવઝીશન" શેરિફપર કદાચજ જતું હશે આ 'રેકિવઝીશન' મંજુર કરી, મુબઈના શેરિફે મુબઇના રહેવાસીઓની એક જાહેર સભા, આપણા ટાઊન હોલમાં તા ૨૪ મી જુન ૧૮૫૫ ને દિવસે બોલાવી હતી. અગ્રેજ તથા દેશી ગ્રહસ્થોથી મોટું દિવાનખાનું આખું ચિકાર ભરાઈ ગયું હતુ. સર્વ કોમના આગેવાન શેઠો ત્યાં હાજર હતા. ગવર્નર લોર્ડ એલ્ફિનસ્ટન પ્રમુખસ્થાને બેઠા પછી, શેરિફે નીચલો જાહેરપત્ર વાંચી સભળાવ્યો:—

મુંબઇના શેરિફ જોગ.

"સાહેબ—અમારા જાણવામાં આવ્યું છે, કે સર જમશેદજી જીજીભાઈ હવેથી એકાંત જીંદગી ગુજારનારછે, માટે તેવી વખ્તે સર્વ કોમના અને સર્વ વર્ગનાં લોકો, તેમની ખાનગી અને જાહેર ચાલચલણમાટે જે ઉંચું મત અને માન ધરાવેછે, તે જાહેર કરવાની અમને તક આપવા માટે મુબઇના શહેરીઓની એક જાહેર સભા જલદી બોલાવવાની મહેરબાની કરશો."[૨]

---

[૨] આ જાહેર સભા બોલાવવાને, શેરીફને અરજ કરનારાઓનાં નામની મોટી ટીપ "રાસ્ત ગોફતારના" કોલમમા અમે વાચીછે, તેમજ "પારસી-

આ "રેકિગ્નીશન" પ્રમાણે જાહેર સભા કાયદાસર બોલાવેલી શેરિફે જાહેર કીધા પછી, ગવર્નર લોર્ડ એલ્ફિનસ્ટને ઊભા થઈ, સર જમશેદજીના સદગુણો તથા ઊદારતાની બાબતનું એક પ્રસંગોપાત ભાષણ નીચે પ્રમાણે કર્યું:—

ગ્રહસ્થો,

"જ્યારે મને આ સભાનું પ્રમુખપદ લેવાની અરજ કરવામાં આવી, ત્યારે તે અરજ બહાલ રાખતાં, મને ઘણોજ સંતોષ થયો હતો. હું ધારૂંછું કે આખા હિંદુસ્તાન દેશમાં, આવો પ્રસંગ, અસાધારણ, અપૂર્વ અને નવોજ છે. આપણ આજનું કામ સર્વને પસંદ હોવુંજ જોઈએ, કારણ આપણે એકમત થઇને, સર જમશેદજીને માન આપવા ભેગા થયા

---

પ્રકાશનાં" પહેલાં દફતરને ૭૦૯ પાને, સહી કરનારાઓનાં નામની એક મોટી સંખ્યાછે, તેમાંથી થોડાકનાં નામ અત્રે નોંધી સંતોષ લેવો પડેછે—(અંગ્રેજોમાં) લોર્ડ એલ્ફિનસ્ટન, ઑનરેબલ મેલેટ અને જે. લમસ્ડન, કોમ્મોડર સર હેનરી લીક, પી ડબલ્યુ. લીજેટ, મેલવીલ, ડબલ્યુ હાવર્ડ, એન્ડર્સન, વિલોબી, ડબલ્યુ ઇ. ફ્રિઅર, જોન પારસન, ઇ. આઈ. હાવર્ડ, પ્રોફેસર ફ્રેઝર, ડોકટર બ્યુસ્ટ (યાહુદીઓમાં) ડેવિડ સાસૂન, (ફિરંગીઓમાં). ડોકટર કરવાલો, ડી ડી. લોબો. (મુસલમાનોમાં) કાજી મહમદ યુસફ મૂર્ગે, મીરઝાં અલી મહમદ, મહમદ અમીન રોગે, મીર બાકરઅલી, તૈયબજી ભાઇમીયાં, (હિંદુઓમા) જગન્નાથ શંકર શેઠ, રામલાલ ઠાકોરસીદાસ, વરજીવનદાસ માધવદાસ, મંગળદાસ નથુભાઈ, વિનાયક વાસુદેવ, નરોતમદાસ માધવદાસ, પ્રેમચંદ રાયચંદ, શીવલાલ મોતીલાલ, જીવરાજ બાલુ, ભાઉ દાજી (અને પારસીઓમાં) નવરોજજી જમશેદજી વાડીઆ, બહમનજી હો વાડીઆ, કાવસજી. જે રેડીમની, ખરશેદજી ફ. વાડીઆ, માણેકજી નસરવાનજી પીટીટ, ફરામજી. ન પટેલ, ધીમજી. મા. બનાજી, અરદેસર. ખ દાદીશેઠ, બહેરામજી જીજીભાઈ, નવરોજજી ફરદુનજી, ખરશેદજી અને જમશેદજી ફરદુનજી પારેખ, ન. મા. વાડીઆ, નસરવાનજી જે. વાડીયા, સોરાબજી શાપુરજી બંગાલી, બહમનજી જીજીભાઈ, એદલજી ફ. આલબલેસ, ફરદુનજી હો. લશકરી વિગેરે વિગેરે હતા.

છીએ. (તાળીઓ.) આ દેશના વતનીઓના સુધારા વધારામાં જે કોઈ લાભ લેતા હશે, તેઓને, મને ખાત્રી છે, કે આજના આપણા કામથી વિશેષ ખુશાલી ઊપજશે. એક આખી કોમ કે પ્રજા, પોતાની રાજીખુશીથી, કોઇની લાયકી કે યોગ્યતાની ખરી પિછાન કરવાને બહાર પડે, એ સારી આશાની એક નિશાની છે. **સર જમશેદજી જીજીભાઇને માન આપવામાં આખી પ્રજાને પોતાને માન અને શોભા છે.** (જોસભર તાળીઓ.)

"સર જમશેદજી જીજીભાઈ આપણી તરફનાં માન અને મહોબતપર કેવો હક ધરાવેછે, તેવિષે વિસ્તારીને બોલવાની જરૂર નથી. આ સભાની મોટી હાજરીથી તેવી અગત્ય રહેતી નથી. જાહેર સખાવતનાં અને પ્રજા લાભનાં કામો આરંભવામાટે જે મોટી રકમો, તેઓએ વારંવાર કાઢી આપીછે, એટલા માટેજ આપણે તેઓને માન આપવા નિકળ્યા છીએ એમ નથી. સખાવતમાટે તેમની આપેલી રકમોનો સરવાળો, લગભગ કોઇના માનવામાં પણ ન આવે એવો મોટો છે. આ શહેર ઊપરાંત આખા ઇલાકાનાં લાભનાં જે જે કામો તેઓએ કર્યાંછે, તેનું વિગતવાર વર્ણન અત્રે રજુ કરવા બેસું, તો તમારા કિંમતી વખ્તપર વિનાકારણની તડાપ પડશે. તોપણ મારે એટલું તો જણાવવું જોઇએ, **કે તેમની જાહેર સખાવતોનો સરવાળો રૂપિયા પચીસ લાખ ઊપરનો છે,** કે જેવી બાદશાહી રકમમાંથી તો આ શહેરમાટે ધારેલું પાણીનું બાંધકામ પણ થઈ શકે.[3] **આવી બાદશાહી સખાવતની જોડ કયા કાળમાં અને કયા દેશમાંથી મળી શકશે?** (જોસભર તાળીઓ) ગલાસગો, લિવરપૂલ, મૅનચૅસ્ટરજેવાં ગ્રેટબ્રિટનનાં ત્રણ મોટાં શહેરોમાં—કે જેમની સામતી વસ્તી મુંબઇની વસ્તી કરતાં બમણી નથી—ત્યાં હાલ પાણીનાં નવાં બાંધકામ બંધાઈ તૈયાર થયાં છે, અથવા

થાય છે, તે પાછળનો સામટો ખરચ રૂપિયા બે કરોડનો અડસટવામાં આવેલો છે. હું ધારૂંછું કે આ ત્રણ શહેરની સામટી દોલત મુંબઈ સાથ મરખાવતાં ઘણી છે હવે મે આ શહેરોની મરખામણી આપણા શહેર સાથ સહરાધટની કસોટીપર કરી નથી, તોપણ મને કહેશો કે આવાં મોટાં ત્રણ મુખ્ય શહેરોમાંથી પણ, કોઈ એવો શહેરી મળી આવશે, કે જેણે જાહેર મખાવતનાં અને જાહેર લાભોનાં કામમાટે રૂપિયા પચીસ લાખની મોટી રકમ એકલે હાથે ખરચી નાંખી હોય? (જેસભર તાળીઓ)

"પણ મે હમણાજ તમને કહી જણાવ્યું કે સખાવતની મોટી રકમ માટે, હું સર જમશેદજી જીજીભાઇની વખાણ કરતો નથી. મોટી રકમની સખાવત કરવાથી જ નહિ, પણ તે સખાવતની મોટી રકમની વહેચણી કરવાના તેમના ધોરણથી, તેમની ઉદારતાનું માપ થઈ શકેછે. પ્રાચીન કાળમાં જ્યારે લોકો પોતાની માલમીલકત અને ધનદોલત, ધર્મના નામપર અર્પણ કરી, ખ્રિસ્ની મઠો, કે બુધ્ધિસ્ત આશ્રમસ્થાનો બાંધી, તેમના વિચાર પ્રમાણે ઇશ્વરની મહેરબાની મેળવવાને સખાવતનું કામ- (કે જે ખરેખર તો સાગનું કામ કહેવાય, તે) કરતા, તે વખતના દાખ લાઓ અત્રે ટાંકી બતલાવવાને હું યોગ્ય નહિ, તોપણ અર્વાચીન કાળમાં અમારા દેશમા સ્થાપવામાં આવેલી પાઠશાળાઓ, તેમજ પેરિસ શહેરની તથા લન્ડન નજદીકનાં ગ્રીનીચ કસ્બાની ચેલસી ઇસ્પીટાલો જેવી વિષે હુ ટુંક એસારો કરીશ પહેલી જાતના ખાતાઓથી તેમના સ્થાપકોના ધર્મ પાળનારાઓને, કે ગવણીનો લાભ મળેછે બીજી જાતનાં ખાતાંઓમાં રાજ્યની નોકરીમા જેફ અને નાતવાન થઈ પડેલા સિપાહ કે ખનાસી ઓનેજ આસરો મળેછે હુ એ ખાતાંઓની અગત ઓછી કરવા માગતો નથી, પણ ચાલુ જર્માનાની આ સખાવત સાથ સર જમશેદજીની સખાવત સરખાવો! "પારસી બેનીવોલેન્ટ ઇનસ્ટિટયુટ' સિવાય, સર જમશેદજીની જાહેર સખાવતના સઘળા કામો, ફક્ત પારસીઓ માટેજ

નહિ, પણ હિંદુ, યાહુદી, ખ્રિસ્તી, મુસલમાન એ સઘળામાટે અને આખી પ્રજાના કલ્યાણ અર્થે કીધેલાં છે. (તાલીઓ.)

"સર જમશેદજી, તેમની સખાવતમાં, સામાન્ય લાભ જાળવાની તેમની ખાસીયતને લીધે, તેમજ નાતજાતના તફાવતવગર સઘળી કોમના ગરીબોનાં દુઃખોમાટેની તેમની દાઝથી કરી, આખી પ્રજાનાં સર્વ વર્ગના લોકનું માન અને પ્રીતને લીધે, શેરિફનાં નોત્રાંને માન આપી આપણે સઘળા અત્રે ભેગા થયા છીએ (તાલીઓ.) જેટલું માન અને કીર્તિ સર જમશેદજીને આવી મોટી દોલત એકઠી કરી શકવામાટે ઘટે છે, તેટલુ કે કાંઇક વધારે, તે દોલતનો લાભકારક ઊપયોગ અને વહેંચાણ કરવામાટે તેમને વાજબી રીતે ઘટેછે. વેપારી વહેવારમાં સ્વચ્છ પ્રમાણિકપણું, ઊદ્યોગ અને નિયમિતપણાની નકલ કરવાજોગ તેમની એક સરખી વર્તણુકથી, દુર દેશાવરના બજારોમાં પણ મુંબઈ શહેરના વેપારીઓની આબરૂ અને હોરમત, તેઓએ ઘણી વધારી આપીછે. પેલી અંગ્રેજી કહેવત કે— "પ્રમાણિકપણું એ સર્વથી સરસ રીતિ છે"—એ, એમની જીંદગીના દાખલાપરથી, અનુભવસાથ સિદ્ધ થાયછે, અને એમની આવી ઝલેદાર ઊપયોગી જીંદગીની નકલ, તેઓની પછીબીજાઓ કરશે, એવી મને આશાછે. (તાલીઓ.)

"ગ્રહસ્થો! હુ હવે પૂરતું બોલ્યોછુ, તોપણ સર જમશેદજી માટેની આપણી માન અને પ્યારભરી લાગણી વિષે હું પૂરતું બોલી શકતો નથી! આ ગ્રહસ્થ માટેની માન અને મહોબતની આપણી લાગણીને, શું સગીન રૂપ આપવુ, તે વિષે કઇક થોડુ વિવેચન, બેસી જવા પહેલાં, મારે કરવુ જોઇએ. મારા સાંભળવામાં આવ્યું છે, કે કેટલાક સાહેબોને સર જમશેદજીનું એક પૂતળુ ઊભું થવા દેવા સામે વાંધો છે તેઓની તકરાર એવી છે કે જે ગ્રહસ્થને આપણે માન આપવા નિકળ્યા છીએ, તેમને તેમના પરોપકારને લાગતુંજ માન આપવું જોઇએ. હુન્નરના નમુનાથી નહિ, પણ સખાવતના કાંઈ કામથી, તેમની યાદગારી

જાળવી રાખવી જોઇએ હું આ મતને (આ પ્રસંગે) મળતો થઈ શકતો નથી પહેલાં તો સર જમશેદજીએ કોઈ એવું ધર્મખાતું બાકી રહેવા દીધું નથી, કે જેની સ્થાપના કરી, તેની સાથ સર જમશેદજીનું નામ જોડી રાખીએ (તાલીઓ.) લોકોનાં દુઃખ ટાળવાનાં કે તેમને સગવડ કરી આપનારાં કે કેળવણી અપાવનારાં, તેમના નામ સાથ જોડાયલાં દવાખાનાં, ઈસ્પીટાલ, ધર્મશાળા, કુવા તળાવ, અને પૂલો, તથા નિશાળો વિગેરે ધર્મખાતાં એટલાં બધાં તો છે, કે તેની પુરી ગણત્રી પણ ઝટ દેતી થઈ શકે નહિ (તાલીઓ.) તેથી કરી, આપણા શહેરના કોઈ જાહેર રસ્તાપર કે આ હોલમાં ગોઠવેલાં માનવત નરોનાં પૂતળાંની સફમાં, સર જમશેદજી જેવા એક સખી દાતાર, કે જેણે પોતાના વતનીઓના લાભના આટલાં બધાં કામો આરંભેલાં છે, અને મોટી ગન્જાવર દોલતનો સમાર્ગે ઊપયોગ કેમ કરવો, અને પોતાની તે દોલતના બળે કરી, બીજાઓને સુખના આશીર્વાદ કેમ દેવા, તેનો એક નકલ કરવા જોગ દાખલો પોતાની પાછલ મૂકી જનારછે, તેમની માનવત આકૃતિનાં એક આબેહુબ પુતળાંને, ત્યાં એક આગેવાન જગ્યા મળવી જોઇએ. (જોસભર તાલીઓ) "પ્રાચીન અને અર્વાચીન કાળની સઘળા દેશોની સુધરેલી પ્રજા પોતાના એક માનવંત બંધુની જાહેર સેવા અને સદગૂણોની પિછાન એવીજ રીતે કરતી આવીછે. ઍથન્સ શહેરની જાહેર મોટી ઇમારતોના સઘળા મહેરાબો એકવાર પુતળાંઓથી તમામ ભરાઈ ગયા હતા, એમ આપણા વાંચવામાં આવે છે. રોમ શહેરનું મોટું પ્રખ્યાત ચૌટું, એકવાર પુતળાથી એટલું ખીચોખીચ ભરાઈ ગયું હતું, કે ત્યાંની રાજ્યસભાને, જાહેર પ્રજાની સમતી વગર ઊભાં કરવામાં આવેલાં સઘળાં પુતળાં ખસેડવાં પડ્યાં હતાં! પણ હાલના જમનામાં તો, પુતળાંઓનો એવો મોટો જંમાવ કદાચજ, અને હિંદુસ્તાન જેવા દેશમાં તો મુદલ થનાર નથી, અને કદાચ જો તેમ બને, તોપણ કોઇએ એવો મોટો અમલદાર ન નિકળી આવશે, કે જે સર જમશેદજીનું પુતળું

તેની જગ્યાએથી ખસેડવાની કદી પણ હિમ્મત કરે! ના! આ પુતળું **તો, વર્ષોનાં વર્ષો સુધી તેમની શહેરી સેવા, અને તેમની પ્રજા વફાદારીના એક કીર્તિવંત સ્થંભ તરીકે સદા જળવાઈ, હાં ઊભું રહેશે.!**[૪] (જોસભેર તાલીઓ.)

લોર્ડ એલ્ફિનસ્ટને, ઊપલું પોતાનું યાદગાર રહેલું ભાષણ સભાજનોની પૂરી પસંદગી સાથ તમામ કીધા પછી, આગળ એક કામ ચલાઊ ગવર્નર અને સર જમશેદજીના મિત્ર સર જ્યોર્જ ઍન્ડર્સનના એક બેરી, મી. ઍન્ડર્સને સર જમશેદજીની સ્તુતિમાં બીજું એક કિંમતી ભાષણ નીચે પ્રમાણે કર્યું:—

ગ્રહસ્થો,

"સર જમશેદજી જીજીભાઈના જુનામાં જુના મિત્રના એક બેરી તરીકે મારે કાંઇક વિચારો જણાવવા, એ આ પ્રસંગે અનુકુલ થઈ પડશે, એવી ખાહેશ, સર જમશેદજી અને તેમના સાહેબજાદાઓની છે, એવું કાંઇક *મારા દેશી મિત્રોએ મને જણાવવાથી, હું આજે આ મોટી સભામાં* બોલવાને ઊભો થયોછું.

"આપણા દેશનું ભલું કરનારા રાજ્યાધિકારીઓ કે વીરપૂરૂષો, જેઓએ પોતાની ચાલાકી કે બહાદૂરીથી, આપણા દેશની કીર્તિમાં વધારો કરાવ્યોછે, તેમની તરફની આપણી વખાણની નિશાની દેખાડી આપવાને,

---

[૪] ગવર્નર લોર્ડ એલ્ફિનસ્ટનના આ ભાષણને આ પુસ્તકમા અમે ઘણું અગત્યનું સમજીએ છીએ. કારણ સર જમશેદજીને તેમાં અપક્ષપાત અને વાજબી ઈનસાફ, તેમની જાહેર જીંદગીની આખેરીએ, આપવામાં આવ્યો છે. મુબઈ ઈલાકાના એક મોટા હાકેમને સર જમશેદજી જેવાની ઠાલી વખાણ કરવાની જરરજ શું? લોર્ડ એલ્ફિનસ્ટનનુ આ ભાષણ "બોમ્બે ટાઈમ્સ પરથી" "પારસી પ્રકાશનાં" પહેલા દફતરને પાને ૭૦૯ અને ૭૧૦ માં પૂરેપૂરૂ ઉતારી લીધુછે, જેનો વિગતવાર તરજુમો, પહેલીજ વાર અત્રે આપવામાં આવે છે, જો કે તેના થોડા ભાગનો સાર, મી. બંગાલીનાં "ચુટી કાઢેલાં લખાણોમાં" આપવામાં આવેલો છે. [દફતર બીજું, પાને ૫૭-૫૮] મી. નાજરનાં "The First Parsee Baronet" નામનાં પુસ્તકમાં આ આખુ ભાષણ અંગ્રેજીમાં છાપેલું છે [જુઓ પાને ૯૪ થી ૯૯]

આપણે આ દિવાનખાનામાં વારવાર ભેગા થયા છીએ; પણ આજે આપણે એક જુદીજ અને મનગમતી ફરજ બજાવીએ છીએ. એક ધણી, જેણે પોતાના પ્રમાણિક ઊદ્યોગથી મોટી દોલત એકઠી કરી, તેનો રૂડો ઊપયોગ અસાધારણ ઊદારતાનાં કામો આરંભવામાં કર્યોછે, તેમની તરફ આપણા આભારની લાગણી દેખાડવાની ફરજ આજે આપણે બજાવીએ છીએ.

"હિંદુસ્તાનમાં ફાપેલાં ભલાઇનાં કામો ભુલાઈ જવાના દહાડા હવે પૂરા થયાછે, દેશદેશનાં વિચારવંત માણસો આ દેશને લગતી બાબતોપર વધુ ધ્યાન આપવા લાગ્યાછે. આખી સુધરેલી દુનિયાંનો એક એવો દેશ ન હશે, કે જયાં હિંદુસ્તાનના આપણા આ પરોપકારી નાઇટ અને તેમની ઊદારતાની ખબર જઈ પુગી ન હોય! આપણા દેશી ભાઇબંધ શહેરીઓની અનેક જાહેર ઊદારતાથી આપણા શહેરને ઘણા લાભો થયાછે, અને તેથી કરીને આ દેશના ત્રણ મુખ્ય ઇલાકાઓની આબાદી તથા સુધારાના વધારાસાથ, કુદરતી વધતી જતી પ્રમાણિક હરીફાઈ વચ્ચે પણ આપણું મુંબઇ શહેર આગળ વધવામાં પોતાની નેક જાળવી શકયું છે. કલકત્તા અને મદ્રાસના વધારા–સુધારામાં ભાગ લેનારા ત્યાંના મોટા પુરૂષોએ પણ વારવાર જાહેર કર્યું છે કે "મુંબઇના શહેરીઓ જેવા અમારી તરફના શહેરીઓ હોય તો અમે શું ન કરી શકીએ"

"આ ઇલાકાની આબાદીમાં વધારો કરી આપનારાઓમાં મુખ્ય એક, સર જમશેદજી જીજીભાઈ છે. તેમની ઊદારતાથી ઊભાં થયલાં ઊપયોગી ખાતાંઓ વિષે, જો હું સવિસ્તર બોલવા માંડું, તો તેનો છેડો આવતા પહેલાં, આ સભાની ધીરજનો છેડો આવી જશે માટે થોડાં મુખ્ય વિષેજ હુ થોડુંક બોલીશ તેમની જણાયલી જાહેર સખાવતો લીધે, તેમનું નામ આવતી ઘણી ઓલાદોસુધી વહાલ સાથ યાદ કરવામાં આવશે. તેમજ તેમની ખાનગી કહો કે લગભગ છુપી-સખાવતે કરી તેમના હજારો ભાઇબંધોનો નિભાવ થતો હતો, તે બીના પણ લાંબો કાળ સુધી કોઈ ભુલશે નહિ તેમની ઊદારતાની મૂખ્ય ખુબી એ છે, કે ખરાં ઊપયોગી કામો પાછળજ તેઓએ પોતાની દોલત વાપરી છે.

"ઉદ્યાપણુ, ઊદ્યોગ અને સ્વચ્છ ઇમાનદારીથી તેઓએ દોલત મેળવી છે. તે દોલતનો ઊપયોગ ઠાલી દેખાદેખીથી કે વગર કારણુની રેલછેલથી તેઓએ કર્યો નથી. લોક કલ્યાણઅર્થે કરેલાં તેમના દરેક કામોપરથી તેમની સારી વિચાર શક્તિ અને ભારે દૂરઅંદેશી માલમ પડી આવેછે. પોતાના જાત ભાઇઓના લાભઅર્થે કરેલાં થોડાંક કામ સિવાય સખાવતનાં તેમનાં સઘળાં કામો સામાન્ય પ્રજાના લાભમાટેનાં છે. જો એકાદ પરદેશી આપણે શહેર આવી લાગતાં, આપણને સવાલ કરે, કે "જગઆશકારા થયલા પેલા પારસી નાઇટે, એવાં કયાં કામો કરી, આટલી વિખ્યાતી મેળવી?" તો આપણે એટલુંજ કહીશું કે "ભાઈ! તારી આસપાસ નજર ફેંક!" અને તે શું જોશે? દરદીઓનાં દુઃખ દફે કરનારી ઇસ્પીટાલ, તથા તેસાથની દેશીઓને અંગ્રેજી વૈદાંની તાલીમ આપનારી કોલેજ, તેની નજરે પડશે. જગેજગ તેમનાં બંધાવેલાં કુવા તળાવો તે જોશે; ઊત્તરે નવસારી, કે દક્ષિણે ખંડાળા તરફ, કે ખુદ આ શહેરમાં મુસાફરો કે ઘરબાર વગરનાંઓ કે ભટકતાં નાવારસોને માટે, તેમની બંધાવેલી ધર્મશાળાઓવિષે તે સાંભળશે. મુંબઈ અને છાટીને જોડનારો મોટો પૂલ, તેમની ઊદારતાની એક વધુ ગવાહી તેને આપશે; પૂણાનો બંડ કે આરલાપારલાના પૂલોવિષે તેને કહેવામાં આવશે; વળી જગેજગ તેમના બંધાવેલા રસ્તા, કુવા, નહેર અને ટાંકાંઓ તેની નજરે પડશે.

"ગમે એવાં આ મોટાં કામોમાં પણ, સર જમશેદજીની સઘળી મોટાઈ આવી રહેતી નથી. ગરીબ પારસીઓને કેળવણી અને આસરો આપવાનું એક મોટું ખાતું તેઓએ લગભગ પાંચ લાખ રૂપિયાને ખરચે, સ્થાપ્યું છે. કેળવણીમાટે એકીવારે રૂપિયા ત્રણ લાખ આપવાની પોતાની મરજી, જ્યારે એક આમળી સભામાં તેઓએ જાહેર કરી, તે વખ્તે મારી માફક અત્રે હાજર રહેલાં ઘણાંક સભાજનો ત્યાં હાજર હશે; અને ત્યાં જ્યારે આ ઊદાર ગ્રહસ્થે શાંતપણે અને સાદાઇથી રૂપિયા ત્રણ લાખની એ બાદશાહી સખાવત કરવાનું જાહેર કર્યું, ત્યારે સભામાં જે માનભરી અજાયબી પથરાઈ રહી હતી, તે તેઓ હજી ભુલ્યા ન હશે. પોતાને નામે

ચાલતી શાળાઓ સ્થાપવા ઊપરાંત, અને બીજાં અનેક કેળવણી ખાતાઓને ઊદાર મદદ કરવા ઊપરાંત, દેશીઓને માટે એક હુન્નર શાળા સ્થાપવાની ગોઠવણ કરી, તેઓએ આપણા દેશીઓને, પોતાની ચંચલ બુદ્ધિનો નવો ઊપયોગ કરવા લાયકનું એક ખાતું સર જમશેદજીએ સ્થાપી આપ્યું છે, અને તે કામ આરંભવા માટે રૂપિયા એક લાખની એક બીજી બાદશાહી રકમ આપવામાં આવી છે. પણ બસ! આ નમુનેદાર શહેરીની જાહેર સેવાની વધુ સાબેતીઓ રજુ કરી, તેમની વધુ વખાણ ગાવી, એ સોનાંપર ઢોળ ચઢાવવા બરાબરછે!

"આપણા માનવંત પ્રમુખે હમણાજ કહ્યું તેમ મુંબઈ શહેરના સંગીન લાભો માટે સર જમશેદજીએ લગભગ પચીસ લાખ રૂપિયા આપ્યાછે. પણ તેથી વધારે તેઓએ કર્યું છે. અત્રે મારાઘણા જાતભાઇઓ [યુરોપીયનો] હાજર છે. તેમને મારે જણાવવું જોઇએ કે જ્યારે હજારો અંગ્રેજી અને દેશી સિપાહોનાં હાડકાં, કાબુલના પહાડો વચ્ચે, તડકામાં સુકાઈ સફેદ થતાં પડેલાં હતાં, જ્યારે સ્કાટલાન્ડનાં પાહાડી મુલકમાં દુકાળનો દેવ ત્રાસ પાડી બેઠો હતો, જ્યારે કુદરતી કોપથી કરી, આપણાં આઇરીશ ભાઇબંધો, તેમના રાએતાના ખોરાક વગર ભુખે તલવલતા હતા; અને જ્યારે આલ્મા (Alma) અને ઇનકરમાનની (Inkerman) જંગભુમીપર મારી ગયલા બહાદૂર સિપાઈઓની નિરાધાર વિધવાઓ કે નાવારસ બાળકો મદદમાટે હાથ લંબાવી રહ્યાં હતાં, તે વખતે ભુખ્યાંને રોટલો આપીને, કે દુઃખી થયલાંનાં દુઃખનો જખમ રૂઝવવાને, જે ગ્રહસ્થને આજે માન આપવામાં આપણે મોટું માન સમજીએ છીએ, તે ગ્રહસ્થનાં કરતાં કોઇએ પણ વધુ દીલસોઝી દેખાડી ન હતી. [૫]

"ગ્રહસ્થો! જો આવાં કામની કદર, હાલની ઓલાદ ન પિછાને, તો

[૫] સ્કાટલાન્ડ તથા આયરલાન્ડના લારે દુકાળ વખતે, તેમજ અફઘાનિસ્તાનની તથા ક્રિમીયાની લડાઇઓ વખતે સર જમશેદજીએ યુરોપીયનો તરફ દીલસોઝી દેખાડી પૈસાની જે ભારે મદદ અનેકવાર કરી હતી, તે બાબત મી. એન્ડર્સન લાં બોલેછે.

તેમાટે આપણને શરમાવું પડે જે પ્રમાણે ઇંગલાન્ડ દેશી પોતાના સપૂતોની યાદગારી જાળવી રાખીછે, તેજ પ્રમાણે તે દેશની નકલ કરી, તેમ કરવાનો દાખલો હિંદુસ્તાનમાં હવે બેસાડવો જોઇએ એક ભલા માણસની કદર કેમ પિછાનવી તે આપણે કરી બતલાવવુ જોઇએ. જેવુ માન આ શહેરે, વૅલેસ્લી, એલ્ફિનસ્ટન, કૉર્નવૉલિસ, અને માલકમ જેવા મહાન પુરૂષોને આપ્યું છે, તેવુ માન સર જમશેદજીને આપી, ભવિષ્યની ઓલાદમાટે, તેઓને ભલું કરી જનારનું એક પૂતળું આપણે જાળવી રાખવું જોઇએ ખરૂ છે, કે આવા માન, મોટા માનવતોને, તેમના મરણ પછી આપવામાં આવે છે, પણ મુંબઇના જેવી બેનસેલ પ્રજાએ તો આપણા આ બુઝર્ગ મિત્રને તેમની હૈયાતીમાંજ દેખાડી આપવુ જોઇએ, કે સઘળા ધર્મવાળા, અને સઘળી જાતો પારસી, હિંદુ કે મુસલમાન, યાહુદી કે ખ્રિસ્તી, એક સરખી રીતે, સર જમશેદજીએ તેઓપર કરેલા અનેક ઉપકારોની લાગણી જણાવવાને, હાલ બહાર પડયા છે.'

"સર જમશેદજી હવે બુઝર્ગીએ પૂગ્યા છે ભવિષ્યની ઓલાદ, તેમનાં ભલાં કામોની જે વખાણ ગાશે, તેના દૂરના ઝબકાતથી તેમની જીંદગીનાં છેલ્લા વર્ષો પ્રકાશી રહયાં છે તેમના કુટુંબના મોટા કબીલાનાં સર્વ સુખસાથ તેઓ લાંબો વખત જીવી સુખી રહે! તેમનાં ભાઇબંધ શહેરીઓનાં માન અને મહોબત મેળવવાનું સુખ, તેઓ સદા પામતા રહે, અને સર્વથી વધારે પોતાની માનવત અને ઉપયોગી જીંદગીનાં ભલા કામોની ભલી યાદનું સર્વથી મોટું સુખ તેઓ સદા પામે એવી મારી દુવા છે." [૬]

[૬] મી. ઍન્ડર્સનના છટાદાર અને ખીકટ ભાષણનો ગુજરાતી તરજુમો, પહેલીજ વાર ફક્ત આ પુસ્તકમા અત્રે આવેછે અપક્ષપાત અંગ્રેજો પણ, સર જમશેદજીની સખાવતથી કેવા છક થઈ ગયા હતા, દેશીઓ માફક તેઓ પણ તેમાટે એ શેઠની કેવી વખાણ કરતા હતા, તે દેખાડવાને, અને અપક્ષપાત અંગ્રેજ મતનો છાપ અત્રે નોંધી રાખવાને આ ભાષણ અત્રે લંબાણથી દાખલ કર્યુંછે તેની અસલ અંગ્રેજી નકલમાટે વાંચો, મી. નાજરની "The First Parsee Baron" પાને ૧૦૦ થી ૧૦૬.

મી. ઍન્ડર્સને ઉપલું ભાષણ પૂરૂં કરી, સભામાં પેહેલી દરખાસ્ત રજુ કરી કે—"સર જમશેદજી જીજીભાઈનાઇટે આજ ઘણાં વર્ષ થયાં, સખાવતનાં જાહેર કામો કરવા માટે જે હિમ્મત દેખાડીછે, તથા જે મોટા ધર્મ અને ભારે સખાવત કર્યાછે, તેમાટેની જાહેર પ્રજાની હેશાનની કાંઈ નિશાની હમેશગુધી કાયમ રાખવી ઘટેછે; અને આ સભાનું એવું મત છે કે જે ઉમરાવ આખા હિંદુસ્તાનનો સૌથી સરસ જગત મિત્ર લેખાયો છે, તેની યાદદાસ્ત, સર્વ કોમનાં લોકોમાં સદા-જળવાઈ રહે, એવા આકારમાં તેમનાં નામ અને કામની યાદગારી જાળવી રાખવી."

ઉપલી દરખાસ્તને શેઠ જગન્નાથ શંકર શેઠે[૭] એક ન્હાનું ભાષણ કરી, ટેકો આપ્યો હતો.

ત્યારપછી ઑનરેબલ એ. મૅલેટે દરખાસ્ત કરી અને તેને શેઠ બહમનજી હોરમસજી વાડીઆએ ટેકો આપ્યો કે—"ઉપલા ઠેરાવ પ્રમાણે

[૭] ઑનરેબલ શેઠ જગન્નાથ શંકરશેઠે, પહેલા તથા બીજા સર જમશેદજી સાથ ઘણાંક જાહેર કામોમાં ભાગ લીધો હતો. ઈ. સ. ૧૮૦૪ માં તેમનો જન્મ થયો હતો. ઠાણી જીલ્લાનું ગોરબંદર ગામડું તેમનું વતન હતું, અને જાતે તેઓ મરાઠી સોનાર હતા. બાપના મરણ પછી તેઓએ પોતાનો સરાફી ધંધો તથા જાગીરદારી ચાલુ રાખી હતી. સ્ત્રી કેળવણીના તેઓ એક ખરા મદદગાર હતા. પોતાના ઘરમાં તેઓએ એક કન્યાશાળા ઉઘાડી હતી, તથા સ્ત્રી કેળવણીના કામોમાટે સારી રકમ તેઓએ ખરચી હતી. ઇ. સ. ૧૮૫૮ માં મુંબઇમાં તારદેવનું "શંકર શેઠ દવાખાનું" ચાલુ કર્યું હતું, તથા મુંબઇના "વિક્ટોરિયા ગાર્ડન્સ ફંડમાં" રૂ. ૨૫૦૦૦ ભરી આપ્યા હતા, તેમજ પૂણામાં "જગન્નાથ શંકરશેઠ રોડ" રૂ. ૧૫૦૦૦ ને ખરચે બંધાવ્યો હતો; વળી "રોયલ એશિઆટીક સોસાયટીનાં ફંડને" પણ રૂ. ૫૦૦૦ ની બક્ષેસ શેઠ જગન્નાથ શંકર શેઠે કરી હતી. ઇ. સ. ૧૮૬૨ માં તેઓને "લેજીસ્લેટિવ કાઉન્સિલના" એક સભાસદ સરકારે નિમ્યા હતા એ વખતપર એમનું એક પૂતળું મુબઈ શહેરે ઉભું કરાવ્યું હતું, જે હાલ ટાઉન હોલમાં ગોઠવી મૂકેલું છે. ઇ. સ. ૧૮૬૫ માં શેઠ જગન્નાથ શંકર શેઠનું મરણ થયું હતું.

અમલ કરી, આ શહેરના કોઇ જાહેર જાણીતા લત્તા પર, સર જમશેદજી જીજીભાઇનું એક બાવલું ઊભું કરવું પડેછે."

રિમીંગટનની જાણીતી કંપનીના એક ભાગ્યા મી. ટીસ્રામે દરખાસ્ત કરી અને શેઠ ફરામજી નસરવાનજી પટેલે તેને ટેકો આપ્યો કે "સર જમશેદજી જીજીભાઇ સાથ પત્રવેહેવાર ચલાવી આ સભાના ઊપલા ઠેરાવો અમલમાં લાવવા સારૂં હેઠળ નામ આપેલા ગ્રહસ્થોની એક કમિટી નિમવી અને તેઓને પોતાનીસાથ બીજાઓને લેવાની રજા આપવી." કમિટીમાં સામેલ થયલા ગ્રહસ્થોનાં નામ નીચે પ્રમાણે હતાં:—

| | | |
|---|---|---|
| ઑનરેબલ. એ. મૅલેટ. | ધ. જી. ફૉસેટ. | બહેમનજી હો. વાડીઆ. |
| સર હેનરી લીક. | જે. પારસન્સ. | માણેકજી ન. પીટીટ. |
| પી. ડબલ્યુ લીગ્રેટ. | ડૉકટર આર્નકલ. | ફરામજી ન. પટેલ. |
| ડબલ્યુ. હાર્વર્ડ. | આર. સ્ટ્રૉંગ. | કાવસજી જે. રેડીમની. |
| કર્નલ વિલોબી. | કેપટન બાર. | અરદેસર ખ. દાદીશેઠ. |
| ડૉકટર ડૉન. | જે. કે. માલકમસન. | ખરશેદજી રૂ. વાડીઆ. |
| ડૉકટર પિટ. | જે. ગુલ. | ખરશેદજી ન. કામા. |
| એચ. એલ. ઍન્ડર્સન. | દેવિડ સાસુન. | ખરશેદજી કા. આશબર્નર |
| ડબલ્યુ. ઇ. ફ્રિઅર. | ડૉકટર કરવાલો. | લીમજી મા. બનાજી. |
| બ્રિગેડીર જેનરલ હેલ. | કાજી મહમદ યુસુફ મુર્ગે | માણેકજી ખ. શરાફ. |
| કર્નલ મેલવીલ. | મહમદ અમીન રોગે | બહેમનજી જીજીભાઇ. |
| ટી. એસ. કાવી. | જગન્નાથ શંકરશેટ. | પેસ્તનજી સો. પુણેવાળા. |
| ડબલ્યુ એચ. હૅરિસન | રામલાલ ઠાકોરસીદાસ. | ફરદુનજી હો. લશકરી. |
| જેનરલ વૉડિંગટન. | વરજીવનદાસ માધવદાસ | ખરશેદજી ફ. પારેખ. |
| સી. જે અર્સકિન. | નારાયણ દીનાનાથજી. | |

ત્યારપછી કર્નલ વિલોબીએ દરખાસ્ત કરી અને તેને શેઠ માણેકજી નસરવાનજી પીટીટે ટેકો આપ્યો કે,—"મી. ડબલ્યુ બી. ટીસ્રામ અને

શેઠ વિનાયકરાવ જગન્નાથ શંકરશેઠને આ ફંડનાં સેક્રેટરીઓ અને મેસર્સ રિમીંગટનની કંપનીને ખજાનચી થવાને અરજ કરવી."

એ પછી કોમ્મોડર સર હેનરી લીકે દરખાસ્ત કરી, અને તેને શેઠ કાવસજી જેહાંગીર રેડીમની‌એ ટેકો આપ્યો કે—"સર જમશેદજી તરફ સર્વે વર્ગનાં લોકોને પોતાની ભલી વખાણની લાગણી બતલાવવાને બની આવે માટે વધુમાં વધુ રૂપિયા ૧૦૦ એકમો સુધીનીજ રકમ ભરવા દેવી." [૯]

ઊપલા ઠેરાવો પસાર થયા પછી, શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાએ પ્રમુખની ખાસ રજાથી ઊપલાં સર્વે ભાષણોનો ગુજરાતી સાર કેટલાક સભાજનોને કહી સભળાવતાં એક અસરકારક અને છટાદાર ભાષણ કરી સંભળાવ્યું. આ લંબાણ ભાષણ અત્રે આંખું દાખલ કરવું મુશકેલ છે, તેથી એકાદ ફકરો ટાંકી સંતોષ લેવો પડેછે. મી. કરાકાએ જણાવ્યું—"એ નામદાર સર જમશેદજીની શહેરે શહેર, દેશે દેશ અને ઠેકાણે ઠેકાણે થયલી સખાવતની તવારીખ આપવાને, હું હાં કાંકો બતાવતો નથી. એ કામમાટે ભાષણ કરનારની શક્તિ પુરતી નથી. તે કામ તવારીખ લખનારાઓ અને પ્રખ્યાત પુરૂષોનાં જન્મચરિત્રો લખનારાઓનું છે; સર જમશેદજીની જીંદગીનો અહેવાલ લખવાને બ્રોહામ (Brougham) અને મૅકોલે ( Macaulay ) જેવા લેખકોની કલમની જરૂર છે.......... આજનો દિવસ આપણા દેશીઓની તવારીખમાં નોંધવા લાયકછે, અને જેમ હિંદુસ્તાનનાં સર્વે દેશીઓમાં સર જમશેદજી જીજીભાઇને આપણાં નામદાર અને માયાળુ મહારાણીજીએ નાઇટનો મોટો ખિતાબ આપીને દેશીને સૌથી પહેલું એક આવું માન આપ્યું છે, તેજ પ્રમાણે હિંદુસ્તાનનાં દેશીઓમાં, પોતાના દેશબંધુઓ તરફનું આવું મોટું માન સર જમશે-

[૯] ઊપલા ઠેરાવોની અસલ અંગ્રેજી નકલ હાથ આવી નથી "પારસી પ્રકાશને" આધારે તેના ઊતારા કર્યાછે [ દફતર ૧ લું, પાને ૭૧૦-૭૧૧. ]

દજીનેજ પહેલું મળશે, અને તે માનને તે નામદાર સર્વ રીતે લાયક છે, એવું કબુલ કરવાને એક પળવાર પણ કોઈ આંચકી કરશે નહિ." ૯

આખરે ઑનરેબલ, પી. ડબ્લ્યુ. લીજેટની દરખાસ્ત અને શેઠ વરજીવણદાસ માધવદાસના ટેકા સાથ સરનશીનનો ઊપકાર માની, મુંબઈ શહેરની આ યાદગાર જાહેર સભા વિખેરાઈ ગઈ હતી.

આ સભાના એક ઠેરાવ પ્રમાણે, જે મોટી અને વગવાળી એક કમિટી નિમવામાં આવી હતી, તે કમિટીએ ઑનરેબલ પી. ડબ્લ્યુ. લીજેટને પોતાના પ્રમુખ ઠેરવી, તેમની મારફતે સર જમશેદજીપર જાહેર સભાએ પસાર કરેલા સર્વ ઠેરાવોની નકલ મોકલી આપી અને પુતળાં બાબે તેમની ઇચ્છા જાણવાને એક પત્ર નીચે પ્રમાણે લખી મોકલ્યોઃ—

મુંબઇ, તા. ૨૮ મી જુન ૧૮૫૬.

## સર જમશેદજી જીજીભાઈ નાઇટની સેવામાં.

પ્યારા સાહેબ,

આપને ખબર આપતાં મને ભારે ખુશાલી ઊપજે છે, કે મુંબઇના યુરોપીયન તથા દેશી રહેવાસીઓની એક મોટી જાહેર સભા, ચાલુ માસની તા. ૨૪ મી જુન અને મંગળવારે, વગવાળા અને આબરૂદાર ગ્રહસ્થોની અનેક સહીસાથનાં "રેક્વિઝીશનને" માન્ય કરી, આપણાં શહેરના શેરિફે, ટાઊન હાલમાં ભેગી કરી હતી, જે વખતે રાઇટ ઑનરેબલ લોર્ડ ઍલ્ફિન્સ્ટન પ્રમુખસ્થાને બેઠા હતા, અને કેટલાક ઠેરાવો આ સભાએ

---

૯ મી. ફરામજીનું આ સુંદર ભાષણ "રાસ્ત ગોફ્તારના" બે અંકોમાં પૂરે પૂરૂં આપવામાં આવ્યું છે. જુઓ એ પેપરના તા. ૨૯ મી જુન અને તા. ૬ ઠી જુલાઈ ૧૮૫૬ ના અંકો. આ બાબતને લગતી એક 'આર્ટિકલ' લખતાં "રાસ્ત ગોફ્તાર" મુગરરીસાથ લખેછે—"અમારામાં હતો એક એવો આદમી, જેથી મનુષ્ય જાતીને હતું માન."

સર્વાનુમતે પસાર કર્યા હતા, જેની એક નકલ આ સાથ આપ સાહેબ આગળ રજુ કરૂંછું.

એમાંના ત્રીજા નંબરના ઠેરાવપરથી તમે જોશો, કે આપણા શહેરના આગેવાન ગ્રહસ્થોની એક વગવાળી કમિટી, તમારી સાથ મસલહત ચલાવી ઊપલા ઠેરાવો અમલમાં લાવવામાટે નિમવામાં આવી હતી; તેથી આ કમિટીની મંજુરિયાતથી, અને તેના પ્રમુખ તરીકે જાહેર સભામધે પસાર થયલા ઠેરાવો, તમારી આગળ રજુ કરતાં; તમારી મરજી જાણવાને હું ઈંતેજાર છું, કે ધારેલાં પૂતળાંની બાબતમાં આપને કાંઇ વિચારો જણાવવા અથવા કાંઈ સુચના કરવી છે ? જો આપ સાહેબની તેવી કાંઈ મરજી હોય તો કોઇ પણ દિવસે, અને કોઇ પણ વખ્તે, અમારી તરફથી ગ્રહસ્થોનું થયલું એક 'ડૅપ્યુટેશન' આપ શેઠની મુલાકત લેવા આવવામાં મોહું માન સમજશે.

હું છું, પ્યારા સાહેબ,  
તમારો વિશ્વાસુ સેવક,  
ડબ્લ્યુ. પી. લીજેટ.  
કમિટીનો પ્રમુખ.

એકાદ અઠવાડીયાંમાં સર જમશેદજીએ, ઊપલા સભ્ય પત્રનો નીચલો નોંધી રાખવા જોગ જવાબ મોકલી આપ્યોઃ—

મુંબઈ, તા. ૩ જી જુલાઈ ૧૮૫૬.

ડબ્લ્યુ. પી. લીજેટ ઍસ્કવાયર.

તે, સર જમશેદજીનાં પૂતળાં બાબતની કમિટીના પ્રમુખ જોગ:

મુંબઈ.

પ્યારા સાહેબ,

નામદાર રાઇટ ઑનરેબલ લોર્ડ એલ્ફિન્સ્ટનનાં પ્રમુખપદ હેઠળ, મુંબઇના રહેવાસીઓની જે જાહેર સભા ગયા માસની તા. ૨૪ મીએ ટાઊન-

હોલમધે મળી હતી, તે સભાએ પસાર કરેલા ઠેરાવોની એક નકલ, તેમજ એજ માસની તા ૨૮ મીનો તમારો પત્ર મને પૂગ્યો છે, અને તેની પહોચ હું મોટી ખુશીસાથ સ્વિકારૂ છુ.

મજકુર સભામાં મુબઇની પ્રજાએ મારેમાટે જે વિચારો દરસાવ્યા છે, અને મને મોટુ માન આપવાના જે ઠેરાવપર પ્રજાલોક આવ્યાં છે, તે જાણી ખરે દિલે હું તેમનો આભારી થયો છુ, એમ જો હુ કબુલ ન રાખું, તો મેં ઠાલી ડોળ ધાલેલું કહેવાય, અને જેઓ મેહેરબાની કરી, મને આવુ માન આપવા બહાર પડ્યા છે તેમને અપમાન કરેલું લેખાય

જે મોટા માનની નવાજેશ મારાપર કરવાની સુચના થઈ છે, તે મોટાં માનની કિંમત હું બરાબર પિછાનું છું. આવુ માન જેઓએ દેશના અને જાહેર લાભોનાં મોટાં કામો કર્યાં હોય, તેમનેજ ફક્ત હમણાસુધી આપવામાં આવતુ, અને તેથી પોતાના સ્વદેશબંધુઓ તરફથી એવાં મોટાં માન મેળવનાર પ્રખ્યાત નરોની પંક્તિમાં ગણાવાને હુ કેવો નાલાયક છુ, તે પણ હું બરાબર સમજુ છુ, તે છતાં જાહેર પ્રજા તરફની આ સ્તુતિમય માનની નિશાની અંતઃકરણથી મોટાં હેસાનસાથ હું કબુલ રાખુ છુ, એવી આશાસાથ, કે આ દેશના વતનીઓને સમજાય અને તેમને માલમ પડે, કે તેમનામાથી લાયક નરોને, ઘટતો પ્રસગ આવી લાગતાં, મોટામાં મોટાં જાહેર માન આપી શકાય છે, અને જો તેઓ પોતાના વખ્ત, બુદ્ધિ અને દોલતનો ઊપયોગ કરી, પ્રજાપયોગી કામો કરે, તો સારાં કામો કરવાથી ઊપજતા સતોષનો જે કુદરતી બદલો તેમ મળે છે, તે ઊપરાંત વખ્ત આવી લાગતાં, તેમના ભાઇબધો તરફથી માન ભરી પ્રસંશાનો જાહેર બદલો તેમને મળી શકે છે.

તમારા પત્રમાં પૂછેલા સવાલ બાબતે મારે એટલુંજ જણાવવાનું, કે ઊભાં કરવાં ધારેલાં પૂતળાંની બાબતમાં મારે કાંઇએ ખાસે સુચના કરવાની નથી. જાહેર સભાની ઇચ્છાઓ અમલમાં લાવવાને, જે કમિટી નિમવામાં આવી છે, તે કમિટીના હાથમાં આ બાબત હુ પૂર વિશ્વાસસાથ મૂકું છુ.

અને મારી ખાત્રી છે, કે તેઓ પાકી સમજ વાપરી, જે કામ તેમને સોંપ-વામાં આવ્યું છે, તે તેઓ મન માનતી રીતે બજાવશે ૧૦

હું, પ્યારા સાહેબ,
તમારો આભારી સેવક,
**જમશેદજી જીજીભાઈ.**

મુંબઈ ઉપરાંત, સર જમશેદજીનાં પૂતળાંમાટે ફંડ એકઠું કરવાની ગોઠવણો કરવાને સુરત, પૂણા અને કલકત્તા ખાતે ખાસ જાહેર સભાઓ બોલાવવામાં આવી હતી તા ૨ જી જુલાઈ ૧૮૫૬ ને દિવસે સુરત ખાતે શેઠ મહેરવાનજી હોરમસજી ફ્રેઝરની આગેવાની હેઠળ એક સભા ભેગી થઈ હતી તેમજ પૂણા શહેરમાં તા ૧૫ મી જુલાઇએ એક જાહેર સભા શેઠ પેસ્તનજી સોહોરાબજી પૂણેવાળાના બગલામાં ભેગી મળી હતી જ્યારે સર્વ કોમના એક પચરંગી મિળાવડા સનમુખ, દખણના સરદારોના એજન્ટ મી હેરીસને સર જમશેદજીની સ્તુતિથી ભરપૂર એક ભાષણ કર્યું હતું, અને તે સભાએ પણ સર જમશેદજીના પૂતળાંમારેનાં ફંડમા નાણાં ભરવાનો ઠેરાવ કર્યો કલકત્તા શહેરમા પણ એજ સાલના આગષ્ટ માસની ચોથી તારીખે, સર જમશેદજી સાથ મોટો સબંધ ધરાવનારી મેસર્સ જાર્ડીન સ્કીનરની કંપનીની ઑફિસમા, તેમના મિત્રોની એક સભાએ એ ફંડમાં નાણાં ભરવાનો ઠેરાવ કર્યો હતો ત્યાંથી આ ફંડમાં નામદાર ગવર્નર જેનરલ લોર્ડ કેનીંગે પણ પોતાનો ફાળો ભરી આપો હતો. ઊપલાં શહેરો ઉપરાંત છેક ચીન, સીંગાપોર અને ઇગ્લાન્ડથી આ ફંડમા નાણાં મોકલી આપવામાં આવ્યા હતાં, ઇંગલાન્ડથી રૂ ૧૦૦ ની રકમ ઑનરેબલ માઊન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનને નામની હતી

આ ફંડમાં સઘળા મળી રૂપિયા ૪૬૩૪૬ એકઠા થયા હતા તેમાં મુંબઇના રૂપિયા ૩૩૭૬૧ નીં અનખત્તે મોટી રકમ હતી એ ઉપરાંત

૧૦ ઊપલાં બે પત્રોની અસલ અગ્રેજી નકલ ફક્ત "પારસી પ્રકાશમા નોંધી લીધી છે [જુઓ દફ્તર ૧ લુ પાને ૭૧૧-૭૧૨ ]

કલકત્તેથી રૂપિયા ૩૧૦૪, ચીનના રૂપિયા ૨૬૭૭, પુણેથી રૂપિયા ૨૩૧૫, સુરતથી રૂપિયા ૨૧૫૧, ભરૂચથી રૂપિયા ૬૩૪, નવસારીથી રૂપિયા ૫૨૪, સીંગાપોરથી રૂપિયા ૨૪૬, બેલગામથી રૂપિયા ૨૨૩, અમદાવાદથી રૂપિયા ૧૬૫, ગંદેવીથી રૂપિયા ૧૩૮, વલસાડથી રૂપિયા ૧૧૦, બીલીમોરેથી રૂપિયા ૯૬, દમણથી અને ભેરગામથી દરેકના રૂપિયા ૫૧, તથા ઈંગલાન્ડથી રૂપિયા૧૦૦, આ ફંડમાં ભરાયા હતા.[૧૧]

સરં જમશેદજીનું પૂતળું બનાવવાનું કામ આખરે, પ્રખ્યાતઇટાલિયન કારીગર બેરન મારોશૅટીને (Marochetti) સોંપવામાં આવ્યું, અને તે કામ માટે તેને ૪૦૦૦ પાઊન્ડ યાને રૂ. ૪૦૦૦૦ મળ્યા હતા.[૧૨] આ પૂતળું તૈયાર થતાં ઘણો વખ્ત નિકળી ગયો, પણ આખરે મે ૧૮૫૮ માં તે તૈયાર થતાં વહાણપર ચઢાવી મુંબઈ મોકલી આપવામાં આવ્યું. આ પહેલાં, નામદાર મહારાણીજી વિકટોરિયા, હિંદના પોતાના આ માનીતા બેરૌનેટનું પૂતળું જોવાને તે કારીગરના "સ્ટૂડિયોમાં" ખાસ પધાર્યાં હતાં. આખરે આ બાવલું મુંબઈ આવી લાગ્યું. પણ તેવામાં સર જમશેદજીનું મરણ થયું. પ્રજા નજર આગળ ધામધુમથી જાહેર ક્રિયાસાથ આ પૂતળું ખુલ્લું મૂકવાનો વિચાર તેથી માંડી વાળવો પડયો. ટાઊન હોલમાં "રોયલ એશિયાટીક સોસાયટીની" લાયબ્રેરીના ઓરડાઓની બાજુમાં માલકમ અને ફોરબસની સંદૂમાં આખરે આ પૂતળું ગોઠવવામાં આવ્યું. આગળ જણાવ્યું તેમ જાહેર ક્રિયા કરવાનો વિચાર માંડી વાળી, એ કામમાટે નિમાયલી કમિટી અને સર જમશેદજીના ત્રણે દીકરાએ તથા

---

[૧૧] યાદ રાખવાનું કે રૂપિયા ૧૦૦ એકરોથી વધારે રકમ ભરવાની કોઈને છુટ ન હતી; નહિ તો આ ફંડ ઘણું મોટું થતે. તોપણ રકમની એવી ન્હાની હદ રાખવા છતાં આ કામમાટે લગભગ અર્ધ લાખ રૂપિયો એકઠો થઈ શકયો, એ સર જમશેદજી માટેની ખરી લોકપ્રિયતા સાબેત કરેછે.

[૧૨] જુઓ મી. કરાકાની "History of the Parsees" દફતર બીજું, પાને ૧૦૪.

થોડાક આતલગના મિત્રોની હાજરીમાં આ પૂતળું પ્રજા નજર માટે તા. ૧ લી આગષ્ટ ૧૮૫૯ ને દિવસે ખુલ્લું કરવામાં આવ્યું

સંગેમરમરના ઊંચા તખ્તપર, સંગેમરમરનું આખા કદનું સર જમશેદજીનું આ મોટું અને દમામદાર બાવલું ગોઠવેલું છે. તેની આગળની બાજુએ નીચલો સાદો લેખ[૧૩] કોતરેલો છે:—

SIR

JAMSETJEE JEEJEEBHOY

BARONET.

*1857.*

યાને

સર

જમશેદજી જીજીભાઈ બેરોનેટ.

૧૮૫૭.

આ પ્રમાણે આખરે લાયકને લાયક માન મળ્યું. ભાઇબંધ શહેરીઓનું એવું માન મેળવવાને, સર જમશેદજી પછી કેટલા જન લાયક થયા છે? ઘણા તો ચાર પાંચ એવા બીજા ઘણાંક મહાન નરો બહાર પડે એવી આપણી દુવા છે.

---

૧૩ શું આ લેખ પૂરતો છે? સર જમશેદજીના મોટા કામોની નોંધ એ. પૂતળાના તખ્તની એક બાજુએ કોતરવી જોઈએ, તેમજ તેને લાયકની જગ્યા હવે ટાઉન હોલની એક એકાંત "ગેલેરી" નહિ પણ મુંબઈના કોઈ મોટા જાહેર રસ્તો હોવો જોઇએ મુંબઈના આ પહેલા આગેવાન શહેરીને લાયકની જગ્યા, શહેરી. સમાજના મહેલની આગળની ઘેરી લઈને હમણાસુધી ખાલી રાખેલી જગ્યા છે



## પ્રકરણ અઠાવીસમું.

## "સર જમશેદજી જીજીભાઈ
### સ્કૂલ ઑફ આર્ટસ."

### (હુન્નર શાળા.)

He who seeks the mind's improvement,
Aids the world in aiding mind,
Every great commanding movement,
Serves not one, but all mankind.

*Charles Swain.*

તેમને માટે રઝકરોજી પેદા કરવાનાં ભવિષ્યનાં નવાં સાધનો તૈયાર કરી આપવાને માટે, એક હુનર શાળા સ્થાપવાની સરકારને સગવડ કરવાને બહાર પડયા. એક હુનર શાળા સ્થાપવાની તેમની ઊલટ, તેમના પોતાના જમાનાથી આગળ વધેલા તેમના વિચારો દેખાડે છે આ કામમાટે તેમની સખાવત, હિંદના એક વતની તરીકેની, હિંદના ભલાં માટેની તેમની કાળજીનો એક વધુ પૂરાવો આપે છે. નાતજાતના તફાવત વગરની, અને ખરી ઉપયોગી તથા દુરઅદેશ ભરી, તેમની સખાવતોમાંની આ એક છે છેલાં ચાલીશ વર્ષમાં આ શાળાએ મધ્યમ વર્ગના લોકોને કેવા લાભો કરી આપ્યા છે, આ શાળામાં મળતી વહેવારૂ કેળવણીથી કરી કેટલા જણા પ્રમાણિકપણે અને આબરૂ દરકારથી રોટલો પેદા કરતા થયાછે, તેનું વિવેચન કરવાની જરૂર નથી, પણ સર જમશેદજી અને તેમના કુટુંબે આ હુનર શાળામાટે જે જે કર્યું છે, તેની ટુક નોધ આ પ્રકરણમાં લેવી છે.

જો કે આ હુનર શાળા ઇ. સ. ૧૮૫૭ સુધી ચાલુ થઈ શકી ન હતી, પણ તે પહેલાં લગભગ ચાર વર્ષે અગાઊથી સર જમશેદજીએ આ કામની શરૂઆત કરવાની સગવડ કરી આપવાને સરકારને રૂપિયા એક લાખ આપવાની પોતાની મરજી જણાવી હતી. આ બાબતનો પહેલો પત્ર, તા. ૯ મી મે ૧૮૫૩ ને દિવસે, મુબઇના ગવર્નર લોર્ડ ફેકલાન્ડપર, સર જમશેદજીએ લખ્યો હતો. તેમાં તેઓએ એવી સુચના કરી હતી, કે સરકારે મુબઈ શહેરમા, જૂદા જૂદા હુનરો શિખવવાને એક શાળા સ્થાપવી, ને ત્યાં રગકામ, ચિત્રક્રિયા, કોતરકામ અને નકસીકામની તાલીમ આપવાની ગોઠવણ કરવી; વળી હીરાપર પેહેલ અથવા પાસા કોતરણીનો ધંધો, દિલી અને પંજાબના ઊસ્તાદોહાથ દેશીઓને શિખવવો; અને સુતર, રેશમ, અને મખમલની વણતમાં નકસીનાં ભરતકામ ગુંઠી લેવાનો હુનર સાં બણાવવો. જો એક એવી હુનર શાળા સ્થાપવાની સરકારની મરજી હોય, અને જો તે કામ સરકાર માથે લે, તો તેના ખરચમાં રૂપિયા ૧૦૦૦૦૦ એક લાખની રકમ સરકારને સ્વાધીન કરવાની પોતાની મરજી સર જમશેદજીએ જણાવી, એવી સરતે કે તેના

વ્યાજનો કેટલોક ભાગ, હુન્નર શિખવા આવનારાઓને આસરો આપવાને ખરચવો અને કેટલોક ભાગ, ચંચલ કારીગરોને ઇનામ આપવા કે દેશનો હુન્નર અને કારીગીરી ખિલવવાનાં કાંઈ કામમાટે વાપરવો.

આ પત્રના જવાબમાં સરકાર તરફથી જવાબ ફરી વળ્યો, કે સર જમશેદજીની માગણી કબુલ કરવાનું કે નામંજુર રાખવાનું તેમના હાથમાં નથી; પણ પોતાની તરફની સર્વ સિફારસ સાથ, સર જમશેદજીની ઉદાર માગણી "કોર્ટ-ઑફ-ડિરેકટર્સની" આગળ રજુ કરવામાં આવશે, એમ લખી જણાવ્યું. ઈ. સ. ૧૮૫૪ ના એપ્રિલ માસમાં, "કોર્ટ-ઑફ-ડિરેકટર્સે" ઇંગલાન્ડથી સર જમશેદજીની માગણી મોટા ઊપકારસાથ કબુલ રાખી, અને એક હુન્નર શાળા સ્થાપવાની મંજુરિયાત તેઓએ સ્થાનિક સરકારને આપી, અને તેમાં કઈ કઈ બાબતો શિખવવી તેની ગોઠવણ કરવાને એક કમિટી નિમવાની, અને તેના રિપોર્ટ પ્રમાણે અમલ કરવાની, મુબાઈ સરકારને ભલામણ કરી. એ સુચનાને માન આપી, આગષ્ટ ૧૮૫૪ માં, ધારેલી હુન્નર શાળા માટે ગોઠવણ કરવાને સરકારે એક કમિટી નિમી એ કિમીટીનો પ્રમુખ, તે વખતનો "ચીફ-જસ્ટિસ" સર વિલિયમ યાર્ડલી હતો; તથા ઊપર પ્રમુખો તરીકે, એક બીજા જડજ સર ચાર્લ્સ જૅકસન, અને સર જમશેદજી જીજીભાઇને નિમ્યા હતા. આ કમિટીના બીજા અધિકારીઓમાં, સી જે. અર્સકિન, મેજર ક્રાફર્ડ, ડોકટર કાર્ટર, ડોકટર બ્યુસ્ટ, રેવરંડ ઍન્ડર્સન, પ્રોફેસર હાર્કનેસ, એચ. કોનિબેર, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, અને જગન્નાથ શંકરશેઠ હતા; તથા સૅક્રેટરીનું કામ વિનાયક વાસુદેવના હાથમા હતુ.[૧]

લગભગ નવ મહિનાસુધી, સભાઓ ભરી, અને વિચાર ચલાવી ઈ. સ. ૧૮૫૫ ના મે માસમાં, કમિટીએ સરકારપર પોતાનો છેવટનો રિપોર્ટ મોકલ્યો. તેમાં હુન્નર શાળા સ્થાપવા બાબતની સર જમશેદજીની સુચનાઓ

---

૧ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૭૩૯

લગભગ સઘળી કબુલ રાખી અને પોતે એક સુચના કરી કે પ્રથમમાં, શિખવા આવનારાઓને ઉત્તેજન આપવા, કાંઈ પગાર આપતો કરવો, તેમાટે હુન્નર શિખનારાઓને રૂપિયા દસની, બાર 'સ્કાલરશિપ' તથા ઊંચા ગની બાબતપર ધ્યાન આપનારાઓને રૂપિયા ચારની, વીસ 'સ્કાલરશીપ' સર જમશેદજીએ આપવા ધારેલા રૂપિયા એક લાખનાં બ્યાજ માંથી આપવી અને જો કે આ હુન્નર શાળામાટે એક મકાન બાંધવાનું વચન સરકારે સર જમશેદજીને આપ્યું હતુ, પણ તેની હાલ જરૂર ન જણાયથી હોવાથી, અને જૂદી ઇમારત બાધવાનું સરકારથી હાલ બની શકે એમ પણ ન હોવાથી, દર માસે રૂ ૨૦૦ નાં 'ભાડાંસુધીનું એક મકાન સરકારે હાલ તુરત ભાડે રાખવુ અને ત્યાં આ હુન્નર શાળા, કોઈ અનુભવી સુપરઇનટેન્ડન્ટ અને તેના બે મદદનીશોના હાથ હેઠળ ચાલુ કરવી

કમિટીનો એ રિપોર્ટ સરકારે પસદ કરી, તેમાટે "કોર્ટ-ઑફ-ડિરેક્ટર્સની" બહાની મેળવી. ત્યારપછી સરકારની પસદગીથી, એ ખાતાપર ઊપરીપણું ચલાવવાને, મી ઈ આઈ હાવર્ડ, પ્રોફેસર હાર્કનેસ, શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ, ડોકટર બ્યુસ્ટ, શેઠ જગનાથ શકરશેઠ, રેવરડ ઍન્ડર્સન અને મી વિનાયક વાસુદેવની એક કમિટી મુકરર કરી સર જમશેદજીને આ બધી ગોઠવણ પસદ પડી આ હુન્નર શાળા ચાલુ કરવાનું નક્કી કરી, તેને **"સર જમશેદજી જીજીભાઈ સ્કૂલ ઑફ આર્ટ ઍન્ડ ઇનડસ્ટ્રી"** *(Sir Jamsetjee Jeejeebhoy School of Art and Industry)* એવુ નામ સરકારે આપ્યું તે બાબતનું જાહેરનામુ સરકારી ગેઝેટમાં છપાયું, અને તા ૨ જી માર્ચ ૧૮૫૭ ને દિવસથી, આ શાળા "એલ્ફિનસ્ટન ઇનસ્ટિટયુશનનાં" મકાનમાં ચાલુ થઈ મી ક્રો (Mr Crow) નામના એક ગ્રહસ્થને કામ ચલાવવા સુપરઇનટેન્ડન્ટ નિમવામાં આવ્યા, અને તેના હાથ હેઠળ ૪૮ વિદ્યાર્થીઓ આ ખાતાનો લાભ લેવાને પહેલા બહાર પડ્યા[૨] ડ્રોઇગની સાધારણ તાલીમ એ લોકને

[૨] સરકારી કેળવણી ખાતાનો રિપોર્ટ ૧૮૫૬-૫૭ પાને ૮૭

આપવા સાથ એ શાળાની કેળવણી શરૂ થઈ. શાળા ઊઘડતાં બીજેજ દિવસે રૂપિયા એક લાખની રકમ, સર જમશેદજીએ સરકારી તીજોરીમાં ભરી. એજ સાલના સપટેમ્બર મહિનામાં મી ટેરી (Mr. Terry) નામનો એક બાહોશ ઊસ્તાદ ઇંગલાન્ડથી આવી લાગ્યો, અને તેની દેખરેખ હેઠળ "આર્ટ ક્લાસ" ઉઘાડવામાં આવ્યો.[3] ઇ. સ. ૧૮૫૮ થી લાંકડાપરનું નકસીકામ કોતરવા શિખવવાનું શરૂ થયું. એજ સાલથી જગ્યાની તંગાસની બુમ પડવા લાગી અને ઇ. સ. ૧૮૫૯ ના ફેબ્રુઆરી મહિનાથી આ શાળા એલ્ફિનસ્ટન કાલેજનાં મકાનના ઊપલા મજલાપર ખસેડવામાં આવી, જ્યાં તેનું કામકાજ સવારે રોજ ચાલતું હતું. આ ગોઠવણથી કાલેજના કામકાજમાં અડચન પડવા લાગી, તેથી સર જમશેદજી જીજીભાઈ બીજા બેરોનેટ અને તેમના ભાઇઓએ, આ શાળામાટે, 'એલાહિબાગની' સામેનું બહારકોટનું સર જમશેદજીનું જુનું ઘર, લાંબી મુદતસુધી વગર ભાડે વાપરવાને આપ્યું હતું.[4]

શરૂઆતમાં આ હુન્નર શાળા ફક્ત એક "ડ્રાઇંગ સ્કૂલ" જેવી હતી. પણ તેની ખિલવણી કરવાને સરકાર જેટલી, બલકે વધારે કાળજી સર જમશેદજીનાં કુટુંબને હતી. સર જમશેદજીના ત્રણે દીકરાઓએ તથા લેડી આવાંબાઇએ આ હુન્નર શાળાને લાખો રૂપિયાની સગીન મદદ કરેલી છે. ઇ. સ ૧૮૬૨ માં શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઇએ એ હુન્નર શાળાના ઊસ્તાદ મી. ટેરીને (Mr. Terry), પોતાને ખરચે ઇંગલાન્ડના મોટા પ્રદર્શનનો અભ્યાસ કરવા તથા શાળાના સંગ્રહસ્થાન માટે જોઇતી ચીજો તેમને ખરચે ખરીદી લાવવાને મોકલ્યો હતો, જે પાછલ શેઠ સોહોરાબજીને હજારો રૂપિયાનો ખરચ થયો હતો. એજ વખ્તપર પોતાના પિતાજીને નામની એક 'સ્કાલરશિપ' સ્થાપવાને માટે, સરકારને રૂપિયા ૩૦૦૦ ની જૂદી થાપણ શેઠ સોહોરાબજીએ કરી આપી હતી. વળી એજ

---

[3] સરકારી કેળવણી ખાતાનો રિપોર્ટ ૧૮૫૭-૫૮. પાને ૪૪.

[4] "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૭૪૦.

સાલમાં સરકારે આ હુન્નર શાળા માટે એક મોટું મકાન બાંધવાનો ઠેરાવ કર્યો. એ બાબે સરકારી કેળવણી ખાતાનો વડો લખે છેઃ—

"The Government are about to redeem their promise, to the late Sir Jamsetjee Jeejeebhoy, of giving a suitable building for the school, which ha been most inadequately accomodated hitherto. The new class rooms and musuem are to be erected on the Esplande." ⁵

પણ એવામાં શેર સત્તાનો વખ્ત આવી લાગ્યો, સરકારનાં ધારેલાં બીજાં અનેક કામો માફક આ કામ પણ મોકુફ રાખવું પડયું, અને આ શાળા સપડવા લાગી. એકવાર ફરી સર જમશેદજીનું ખાનદાન તેને મદદ કરવાને બહાર પડયું. ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ આ વખ્તપર લાખો રૂપિયાની સખાવત કર્યા જતા હતા. તેમની સખાવત ભાદરવા માસના વરસાદ જેવી ધોધમાર ચાલુ હતી. લાખો રૂપિયા તેઓ તડાકે કાઢયા જતા હતા. તેજ પ્રમાણે ઇ. સ. ૧૮૬૪ માં સરકાર જોગ એક પત્ર લખી, આ હુન્નર શાળામાટે યુરોપથી ખાસ ઊસ્તાદો બોલાવવાને તથા તેમની મારફતે ચિત્રકળા, 'ઑઇલ પેન્ટિંગ' ઢોળ ચઢાવવા, બાવલાં બનાવવા, તથા પથ્થરપર અનેક જાતનું નકશીકામ કરવાનાં અને "ગ્લાસ ડેકોરેશન" એટલે કાચપર રંગીન નકશીકામ કરવાના હુન્નરો શિખવવાને માટે નાણાંની મદદ કરવાની મકસદથી રૂપિયા દોઢ લાખ આપવાની મરજી તેઓએ જણાવી. સઘળા હુન્નરો શિખવવાનું એકી વખ્તે નહિ, પણ આરતે આરતે દાખલ કરવાની સુચના તેઓએ કરી, અને સરકારને શરૂઆત કરવાને બની આવે, તેમાટે ઊપલી રકમનો અર્ધો ભાગ—એટલે રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજાર સરકારી તીજોરીમાં તરત ભરવાની પોતાની મરજી જણાવી.

⁵ સરકારી કેળવણી ખાતાનો રિપોર્ટ. ૧૮૬૨–૬૩. પાને ૩૫.

સરકારે ઑનરેબલ શેઠ રૂસ્તમજીની માગણી સ્વીકારી, અને રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજાર શેઠ રૂસ્તમજીએ સરકારને બક્ષેસ આપ્યા.[§]

ત્યારપછી ઈ. સ. ૧૮૬૫ માં, કોઈ લાયક ઇમારત બાંધવામાં આવે તે પહેલાં મેદાનમધે કામ ચલાઊ પણ મજબૂત છાપરાંઓ બાંધી, આ શાળા "એસ્લાહિબાગ" આગળથી મેદાનમાં લાવવામાં આવી હતી. આ છાપરાંઓ બાંધવાનો લગભગ સઘળો ખરચ ઑનરેબલ શેઠ રૂસ્તમજીએ આપ્યો હતો.

પણ આ સ્કૂલ માટેની "સર ખાનદાનની" સખાવત હજી પૂરી થઈ ન હતી. એ ખાતાના ખરચમાં આસરે રૂપિયા ૧૬૬૦૦ નો વાર્ષીક વધારો કરવાની તજવીજ તેની કમિટી ચલાવતી હતી, તેમાટે રૂપિયા સાડાત્રણ લાખની થાપણ જોઇતી હતી. તે કોણ આપે? કમિટીએ સર જમશેદજીના સાહેબજાદાઓને તેમાટે અરજ કરી. આ કામ માટે લેડી આવાંબાઈ તરફથી રૂપિયા ૧૫૦૦૦૦ દોઢ લાખ, શેઠ રૂસ્તમજીએ પોતાની તરફથી રૂપિયા ૫૫૦૦૦ પચાવન હજાર, અને બેહેન બાઈ પીરોજબાઈ તરફથી રૂપિયા ૧૫૦૦૦ પંદર હજાર મળી, રૂપિયા ૨૨૦૦૦૦ બે લાખ અને વીસ હજાર આ હુન્નર શાળાની કમિટીના નામપર ચઢાવી આઠ ટકાને વ્યાજે, તે વખ્તની કમર્શીયલ બેંકમાં મૂકવાનું લખી જણાવ્યું પણ પાછળથી તે વિચાર ફેરવી, ઊપલી રકમ પોતાનાજ કબજામાં રાખી, દર સાલ તેનું આઠ ટકા વ્યાજ આપ્યા જવાની ગોઠવણ કરીઃ અને એ ગોઠવણ પ્રમાણે એક વર્ષનાં વ્યાજના રૂપિયા ૧૭૬૦૦ આ કામમાટે, કમિટીને આપ્યા પણ અફસોસ! મુંબઇની ગરીબ પ્રજાના કમનસીબે, તેઓના બાપ સરખા આ હાતેમનરતી હાલત બદલાઈ ગઈ. દોલત કયાંની કયાં ધસડાઈ ગઈ, અને બીજો હફતો તેવણ ગોઠવણ પ્રમાણે ભરી શકયા નહિ પણ લેડી આવાંબાઇએ તો પોતાને નામના રૂપિયા દોઢ લાખનાં આઠ ટકા લેખેનાં વ્યાજના, એક સાલ રૂપિયા ૧૨૦૦૦ ભર્યાં, અને ત્યારપછી ચાર ટકા લેખે પોતાના મર-

[§] "પારસી પ્રકાશ" દફતર ૨ જું, પાને ૧૦૫.

ણસુધી દર સાલ રૂપિયા ૬૦૦૦ આ ખાતાને આપ્યા હતા. તેમનાં મરણ પછી, એવણના બેટી બાઈ પીરોજબાઇએ ત્રણ વર્ષસુધી આ રકમ આપી હતી. આ પ્રમાણે સર જમશેદજીનાં છોકરાંઓએ, પોતાના માનવંત પિતાએ ચાલુ કરેલી હુન્નર શાળાને રૂ. ૭૪૬૦૦ યાને પોણા લાખ રૂપિયાની મદદ કરી હતી.[૭]

ઈ. સ. ૧૮૬૩ માં શેઠ ખરશેદજી ફરદુનજી પારેખે સ્થાપેલી સુરતની "પારેખ હુન્નર શાળાને" ઈ સ. ૧૮૬૮ થી ૧૮૭૭ સુધી, સર જમશેદજીની હુન્નર શાળાસાથ જોડી નાંખવામાં આવી હતી, અને શેઠ પારેખનાં ફંડની આવક આ ખાતાંને ઊપલા વખ્તસુધી આપવામાં આવી હતી.[૮]

પંદર વર્ષસુધી આ હુન્નર શાળાનો વહિવત કમિટીએ ચલાવ્યો હતો. ત્યારબાદ ઈ. સ. ૧૮૭૩ થી તેનો વહિવત સરકારી કેળવણી ખાતાંને સોંપવામાં આવ્યો, અને એ સાલથી "**સર જમશેદજી હુન્નર શાળા**" એક સરકારી કેળવણી ખાતુ થયું. શાળાને લાયકનું મકાન બાંધવાની વધારે તજવીજ થવા લાગી. ઈ. સ. ૧૮૭૪ માં, ક્રાફર્ડ માર્કેટ સામેની, હાલના મકાનવાળી જગ્યા પસંદ કરવામાં આવી, અને ડિસેમ્બર માસમા તેનું બાંધકામ શરૂ થયું. તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૭૮ ને દિવસે આ રોણકદાર મકાન બંધાઈ તૈયાર થયું, અને તા. ૧ લી એપ્રિલ ૧૮૭૮ ને દિવસે આખરે "સર જમશેદજી જીજીભાઈ સ્કૂલ ઑફ આર્ટ ઍન્ડ ઇનડસ્ત્રી" તેનાં સુંદર મકાનમાં થર પડી આ મકાન બાંધવા પાછળ રૂપિયા ૧૯૧૪૯૦ નો ખરચ સરકારને થયો હતો. આ ઇમારતપર નીચે પ્રમાણે તખ્તી અંગ્રેજી ભાષામાં કોતરી મારેલી છે.[૯]—

---

૭ "પારસી પ્રકાશ" દફતર ૨ જુ, પાને ૧૪૩ અને ૧૪૪.

૮ "પારસી પ્રકાશ" દફતર ૨ જુ, પાને ૭૭.

૯ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ, પાને ૭૪૦.

# Sir Jamsetjee Jeejeebhoy
# SCHOOL OF ART

WAS ERECTED FROM DESIGNS

BY

G. T. MOLECEY F.R.I. B. A.

AND

SANCTIONED BY THE GOVERNMENT
OF BOMBAY,
*on 22nd October 1874.*

The work was commenced on
*14th December 1874.*
*His Excellency, The Honourable*
Sir Philip Wodehouse G.C.S.I. K.C.B
*Governor and President in Council,*

AND

WAS COMPLETED
*on 28th February 1878.*
*His Excellency, The Honourable*
Sir Richard Temple. Bart., G. C. S. I.
*Governor and President in Council.*

THE WORK WAS CARRIED OUT UNDER
THE IMMEDIATE ORDERS OF
COLONEL J. A. FULLER R. E.
Khan Bahadur Mancherji Cowasji Marzban
ASSOS INST C. E.
Being Assistant Engineer in charge.
Estimate as sanctioned ............ Rs. 2,90,153
Actual Cost............................ Rs 1,91,490.

---

SIR JAMSETJI JEJEEBHAI
THE FIRST PARSEE BARONET
ENDOWED THIS SCHOOL WITH RS 100000

---

હવે આ શાળા વિષે વધુ લખવાની જરૂર નથી, તેની હાલની ચઢતી હાલત સર્વને જાણીતી છે ઈ. સ. ૧૮૭૪ માં ગવર્નર સર રીચર્ડ ટેમ્પલે એના ધોરણમાં ઊપયોગી ફેરફાર અને સુધારો કરાવ્યો હતો, અને તે નવા ધોરણે, દેશીઓને દર રોજ વધારે ઊપયોગી થઈ પડતી, આ શાળા આબાદ હાલતમાં આજસુધી ચાલુ છે

સર જમશેદજીને પોતાને હાથે, અને તેમનાં મુબારક નામમાથ શરૂ થયલાં ખાતાંઓ આજે કેવી ધીકતી હાલતે પુગ્યાં છે, તેનો આ ખાતુ એક વધુ દાખલો આપે છે સર જમશેદજી અને તેમનાં કુટુંબને આ ખાતું કેટલું આભારી છે, તેનો કાંઈક ખ્યાલ વાંચનારને એટલાપરથીજ આવશે કે સઘળા મળી રૂપિયા ત્રણ લાખથી વધુ, આ કામ માટે સર જમશેદજી અને કુટુંબે સરકારને આપ્યા છે.



# પ્રકરણ ઓગણત્રીસમું.

## હિન્દી શાહેનશાહતના પહેલા બેરોનેટ,
## સર જમશેદજી જીજીભાઈ.

ફરીદૂને ફરરોખ ફિરસ્તહ ન બૂદ,
ઝ મેસ્કો, ઝ અમ્બર શિરસ્તહ ન બૂદ;
બે દાદો દિહશ, યાફ્ત ઓન નિકૂઈ,
તો દાદો દિહશ કોન, ફરીદૂન તોઈ.

ફિરદૂસી.

મતલબ—રે ભાઈ! ભાગ્યવાન ફરીદૂન પાદશાહ કાંઈ ફરેસ્તો ન હતો, તે કાંઈ કસ્તુરી અને કેરબાનો બનેલો ન હતો, તે ફક્ત એક સાધારણ માણસ હતો—પણ તેના ઇનસાફ અને સખાવતથી તે ફરેસ્તાઈ ખસલત પામ્યો. માટે રે ભાઈ! તું પણ દાદ અને સખાવત કર, અને તું પણ ફરીદૂન પાદશાહ જેવો થશે!

નહાવદની ખુનખાર લડાઇમાં સખ્ત હાર ખાઈ, પોતાનું રાજપાત ખોઈ, આરબોને હાથ તે જવા દઈ, ભટકતા આરબોની હાલતે પુરાતન પારસીઓ પોતે પૂગ્યા હતા. તેઓનું રાજ ગયું, સરતાજ ગયું, લશકર ફ્ના થયું, અને તેઓના અમીર ઊમરાવો જડમુળથી ઊખડી ગયા. ભટકતા અને હાડમાર થયલા—પણ ધર્મની જાળવણી કરતા, તેઓ હિંદુસ્તાન આવી લાગ્યા. કરોડો માણસની હિંદુસ્તાનની વસ્તીમાં મુઠ્ઠીભર પારસીઓ ભેલાઈ ગયા, તેમની નામ નિશાન લગભગ ભુલાઈ ગઈ, તેમની તવારીખ ગુમ થઈ ગઈ, ના તેમની હસ્તીથી પણ થોડાજ જાણીતા રહ્યા.

પણ વખ્ત બદલાયો. મુઠ્ઠીભર પારસીઓ પાછા ખિલી નિકળ્યા. તેમની ગયલી તવારીખ પાછી આવી; તેમની નવિ કીર્તિ ગાજી રહી; લડાઇના મેદાનમાં નહિ, તો સખાવતના મેદાનપર તેમની 'વાહવાહ' થઇ રહી, દુનિયાંના એકએક ભાગમાં તેઓ પાછા જગઆશકાર થઈ રહ્યા.

તે સઘળું શાથી? અને કોણનાથી? સઘળુ સર જમશેદજીનાં સાહસ અને સખાવતથી તેમના બોહોળા વેપાર અને બાદશાહી સખાવતથી "પારસી" નામ પાછુ જીવતુ થયું; તેમને મળેલાં બાદશાહી માનોથી, ગુમ થયલી પારસી કીર્તિ પાછી આવી; પણ જ્યારે નામદાર મહારાણી વિકટોરિયાએ તેમને અમીરપદ બક્ષિસ કર્યું, ત્યારે બારસેં વર્ષે, પારસીઓએ જાણે પોતાનું સરતાજ પાછુ મેળવ્યું.

સર જમશેદજીમાટે આ માન અસાધરણ હતું, પણ અયોગ્ય તો હતું જ નહિ. તે વખ્ત સુધી, હિંદુસ્તાનની કરોડો માણસની વસ્તીમાંથી કોઈ એકને પણ આવું માન આપવામાં આવ્યું ન હતુ. એવુ માન મેળવવાની દેશીઓને સ્વપ્ને પણ આશા ન હતી. "બેરોનેટનો" ખિતાબ, જાતી અંગત માનનોજ નહિ, પણ વંશપરંપરા ચાલુ રહેતો ખાનદાની અમીરી ખિતાબ છે. ત્યારે કરોડો માણસની વસ્તીમાથી, એવો ખિતાબ સર જમશેદજીનેજ પહેલીવાર મળ્યો, એ પારસીઓને મગરૂર કરનારી બીના છે. નહાવદની ખુનખાર લડાઇની જબરી શીકસ્ત પછી, પહેલીજવાર પારસી કોમ, સર જમશેદજીને લીધે, પૂરેપૂરી પ્રખ્યાત થવા પામી હતી, એમાં તો જરાક પણ શક નથી.

"બેરોનેટનો" ખિતાબ, બ્રિટિશ અમીરપદનો સર્વથી હેઠો છે. પણ તે બીજા અમીરી ખિતાબોથી ઓછો માનવંત નથી. ઇ. સ. ૧૬૧૧ માં, ઈંગલાન્ડના રાજા પહેલા જેમ્સેતે સ્થાપ્યો હતો. બીજા ચઢતા અમીરી ખિતાબો માફક, બેરોનેટનો ખિતાબ પણ, જેનાપર રાજાની મહેરબાની હોય, કે જેણે પ્રજાપયોગી કામો કરી રાજકર્તાની પ્રસંશા મેળવી હોય,

તેનેજ આપવામાં આવેછે, અને આપણે જણાવી ગયા તેમ તે ખિતાબ અસલ મેળવનાર ધણીના પુરૂષ વારસો વંશપર પરા ભોગવે છે.

એવો માનવંત મોટો ખિતાબ સર જમશેદજીને નામદાર મહારાણી વિક્ટોરિયાએ, તા. ૬ થી આગષ્ટ ૧૮૫૭ ઈ. સ. ને દિવસે બક્ષ્યો હતો. વાંચનારા એ ખિતાબ બક્ષવાની વખ્તનો હિંગામ આ દેશમાં કેવો હતો? અંગ્રેજોની હીચકારી ખુનામરકી ચાલી રહેલી હતી અને ફિતુરી લોકો તોફાણ મચાવી રહેલા હતા; ઈ. સ. ૧૮૫૭ નો બખેડો પૂર જોરમાં ચાલી રહેલો હતો. બ્રિટિશ રાજની પડતી થવાની મૂર્ખ વાતો બધે ચાલી રહેલી હતી. થોડાકોના બદફેલને લીધે સઘળા દેશીઓપર બિવફાઇનો કલંક ચોંહોટેલો હતો. એવા વખ્તમાં નામદાર મહારાણી વિક્ટોરિયાએ, પોતાનો પૂર વિશ્વાસ રાખી, એક દેશીને બેરોનેટ બનાવ્યા! સર જમશેદજીને માટે આ જેવું તેવું માન ન હતું, તેમ સર જમશેદજી, તેવાં અને ચઢતાં માનને ઓછા લાયેક ન હતા.

સર જમશેદજીને વખાણનારાઓમાં ફક્ત તેમના જાતભાઈઓ અને દેશીઓજ ન હતા. ઘણાંક અંગ્રેજો સર જમશેદજીની નાતજાતના તફાવત વગરની બાદશાહી સખાવતોથી છક થઈ ગયલા હતા. તેમની સખાવતની કીર્તિ ઈંગલાન્ડવેર પૂગી ગઈ હતી. ત્યાં તેમના ઘણાંક મિત્રો અને વખાણનારાઓ હતા. સર જમશેદજીની બાદશાહી સખાવતના પ્રમાણમાં, તેમને લાયકનું કાંઇક માન તેમને અપાવવાનો તેઓએ ઠેરાવ કર્યો. તા. ૨૯ મી જાનેવારી ૧૮૫૭ ને દિવસે, "કોર્ટ-ઑફ્ ડિરેકટર્સનો" પ્રમુખ કર્નલ સાઇકસ, એક વાર મુંબઇના કામ ચલાઊ ગવર્નર સર જ્યોર્જ ઍન્ડર્સન, પાર્લામેંટના બે આગેવાન સભાસદો મેસર્સ જે. એ. સ્મીથ અને જ્યોર્જ મોફેટ તથા તે વખ્તનો સીંધનો કમીશનર અને પાછલથી થયલો મુંબઇનો હાકેમ મી. બાર્ટલ ફ્રિઅર અને બીજા આગેવાન અંગ્રેજ વેપારીઓ, નામદાર મહારાણીજીના તે વખ્તના વડા પ્રધાન લોર્ડ પામર્સટન આગળ એક "ડેપ્યુટેશન"

તરીકે જઈ, સર જમશેદજીની ખાનગી અને જાહેર સખાવતોની તવારીખ તેમને કહી સંભળાવી, અને સર જમશેદજીએ સ્થાપેલાં પ્રજાપયોગી ખાતાંઓની નજરે જોયલી હકીકત જણાવી, મહારાણીજી તરફથી, એવા મહાન નરને લાયકનું કાંઇક મોટું માન કે ખિતાબ અપાવવાની સુચના તેઓએ તેને કરી. લોર્ડ પામર્સટને તેમ કરવાનું વચન આપ્યું.

નામદાર માહારાણી વિક્ટોરિયા સર જમશેદજીનાં નામ કે કામથી છેક અજાણ્યાં ન હતાં. સર જમશેદજીની વફાદારી તેમને પૂરતી જાણીતી હતી. તેથી પોતાની અંગ્રેજ પ્રજાના આગેવાન ગ્રહસ્થોની અરજ અને સુચના માન્ય કરી, સર જમશેદજીને "બેરોનેટનો" ખિતાબ, પોતાની ૧૮૫૭ ના સાલની સાલગિરીની ખુશાલીમાં બક્ષ્યો. તા. ૨૪ મી મે ૧૮૫૭ ને દિવસે, લન્ડનનાં સરકારી જાહેરનામામાં પ્રગટ કરવામાં આવ્યું, કે નામદાર મહારાણી વિક્ટોરિયાએ પોતાની વર્ષગાંઠની ખુશાલીમાં પોતાના **"વહાલા અને વિશ્વાસુ, મુંબઈવાસી સર જમશેદજી જીજીભાઈ નાઇટને"** બેરોનેટનો ખિતાબ બક્ષ્યો છે.[1]

આ ખિતાબની કાયદાપૂર્વક સનદ, નામદાર મહારાણીજીનાં મોહોર સાથની, તા. ૬ થી આગષ્ટ ૧૮૫૭ ને દિવસે સર જમશેદજીને આપવામાં આવી હતી, કે જે શુભ દિવસથી સર જમશેદજી "બેરોનેટ" થયલા લેખી શકાય. આ સનદની એક નકલ, મુંબઈના સરકારી ગૅઝેટમાં તા. ૨ જી સપટેમ્બર ૧૮૫૮ ને દિવસે નીચલાં જાહેરનામાં સાથ, જાહેર પ્રજાની જાણ માટે પ્રગટ કરવામાં આવી હતી:—

જેનરલ ડિપાર્ટમેન્ટ; મુંબઈ.
તા. ૧ લી સપટેમ્બર ૧૮૫૮.

નામદાર ગવર્નરની કાઊન્સિલ, મુંબઇના રહેવાસી સર જમશેદજી જીજીભાઇ નાઇટને નામદાર મહારાણીજીએ બક્ષેલા યુનૈટેડ કીંગડમના બેરોને-

[1] "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૭૩૪.

ટના માનવંત ખિતાબની સનદ, જાહેર પ્રજાની જાણુમાટે હેઠળ પ્રગટ કરતાં મોટી ખુશાલી ઊપજે છે.

નામદાર ગવર્નર અને કાઊન્સિલના હોકમથી.
એચ. એલ. ઍન્ડર્સન;
સરકારનો સૅક્રેટરી.

બેરોનેટના ખિતાબની સર જમશેદજીને મળેલી આ બાદશાહી સનદનો ગુજરાતી તરજૂમો બોલેબોલ અત્રે આપવો ન બની શકે એમ નથી, પણ તેમાં કાયદા સંબંધી કેટલુંક લંબાણુ લખાણુ હોવાથી, તેમજ કેટલીક બાબતો ફરી અને ફરી લખેલી હોવાથી, તે સઘળું વાંચતાં વાચનારને કંટાળો ઊપજે એમ છે; તોપણુ એવી સનદો આપણા લોકને રોજ મળતી ન હોવાથી, અને આખા હિંદુસ્તાનમાં ફક્ત બેજ બેરોનેટોપાસે એવી સનદો હોવાથી, તેનો કેટલોક વાંચવા અને નોંધી રાખવાજોગ ભાગ નીચે રજુ કરવામાં આવે છે:[2]—

## વિક્ટોરિયા,

*જેઓ ઇશ્વર કૃપાથી ગ્રેટબ્રિટન અને આયરલાન્ડનાં ભેગાં રાજ્યોનાં* નામદાર મહારાણી અને ધર્મરક્ષક છે, તેઓ આ બાદશાહી સનદ જેને હાથ વાચવામાં આવે તેને સલામસાથ જણાવવા માંગેછે કે,

કારણ કે અમારા મર્હુમ બાદશાહી વડીલ,

## રાજા જેમ્સ પહેલાએ

પોતાના તે વખ્તના ઈંગલાન્ડનાં રાજપદમાટે વંશપરંપરા સદા ચાલુ રહે એવો—"બેરોનેટ" નામનો દરજ્જો પદ્દી અને મરતબો, રચી, સ્થાપીને ચાલુ કર્યો હતો અને મજકુર "બેરોનેટનો" દરજ્જો, પદ્દી અને મરતબો, "નાઈટ" અને "બેરનના" દરજ્જાઓની વચ્ચેનો વંશપરંપરાથી મળતો દરજ્જો લેખવામાં આવ્યો હતો, તેને આધારે,

---

[2] "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૭૩૫.

## આ સનદથી

અમો સઘળાને જાહેર જણાવીએ છીએ, કે અમે અમારી ખાસ મહેરબાની, પૂર્ણ માહિતી અને ફક્ત અમારી આજ્ઞાથી કરી, અમારા વિશ્વાસુ અને વહાલા, મુંબઇના રહેવાસી

## સર જમશેદજી જીજીભાઈ નાઇટ

કે જેઓ તેમનાં આનદાની નામ, મોટી આબરૂ અને આલેસ પ્રમાણિકપણાંમાટે પ્રખ્યાત છે તેમને—"બેરોનેટનો" દરજ્જો, પદો અને મરતબો એનાયત કરીએ છીએ, અને અમો અમારી તથા અમારા વારસો તરફથી મજકુર સર જમશેદજી અને તેમના પુરૂષ હૈયાત વારસો અને હવે પછીના કાયદાસર જન્મેલા પુરૂષ વારસોને

## બેરોનેટનો

વંશપરંપરા મળતો ખિતાબ બક્ષીએ છીએ.

વળી આ સનદથી કરી, અમો અમારી ખાસ મહેરબાની, પૂર્ણ માહિતી અને ફક્ત એક આજ્ઞાથી કરી, મજકુર સર જમશેદજી જીજીભાઈ અને ઊપર જણાવેલા તેમના પુરૂષ વારસોને, અમારી તથા અમારા વારસો તરફથી, "બેરોનેટના" દરજ્જાને લગતા સર્વે હકો અને અધિકાર બક્ષીએ છીએ,, કે જેથી કરી તેઓ સઘળી સભાઓ, દીવાની, ફોજદારી અને સેસન કોર્ટની બેઠકોમાં કે બીજી દરેક પ્રકારની જાહેર મજલીસોમાં, તેમના દરજ્જાને અનુસરતી જગ્યા લે, તેમજ તેમનાં નામ, સઘળી જાતના પત્રવહેવાર, અખત્યારનામાં કે બીજાં આજ્ઞાપત્રોમાં, તેમના દરજ્જાને ઘટતી રીતે લખવામાં આવે.

વળી સર જમશેદજી જીજીભાઈ અને તેમના વારસો, સઘળી સભાઓમાં, "બેરનો" અને "વાઇકાઉન્ટના" ન્હાના દીકરાઓ પછી અને

સઘળા વર્ગના (હાલના કે હવે પછીના) "નાઇટો" પહેલા[૩] તેઓ

પોતાના દરજ્જાને અનુસરતી જગ્યા

લઈ શકશે અને તેમજ મજકુર સર જમશેદજી જીજીભાઈ અને તેમના પુરૂષ વારસોની હકદાર ધણીઆણીઓ તેમના પતીઓના દરજ્જાને અનુસરતી, અને પોતાના પતીઓની હૈયાતીમાં અને તેમજ તેમના મરણ બાદ, જ્યાંસુધી તેઓ જીવે ત્યાંસુધી, "બેરનો" અને "વાઇકાઊન્ટના" દીકરાઓની બાયડીઓ પછી, અને સર્વ પ્રકારના બીજા આમ લોકોની બાયડીઓ ઊપર પોતાની જગ્યા લઈ શકશે, તેમજ મજકુર સર જમશેદજી જીજીભાંઇની દીકરીઓ અને તેમના પુરૂષ વારસની દીકરીઓ, "નાઇટની" બાયડીઓ અને દીકરીઓ પહેલાં પોતાની જગ્યા લઈ શકશે. તેમજ મજકુર સર જમશેદજીના બીજા દીકરાઓ અને તેમનાં ધણીઆણીઓ "નાઇટની" પાછળ પોતાની જગ્યા લઈ શકશે....

વળી આ સનદ સર જમશેદજીને એનાયત કરતાં, અમો જાહેર ફરમાવીએ છીએ, તથા તેમને અને તેમના વારસોને, અમારી અને અમારા વારસો તરફથી એક ખાસ હક લખી આપીએ છીએ, કે દરેક જને તેમનીપર કાગળ પત્રો લખતાં કે બીજા દસ્તાવેજોમા કે બોલવામાં તેમનાં નામ પહેલાં,

"સર"

અને તેમના નામ પાછળ, તેમનો વાજબી અને હકદાર ખિતાબ "બેરોનેટ" લખવો, તેમજ મજકુર-સર જમશેદજીનાં ધણીઆણી અને તેમનાં હકદાર વારસોના ધણીઆણીનાં નામ પહેલા, બોલવામાં કે લખવામાં

"લેડી"

"મેડમ" (*Madam*) કે "ડેમ" (*Dame*) શબ્દો લગાડવા-

---

૩ અત્રે, આ સનદમા કયા કયા ખાસ "નાઈટો" અને કયા કયા સરકારી મોટા આધિકારો, પોતે 'બેરોનેટ' ન હોવા છતા, તેમના ઓધ્ધાની રૂહે "બેરોનેટ" ઉપર જગ્યા લઈ શકે, તેની વિગતવાર નોધ આપવામા આવી છે, તેની વિગત કાઈ પણ રીતે વાચનારને દીલ પસદ થઈ પડે એમ નથી

વળી અમો આ સનદસાથ, અમારી અને અમારા વારસો તરફથી લખી આપીએ છીએ, કે સર જમશેદજી જીજીભાઈ અને તેમના વારસોને અમારા લશકરમાં જોડાવાની, અને અમારા અને અમારા વારસોના વાવટાનું રક્ષણ કરવા માટે બહાર પડી, અમારા બાદશાહી વાવટાની બાજુમાં, "બેરનો" અને "નાઇટની" વચ્ચેની પોતાના દરજ્જાને ઘટતી જગ્યા લેવાનો દરેક હક છે. તેમજ સર જમશેદજી અને તેમનો ખિતાબ ધરાવનાર વારસોને પોતાની કાંઈ નિશાન રાખવાનો હક છે, અને તે

"કોટ-ઑફ-આર્મસની."

નિશાનમાં હિમ્મત બહાદુરી અને પ્રમાણિકપણાની એધાણી તરીકે રૂપેરી રંગની ભોંયપર રાતા રંગનો હાથ પડાવવો.[૪]...........

વળી અમો આ સનદથી, અમારી અને અમારા વારસો તરફથી લખી આપીએ છીએ, કે મજકુર સર જમશેદજી અને તેમનો ખિતાબ ધરાવનાર વારસો, તેમનાં નામ, દરજ્જા અને ઓહદાને છાજતા સઘળા ઊપલા ન્હાના મોટા હકો વંશપરંપરા ભોગવ્યા જશે. વળી એ ઉપરાંત અમો આ સનદથી જાહેર કરીએ છીએ, કે અમોએ અમારી ખાસ મહેરબાનીથી સર જમશેદજી અને તેમના પુરૂષ વારસોને, ઇંગલાન્ડ, સ્કોટલાન્ડ, આયરલાન્ડ અને ગ્રેટબ્રિટનના સઘળા "બેરોનેટોના" મંડળમાં સામેલ કર્યાછે, અને તેથી પોતાના ઓહદા અધિકાર અને વડીલપણાં પ્રમાણે, તેમની સાથ તેઓ પોતાની જગ્યા લઈ શકશે.[૫]................

વળી આ સનદમાં અમો લખી આપીએ છીએ, કે જો મજકુર સર જમશેદજી જીજીભાઈ કે તેમના ખિતાબ ધરાવનાર વારસો અને તેમનાં

---

[૪] અત્રે એક ખ્રિસ્તી બેરોનેટની પાયદરત કેમ કાઢવી તેની વિગત છે, જે સર જમશેદજીને લાગુ પડી શકે નહિ.

[૫] અત્રે "બેરોનેટને" મળતો બીજો ખિતાબ ન સ્થાપવા બાબે કેટલુંક લખ્યું છે.

ધણીઆણીઓ, કે તેઓનાં દીકરા દીકરી અને વહુઓને તેમના દરજ્જા પ્રમાણે જગ્યા લેવાની બાબતમાં, જો કાંઈ વાંધો નિકળે, તો બીજા ચઢતા દરજ્જાના ખિતાબને ધોરણે તેનો ફેસલો કરવામાં આવશે તેમજ અમો અમારી અને અમારા વારસો તરફથી જાહેર કરીએ છીએ, કે આ સનદ

**અમારા આખા મુલકમાં અને સર્વ અદાલતોમાં**

સત્તાદાર લેખાશે આ સનદ અમારી સહીસાથ અને અમારા રાજ્યનાં મોટાં સીલના છાપસુદ્ધા, કાંઈ પણ જાતની "ફી" લીધા વગર સર જમશેદજી જીજીભાઈને આપવામાં આવે છે

અમોએ, આ સનદઉપર, અમારા "વેસ્ટ-મિન્સ્ટર" નામના મહેલમાં, અમારાં પોતાના રાજ્યના એકવીસમાં વર્ષના આગષ્ટ મહિનાની છઠ્ઠી તારીખે, અમારી બાદશાહી સહી અને મોહર કરી છે ℱ

નામદાર મહારાણીજીની મોહર સાથના
બાદશાહી ફરમાન મુજબ
C Romilly.

---

આ સનદ, સર જમશેદજીપર મોકલી આપવા પહેલા, ધારા પ્રમાણે, લન્ડનની "કૉલેજ ઑફ આર્મ્સ" ( College of Arms ) કે જ્યાં દરેક ખિતાબની સનદ નોંધવામાં આવે છે, અને જ્યાં દરેક અમીરનાં ખાનદાનની તથા તેમના વારસો અને ખેશકુટુંબીઓનાં જન્મ, લગન અને મરણને લગતી સાલવાર અને બારીક નોંધ રાખવામાં આવે છે, ત્યાં તા ૧૫ મી આગષ્ટ ૧૮૫૭ ને દિવસે તે નોંધવામાં આવી હતી, જે વખ્તથી આજ-સુધી એ કુટુંબના હેયાત અને સભવીત વારસોને લગતી દરેક વિગતવાર નોધ આ "કૉલેજમાં" નોંધાતી રહી છે

---

ℱ સર જમશેદજીને મળેલી "બેરોનેટના" ખિતાબની છાપેલી સનદ અવબસે અસલ અંગ્રેજી ભાષામાં છે, જેની નકલમાટે જુઓ 'પારસી પ્રકાશ" દફતર ૧ લુ, પાને ૭૩૫-૭૩૬ અને ૭૩૭ તથા મી કરાકાની "History of the Parsees" દફતર ૨ જુ, પાને ૩૨૦ થી ૩૨૫

વળી અમો આ સનદસાથ, અમારી અને અમારા વારસો તરફથી લખી આપીએ છીએ, કે સર જમશેદજી જીજીભાઈ અને તેમના વારસોને અમારા લશકરમાં જોડાવાની, અને અમારા અને અમારા વારસોના વાવટાનું રક્ષણ કરવા માટે બહાર પડી, અમારા બાદશાહી વાવટાની બાજુમાં, "બેરનો" અને "નાઇટની" વચ્ચેની પોતાના દરજ્જાને ઘટતી જગ્યા લેવાનો દરેક હક છે. તેમજ સર જમશેદજી અને તેમનો ખિતાબ ધરાવનાર વારસોને પોતાની કાંઈ નિશાન રાખવાનો હક છે, અને તે

## "કોટ-ઑફ-આર્મસની."

નિશાનમાં હિમ્મત બહાદૂરી અને પ્રમાણિકપણાની એંધાણી તરીકે રૂપેરી રંગની બોયપર રાતા રંગનો હાથ પડાવવો [૪]........ ...

વળી અમો આ સનદથી, અમારી અને અમારા વારસો તરફથી લખી આપીએ છીએ, કે મજકુર સર જમશેદજી અને તેમનો ખિતાબ ધરાવનાર વારસો, તેમનાં નામ, દરજ્જા અને ઓદ્ધાને છાજતા સઘળા ઉપરના ન્હાના મોટા હક્કો વંશપરંપરા ભોગવ્યા જશે વળી એ ઉપરાંત અમો. આ સનદથી જાહેર કરીએ છીએ, કે અમોએ અમારી ખાસ મહેરબાનીથી સર જમશેદજી અને તેમના પુરૂષવારસોને, ઇંગલાન્ડ, સ્કોટલાન્ડ, આયરલાન્ડ અને ગ્રેટબ્રિટનના સઘળા "બેરોનેટોના" મંડળમાં સામેલ કર્યાછે, અને તેથી પોતાના ઓદ્ધા અધિકાર અને વડીલપણા પ્રમાણે, તેમની સાથ તેઓ પોતાની જગ્યા લઈ શકશે.[૫]...................

વળી આ સનદમાં અમો લખી આપીએ છીએ, કે જો મજકુર સર જમશેદજી જીજીભાઈ કે તેમના ખિતાબ ધરાવનાર વારસો અને તેમનાં

---

[૪] અત્રે એક બ્રિરતી બેરોનેટની પાયદરત કેમ કાઢવી તેની વિગત છે, જે સર જમશેદજીને લાગુ પડી શકે નહિં.

[૫] અત્રે "બેરોનેટને" મળતો બીજો ખિતાબ ન સ્થાપવા બાબે કેટલુંક લખાણ છે.

ધણીઆણીઓ, કે તેઓના દીકરા દીકરી અને વહુઓને તેમના દરજ્જા પ્રમાણે જગ્યા લેવાની બાબતમાં, જો કાંઈ વાંધો નિકળે, તો બીજા ચઢતા દરજ્જાના ખિતાબને ધોરણે તેનો ફેસલો કરવામાં આવશે તેમજ અમો અમારી અને અમારા વારસો તરફથી જાહેર કરીએ છીએ, કે આ સનદ

**અમારા આખા મુલકમાં અને સર્વ અદાલતોમાં**

સત્તાદાર લેખાશે. આ સનદ અમારી સહીસાથ અને અમારા રાજ્યનાં મોટાં સીલના છાપસુદ્ધાં, કાંઈ પણ જાતની "ફી" લીધા વગર સર જમશેદજી જીજીભાઈને આપવામાં આવે છે.

અમોએ, આ સનદઉપર, અમારા "વેસ્ટ-મિન્સ્ટર" નામના મહેલમા, અમારાં પોતાના રાજ્યના એકવીસમાં વર્ષના આગષ્ટ મહિનાની છઠ્ઠી તારીખે, અમારી બાદશાહી સહી અને મોહર કરી છે.*

નામદાર મહારાણીજીની મોહર સાથના
બાદશાહી ફરમાન મુજબ
C Romilly.

આ સનદ, સર જમશેદજીપર મોકલી આપવા પહેલાં, ધારા પ્રમાણે, લન્ડનની "કૉલેજ ઑફ્-આર્મસ" ( College of Arms ) કે જ્યાં દરેક ખિતાબની સનદ નોંધવામાં આવે છે, અને જ્યાં દરેક અમીરનાં ખાનદાનની તથા તેમના વારસો અને ખેશકુટુંબીઓનાં જન્મ, લગન અને મરણને લગતી સાલવાર અને બારીક નોધ રાખવામા આવે છે, ત્યાં તા ૧૫ મી આગષ્ટ ૧૮૫૭ ને દિવસે તે નોંધવામાં આવી હતી, જે વખ્તથી આજ-સુધી એ કુટુંબના હૈયાત અને સભવીત વારસોને લગતી દરેક વિગતવાર નોધ આ "કાલેજમાં" નોધાતી રહી છે

* સર જમશેદજીને મળેલી "બેરોનેટના" ખિતાબની ઊપલી સનદ અવબસ્તે અસલ અંગ્રેજી છાપામા છે, જેની નકલમાટે જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૭૩૫–૭૩૬ અને ૭૩૭ તથા મી કર્તાની "History of the Parsees" દફતર ૨ જું, પાને ૩૨૦ થી ૩૨૫

સર જમશેદજી 'બેરોનેટ' થયા, તેની ખુશાલીમાં લન્ડનના સોઉથેમ્પટ્ટને, મુંબઇના પોતાના વેપારી ભાઈબંધ—સર જમશેદજીના અંગ્રેજ મિત્રોને, એક ખાણું આપ્યું હતુ, જેમાં "ઇસ્ટ, ઇંડિયા કંમનીનો' પ્રમુખ ઊપ-પ્રમુખ, "બેંક ઑફ ઇંગલાન્ડનો" ગવર્નર, સર ચાર્લસ ફોરબસ, સર વિલોબી કોટન, એડમિરલ લશીંગટન, સર જેમ્સ મેથિસન, કર્નલ સાઇકસ, સર ફ્રેડરિક આર્થર, સર જ્યાર્જ અપટન વિગેરે ઘણાંક આગેવાન અંગ્રેજો સામેલ થયા હતા[૭]

નવેમ્બર ૧૮૫૭ ના ઉઘાડા અઠવાડીયામાં સર જમશેદજીની "બેરોનેટની" કાયદાસરની સનદ મુંબઈ આવી લાગેલી જણાય છે, કારણ તા ૨૫ મી નવેમ્બર ૧૮૫૭ ના "રાસ્ત ગોફતારના" અંકમાં એક બીજા પત્ર "સમાચાર દર્પણમાંથી" નીચલો ફકરો ઊતારેલો છે —

"આજ રોજે હમો હમારા સઘળી વરગુનના વાંચનારાઓને ઘણીજ ખુશાલીથી જાહેર કરીએછ કે હમારા સાંભળવામાં ચોકસ આવ્યું છે, કે નામદાર રાણી વીકટોરીયાની તરફથી, સર જમશેદજીને બારોનેટનો માન ભરેલો ઓધો સપુરદ કરવાને, ઉના મેહેરસાથ, તેના પેટનટ અથવા સનદ અતરે આવી છે, અને ઇશવરની મહેરબાનગીથી થોડા દીવસમાં એ નામવર ઊમરાવને બ્રીટીશ રાજના ચઢતા વરગના ઊમરાવનો બારોનેટનો ખેતાબ જાહેર મજલીસમાં, નામદાર રાણી તરફથી સપુરદ કરવાનું લાએક ભરેલું તથા અતી ઘણી ખુશાલી ભરેલુ માન મુબઇના ગવરનર લારડ જાન-એલ-ફીનસટનને મલશે"

પણ આ ખિતાબની સનદ સર જમશેદજીને જાહેર સભા ભેગી કરી આપવામાં આવેલી લાગતી નથી તોપણ સર્વ કોમમાં, સર જમશેદજી એક બેરોનેટ થવાથી ભારે ખુશાલી ઊપજી રહી હતી, એમ તે સાલના પત્રો પરથી માલમ પડેછે હિંદુસ્તાનના એક દેશી અને જીતાયલી પ્રજામાંના

[૭] "પારસી પ્રકાશ દફતર ૧ લુ પાને ૭૩૫

એક, "બેરોનેટની" પદ્દી પામે, એ બનાવ, તે વખ્તના છાપાને ઘણો અસાધારણ લાગો હતો, પણ સર્વે પત્રો એક સરખી રીતે, લાયકને લાયક માન મળેલું જણાવતાં. ઈંગલાન્ડમાં પણ આ બનાવથી ભારે ચરચા ચાલી રહી હતી. કેટલાંક પત્રોસાથ, સર જમશેદજીની તસવીરો વહેંચવામાં આવી હતી, અને તેવાં એક—"લેડીઝ ન્યુસપેપર" (*Ladies' Newspaper*) પરથી લીધેલી સર જમશેદજીની એક તસ્વીર, "રાસ્ત ગોફતારના" ગ્રાહકોને, એ મત્રના એક શુભચ્છકે ભેટ અપાવી હતી.[૮]

આ પ્રમાણે પારસી જમશેદજી ખાટલીવાળાએ, તે એક વખ્તના માબાપવગરના, અનેસગાને આધારે આવી પડેલા છોકરવન જવાન્યાએ, જાતી મહેનત, જાતી ઊલટ, અને જાતી ચંચલાઇથી આગેવાન વેપારી થવા પામી, બાદશાહી દોલત એકઠી કરી, તેનો તેવોજ બાદશાહી અને સખી ઉપયોગ કરી, પોતાનું અને પોતાની કોમનું નામ તેથી કરી, કરાંચીથી કાચર અને કાશમીરથી કોમોરીન સુધી જગ આશકારા કરી, પોતાની કોમ, પોતાના દેશ, અને પોતાની રાજકરતી શહેનશાહબાનુથી માન અને આબરૂ મેળવી, પોતે બેરોનેટની પદ્દી પામી, "સર જમશેદજી જીજીભાઈનું" અમીરી ખાનદાન સ્થાપી આપ્યું. પ્રિય વાંચક! સર જમશેદજી મરી ગયાછે, પણ તેમનું નામ અને તેમનાં કામ આપણી વચ્ચે સદા જળવાઈ રહ્યાં છે; અને ઘણી ઓલાદો સુધી તેમ રહેશે.

> "જાહાંવેર ટકશે આ શુરા અંગ્રેજનું રાજ,
> જાહાંવેર રહેશે આ રાજની ઉમર દરાજ,
> જાંહાંવેર ઉડશે, તેની ધજા જોરમંદ,
> તાંહાંવેર નીભશે, એ માન મોટું સુરમંદ "[૯]

સર જમશેદજી પોતાની ૭૪ વર્ષની ઉમ્મરે "બેરોનેટ" થયા હતા, અને તે મોટું માન ફકત વીસ મહિના ભોગવવા પામ્યા હતા; એટલા

---

[૮] "રાસ્ત ગોફતાર" તા. ૨૧ મી જાનેવારી ૧૮૫૮.

[૯] મી. મનસુખનું "ગંજનામું" પાને ૪૦૪.

વખ્તમાં પણ તેઓએ પોતાને મળેલું અમીરી માન, આબરૂસાથ, સદા જાળવી રાખવાને કોશીશ કરી હતી. સર જમશેદજીને દુનિયાંની ચડતી પડતીનો ઠીક અનુભવ થયલો હતો. પડતી પાછલ તેઓએ ચડતી દીઠી હતી: પણ તેઓ જાણતા હતા કે કોઇની પણ ચડતી દશા સદા નિભતી નથી; તેથી પોતાનો ખિતાબ અને પોતાનું કીર્તિવંત નામ સદા આબરૂસાથ જાળવી રાખવામાટે, એક મોટી બાદશાહી રકમ પોતાની મોટી દોલતમાંથી તેઓએ જૂદી પાડી. ઘણાકોએ તેમને આ મોટી રકમ વાડીવજીફામાં રોકવા જણાવ્યું; પણ તેમની તેવી મરજી ન હતી. પોતાનું નામ અને પોતાના ખિતાબનો દરજ્જો જાળવવાનું કામ સર જમશેદજીએ સરકારને હાથ મૂક્યું, અને તેમ કરવાને માટે પોતાનો "મજગામ કૅસલ" નામનો મોટો બંગલો તથા રૂપિયા ૨૫૦૦૦૦૦ પચીસ લાખની રકમ સરકારને ટ્રસ્ટમાં આપવા માંગી, એવી સરતે કે ઊપલો બંગલો અને ઊપલી રકમનું ઊપજતું વ્યાજ, "બેરોનેટનો" ખિતાબ ધરાવનારને વંશપરંપરા મળ્યું જાય. આ માટેની ગોઠવણ કરી જોઇતો એક જૂદો કાયદો બાંધી આપવાની અરજ સર જમશેદજીએ સરકારને એક પત્ર લખી કરી, તથા પોતાના મરણ પહેલાં આ કાયદો પસાર થયલો જોવાને તેમાં ઇંતેજારી દેખાડી. સર જમશેદજી તથા મુંબઇની સરકાર સાથ મસલહત ચલાવી, વડી સરકારે ધારાનો એક ખરડો તૈયાર કર્યો, જે હિંદુસ્તાન માટેની ધારા બાંધનારી સભા આગળ, ઑનરેબલ મી. લીજ્રેટ આગષ્ટ ૧૮૫૮ માં રજુ કર્યો; પણ તેનાં ત્રીજી વખ્તનાં વાંચન વેળાએ ઑનરેબલ મી. પીકકે વાંધો ઊઠાવ્યો, કે "બેરોનેટનો" ખિતાબ, સર જમશેદજીને નામદાર માહારાણીજી તરફથી, એટલે તાજ તરફથી મળ્યો હતો, માટે એ ખિતાબના દરજ્જાની જાળવણીને લગતો કાયદો તાજતરફથી એટલે ગ્રેટબ્રિટનની પાર્લામેંટમાંથી બંધાઈ આવવો જોઇએ. ધારા સભાનો ઊપ-પ્રમુખ પણ એજ મતને મળતો હતો. સર જમશેદજી જાહેરીએ પૂગેલા હોવાથી, તેમને ખાતર આ કાયદો ગમે એટલી ઝડપથી પસાર કરવાની સર્વેની ઇચ્છા છતાં, કાયદાની બારીકીની તપાસ લેવા, એનો

ખરડો ઈંગ્લાન્ડ મોકલવાનો ઠેરાવ થયો. વડા પ્રધાને એ કાયદો હિંદુસ્તાનમાંજ પસાર કરવાનું ઈંગ્લાન્ડથી લખી જણાવ્યું, તેથી મે ૧૮૫૯ માં એ ખરડો પાછો વડી ધારા સભામાં રજુ કરવામાં આવ્યો. પણ એ વખ્તે તો સર જમશેદજીને સર્ગવાસ થયાને બરાબર એક મહિનો થયલો હતો, તેથી ખરડામાં ઘટતો ફેરફાર કરવાને, અને જોઇતી સુચનાઓ કરવાને તે ખરડો, બીજા સર જમશેદજીપર મોકલવામાં આવ્યો હતો, જેમની કેટલીક સુચનાઓ પ્રમાણે ફેરફાર કરી, આગણ ૧૮૫૪ માં ધારા સભાએ પહેલી વાર તે પસાર કર્યો હતો, અને આખરે તા. ૨૧ મી એપ્રિલે ૧૮૬૦ ને દિવસે, હિંદુસ્તાનની સરકારની ધારા પોથીમાં ઇ. સ. ૧૮૬૦ નાં વીસમા ધારા તરીકે તે નોંધવામાં આવ્યો હતો.[૧૦]

આ ધારાની મૂખ્ય તેર કલમ છે, તેનો બોલેબોલ તરજુમો કરી, લંબાણ કરવા બદલ તેનો મૂખ્ય સાર નીચે રજુ કરી સંતોષ લઇશું:—

૧. સર જમશેદજીએ સરકારી તીજોરીમાં રૂપિયા પચીસ લાખની 'પ્રોમીસરી નોટ' ભરી, તે સરકારના નામપર ચઢાવી આપવી, અને તેના સરકારી ટ્રસ્ટીઓ તરીકે, મુંબઇના એકોંન્ટન્ટ જેનરલ, તથા સબ-ટ્રેઝરર અને ઊત્તર વિભાગના રેવેન્યુ કમિશનર રહે.

૨. સર જમશેદજીના વારસ બેટા અને તેના ખિતાબ ધરાવનાર વારેસ બેટાઓએ "સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ" એવું નામ રાખવું.

૩. સરકારને ટ્રસ્ટમાં આપેલા રૂપિયા પચીસ લાખનું ઊપજતું વાર્ષિક વ્યાજના રૂપિયા એક લાખ, "બેરોનેટનો" ખિતાબ ધરાવનારને મળે.

૪. જો બેરોનેટનો ખિતાબ ધરાવનાર ધણી, ખિતાબ ધારણ કરતી વખ્તે કાયદાસર ઊમ્મરે પુગેલા ન હોય, તો સરકારી ટ્રસ્ટીઓએ,

---

[૧૦] "પારસી પ્રકાશ" દફ્તર ૧ લું, પાને ૮૧૫.



## પ્રકરણ ત્રીસમું.

### એક અમૂલ્ય ઊપયોગી જીંદગીનો અંત; સર જમશેદજીનું મરણ.

And so to live, that when the sun
*Of our existence sinks in night,*
Memorials sweet of mercies done
*May shrine our names in memory's light,*
And the blest seeds we scattered, bloom
*A hundred-fold in days to come.*

*Bowring.*

કર તેથી જીંદગીમાં એવાં તું કામ,
કે મરતાં તું, આલમની આંખો તમામ
ટપકાવે આંસુઓ તાહરી ઊપર
ને લંબાવે તુંજ ઉપર પ્યારની નજર!

જ. ન. પીટીટ.

જગતમાં જન્મી કોણ સદા જીવ્યું છે? બુંડા મરે છે એમજ નહિ, પણ ભલાની ભલી, તથા અમૂલ્ય અને ઊપયોગી જીંદગીનો પણ અંત આવે છે. જ્યારે જરથોસ્ત જેવા પાક પૈગમ્બર અને જમશેદ જેવા મોટા પાદશાહ સદા કે ઘણી સદી ન જીવ્યા, તો સર જમશેદજીના શા હિસાબ! આખરે તેમની ઊપયોગી અને ઝલેદાર જીંદગીનો પણ અંત આવ્યો. આ દુનિ-

ચાંમાં ખોદાની ખરી સેવા બજાવી, એક ખરા જરથોસ્તીને ઘટતા અનેક ધર્મો કરી, પોતાની કોમ, પોતાનાં શહેર અને પોતાના દેશનું ભલું કરી, પોતાના જાતભાઇઓ અને ભાઇબંધ પ્રજાનો પ્યાર અને માન મેળવી, ભલા સર જમશેદજી જીજીભાઇ, પોતાની નેકીનો નતીજો મેળવવાને, આખરે પોતાના પેદા કરનારને બહેસ્ત મૂકામ જઈ મળ્યા.

મરણ વખ્તે તેમની ઉમ્મર લગભગ ૭૫ વર્ષની થવા આવી હતી. જૈફીને લીધે તેઓ નાતવાન થવા લાગ્યા હતા. કેટલાંક વર્ષ થયાં, પોતાના બાહોશ દીકરાઓને વેપાર ધંધો સોંપી, પોતે ધર્મનાં કામ કર્યા જવામાં એકાંત જીંદગી ગુજારતાં હતા, અને પોતાના ભલાઇનાં કામો આગળ વધાર્યા જતા હતા. શાંત અને સુખી સંસારી જીંદગી તેઓ ગુજારતા હતા. તેમના દીકરાઓ એકેકથી સરસ અને હીરા જેવા નિવડયા હતા. સ્ત્રીને છાજતી કેળવણી પામેલાં તેમનાં એક દીકરી હતાં. પોતાનાંજ જેવાં સખી તબેહના તેમનાં ધણીઆણી હતાં. તેમના દીકરાઓને ઘર વસ્તીની આબાદી થયલી હતી. ભવિષ્યના ન્હાના જવાન ત્રીજા બેરોનેટને તેઓએ રમાડયા હતા. તેમના મરણ પહેલાનું તેમનું મૂખ્ય સુખ તેમનાં દીકરા દીકરીના આ ન્હાનાં બાળકોને રમાડવાનું હતુ.

પણ સઘળાં માન અને સઘળાં સુખ છતાં, તેમને પણ વખ્ત આવતાં મોતને નમવું પડયું! છેલા એકાદ બે વર્ષમાં સર જમશેદજી બહુ નાતવાન થઈ ગયા હતા. ઇ. સ. ૧૮૫૯ ના સાલની શરૂઆત સાથ તેમની નાતવાની વધતી ચાલી, અને આખરે એ સાલના માર્ચ મહિનામાં તેઓ બિમાર થઈ બિછાણે પડયા. મોતને આ બિછાણે પડતાં પડતાં પણ તેઓએ સખાવત કરવી ચાલુ રાખી! ગોદીઓના સુથારોને સરકારી માણસોની માફક, કાંઇક પેનશન આપવાને એક ફંડ કરવામાં આવ્યું હતું, તે ફંડના 'લીસ્ટમાં' સર જમશેદજીએ રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર ભરી આપ્યા. એ રૂપિયા વસુલ કરવામાં આવે તેવામાં એમનું મરણ થયું, પણ તેઓના સાહેબજાદાઓએ તુરત એ રકમ મર્હુમને નામે પગાર કરી આપી હતી.

સર જમશેદજીની આ છેલ્લી સખાવત હતી. તેઓની બિમારી હવે વધતી ચાલી. જલંદરના બુરા રોગથી તેઓ હેરાન થવા લાગ્યા, અને આખરે એકાદ માસની મંદવાડ ભોગવી, હિંદુસ્તાનના પહેલા બેરોનેટ, અને પરગજુ પારસી, સર જમશેદજી જીજીભાઈ, રોજ ૨૨ મો ગુવાદ અને માહ ૭ મો મેહેર (શહેનશાહી) સને ૧૨૨૮ યજદેજર્દી અને તા. ૧૪ મી એપ્રિલ ૧૮૫૯ ને વાર ગુરૂને દિવસે રાતના કલાક બેના અમલે, કોટમાહેલાં પોતાનાં મોટાં મકાનમાં મરણ પામ્યા.

સર જમશેદજીનાં મરણની ખબર બીજે દિવસે શુક્રવારે સવાર થતાં, આખા શહેરમાં ફરી વળી. આખું મુંબઈ શહેર તેથી ગમગીનીમાં ગીરફતાર થયું. પારસીઓ શોક કરવા લાગ્યા, કારણ તેમના એક બીજા શાહ જમશેદ આજ મરણ પામ્યા હતા. સર જમશેદજીના શોકમાં આખાં મુંબઈ શહેરે હડતાળ પાડી. મુંબઈ શહેરનો વેપાર તે દિવસે તદ્દન બંધ કરવામાં આવ્યો. હિંદુઓ અને મુસલમાનો, ખ્રિસ્તીઓ અને યાહુદીઓને, મૂખ્ય ભાગે હડતાળ પાડવામાં સામેલ થયો. સરકારી ખાતાંઓ, ગોદીઓ અને બેંકો દેશી અને યુરોપિયન પેઢીઓ, કારખાનાઓ અને નિશાળો બંધ કરવામાં આવ્યાં. વાવટા-કાઠીઓપર શોકની નિશાની દેખાડવા વાવટાઓ અર્ધ લટકતા કરવામાં આવ્યા. બંદરમાં પડેલી સઘળી મનવારો અને વેપારી વહાણોપરથી પણ શોકના વાવટા, ડોલકાઠીપર અર્ધ ઊડતા કર્યા. સર જમશેદજીનાં મરણની ખબર ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્તનને થતાંજ, તેણે પોતાની દીલગીરી જણાવી, સર જમશેદજીને લાયકનું તેમને લશ્કરી માન આપવા, સિપાહોની એક ટુકડી, તેનાં બેંડસાથ મોકલી આપવાની માગણી કરી, જે માંગણી સર જમશેદજીના દીકરાઓએ અલબત્તે ઊપકારસહિત ના પાડી.

પાયદસ્તનો વખ્ત થતાં, હજારો પારસીઓ, ટોળે ટોળાં થઈ, સર જમશેદજીનાં ઘર તરફ જવા લાગ્યા. દસ્તુરો અને મોબેદો, તવંગરો અને ગરીબો, બુઢાઓ અને જવાનો સર જમશેદજીને છેલ્લું માન આપવાને,

તેમનાં કોટનાં ઘર આગળ એકઠા થયા. કલાક આઠનો વખ્ત થતાં, હજારો પારસીઓ સર જમશેદજીનાં ઘર આગળ ભેગા થઈ ગયા હતા. સર જમશેદજીની પાયદસ્તનો દેખાવ, તે વખ્તના છાપાના જણાવવા પ્રમાણે ઘણો ગંભીર પણ દમામદાર હતો. એક દબદબા ભરેલી મોટી મજલીસ તેમના સ્વાન સાથ, ઠેઠ પારસી આરમગાહની જગાસુધી ગઈ હતી. ઘર આગળથી દક્ષિણ બાજુએ થઈ, દેવલના મોહોલ્લાને નાકે, તે વખ્તસુધી સલામત ઊભેલા શહેરના કિલ્લાના દરવાજામાંથી તેમનું 'સ્વાન' બહાર લઈ જવામાં આવ્યું. ઘણાક યુરોપિયનો અને લશ્કરી સિપાહો, તેમજ આખી ગોદીનાં જાત અને પરજાતનાં માણસો ત્યાં એકઠા થયલાં હતાં. તેઓ સઘળાઓએ સર જમશેદજીની લાસને છેલ્લું નમન કર્યું. ત્યાંથી તે છેક ધોબીતળાવનાં નાકાંસુધી, ખુલ્લા મેદાનમાં બન્ને બાજુએ હારેદોર, સઘળી જાતનાં, સઘળી નાતના અને સઘળા ધંધા કરનારા લોકો ભેગાં થઈ ગંભીર ઊભાં હતાં, અને શોકાતુર ચેહરે તેમના મુરબ્બી અને તેમના માનીતા "બાટલીવાળા શેઠને" નમન કરતા હતા. ધોબીતળાવથી આગળ વધતાં, ઠેકાણે ઠેકાણે પચરંગી લોકોનાં ટોળાં એકઠાં થઈ ઊભેલાં જણાતાં, જેઓ સઘળાં ભારે ગમગીની સાથે, મુંબઇના આ સપૂત બેટાને છેલ્લી સલામ કરતા. કોટથી ચોપાટી સુધી આખે રસ્તે, પોલિસ કમીશનર મી. ફ્રારજેરે એવો સરસ ખાસ બંદોબસ્ત રખાવ્યો હતો, કે સર જમશેદજીનાં 'સ્વાન' કે પાયદસ્તની મોટી મજલીસ વચ્ચેથી એક પણ જુદીનને આખે રસ્તે પસાર થવા દીધો ન હતો. એવાં અનેક માનોની નિશાનીઓ સાથ સર જમશેદજીની લાસને તેની છેવટની જગાને સ્વાધીન કીધી.[૧]

એવા એક મહાન નરનાં મરણમાટે આખાં મુંબઈ શહેરે તે દિવસે વિલાપ કર્યો હતો. "જામે જમશેદમાં" જણાવવા પ્રમાણે તે દિવસે, "સઘળી જગોએ ગમગીની, ઊદાશી, અને માહતમપોશી શીવાએ બીજું

---

[૧] જુઓ "મુંબઇનો બહાર" પાને ૯૯૬ અને "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૭૮૭.

કશું નજરે નહી પડેલી હતું." કારણ ખરેજા એક એવા નરનાં મરણથી અનેક જનનાં મોત થઈ ગયાં હતાં. ખરેજા એક પારસી કવિના લખવા પ્રમાણે,

> "જાણીતો એક નર જ્યારે પામેછ મરણ,
> ઓઢેછે જગ તેપર દુઃખનું કફન;
> કરેછ તેની યાદઊપર હેતનું ચુંબન,
> હજાર, દસ હજાર, કરેછ એકપર રદન.
> પામેછ જ્યારે એવો કોઈ મોહતનું કફન
> એક મરી હજારનાં લાવેછ મરણ." ૨

સર જમશેદજીનાં મરણમાટે મુંબઇની આખી પ્રજાએ એક સરખો શોક કર્યો હતો. તેમની પાયદસ્ત કાઢી તે દિવસે સાંજના "ગ્રાન્ટ મેડિકલ કૉલેજના" વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો જાહેર મિળાવડો થયો હતો. પહેલીજ વાર, સર જમશેદજીનો આપતો કરેલો સોનાનો ચાંદ પસાર થયલા એક તખીબ વિદ્યાર્થીને, (ડાકટર એદલજી નસરવાનજીને) આજે આપવામાં આવ્યો હતો. આ અનુક બનાવવિષે વિવેચન કરતાં, પ્રમુખ ગવર્નર લોર્ડ ઍલ્ફિનસ્ટનને સર જમશેદજીનાં મરણ બાબે પોતાની દીલગીરી દેખાડતાં, સર જમશેદજીએ "ગ્રાન્ટ મેડિકલ કૉલેજને" કરેલી અનેક મદદ યાદ કરી હતી, તથા ઊમેદ બતલાવી હતી, કે બીજાઓ પણ સર જમશેદજી જેવા મહાન નરની નકલ કરશે, અને તેમની માફક પોતાની દોલતનો ઊપયોગ પોતાના ભાઇબંધોને લાભનાં કામો માટે કરશે, તેમજ સર જમશેદજીના વારસો પણ સર જમશેદજીની દોલતનો ઊપયોગ, તેમનાં જેવાં કામોમાટે કરશે. ૩

સર જમશેદજીનાં મરણમાટે આખા હિંદુસ્તાન દેશે શોક પાળ્યો હતો. એક અવાજે તેમની સખાવતની વખાણનાં ગીતો ગવાયાં હતાં. સર્વાનુમતે તેમનાં મરણથી હિંદુસ્તાનને મોટી ખોટ ગયલી લેખવામાં આવી હતી.

---

૨ મી. જમશેદજી ન પીટીટકૃત "મારી મજેહ" ખંડ ૫ મું, લાઈન ૩૭-૪૨.
૩ "*Bombay Gazette*" *16th April 1859.*

મુંબઇનો ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન પોતે સર જમશેદજીને ઘર " ઓટલે " આવ્યો હતો. ફક્ત પારસીઓજ નહિ, પણ દરેક જાત અને દરેક દેશના લોકે, મર્હુમ બેરોનેટનાં ભલાં કામને આ વખતે, હેસાંનસાથ યાદ કર્યાં હતાં. સર ખરશેદજી [૪] અને તેમના ભાઇઓપર આ વખ્તે દિલાસા પત્રોનો એક અસાધારણ ઢગ આવી પડયો હતો. પહેલા સર જમશેદજીમાટે તેમનાં વખ્તનો દેશી અને અંગ્રેજી છાપો શું મત આપેછે, તે હાલની ઓલાદમાટે અત્રે નોંધવું જોઇએ.

"*Bombay Times*"—"Sir Jamsetji Jeejeebhai is no more. The venerable and the patriartchal man died yesterday morning at his residence in the Fort. He has left none equal to himself behind, and India may put on mourning for the greatest of her sons But let none be discouraged from following him with however unequal steps" [15–4–1859]

"*Bombay Gazette*"—"His memory will always be cherished with affection by those who loved and admired him, his name will ever be widely associated with all that is humane and benevolent and his fame will be carried down to posterity as that of one who in his own day and generation was the greatest benefactor of Western India" [16–4–1859]

"*Telegraph and Courier*"—"Honourable and straightforward in all his dealings and without stain or reproach

---

[૪] "સર જમશેદજી જીજીભાઈ" નામ ધારણ કરવાને લગતો ખાસ કાયદો હજી પસાર થયલો ન હોવાથી, બીજા સર જમશેદજી, સર ખરશેદજી જમશેદજી તરીકે પહેલા ઓળખાતા હતા, અને તા ૧૨ મી નવેમ્બર ૧૮૬૦ ને દિવસે તેઓએ કાયદા પૂર્વક "સર જમશેદજી જીજીભાઈ" નામ ધારણ કર્યું હતું. ["પારસી પ્રકાશ" દફતર ૧ લુ, પાને ૮૩૪ ]

in all the relations of life Sir Jamsetji Jeejeebhai has passed away, leaving a void which will not be easily filled." [16-4-1859.]

"*Poona Observer.*"—"History contains no example of a merchant who had neither heritage nor legacy left him and whose fortune has arisen from the earnings of his own enduring enterprise and ability, with a numerous, flourishing and affectionate family around him, conferring sums so enormous as those enumerated, for the purposes of philanthropy." [16-4-1859.]

"મુંબઈ સમાચાર"—"પારસી કોમનો રોશન સેતારો અને ઝલકતો હીરો, અચબુચ ગુમ થઇ ગયો છે. પારસીઓના મોટા પિતા હિંદુસ્તાનના સૌથી આગેવાન દેશી અને ઇંગલાન્ડના નામીચા ઊમરાવોની સંકેમાંના એક, સર જમશેદજી જીજીભાઈ બેરોનેટે, પોતાનો આત્મા તે કીરતારને સોંપીને મીનોઈ જેહાનમાં વાસો કર્યો છે...... પારસી કોમે આજ ૧૨૦૦ વર્ષ થયાં, હિન્દ સર જમીનમાં જે દીને પગલું મૂક્યું છે, તે દીનથી એ નામદાર ઊમરાવના જેવો સખાવતનો સાગર, પરોપકાર બુદ્ધીનો માપાળુ, પ્રજાહિત્તકારીક અને ગુણવાન શખસ તેઓમાં થયો નથી. જે જે મહાભારત કામો એ ઊમરાવે કર્યા છે, તેવાં સાસાની અને કયાની પાદશાહોના વખ્તમાં થોડાજ શખસોએ કર્યા હશે." [તા. ૧૮-૪-૧૮૫૯.]

"જામે જમશેદ"—"એ સરદારનાં મરણની ખબર સાંભળી કોણ આંખમાંથી આંસું નથી પાડવાનું? કોણ એ સરદારના ગુજરવાથી દીલગીર નથી થવાનું? દુનિયાંનાં દરેક ભાગ ખાતે એ હાતેમ બેરોનેટનું નામ પ્રખ્યાત છે, અને મોડે કે વહેલે, જ્યાં જ્યાં એ હાકેમનાં મરણની ખબર ફરી વળશે, ત્યાં ત્યાં ગમગીની, ઊદાશી અને દીલગીરી પોતાનો દેખાવ દીધા વીના રહેનાર નથી." [તા ૧૯-૪-૧૮૫૯.]

"રાસ્ત ગોફતાર"—"સઘળા સારા ગુણોનો માણસ હમણા આપની સંઘમાંથી ઊડી ગયો છે. તેની ગમગીની સર્વ કોઇને લાગે છે. જો માણસ આવી મોટી દોલત ખરચીને તથા જાતી મેહેનત લઇને લાખો માણસોનાં સુખનાં કામો કરે, અને લાખો માણસોને આશાપ તરીકે મદદ આપે, તે ધણી ગમે એટલી પાકી ઊમ્મરે ગુજરી જાય, તોપણ તેનાં મોતનો સંતાપ કોઇને પણ લાગ્યા વગર રહે નહિ. એવા ખુબી ભરેલા પુરૂષના નેક રૂહપર હજારો હજાર દરૂદ હોજો!"[૫]

પોતાના અંગ્રેજી કોલમમાં "રાસ્ત ગોફતાર" પત્ર લાગણીસાથ જણાવેછે :—
"A great calamity has befallen the Parsee commnnity. The sun, whose light was reflected on the whole of his race, has set never to rise again. India has sustained a national loss. The greatest of her sons is no more. Great Britain has lost the greatest of her Eastern subjects who was enrolled in the ranks of her nobility with the highest deserving honours. Humanity has been deprived of one of her truest friends and benefactors." [17-4-1859.]

"અખબારે સોદાગર"—"દુનિયાનાં દરમ્યાનમાં ઘણાએક દ્રવ્યવાનો પોતાની પુંજીનો જમાવ સમાર્ગે ખરચ કર્યાવગર, ગુજરી ગયા હશે; પણ તેપ્રમાણે સર જમશેદજીએ કર્યું નથી. એ નામવરે તો પોતે, પોતાની જાતે, ખરા સોદાગરી વેપારથી દોલત મેળવી, અને તેને જાળવી, અને ત્યારપછી તેને સમાર્ગે વાપરવાનો અઘયામ જેમ જેમ નજદીક આવતો ગયો, તેમ તેમ તે દોલતને સમાર્ગે વાપરવાને કશી પ્રકારે આનાકાની કરી નથી." [તા. ૧૮-૪-૧૮૫૯.]

---

૫ આ શબ્દો લખનાર, મર્હુમ શેઠ સોહોરાબજી શાપુરજી બંગાળી હતા, અને પોતાની લખેલી, આ બાબતની "રાસ્ત ગોફતાર" માહેલી આખી આર્ટીકલ "ચુંટી કાઢેલાં લખાણો" નામનાં પોતાના પુસ્તકમાં ઉતારી લીધીછે. [જુઓ દફતર બીજું, ભાગ ૬ ઠો, પાને ૪૬થી ૬૨ ]

"ચાબુક"—"સર જમશેદજીના ગુજરવાથી પારસીના ટોળાએ પોતાનો પ્યારો પિતા, હિંદુસ્તાને પોતાનો તેજ સેતારો, અને ગ્રેટબ્રિટને પોતાના તાજના ઊમરાવોમાંનો નામાંકીત ઊમરાવ ખોયોછે. જેની જગ્યા એકાએક પૂરી થવી મુશકેલછે." [ તા. ૧૯–૪–૧૮૫૯. ]

"સમાચાર દર્પણ"—"અનુભવવાળા લોક કહે છે, કે સર જમશેદજીની સખાવત કરવાની ઇચ્છા, તેમનાં બાળપણથીજ જોર ધરાવતી રહી હતી. તેઓ રૂપિયો એક કમાતા, તો અર્ધો રૂપિયો સખાવતમાં આપતા. ગરીબ આદમીને સંકતમાંથી છોડવવાને તેઓ સદા આરજુમદ રહેતા; અને તે ઊલટને પાર પાડવાલાયક દ્રવ્ય જ્યારે તેમને મેળવ્યો, ત્યારે મનુષ્યનાં દુઃખ ટાળવાને, તે બડોલ વેરવાને અને દુલ્લા હાથથી ખરચવાને તેમને ગોયા આનંદ ઊત્તપન્ન થયો. ઘણા લોકોએ મોટી સખાવત કરી છે, પણ તેમની હૈયાતી પાછલ તેવી સખાવતો થઇ છેઃ પણ સર જમશેદજીએ તો પોતાનો સઘળો ભવ, સખાવતમાં કાઢી, ભારે હરખ, ખુશાલી અને સંતોષ મેળવ્યો છે. [ તા. ૧૮–૪–૧૮૫૯. ]

"પારસી રીફોર્મર"—"આ ટાપુની વખણાયલી પારસી કોમના અકાબર, માજદયસનની ટોલાના એક ખાસ દાદગર, ગરીબોનું એક અવ્વલું જીગર, જરથોસ્તી ટોળાના નામીચા નર, ધરમની એક જર, દોલતના દર, એટલુંજ નહિ, પણ દીનના તૂરા, સખાવતમાં શુરા, દયામાં સંપૂર્ણ, અને લાચારોની પરવસીમાં પુરા—સર જમશેદજી જીજીભાઈ તે આપણાં બ્રિટિશ બખતાવર બાનુ વિકટોરિયાથી બારોનેટના ખાસ ખેતાબના પોહોચેલા, બોહોળી સખાવતથી પૃથ્વીના સઘળા ભાગોમાં આશકાર થયલા ગયા ભરેસપતવારની રાતનાં બે કલાકે મરણ પામ્યા" [તા. ૧૬–૪–૧૮૫૯.]

"*Eastern Star.*"—"Though in nation and religion a Parsee, yet in feeling and action he was a true Philanthropist, and takes his position, side by side, with our own immortal John Howard. No honours which any earthly

potentate could have conferred on him, would have added one iota to his natural and intrinsic worth" [22-4-1859]

"*Daily Telegraph*"—"His heart was too large to care for distinctions of colour or creed As he made his gold with one hand, he looked on all sides for woes and wants, to relieve with the other More princely nature never lived, truer 'Christian' never died to be welcomed to Heaven by the All loving who rewards even for 'a cup of water [21 6-1859]

"*Lahore Chronicle*"—"The great Bombay millionare, the still greater Bombay philanthropist Sir Jamsetji Jeejeebhai is dead There is not a name in all broad India which is so entirely a synonyme for all that is noble, generous, benevolent and humane as that of the truly illustrious deceased [27-4-1859]

સર જમશેદજીનું ઊઠમણું અથવા તેમનાં મરણને લગતી ત્રીજા દિવસની ક્રિયા, મુંબઈ ખાતે તેમનાં કોટનાં મોટા ઘરમા કરવામાં આવી હતી મુંબઈ ઊપરાંત, વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, પૂણા, અહમદનગર, મઊ, કલકત્તા, મુલતાન અને હોંગકોંગ શહેરોમાં, સર જમશેદજીના ઊઠમણાની ક્રિયા કરવામા આવી હતી અલબત્તે દૂરના શહેરોમાં આ ક્રિયા જૂદે જૂદે દિવસે થઇ હતી

મુંબઈ ખાતેની ઊઠમણાંની ક્રિયા દસ્તુર મીનોચહેરજી એદલજી જામાસ્પઆશાનાની આગેવાની હેઠળ થઇ હતી આ ક્રિયા વખ્તે પણ પારસીઓની હજારો માણસની ઠઠ સર જમશેદજીનાં ઘર આગળ ભેગી થઇ હતી આ ક્રિયા વખ્તે મજકુર દસ્તુરજીએ સુચના કરી, કે આ મજલીસમાં અને હવે પછીની એવી ક્રિયા વખ્તની સર્વ મજલીસોમાં સર જમશેદજીનું નામ ક્રિયા કરતી વખ્તે લેવું, અને તેમનાં નામ પહેલાં 'સર" અથવા

સરદારનો ફારસી ખિતાબ લગાડી, તેમનું નામ "સર જમશેદ બહેદીન રૂસ્તમ" કરી લેવું. સર્વ આથોરનાનોએ તે સુચના બહાલ રાખી હતી, અને તે દિવસથી આજસુધી દર રોજ સર જમશેદજીનું નામ પારસી ધર્મક્રિયાઓમાં લેવાઈ વપરાય છે. પણ કાંઇક સબબને લીધે તેમના નામ સાથ "સર" શબ્દ વપરાતો માલમ પડતો નથી. ઊઠમણાંની ક્રિયા પૂરી થતાં, સર જમશેદજીના ન્હાના દીકરા શેઠ મોહોરાબજીએ પોતાની અને ભાઇઓ તરફનો નીચલી મતલબનો અનસ્તેમન પત્ર વાંચી સંભળાવી, પોતાના પિતાજીએ કરવા ધારેલાં ધર્મનાં કામો બજાવી આપવાનું જાહેર કર્યું હતુ:—

૧. મુંબઇની (કોટ કાવસજી પટેલના મોહોલામાં આવેલી) ગોહાવરા મોબેદોની દરેમહેરનું મકાન ઘણું જુનું થઈ ગયલું હોવાથી, તે ઊખેડી, તદન નવું બીજું મકાન ત્યાં બંધાવી આપવું.

૨. મુબઇની ગોદીના જેર્‌ક તથા અશક્ત સુથારોને 'પેનશન' આપવા માટે, જે નવું ફંડ થયું છે, તેને નામે રૂપિયા ૫૦૦૦ મુંબઈ બેંકમાં અનામત રાખી, તેનું વ્યાજ ઊપલા ફંડ સારૂ વાપરવાને આપવું.

૩. ચોપાતીના ડુંગરની બાજુની, કેટલીક જમીન ખરીદી, સાંથી લગભગ ઊપર ગાડી જાય, એવો પાક્કો રસ્તો બાંધી આપવો, કે જેથી કરી જેર્‌ક અને નાતવાન પણ ગેજદો કરવાને, ડુંગરપર સહેલાઇથી જઈ શકે.

૪. નવસારીમાં, ગામથી દોખમાં તરફ જવાનો રસ્તો ચોમાસામાં ઘણો બીકટ થઈ પડતો હોવાથી, રસ્તાસાથ એ તરફ જોઇતો એક પાક્કી બાંધણીનો પૂલ લેડી આવાંબાઈ બંધાવી આપશે.[*]

મુંબઈ ઊપરાંત નવસારી, સુરત, પૂણા અને અહમદનગર ખાતે સર જમશેદજીનાં ઊઠમણાંની ક્રિયા તેજ દિવસે કરવામાં આવી હતી. નવસા-

[*] નવસારીમાં ઊપલા પૂલવગર ચોમાસાંમાં કેવી અગવડ પડતી હતી, તેની લેડી જમશેદજીને જાતે ખબર હતી, કારણ એમનાં એક માસીનાં દીકરીનું "રવાન" રસ્તાપર પાણી ભરાઈ જવાથી, દોખમે ચડતું બે દિવસ અટકી રહ્યું હતું.

રીમાં સર જમશેદજીની પોતાની બંધાવેલી દરેમહેરમાં તથા વડી દરેમ-હેરમાં જૂદી જૂદી ઊઠમણાંની ક્રિયા થઈ હતી; આ વેળાએ વડા દસ્તુરજી કૈકોબાદજી રૂસ્તમજી મહેરજીરાણાએ સર જમશેદજીનું નામ, સઘળી ક્રિયાઓમાં બીજા બુઝર્ગોનાં નામસાથ લેવાની સુચના કરી હતી, જે સર્વેએ એકમતે કબુલ રાખી હતી. સુરતમધે એમની બંધાવેલી રૂસ્તમપરાની દરેમહેરમાં, એવીજ ક્રિયા કરવામાં આવી હતી, અને મોદી રૂસ્તમજી ખુરશેદજીની દરખાસ્તથી તેમનું નામ ધર્મક્રિયામાં લેવાને ઠેરાવ થયો હતો. પૂણા શહેરમાં પણ સર જમશેદજીની બંધાવી આપેલી અગીયારીમાં તેમનું ઊઠમણું કરવામાં આવ્યું હતું, અને ત્યાંના જાણીતા પારસી આગેવાન શહેરી શેઠ પેરતનજી મોહોરાબજીએ પોતાની તરફથી રૂપિયા ૩૦૦૦ જૂદા કાઢી, તેનાં વ્યાજમાંથી દર વર્ષે સર જમશેદજીની બાજને દિવસે, ધર્મક્રિયા કરાવી ગામનું જમન કરવાની ગોઠવણ કરેલી, જાહેર કરી હતી. અહમદ-નગર ખાતે પણ ત્યાની દરેમહેરમાં એવીજ ક્રિયા થઇ હતી, અને ત્યાંના જરથોસ્તીઓએ, સર જમશેદજીનાં પૂણને માટે એક ફંડ ઊભું કર્યું હતું.

તા. ૧૭ મીએ વલસાડખાતે એવીજ ક્રિયા કરવામાં આવી હતી. ભરૂચમાં પણ એની બીજે દિવસે, કાંઠાપરની દરેમહેરમાં સર જમશેદજીનાં ઊઠમણાંની ક્રિયા કરવામાં આવી હતી, જે વેળાએ ત્યાંના વડા દસ્તુર પેશોતનજી અસપંદીયાર કામદીનજીની બહાલી સાથ, સર જમશેદજીનું નામ સઘળી જરથોસ્તી ધર્મ ક્રિયામાં લેવાનો ઠેરાવ થયો હતો, અને કેટ-લાક જરથોસ્તીઓએ મર્હુમનાં પૂણમાટે નાણાંની રકમ, ધર્મખાતે આપી હતી. તા. ૧૧ મીએ મકા અને મુલતાનખાતે એવીજ ક્રિયા થઈ હતી. તા. ૨૫ મીએ કલકત્તા ખાતે ત્યાંની બનાજીની દરેમહેરમાં, આપણા સખી શેઠનાં ઊઠમણાંની ક્રિયા થઈ હતી, જે વખ્તે, ત્યાંનાં એક આગેવાન પત્ર "ઈંગલીશમેનના" જણાવ્યા પ્રમાણે—"એક પણ પારસી (તે ક્રિયામાં) હાજર થવાને ચુકેલો ન હતો; કારણ કે તેઓ એક એવા શખસને માટે થતી ક્રિયામાં ભાગ લેવાને આવ્યા હતા, કે જે શખસને લીધે, તેઓની જાતનેજ નહિ, પણ આખી માણસ જાતને હોરમત હતી."

ચીનખાતે સર જમશેદજીનાં મરણ સમાચાર જઈ લાગતાં ભારે દીલગીરી ત્યાં ફેલાઈ હતી. તા. ૧૪ મી એને દિવસે, ત્યાંનાં હોંગકોંગ શહેરમાં પારસી અનજોમન તરફથી તેમનાં ઊઠમણાંની ક્રિયા કરવામાં આવી હતી, ને વેળાએ ત્યાંના પારસીઓએ પોતપોતામાં આસરે ૪૭૮ ડાલરનું એક ફંડ ભેગુ કરી, તેમાથી એ મર્હુમ સખી નરની એક મોટી "ઓઇલ પેન્ટીંગ" તસવીર તથા રૂપાનું એક અફરગાનીઉ, અનજોમનના વપરાસમાટે, ત્યાની સરઅવસરે વપરાતી જગ્યામા મૂકવાનો ઠેરવ કર્યો હતો।[૭]

સર જમશેદજીનાં મરણ પછી, આજસુધી પારસી કોમમાં તેમની બરોબરનો બીજો નર પેદા પડયો નથી. મર્હુમ શેઠ સોહોરાબજી શાપૂરજી બંગાલીના અસરકારક બોલોમા લખતાં—"પારસીઓ આજે ૧૧૦૦ વર્ષ થયાં, પોતાનું કદીમ વતન ઇરાન છોડી, હિંદુસ્તાન આવી વસ્યા, તે લામ્બી મુદ્દતમાં મર્હુમ સર જમશેદજી જીજીભાઈ એક્કો નર નિકળ્યા છે, અને તેમણે પોતાના કીર્તિ ભરેલાં કામોથી, પારસી કોમને જે હોરમત આપીછે, તથા પ્રખ્યાત કરીછે, તે મીસાલે આજે ૧૧૦૦ વર્ષની મુદ્દતમા કોઈ પારસીએ કર્યું નથી." [૮]

મર્હુમ શેઠ બંગાલીનું ઊપલું લખાણ આજ ચાલીસ વર્ષનું જુનું છે. પણ આજ લગભગ અર્ધી સદી પછી પણ, સર જમશેદજીનો કોઈ પૂરે પૂરો હરીફ નિકળ્યો નથી, તેમની જગ્યા ખાલી છે, અને અફસોસ! તે લાંબો વખ્ત ખાલી રહેશે!

લાખો રૂપિયાની જાહેર સખાવત કરવા છતાં, લાખો રૂપિયાનું છુપી રીતે ધર્મદાન કરવા છતાં, પોતાના મોભાને અનુસરતી બાદશાહી રીતે રહેવા છતાં, સર જમશેદજી પોતાની પાછલ લાખો રૂપિયાની દોલત મૂકી

---

[૭] સર જમશેદજીનાં ગામેગામ અને શહેરે શહેર થયના ઊઠમણાની ઊપલી સર્વે વિગતો માટે "પારસી પ્રકાશને" આભારી છીએ [ દફતર ૧ લુ, પાને ૭૮૮—૭૮૯ ]

[૮] જુઓ મી બંગાલીના "ચુંટી કાટેલા લખાણો," દફતર ૨ જુ, ભાગ ૬ ઠો, પાને ૪૭.

ગયા, તેપરથી આપણને તેમના બોહોળા વેપારની બોહોળી આવકનો કાંઈક ખ્યાલ થાયછે. રે ! આજે તેવા સાહસિક પારસી વેપારીઓ કયાં છે? સુપ્રીમ કોર્ટમાં તેમના બેટાઓએ વસિયતનામુ સાબેત કરી લેતાં, તેમની તમામ દોલત રૂપિયા ૮૫૦૦૦૦૦ પંચીયાસી લાખની ઠેરવવામાં આવી હતી. તેમાંથી સર જમશેદજીએ રૂપિયા પચીસ લાખ, બેરોનેટનો ખિતાબ ધરાવનાર પોતાના વારસોમાટે જૂદા કાઢી, સરકારી ટ્રસ્ટમાં રાખ્યા હતા. પોતાના વારસ, બેટા સર ખરશેદજીને રૂપિયા ત્રણ લાખ ખાસ વધારે આપ્યા હતા પોતાનાં ધણીઆણી લેડી જમશેદજીને રૂપિયા બે લાખ, તથા દીકરી બાંઈ પીરોજબાઇને રૂપિયા એક લાખ આપ્યા હતા; અને રૂપિયા બે લાખ, પોતાનાં નજદીક અને દૂરનાં સગાંઓ, મિત્રો, ચાકરો અને કારભારીઓને વહેચી અપાવ્યા હતા. રૂ. ૧૫૦૦૦ પંદર હજાર પોતાના જુના અંગત મિત્ર મી. ક્રાફર્ડને ખાસ આપ્યા હતા, અને બાકીના રૂપિયા સરખે ભાગે, પોતાના ત્રણ દીકરાઓ, સર ખરશેદજી, અને શેઠો રૂસ્તમજી અને સોહોરાબજીને વહેંચી આપ્યા હતા, જેથી કરી દરેકને રૂપિયા સત્તર લાખથી વધુની રકમ–કહો કે બાદશાહી વારસો–મળ્યો હતો, જેનો તેઓએ પોતાના ચાલતા વખ્તમા કેવો સારો ઉપયોગ કર્યો હતો, તેવિષે લંબાણ લખવાની આ જગ્યા નથી. ઇંગલાન્ડમાં પણ સર જમશેદજીની રૂપિયા ૧૮૦૦૦૦ એક લાખ એંસી હજારની મીલકત હતી, તે સર ખરશેદજીએ ત્યાંની કોર્ટમાંથી સાબેત કરી પોતાને સ્વાધીન લીધી હતી. [૯]

•

પ્રિય વાંચક! જેવી સર જમશેદજીની દોલત લાખોની હતી, તેવીજ તેમની સખાવત લાખો અને હજારો રૂપિયાની હતી! એવા સખી નરને ખોહવાનો વિલાપ પારસી કોમને કરવો પડયો હતો. એ આખી કોમના ભારે વિલાપ વિષે આપણે બીજા પ્રકરણપર નજર ફેરવીશું.

•

---

[૯] "પારસી પ્રકાશ" દફતર ૧ લું, પાને ૯૧૮.



# પ્રકરણ એકત્રીસમું.

## એક કોમનો વિલાપ;

## પારસી અતઓમનનો ઊપકાર.

સંસારી વસ્તુ તણો, કર રૂડો ઊપયોગ;
પછિ બડબડ કીધા વગર, મોતતણો સંજોગ.
પુણ્ય ફૂળ શુભ લોડવા, ઊગે જે ચોપાસ;
જયમ જઈએ આગળ બહૂ, પસરે ખૂબ સુવાસ.
આ ભવ કરિયે પુણ્ય તો, સર્વગ મળે શુભ ધામ;
મુઆ પછી કીર્તિ બહુ, રેહુ અહિં આઠે જામ.
કવિ નર્મદાશંકર*

સર જમશેદજીનાં મરણથી પારસી કોમને મોટી ખોટ ગઈ હતી. એક આખી કોમ વિલાપમાં ગેરફતાર થઈ હતી. ચડતા ઊતરતા વર્ગના લોકો એક સરખા ગમખાર થયલા હતાં. મુંબઈ શહેરની પચરંગી પ્રજાએ, સર જમશેદજીની હૈયાતીમાંજ, તેમની શહેરી સેવાઓની પિછાન કરી, તેમનું એક મોટું બાવલું ઈંગલાન્ડથી તૈયાર કરી મંગાવ્યું હતું; અને જે તૈયાર થઈ મુંબઈ શહેર આવી પણ લાગ્યું હતું. પણ પારસી કોમને પોતાના સરદાર તરફની છેલી ફરજ બજાવવાની હતી, અને પારસી કોમ આપી શકે તેવું મોટામાં મોટું માન, સર જમશેદજીની ભલી યાદને આપ-

* નર્મ કવિતા—ભાગ બીજો-ખંડ બીજો-પાને ૬૮૦.

વાનું હતું. અનજોમનનાં દફતરમાં, સર જમશેદજીનાં મરણની નોંધ લેવાને ઘણાંક પારસીઓ આતુર હતા. પંચાયતના તે વખતના અકાબરોએ, તેવી નોંધ અનજોમનનાં દફતરપર લેવાને પારસી અનજોમન ભેગું કરવાનો ઠેરાવ કર્યો. તેમ કરવાની તેમણી પહેલી ફરજ હતી, કારણ સર જમશેદજીએ પારસી પંચાયતની ભારે સેવા બજાવી હતી. તે સેવાઓ વિષે આ પુસ્તકમાં પૂરતુ લખેલું હોવાથી, અત્રે તે બાબે પાછું લંબાન વિવેચન કરવાની જરૂર નથી.

પારસી પંચાયતના અકાબરોએ, અનજોમન ભેગું કરવાનો એક દિવસ આખરે નક્કી કર્યો, અને હેઠળ જણાવ્યા પ્રમાણેનાં જાહેરનામાં બહાર પાડવામાં આવ્યાં:—

## જાહેર ખબર.

"આ લખ્યાથી કુલ જરથોસ્તી અનજુમનના સાહેબોની સેવામાં જાહેર કર્યામાં આવે છે, કે આપણી કોમના વડા અકાબર, મર્હુમ બુઝર્ગ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, આ ફાની દુનિયાંમાંથી, પોતાનો અસબાબ ઉઠાવીને, રોજ ૨૨ મો માહ ૭ મો શહેનશાહી, સને ૧૨૨૮ યજદજર્દીને દિવસે, રાતના કલાક ૨ વાગે બહેસ્તનશીન થયા છે, તે દુઃખ ભરેલાં મરણની નોંધ, આપણી અનજુમનનાં દફતરોમાં નોંધવામાટે, શેઠ કાવસજી જેહાંગીરજી રેડીમની, એક કાગલ, અનજુમનની સેવામાં વાંચનાર છે.

સર્વે સાહેબોને નમનતાઇથી અરજ કર્યામાં આવે છે, કે બહેસ્તનશીન સર જમશેદજી જીજીભાઇના બહારકોટના "એલાહિબાગમાં," રોજ ૨૦ મો માહ ૮ મો શહેનશાહી, સને ૧૨૨૮ યજદજર્દી, તારીખ ૧૨ મી મે સન ૧૮૫૯, ને વાર ગરેજીને દિવસે, બપોરપછી કલાક ૫ ના, સર્વે સાહેબોએ તસદી લઇને બિરાજવું—શેઠ કાવસજી બરાબર કલાક પાંચને અમલે સર્વે સાહેબોની હજુર, કાગલ વાંચવાને શરૂ કરશે.

શ્રી મુંબઈ–રોજ ૧૮ મો માહ ૮ મો શહેનશાહી, સને ૧૨૨૮ યજદજર્દી, તા. ૧૦ મી મે સન ૧૮૫૯." [૧]

બહમનજી હોરમસજી વાડીઆ.
બહમનજી જીજીભાઈ.
હીરજીભાઈ હોરમસજી શેઠના.
ખરશેદજી ફરદુનજી પારેખ.
ડોસાભાઈ સોહોરાબજી મુનશી.
ફરામજી બહમનજી.

તા. ૧૨ મી મે ૧૮૫૯ ને દિવસે સાંજના, પારસી અનજોમનની એક સભા બહારકોટખાતે સર જમશેદજીના "એલાહિબાગમાં" ભેગી મળી હતી. શેઠ [ સર ] કાવસજી જેહાંગીર રેડીમની પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. મુંબઇની આખી પારસી અનજોમન આ પ્રસંગે "એલાહિબાગમાં" ભેગી થઈ હતી. ન્હાના અને મોટા સર્વે ત્યાં હાજર હતા. શેઠ કાવસજી જેહાંગીરે નીચલો લંબાણુ ઠેરાવ અનજોમનની બહાલી માટે રજુ કર્યો હતો. તે ગમે એવો લાંબો હોય, તોપણુ તેનો એક એક શબ્દ અત્રે નોંધી રાખવાની જરૂર છે, કારણુ આ ઠેરાવમાં, પારસી કોમે, સર જમશેદજીને ઘટતો અને પૂરેપૂરો ઇનસાફ આપ્યો છે. આ ઠેરાવ અનજોમનનાં દફતરમાં નોંધવા પહેલાં શેઠ કાવસજી જેહાંગીરે ઘણાં ગંભીર અવાજે તે નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો હતોઃ—

"સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, કે જે નામદાર તમામ દુનિયાંમાં પંકાયલા, સઘળી રીતે કીર્તિ અને માન પામેલા અને આપણી પારસી કોમના વડા બુઝર્ગ અકાબર હતા–તે નામદાર રોજ ૨૨ મો માહ ૭ મો શહેનશાહી તથા માહ ૮ મો કદમી સને ૧૨૨૮ યજદજર્દી–તા. ૧૪ મી એપ્રિલ સને ૧૮૫૯ ને દીને રાતના કલાક બે વાગે આ ફાની દુનિયાંમાંથી પોતાનો અસબાબ ઊઠાવી, મીનોઈ જેહાનમાં વાસો કીધો–તેવણુનાં મર-

[૧] "મુંબઈ સમાચાર" તા. ૧૧ મી મે ૧૮૫૯.

ણુથી મુમબઈની પારસી પંચાયતને તથા આખા જરથોસ્તી ફીરકાને ભારે દીલગીરી તથા ગમગીની ઉતપન્ન થઈ છે, તે વિષે ઘટતા શબ્દોમાં પારસી પંચાયતના દફતરોમાં નોંધ કરવાની મોટી અગત દીસે છે, અને જો આ વખ્તે, તેમ કરવાને આપણે પછાત પડીએ, તો આપણી તરફથી એક મોટી ફરજ અદા નહિ કરેલી કહેવાય—એ ફરજ અદા કરતી વેળાએ આ સભા જાહેરમાં જણાવવાની રજા લીએછે, કે એ દુઃખ ભરેલાં મરણથી પારસીના સઘળા ફીરકાને તથા સઘળી કોમ તથા વરણનાં ગરીબ તથા અદનાં લોકોને જે ભારે નુકશાન થયું છે, તે વિષે જેટલું તેઓ પોતાનાં મનમાં વિચાર કરી શકે, તેટલું શબ્દોમાં બયાન કરવાને તેઓની કલમમાં તાકાત નથી

"એ સખી તબેહના નામવર અને ભારે લાયકીવાળા ઉમરાવે, પારસી કોમના વડાનો જે એલકાબ મેળવ્યો હતો તે [ તેમને ] ઘટતો હતો,—એ ઉદાર દિલના ઊમરાવની સખાવત, ભલાઈ દયાનતદારી અને ઇમાનદારીથી તેવણનું નામ એકજ કોમમાં અથવા એકજ શહેરમાં નહિ—પણ સઘળી કોમ અને સઘળી વરણનાં લોકોમાં અને દુનિયાનાં સઘળા ભાગોમાં આશકારા થયું હતુ. એટલુંજ નહિ,—પણ જે માન મર્હુમને હતુ, તેથી વધારે, એ નામવરનાં નામના પ્રતાપથી આખા પારસીના ફીરકાને હોરમત ઈજ્જત તથા આબરૂ હતી.

"ગ્રેટબ્રિટન તથા આયરલાન્ડની નામદાર રાણી વિકટોરિયાની હિંદુસ્તાન ખાતેની પ્રજામાં ઘણીએક કોમો છે, તે સઘળી કોમોમધેથી આપણાં નામદાર રાણીની તરફથી પ્યાર તથા મોહોબતની નિશાન અને માન ભરેલો ખિતાબ જે પેહેલવહેલો મળ્યો, તે આપણી પારસીની કોમના વડા અને બુઝર્ગ અકાબર સર જમશેદજી જીજીભાઇને મળ્યો એથી આપણા પારસીના ફીરકાનાં લોકો કાંઈ થોડા મગરૂર નથી.

"સને ૧૮૪૨ ઇસ્વીના સાલમાં—પેહેલવહેલો એ મર્હુમને નાઈટનો ખિતાબ મળ્યો હતો અને ત્યારબાદ ઇંગલાન્ડની નામદાર સરકારે જોયું

કે આવા નેક અને સખી નરનું નામ ઊમરાવની ટીપમાં દાખલ કરી, વંશ પરંપરા ચાલુ તથા કાયમ રાખવું લાયક છે, એવું વિચારીને એ સાહેબે મર્હુમને સને ૧૮૫૭ ઇસવી સનના સાલમાં બેરોનેટનો માન ભરેલો ખિતાબ બક્ષ્યો, કે જે ખિતાબ આવા માઠા બનાવથી તે મર્હુમ વધારે દહાડા વાપરી શક્યા નહિ, તેથી આપણો પારસીનો ટીરક્કો ભારે દીલગીર છે, તોપણ હાલ આપણને જોવાથી એટલો સંતોષ ઊપજે છે, કે એ મર્હુમના વડા સાહેબજાદા શેઠ ખરશેદજીને પોતાના મુરબ્બીનો એલકાબ ઊતર્યો છે."

"આ વેળાએ લંબાણથી બોલવાની કશી જરૂર [ અમે ] જોતા નથી–કાંયજે સર્વેને સારી પેઠે રોશન છે, કે મર્હુમ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટે પોતાની સખાવતનો ઝરો કોઈપણ વખ્તે બંધ પાડયો નથી. એ પુણ્યવાન સાહેબને પરવરદેગારે જે ખજાનો બક્ષ્યો હતો, તેનો તેવણે સૌથી સારો ઉપયોગ કર્યો હતો, તેની સાહદત હાલ આપણી આંખ આગળ–"ઇજર મીનુલ શમસની" માફક જાહેર તથાં રોશન છે. દવા અને હકીમની મદદ વગર, ગરીબ અને નાચાર લોકો હેરાન થતાં હતાં, અને આખેરશ તે હેરાનગતીની પીડા ભોગવીને પોતાનો પ્યારો જાન, તેના માલેકને સપુર્દ કરતાં હતાં, તેઓને વાસ્તે મર્હુમ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટે ઇસ્પીટાલ બાંધી; બિચારા અશક્ત અને ઘરબાર વગરનાં મુફલેસો–તડકાં, વરસાદ, ટાઢ અને હારમાં પડી, તરેહવાર દુઃખ તથા ઇજા ખમતાં હતાં, તેઓને વાસ્તે ધર્મશાળાઓ બંધાવી. ખાડીઓ તથા નદીનાલાંઓ પસાર કરતાં લોકોને ભારે અડચણ ખમવી પડતી હતી, એટલુંજ નહિ, બલકે કેટલીક વેળા ઇનસાનના જાનની ઘાત થતી હતી, ત્યાં પૂલો બંધાવ્યા. પાણી, કે જે પશુ–પક્ષી તથા ઇનસાન માત્રને ભારે અગતની ચીજ છે, કે જે અગર કોઈ વેળા નહિ મળે, તો આપણ પ્રાણીઓનો શો હાલ થાય, તે વિચારવાનું કાંઈ બીકટ નથી; વાસ્તે જેવી જગાઓમાં એ આપણી જીંદગાનીને બચાવવાની એમુલી ચીજ મિયસ્સર ન હતી ત્યાં–બંડ, તળાવ તથા કુવાઓ બંધાવ્યાં. થાકેલા તથા

રસ્તાની મુસાફરીથી ખસ્તેહ [ હેરાન ] થઈ ગયલાઓને વિસામો લેવા સારૂ મુસાફરખાનાંઓ બધાવ્યાં તે સાહેબે પાકની એબાદત તથા બદગી ગુજારવાને વાસ્તે આતશકદેહો બંધાવી આપલાં પાંગલાઓની ખોરાકી પોશાકીને સારૂ [ તથા ] જેઓ મુફલેસીમાં ગીરફતાર થયા હોય, તેઓને સરઅવસર તથા જરૂરીયતની વખ્તે મદદ કરવાને ફીજે,–અને છેલ્લું પણ સૌથી ઉમદા–પોતાની કોમની નાધલી વયના બાળકોને સારી તથા ઉત્તમ કેળવણી આપવામાં આવે–તેવાં ખાતાં ઊભાં કરવામાં તથા તે ખાતાંઓને વધારે મજબૂત પાયા ઉપર ઉરતવાર રાખવાને એ ઉમરાવે પોતાની જીદગાનીનો મોટો ભાંગ, પોતાના જાતી દૌલત તથા શક્તિથી રોકયો હતો–એ સઘળી બીનાથી કોણ અજાણ્યું છે?—આ જગોએ લ બાણથી જેમ બોલી શકાતું નથી, તેમ તેનુ વધારે બયાન કરવાની કશી અગત નથી–કાંય જે શુ જરથોસ્તી, કે શુ હિંદુ, કે શું ખિસતી, કે શુ મુસલમાન, કે શું યાહુધી સર્વે કોઈ આ મર્હુમની તરેહવાર સખાવત કરવાની મનશક્તિથી કાંઈ નાવાકેફ નથી.

"હવે આ ઉપર લખેલાં તથા એ વગેરે બીજાં કેટલાએક ધર્મનાં કામોની નોંધ એકઠી કરી, યા પોતાની નજરે જોઈ કોઈ ધણી પોતાના મનમાં વિચાર કરે કે આવા મહાભારત કામો કરનાર કોણ નર હતો? તો એકદમ તેના કાનમાં રણક [ અવાજ ] પડશે, કે એ સઘળાંના કરનાર તો મર્હુમ 'સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ' હતા.

"જેમ પારસી પચાયત આ બહેશ્તીનાં ધર્મનાં કામોની ખુબી પિછાનેછે, તેમ હજારો બલકે લાખો લોકો, જેઓ તેનો ફાયદો હાંસલ કરેછે, તેઓ એ નામદાર જીન્નતગુઝીન સાહેબને હરદમ યાદ કરતા હશે અગરચેહ એ ઉમરાવ હમણાં આપણી નજરે પડતા નથી, તોપણ તેવણનું પનોતું નામ, તેવણના સઘળાં નેકી ભરેલાં કામોથી જાવેદાન અમ્મર, તથા કાયમ રહેશે, અને જેમ જેમ જમાનો ગુજરતો જશે, તેમ તેમ હવે પછીની ઓલાદના જોવામાં તથા સાંભળ્યામાં આવશે, કે આ માહા-

ભારત કામોનો ઊઠાવનાર ખરેજ કોઈ સખી પુરૂષ હતો–અને વળી જે વારે આપણા ટાઊનહોલમાં એ સખી ઊમરાવનું બાવલું હવે પછીની જરથોસ્તી ઓલાદના જોવામાં આવશે તથા જ્યારે તેઓ એમ જાણશે, કે તે પુરૂષ તો જરથોસતી મજહબનો હતો–ત્યારે ખરેજા તેઓનાં હઇઆં હરખાયાવીના રહેનાર નથી, અને એ સખી નરના રૂહ ઊપર સદહજાર આફ્રીન વ દરૂદ [ દુવા ] પહોંચાડશે.

"હવે આ વિચારો સમાપ્ત કરતી વેળાએ પારસી પંચાયત એટલુંજ બોલવા માંગેછે, કે આ ખાડો જે તેમની સંસ્થામાં મર્હુમ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટના હકની દરગાહ જવાથી પડયોછે, તે પૂરાવો ભારે મુશકેલ છે, પણ જેમ કાંઈ પાકપરવરદેગારનો હોકમ તેના હોકમ આગળ આપણુ ખાકી બંદાઓનો કશો ઈલાજ તથા ચારો નથી. વાસ્તે આવા માઠા સંજોગે પારસી પચાયતને ગમગીની તથા દીલગીરી હાંસેલ થઇ છે. એ પરપરોપકારી સાહેબનાં કેટલાંક નકલ કરવાજોગ કામોની, જેટલી આપણીથી બની શકે તેટલી અધુરી ઈંવિદદાસત ઊપજાવી જાહેર કરીછે–સરવે બીનાનો પારસી પંચાયતની તરફથી મર્હુમ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટનાં કુટુંબનાં આગેવાનો ઊપર તેવણનાં મુરબ્બી સાહેબના ગુજરી જવાથી જે કાંઈ દુઃખ તેઓને ઊપજ્યું છે, તે દુઃખમાં સામેલ થઇને એક દીલગીરી ભરેલો દિલાસાનો પત્ર લખવો, અને તેની સાથ, આજ રોજે આપણે કરેલા ઠેરાવની નકલ, તે મર્હુમના કબીલાને વાકેફ કરવા સારૂ મોકલવી.

"આ દુઃખ ઉપજાવનારી બીના બંધ કરવાની અગાઊ આપણે એટલુ કહી શકીએ, અને તેથી આપણા આખા જરથોસ્તી ફીરકાને સંતોષ છે, કે એ સાહેબે મર્હુમનું રૂહ તેમની નેકનામી તથા પરોપકારપણાને લીધે બહેસ્તની અંદર આરામ પામતું હશે."

"આમીન! સદ હજાર આમીન! એવણના પાક રેહપર સદ હજાર દરૂદ હોજો! [૨]

ઉપલો પત્ર વંચાઈ રહ્યા પછી, શેઠ નવરોજજી ફરદુનજીએ તથા શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાએ, તે પત્ર માહેલો ઠેરાવ પસાર કરવાની દરખાસ્ત કરતાં અને તેને ટેકો આપતાં, છટાદાર ભાપણો કરી, મર્હુમ બેરોનેટ સાહેબની યોગ્ય સ્તુતિ કરી હતી. અનજોમનની આ સભામાં કેટલાક સાહેબોએ, પારસીઓ વચ્ચે સર જમશેદજીની જૂદી યાદગારી રાખવામાટે નાણાં ભેગાં કરવાને એક ટીપ, ત્યાંની ત્યાં ફરતી કરવાની સુચના કરી હતી, પણ તે કામમાટે અનજોમન ભેગી થયલી ન હોવાથી તે વાત પડતી નાંખવામાં આવી હતી.

તા. ૧૪ મી મે ૧૮૫૯ ને દિવસે ઊપલો ઠેરાવ સર જમશેદજીના ત્રણે દીકરાઓપર એક જૂદાં પત્રસાથ મોકલવામાં આવ્યો હતો, જેપર અનજોમન તરફથી, શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ, બહમનજી હોરમસજી વાડીઆ, ખરશેદજી રૂસ્તમજી વાડીઆ, માણેકજી નસરવાનજી પીટીટ, કાવસજી જેહાંગીરજી રેડીમની, ખરશેદજી ફરદુનજી પારેખ, ડોસાભાઈ સોહોરાબજી મુનશી, ફરામજી બહમનજી સરાફ, બહમનજી જીજીભાઈ અને હીરજીભાઈ હોરમસજી શેઠના, એ સાહેબોએ સહી કરી હતી. આ ઠેરાવની નકલ મોકલી આપવા માટે સર જમશેદજીના દીકરાઓએ વલતો પત્ર લખી અનજોમનનો મોટો ઉપકાર માન્યો હતો.

---

૨ ઊપલો અનજોમન પત્ર ધ્યાનથી વાંચવાની ભલામણ થઈ શકે. સર જમશેદજીના ભાઇબંધ શેઠીયાઓ અને ચાર ડાહેકાપરના તે વખતના પારસીઓ, આપણા બેરોનેટ માટે, કેવો ઉંચો મત ધરાવતા હતા, તેની લેખીત સાબેતી એમાંથી મળેછે. ઊપલા અનજોમન પત્રની નકલ "પારસી પ્રકાશમાં" ઊતારેલી છે, જેપરથી તે અત્રે ઊતારી લીધાછે. [ જુઓ " પારસી પ્રકાશ" દફતર ૧લું, પાને ૭૫૦–૭૫૧ અને ૭૫૨. ] વળી એ અનજોમન પત્રની હજારો નકલ છાપી, તે વખતપર છુટથી વહેંચવામાં આવી હતી.



# પ્રકરણ બત્રીસમું.

## મરણ પછીનાં ખાતાંઓઃ
## "સર જમશેદજી જીજીભાઈ ઝંદ મદ્રેસા,"
## તથા
## "નવસારી વિક્ટોરિયા ડિસ્પેન્સરી"
## ઈત્યાદિ.

I venerate the man whose heart is warm,
Whose hands are pure, whose doctrine and whc
Coincident, exhibit lucid proof
That he is honest in the sacred cause.

*Cowper.*

"સર જમશેદજી ઝંદ-પહેલવી મદ્રેસા," આપણા પરગજુ શેઠ સર જમશેદજીએ પોતે સ્થાપી ન હતી. પણ તે તેમનાં નામસાથ જોડાયલું અને તેમની યાદગારી અચ્છી રીતે જાળવી રાખનારૂં એક ઉપયોગી કેળવણી ખાતું છે. પહેલાં લેડી જમશેદજી જીજીભાઇએ પોતાના ધણીની યાદગારી જાળવી રાખવાને આ "મદ્રેસા" સ્થાપી આપી હતી, જેને શેઠ ખરશેદજી ફરદુનજી પારેખે પોતાની મોટી મદદથી વધુ ઉપયોગી બનાવી આપી હતી. સર જમશેદજીનાં નામસાથ જોડાયલાં એવા એક ઉપયોગી ખાતાંની કાંઇક હકીકત આ પુસ્તકમાં નોંધવાની અગત્ય છે.

ઝંદ તથા પહેલવી ભાષાઓની ખિલવણી કરવાને, સર જમશેદજી પોતાની હૈયાતીમાં, વખ્તને અનુસરતું પોતાથી બનતું કરતા હતા. ઇ. સ. ૧૮૫૦ માં, સુરતવાળા દસ્તુર જમશેદજી બરજોરજીને ખાસ મુંબઈ બોલાવી મંગાવી, તેમના ઊપરીપણાં હેઠળ ઝંદ પહેલવી તથા ફારસી ભાષાઓ શિખવવાનો એક વર્ગ ચાલુ કરાવ્યો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૮૫૬ માં "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડના" ટ્રસ્ટીઓએ "જરથોસ્તી લોકોનાં ધર્મ પુસ્તકો" બાબતનો એક નિબંધ લખાવી મગાવ્યો હતો, અને તેમાટે રૂ. ૫૦૦ નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું. આ ઇનામ મર્હુમ શેઠ સોહોરાબજી શાપુરજી બંગાલીને મળ્યું હતું. સર જમશેદજીને તેમનો આ નિબંધ ઘણો પસંદ આવ્યો હતો. અને ૧૮૫૮ માં પોતાને ખર્ચે તેની બીજી આવૃત્તિની ૧૫૦૦ નકલ છપાવી, પારસીઓમાં તેનો મફત ફેલાવો કર્યો હતો. આ નિબંધમાં મર્હુમ શેઠ બંગાલીએ ઝંદ પહેલવી ભાષાઓ શિખાડવાને ખાસ મદ્રેસાઓ સ્થાપવાને ભલામણ કરી હતી, અને એવી મદ્રેસાથી થનાર ફાયદાઓ વિષે લબાણ વિવેચન કર્યું હતું.[૧] સર જમશેદજી જો વધુ વર્ષ જીવતે તો કદાચ આ કામ કરવાનું રહેવા ન દેતે; પણ તે પહેલાં તો તે સાહેબનું બહેસ્ત મુકામ જવું થયું.

લેડી આવાબાઇએ આ કામ ઊપાડી લીધું. સર જમશેદજીનાં ઊઠમણાંની ક્રિયા વખ્તે, આ બાઇએ, નવસારીમાં દોખમાં તરફ જવાના રસ્તા-પર પાણી બાંધણીનો એક પૂલ બંધાવી આપવાનું જાહેર કર્યું હતું. પણ તેવા એક પૂલની ઘણી જરૂરની અગત્ય ન માલમ પડવાથી, તેપર ખરચવા ધારેલા રૂપિયાનો કંઈ વધુ સારો ઉપયોગ કરવાનો તેઓએ ઠેરાવ કર્યો. તા. ૨૧ મી મે ૧૮૬૨ ને દિવસે પારસી પંચાયતના ફંડોના ટ્રસ્ટી સાહેબોપર

---

[૧] "જરથોસ્તી લોકોનાં ધર્મ પુસ્તકો" બાબતનો શેઠ બંગાલીએ મેળવેલાં ઇનામવાળો નિબંધ, આજે પણ નવા વાંચનારને ઉપયોગી માલમ પડશે. તેમનાં "ચુંટી કાઢેલાં લખાણોનાં" પુસ્તકોમાં આ નિબંધ આખો દાખલ કરેલો છે. [જુઓ દફતર ૧ લું, ભાગ બીજો, પાને ૨૨૧ થી ૩૪૪.]

એક પત્ર લખી, રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીસ હજારની રકમના બંગાલ બેંકના શેરો[૨] લેડી આવાંબાઇએ તેમના નામપર ચઢાવી આપ્યા. એવી સરતે કે આ રૂપિયાનું એક જુદુ ખાતું પંચાયતના દફતરમાં, મર્હુમ સર જમશેદજીનાં નામથી પાડવું અને તે નાણાંનાં વ્યાજની ઉપજમાંથી, આથોરનાન ટોળાના અને (બને તો) બહેદીનોના છોકરાઓને ઝંદ પહેલવી વિગેરે શિખવવાને એક મદ્રેસા, મુંબઈ કે કોઈ બીજા મુકામપર ચાલુ કરવી.

લેડી આવાંબાઇની આ સુચનાઓ અમલમાં લાવવામાટે, ઘટતી ગોઠવણુ તથા બંદોબસ્ત કરવાને, ટ્રસ્તી સાહેબોએ, શેઠો રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ, હીરજીભાઈ હોરમસજી શેઠના, દસ્તુર પેશોતન બહેરામજી સંજાણા અને સોહોરાબજી શાપુરજી બંગાલીની એક કમિટી બનાવી, તેમને આ કામ સોંપ્યું હતું. સઘળી ગોઠવણુ નક્કી કરતાં, આ કમિટીને માલમ પડ્યું, કે લેડી આવાંબાઇએ આપેલી રકમની આવક ઉપરાંત, દર સાલ આસરે બીજા રૂપિયા ૧૨૦૦ જોઇશે. શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ આ રકમ ત્રણ વર્ષસુધી આપવાનું પોતે માથે લીધું. અને તેથી આખરે એ મદ્રેસા મુંબઇમાંજ ચાલુ કરવાનું નક્કી થયું. [૩]

એ વખ્તપર શેઠ ખરશેદજી ફરદુનજી પારેખે આ મદ્રેસાને મોટી મદદ કરી. સપટેંમ્બર ૧૮૬૨ માં તેઓએ રૂપિયા ૨૫૦૦૦ પચીસ હજારની રકમ પારસી પંચાયતના ટ્રસ્ટીઓને સ્વાધીન કરી, કે તેમના મર્હુમ મુરબ્બી અને મિત્ર સર જમશેદજીના પુણ્યને સારૂં આ રકમનું વ્યાજ મદ્રેસાના ખરચમાં વાપરવું. વળી એજ ખાતામાં, એજ શેઠે બીજે વર્ષે, ડિસેમ્બર ૧૮૬૩ માં, બીજા રૂપિયા ૩૦૦૦૦ ત્રીસ હજારની સરકારી નોટનો વધારો કરી આપ્યો, કે તેના વ્યાજમાંથી, આ મદ્રસાના ચઢતા વર્ગના બે

---

[૨] બંગાલ બેંકના રૂપિયા ૩૫૦૦૦ ના શેરોની કિંમત તે વખ્તે રૂ. ૪૦૦૦૦ થવા જતી હતી.

[૩] "પારસી પ્રકાશ" દફતર ૨ જું, પાને ૩૭.

વિદ્યાર્થીઓને, દર માસે રૂપિયા ત્રીસની "સ્કાલરશિપ" મર્હુમ સર જમશેદજીને નામે આપવી, અને એ બે વિદ્યાર્થીઓમાંથી જે પરિક્ષામાં વધુ સારો દેખાવ કરે તેને, મર્હુમ શેઠ ફરદૂનજી સોહોરાબજી પારેખને નામે એક સોનાનો ચાંદ આપવો, અને બાકીનાં વ્યાજની રકમ મદ્રેસાના ચાલુ ખરચમાં વાપરવી.[૪]

આવી સારી મદદો સાથ તા. ૪ થી માર્ચ ૧૮૬૩ ને દિવસે, આ મદ્રેસા, ધોબીતળાવપરના શેઠ હોરમસજી વાડીઆવાળા આતશબેહેરામના માળપર ચાલુ કરવામાં આવી હતી. પહેલે દિવસથી તેના વડા શિક્ષક દસ્તૂર પેશોતન બેહેરામજી સંજાણા હતા. "એ મદ્રેસા ઉઘાડવા આગમજ જાહેર ખબરો તથા હેંડબિલો મારફતે, મુંબઇ તથા દેશાવરો ખાતેના તમામ દસ્તૂરો અને મોબેદોને ઘટતી ખબર આપીને એલતમાસ કીધામાં આવી હતી, કે તેઓએ પોતાના બેટાઓને આપણી પાક દીનને લગતો એલમ હાંસલ કરવાસારૂ મોકલવા." તે વેળાએ ટ્રસ્ટી સાહેબોએ ઊમેદ રાખી હતી કે એ મદ્રેસાનો લાભ લેવા, સેંકડો આથોરનાંનો બહાર પડશે, પણ મુંબઈ તથા દેશાવર મળીને ફક્ત ૧૬ ઊમેદવારોએ, મદ્રેસામાં દાખલ થવા માટે અરજીઓ કરી અને તેમાથી ૧૩ વિદ્યાર્થીઓ પસંદ કરવામાં આવ્યા.[૫]

શેઠ સોહોરાબજી શાપૂરજી બંગાલી પહેલેથી તે ઈ. સ. ૧૮૭૬ સુધી તેના 'આનરરી' ઊપરી હતા. મદ્રેસાનું કામ ઘણું ધીરેથી ચાલવા લાગ્યું. તેનો લાભ જોઇએ એવો લેવાતો ન હતો, તેનું કારણ શોધી કાઢવાને તથા મદ્રેસાના સંબંધમાં બીજી ઘટતી તપાસ ચલાવવાને, પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ, ઇ. સ. ૧૮૭૭ નાં વર્ષમાં, એક કમિટી મુકરર કરી હતી, જેના સભાસદોમાં શેઠો મનચેરજી હોરમસજી કામાજી, સોહોરાબજી શાપૂરજી બંગાલી, ખરશેદજી રૂસ્તમજી કામાજી, જેહાંગીરજી મેહેરવાનજી

૪ "પારસી પ્રકાશ" દફતર ૨ જું, પાને ૮૨ અને ૧૫૯.
૫ જૂઓ એ મદ્રેસાનો રિપોર્ટ. ૧૮૮૪-૧૮૮૭. પાનું બીજું.

પ્લીડર, અને નસરવાનજી બેહેરામજી સેક્રેટરી હતા. આ સાહેબોએ મદ્રેસાના સુધારાની બાબતમાં કેટલીક અગત્યની સુચનાઓ કરી હતી. તેમાંની મૂખ્ય એ હતી કે હવેથી આ મદ્રેસામાં મોબેદો તેમજ બહેદીનોના ફરજંદોને પણ દાખલ કરવા.

ઈ. સ. ૧૮૮૦ થી શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી આ મદ્રેસાના આનરરી ઉપરી થયા હતા. ઈ. સ. ૧૮૮૨ નાં વર્ષથી, તેમની સુચનાથી મદ્રેસાના ચાલુ ધોરણમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હતો. એ સાલથી મેટ્રિક્યુલેટ થયલાઓનેજ મદ્રેસામાં દાખલ કરવામાં આવે છે; શિખવવાનો વખ્ત બીજી શાળાઓ માફક આખા દિવસનો રાખવા બદલ, સવારનો એક બે કલાકનો રાખવામાં આવ્યો છે, તથા એ સાલથી ફારસી ભાષાની તાલીમ મદ્રેસામાં આપવાનું બંધ કર્યુંછે.

ઈ. સ. ૧૮૮૨ થી હમણાંસુધી એક સરખા ધોરણે આ મદ્રેમાનું કામ ચાલુ રહયું છે. તેની વિગતવાર તવારીખમાં ઉતરવાનો પ્રસંગ, આ પુસ્તકમાં મળતો નથી. તેનીપર બાંધેલી મોટી આશાઓ કદાચ પાર પડી ન હશે, તોપણ આ મદ્રેસાએ ઘણું ઉપયોગી કામ બજાવ્યું છે, અને સર જમશેદજીનાં નામ સાથ જોડાયલાં એ ખાતાંએ પારસી કોમને અને પારસી ધર્મશાસ્ત્રને સારો લાભ કરી આપ્યો છે; ઘણાક નહિ તો, થોડા પણ ચંચલ એરવદો એ મદ્રેસામાં તાલીમ લઈ બાહર પડેલા છે. એરવદો શહેરીયારજી દાદાભાઈ ભરૂચા, ટેમુરસ્પ દીનશાહ અંકલેશરીયા, જીવણજી જમશેદજી મેદી અને દારાબ દસ્તુર પેશોતન સંજાણા જેવા ચંચલ અને દસ્તુરી લાયકના નરોએ, એ મદ્રેસામાં તાલીમ લીધેલી છે.

ઈ. સ. ૧૮૯૫ ની આખેરીએ એ ખાતાંની થાપણ, રૂપિયા ૧૧૪૯૩૮ થઈ હતી.[૬] દર સાલ એ મદ્રસાની આસરે રૂપિયા દસ હજારની આવક અને તેનો રૂપિયા આઠ હજારનો ખરચ થાય છે. સર જમશેદજીની યાદગારીના આ મૂખ્ય ખાતાંની આ ઘણીજ ટુંક હકીકતછે.

[૬] "પારસી પંચાયતનાં ધર્મખાતાંનો રિપોર્ટ" ઈ.સ. ૧૮૯૫-૯૬. પાને ૧૨૯.

સર જમશેદજીનાં મરણથી તેમનું એક બીજું ધારેલું કામ, નક્કી પાર પડતું રહી ગયું હતુ. તેમના સપૂત સાહેબજાદાઓએ એ કામ પણ પાર પાડી આપ્યું જે ડુંગરપર આપણા અત્રેનાં દોખમાંઓ બાંધેલાં છે, તે ડુંગરપર છેક ઊપર સુધીનો ગાડીઘોડા જઈ શકે એવો પાક્કો રસ્તો બધાવી આપવાનો સર જમશેદજીનો નક્કી વિચાર હતો, અને તેમાટે તેઓએ ડુંગરની પાડોશના જમીનના કેટલાક ટુકડાઓ ખરીદવાની ગોઠવણ પણ કરી હતી. એવામાં તેમનું મરણ થયું. બાપનું ધારેલું કામ દીકરાઓએ બજાવી આપવાની પોતાની ફરજ જાહેર કરી, અને તેમનાં ઊઠમણાંની ક્રિયા વખતેજ આ કામ બજાવી આપવા બાબતની "તદરોસ્તી" તેઓએ પઢાવી હતી. પાછળથી જમીનના જોઇતા સઘળા ટુકડાઓ ત્રણે ભાઇઓએ ખરીદ કરી, બાજુમાં જોઇતો રસ્તો બંધાવવાનું કામ શરૂ કરાવ્યું હતુ. ઠેઠ તળેટીથી છેક ઊપર સુધીનો પાક્કી સડકનો આ રસ્તો ડુંગરની બાજુમા, પાહાડી પથ્થરો કાપીને બાંધવાનો હતો, અને તેથી તે કામ જલદી પૂરૂં થાય એવું ન હતું. ઈ સ. ૧૮૯૮ ની આખેરીએ આ રસ્તો બંધાઈ તૈયાર થયો, અને સર જમશેદજીના ત્રણે દીકરાઓ—બીજા સર જમશેદજી તથા શેઠો રૂસ્તમજી અને સોહેરાબજીએ આ રસ્તો ફક્ત પારસીઓના ઊપયોગસારૂ, પારસી પંચાયત ફંડના ટ્રસ્ટી સાહેબોને સ્વાધીન કર્યો, તથા તેની તરત વેળાની મરામત માટે રૂપિયા ૨૦૦૦ બે હજાર રોકડા મોકલી આપ્યા. આ રસ્તાની ચાલુ મરામતમાટે એવી ગોઠવણ કરેલી છે, કે ડુંગરની બાજુમાંની જે વધારાની જમીન સર જમશેદજીના ત્રણે દીકરાઓએ ખરીદી પારસી પંચાયતને સ્વાધીન કરી હતી, તેની ઉપજમાંથી તે જોઇતી મરામતનો ખરચ કરવો.

થતે, અને તેથી અનેક જાતની ખટપટો જન્મ પામતે અને પારસીઓનાં દિલ દુઃખતાં રહેતે. પણ શુકે ખોદા! તેમ થયું નથી; કારણ પહેલા સર જમશેદજીની દુરઅંદેશીનો લાભ તેમના નેક દીકરાઓએ આપણને અપાવ્યો છે. એ રસ્તાની ઊત્તર બાજુએ, "ખંબાલા હિલ" તરફ જવાના રસ્તા તરફ એક મોટું આરકું બાંધી લઇ, તેને મોટા દરવાજા મુકયા છે, અને તે આરકાંની બન્ને બાજુપર અંગ્રેજી અને ગુજરાતી લેખની તખ્તીઓ મારી છે, તેમાંની ગુજરાતી તખ્તી નીચે પ્રમાણે છેઃ—[૭]

"સર જમશેદજી રોડ"

દોખમાંવાલા ડુંગરપર જવાનો આ રસ્તો,

બહેસ્તનશીન નામદાર

સર જમશેદજી જીજીભાઈ

પહેલા બેરોનેટની

ઇઆદગારીને સારૂં,

એવણના સાહેબજાદાઓએ બંધાવીને,

ફકત પારસીઓનાજ ઊપીઓગને સારૂ,

મુંબઈની પારસીની પંચાએતનાં ફંડનાં તરસટી સાહેબોને

સવાધીન કીધો છે.

તારીખ ૧૯ મી ડીસેમબર ૧૮૬૮ અને ૧૨૩૮ ઈઅજદજરદી.[૮]

---

[૭] ડુંગરવાડી તરફના આ રસ્તાને લગતી સર્વે હકીકત "પારસી પ્રકાશપરથી" લીધી છે. [જુઓ દફતર ૨ જું, પાને ૨૭૦ અને ૨૭૧.]

[૮] "ગંજનામામાં" મી. મનસુખ આ રસ્તા પાછલ, રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીસ હજારનો ખરચ થયો જણાવે છે.

સર જમશેદજીનાં મરણ પછી, તેમની સખાવતથી હસ્તીમાં આવેલું સર્વથી છેલ્લું ધર્મખાતું નવસારીની "વિક્ટોરિયા ડિસ્પેન્સરી" છે. નામદાર મહારાણીજી વિક્ટોરિયાએ સર જમશેદજીને "બેરોનેટનો" માનવંત ખિતાબ આપ્યો, તેનાં હેસાનના બદલામાં, નામદાર મહારાણીજીનાં નામનું કંઈ પ્રજાપયોગી ખાતું સ્થાપવાનો સર જમશેદજીનો વિચાર હતો. આખરે નામદાર મહારાણીજીનાં નામનું એક દવાખાનું પોતાને વતન નવ્સારીમાં, બાંધી આપવાનું તેઓએ નક્કી કર્યું, અને દવા ખાનાનાં મકાનમાટે, રૂપિયા ૧૦૦૦૦ દસ હજાર તથા તેના ચાલુ નિભાવના ખરચ માટે જૂદી થાપણ બનાવવાને રૂપિયા ૬૫૦૦૦ પાંસેઠ હજાર મળી, રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજારની એક બાદશાહી રકમ તેઓએ જૂદી કાઢી. પણ તે રકમનો ઊપયોગ થાય એટલાં તો તેઓનું બહેસ્ત મુકામ જવું થયું.

પ્રથમમાં, આગળ જણાવ્યું તેમ આ દવાખાનું ખુદ નવસારી ગામમાંજ બાંધવાનો ઠેરાવ થયો હતો. તે વખ્તસુધી નવસારીમાં અંગ્રેજી દવાખાનાં જેવું કાંઇએ હતુંજ નહિ; તેથી આ અંગ્રેજી દવાખાનું સ્થાપવાની ખબર સાંભળી, ઘણાંક જુના વિચારનારાઓ તેની સામા થયા, અને સર જમશેદજીને આ કામથી હાથ ઊઠાડવાની એક અરજ પણ લખી મોકલી! બીજી તરફથી નવસારીની બાજુનાં કાલ્યાવાડી ગામનાં લોકોએ સર જમશેદજીપર એક બીજી અરજી મોકલી, કે નવસારીનાં લોકોને તો વૈદ તથા હકીમોની સગવડ છે, પણ તેઓ તરફ તેવી સગવડનાં સાધનો ન હોવાથી તેમનાં ગામમાં સર જમશેદજીએ પોતાનું ધારેલું દવાખાનું સ્થાપવું. એવીજ જૂદી અરજ મલેશર ફળિઆનાં લોકોએ સર જમશેદજીને કરી હતી. પણ એ સઘળી ખતપતનો નિવેડો થાય, તે પહેલાં સર જમશેદજીનું મરણ થયું. તેમનું ધારેલું દવાખાનું હસ્તીમાં આવે, એટલો વાર એક કામચલાઊ દવાખાનું, તેમના બીજા દીકરા ઑનરેબલ શેઠ રૂસ્તમજીએ, મે ૧૮૬૦ થી નવસારીમાં ચાલુ કર્યું; અને તેના તબીબ તરીકે તરતના પસાર થયલા નવા ડાકટર, મી. રૂસ્તમજી હાથીરામને નિમ્યા હતા.

વતથી ઊલ્ટુ પયલું એક આશીરવાદ સમાન ખાતું થઈ પડયું છે. ૧૮૬૩ થી આ નવુ દવાખાનું વપરાસમાં આવેલું છે.[૧૧]

નવસારી ગામથી એ દવાખાનાંપર જવાનો એક રસ્તો હતો ખરો, પણ તે એવો તો કંગાલ હતો કે, ત્યાં જતાં તંદરોરત આદમી પણ અફ્લાઇ ઔકાઇને બિમાર પડી જાય, તો પછી બિમારોની શી દશા? આ હાડમારી દૂર કરવાને, સર જમશેદજીનાં વિધવા ડાવેજર લેડી આવાંબાઇએ, એક પાકત રસ્તો બાંધવાની સરકારને અરજ કરી, અને તેમાટે સરકારના માંગવા પ્રમાણે રૂપિયા ૧૮૩૭૯ અઢાર હજાર ત્રણસેં અને છોતેર સરકારી તીજોરીમાં ભર્યા. સરકારે તેમાં રૂ. ૩૭૬૬ ઊમેરી, રૂપિયા ૨૨૧૪૨ ને ખરચે આ રસ્તો બાંધ્યો અને જુન ૧૮૬૭ થી તે જાહેર વપરાસ માટે ખુલ્લો મુકવામા આવ્યો. આ રસ્તાને એક નાકે અગ્રેજી અને ગુજરાતી ભાષાઓમા તખ્તીઓ મારેલી છે

આ પ્રમાણે સર જમશેદજીનાં ધારેલાં અને અધૂરાં રહી ગયલાં સર્વ કામો તેમનાં ધણીઆણી અને દીકરાઓએ પૂરાં કરી આપ્યાં, અને પતિ તથા પિતા તરફની પવિત્ર ફરજ તેઓએ પૂરી પાડી. સર જમશેદજીનાં સખાવતનાં કામોની ટીપ આ પ્રકરણ સાથ પૂરી થાય છે, પણ સર જમશેદજીની સખાવતનો છેડો આજે પણ આવ્યો નથી, અને કદી પણ આવનાર નથી; કારણ તેમની અનેક સખાવતોનો લાભ આજે પણ મળતો જારી છે, સર જમશેદજી મરી ગયાછે, પણ મરીને પણ સખાવત કરેછે! એવા બીજા નર આપણને ક્યાં મળશે? અને ક્યારે મળશે? અને કેમ મળશે?

---

૧૧ નવસારીની "વિક્ટોરિયા ડિસ્પેન્સરીને". લગતી ઉપલામાની ઘણીક વિગતો, નવસારીની તવારીખ લખનાર અને નવસારીના જાણીતા લેખક, મી. સોહેરાબજી મનચેરજી દેસાઈ તરફથી મળી છે, જે મહેરબાનીમાટે આ લેખક તેમનો ઘણો ઉપકારી થયો છે. લગભગ પોણા લાખ રૂપિયાને ખરચે સ્થાપેલાં આ દવાખાના કે ઇસ્પીટાલના મકાનપર, તેના સ્થાપકનાં નામ નિશાનને લગતી કાંઇએ જાહેર તખ્તી મારેલી નથી! શું આ વાજબી છે? મુંબઈ સરકારની ફરજ છે, કે એ સખાવત કરનારના કામ અને નામને લગતી એક તખ્તી એ મકાનપર જાહેર જગ્યાએ ગોઠવવી.



# પ્રકરણ તેત્રીસમું.

## સર જમશેદજીનું કુટુંબ.

૧. લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઈ.
૨. સર જમશેદજી જીજીભાઈ. C. S. I. (બીજા બેરોનેટ.)

"સર જમશેદજી" નામ આપણને સદાનું વહાલું છે. એ નામસાથ સખાવત અને સરક્ષણનું ઘણું સવાબ જોડાયલું છે. એ નામે પારસી ટોળાની કીર્તિને દુનિયાંમાં પ્રકાશીત કરી છે. સર જમશેદજીનું ખાનદાન દરેક પારસીને પોતાનાં ખાનદાન જેટલું પ્યારૂ છે એ ખાનદાનના બાપને પારસીઓ પોતાના બાપ સમાન ગણે છે, અને તેઓ એ ખાનદાનનાં બચ્ચાંને પોતાનાં બચ્ચાં કરતાં વધારે કિંમતી સમજે છે." "રાસ્ત ગોફતાર" તા. ૧૫-૭-૧૮૭૭.

વીસ વર્ષપર લખાયલાં "રાસ્ત ગોફતારમાંના" આ કિંમતી શબ્દો આજે પણ એટલાજ કિંમતી છે. "સર જમશેદજી" નામ આજના પારસીઓને એટલુંજ પ્યારૂં છે; એ કુટુંબના વડા પારસીઓમાં આજે પણ વડપણ—અને વળી સર્વાનુમતી વડપણ ભોગવે છે; એ કુટુંબનાં બચ્ચાં આજે પણ તેમને એટલાજ વહાલાં છે. તેથી કરી, સર જમશેદજીનાં વારસો અને કુટુંબીઓમાંના થોડાકની નોંધ સર જમશેદજીનાં આ જન્મચરિત્રમાં લેવાની અગત્ય છે.

પહેલા સર જમશેદજીને ત્યાં ઘણાં છોકરાંની વૃદ્ધી થઇ હતી. તેમના ચાર છોકરાઓ બાળપણમાંજ મરણ પામ્યા હતા। બરજોરજી, બેહેરામજી, ફ્રામજી અને (બીજીવાર) બેહેરામજી નામના તેમના એ ચાર બાળક

બેટાઓ હતા.[૧] તેઓની પછીજ તેમના પ્રખ્યાત દીકરાઓ ખરશેદજી, રુસ્તમજી, સોહેરાબજી અને દીકરી બાઈ પીરોજબાઇનો જન્મ થયો હતો. પણ તેમના એ જાણીતા દીકરાઓવિષે લખવા પહેલાં, સર જમશેદજીનાં સુખ દુખનાં સાથી, અને એવા સપૂત બેટાઓને જન્મ આપનાર બાઇને લગતી કાંઇક નોંધ અત્રે લેવી જોઇએ.

## પહેલાં લેડી જમશેદજી

જીજીભાઈ, સર જમશેદજીને ઘરના શણગાર ફક્ત હતાં, એમ નહિ, પણ તેમના જમણા હાથસમાન વડાં કારભારી હતાં. બાઈ આવાબાઇનો જન્મ નવસારીમાં ઈ સ ૧૭૯૩ ના ફેબ્રુઆરી મહિનામા થયો હતો. તેઓ પોતાના ભાગ્યશાળી પતિ કરતાં ૧૦ વર્ષ ન્હાનાં હતા, અને તે વખ્તના રિવાજ પ્રમાણે બહુ ન્હાની ઊમ્મરે પોતાના એ માસીના દીકરા-સાથ પરણ્યાં હતાં. બાઈ આવાંબાઇના પિતા સર જમશેદજીના પહેલા મુરબ્બી હતા. પોતાના ધણીનાં સુખના દહાડા આવવા પહેલાં, દુખના ઘણા દિવસો આ બાઇએ જોયા હતા. એક વાર તો સર જમશેદજીને ચીનથી પાછા ફરતા ફરેલા જોવાની આશા મૂકી તેઓ બેઠાં હતાં. પણ દુખ કરતાં તેમનાં નસીબમા ઘણું સુખ બાકી હતું. સર જમશેદજી ચીનથી સુખી થઈ પાછા ફર્યા; અને તેસાથ તેમની સખાવત શરૂ થઈ. એવા સખી નરના તેવાંજ સખી ધણીઆણી લેડી આવાંબાઈ હતાં. પોતાના પતિની ઘણીક સખાવતોમાં તેઓએ ભાગ આપ્યો હતો. સર જમશેદજીએ પોતાના વહાલા મોહરદારનાં નામને જેબ આપનારી, તેમને નામની ઘણી સખાવત કરી હતી. દેશાવરના ગરીબ જરથોસ્તીઓમાટે લેડી આવાંબાઇએ રૂપિયા ૩૭૫૦૦ સાડત્રીસ હજાર અને પાચસેની સખાવત કરી હતી. માહિમ અને વાંદરા વચ્ચેનો મોટો "લેડી જમશેદજી પૂલ" બંધાવી આપવાને તેમને ઘણી કાળજી હતી, અને તે તથા તેની આજુના રસ્તાઓ બંધાવી આપવા પાછલ, સર જમશેદજી અને તેમનાં

---

[૧] જૂઓ "મુબઈનો બહાર" પાને ૬૬૨.

આ સખી ધણીઆણીએ રૂપિયા ૧૮૦૦૦૦ એક લાખ એંસી હજાર ખરચ્યા હતા. સર જમશેદજીએ બ઼ધાવેલી "ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટ સોસાયટીને" આ સખી બાઇએ રૂપિયા ૨૦૦૦૦ વીસ હજારની મદદ કરી હતી. તેમજ નવસારી તથા ઊદવાડાના પોતાના પ્રવાસ દરમ્યાન તે તરફ ઘણી ખાનગી સખાવત કરી હતી.

ઈ. સ. ૧૮૫૯ માં સર જમશેદજીનાં મરણ સાથ આ બાઇની સખાવત મરણ પામી ન હતી. ના! મરણસુધી તેઓ સખાવત કરતાં રહ્યાં હતાં. ઈ. સ. ૧૮૬૨ માં, જરથોસ્તી રવાનને અવ્વલમંજલ પુગાડવાને લગતાં તેમના દીકરાઓની આગેવાની હેઠળ ઊભાં થયલાં ફંડમાં લેડી આવાંબાઇએ રૂપિયા ૧૦૦૦૦ દસ હજાર ભરી આપ્યા હતા. એજ સાલમાં પોતાના નેક પતિની યાદગારી જાળવી રાખવાને "સર જમશેદજી ઝંદ–પહેલવી મદ્રેસા" સ્થાપવાને તેઓએ રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીસ હજારની કિંમતના બંગાલ બેંકના શેરો, પારસી પંચાયતના ટ્રસ્ટીઓને સ્વાધીન કર્યા હતા. ઈ. સ. ૧૮૬૪ માં કલકત્તાનાં મોટા તોફાણ વખતનાં ફંડમાં રૂપિયા ૭૫૦૦ સાડા-સાત હજાર એવણે ભરી આપ્યા હતા. ઈ. સ. ૧૮૬૮ નાં આગષ્ટ મહિનામાં ઊદવાડાની મોટી ધર્મશાળા રૂપિયા ૪૭૫૦૦ સુડતાલીસ હજાર અને પાચસેંને ખરચે લેડી જમશેદજીએ બંધાવી આપી, પારસીઓના ઉપયોગમાટે તે ખુલ્લી કરી હતી ઈ. સ. ૧૮૬૫ થી ૧૮૭૦ સુધીમાં પોતાના પતિને નામથી ચાલતી "સર જમશેદજી જીજીભાઇની સ્કૂલ ઑફ આર્ટને" છુટક છુટક રકમ મળી, રૂપિયા ૪૦૦૦૦ ચાલીસ હજારની મદદ કરી હતી. વળી પોતાના મર્હુમ પતિને પગલે ચાલી, તેઓ પોતાથી બનતી ખાનગી સખાવત મરણસુધી કરતાં રહયાં હતાં.

તા. ૨૪ મી જાનેવારી ૧૮૭૦ ને દિવસે, લેડી આવાંબાઈ મરણ પામ્યાં; અને પારસીઓએ પોતાના માનીતા "સરનાં" આ વિધવાને, અવ્વલ મંજલ પુગાડતી વખ્તે યોગ્ય માન આપ્યું હતું. આખી હિન્દ સર જમીનની શહેનશહતાની સ્ત્રીઓમાં, અંગ્રેજી અમલનાં એક "લેડી" થવાનું

પહેલવહેલું મોટું માન, આ બાઇએ મેળવ્યું હતું, અને તેને તેઓ તદન લાયક નિવડયાં હતાં. [૨]

## સર જમશેદજી જીજીભાઈ C. S. I.

### બીજા બેરોનેટ

### [ શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ. ]

સર જમશેદજીએ મેળવેલા માનવંત ખિતાબના વારસ દીકરા શેઠ ખરશેદજીનો જન્મ, મુંબઇ, બહારકોટ "એસ્લાહિબાગની" સામેનાં બાપીકા ઘરમાં તા. ૯ મી અકટોબર ૧૮૧૧ ઈ. સ. અને પારસી રોજ ૩ જો માહ ૧ લો ૧૧૮૧ યજદજર્દીને દિવસે થયો હતો, અને પોતાના પહેલી વારનાં લગનસુધી તેઓ સાજા મોટા થતા રહયા હતા. ઘરઘતુ કેળવણી લઈ, અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાને તેઓ સારજંટ સાઇન્સની સ્કૂલમાં જોડાયા હતા. ત્યાં જોઇતો અભ્યાસ કીધા પછી, વેપારને લગતી તાલીમ મેળવવાને તેઓ રિમીંગટનની કંપનીમાં [૩] કેટલોક વખતસુધી રહી, જોઇતો અનુભવ મેળવ્યો હતો. ઈ. સ. ૧૮૨૨ ના ફેબ્રુઆરી મહિનામાં તેઓનાં પહેલી વારનાં લગન શેઠ દીનશાહ દાદાભાઈ સાહેરના એક બેટી જોડે થયાં હતાં. આ બાઈ પોતાની પાછલ એક બેટી મુકી, જુલાઈ ૧૮૩૩ માં મરણ પામ્યાં હતાં. ઈ. સ. ૧૮૩૫ માં શેઠ ખરશેદજીનાં બીજી વારનાં લગન બાઈ રતનબાઈ તે શેઠ ખરશેદજી માણેકજી સુરતીનાં બેટી-સાથ થયાં હતાં.

ઈ. સ. ૧૮૩૦ માં ફકત વીસ વર્ષની જવાન વયે શેઠ ખરશેદજીએ જાહેર કારભારમાં ભાગ લેવા માંડયો. એ વખતની નવી "એગ્રીકલચરલ સોસા-

---

[૨] પહેલાં લેડી જમશેદજીને લગતી ઉપલી ટુંક વિગતો "મુંબઈનો બહાર" તથા "પારસી પ્રકાશનાં" બન્ને દફતરોનાં અનેક પાનાપરથી લીધામાં આવીછે.

[૩] કેટલાક લખનારાઓ "ફોરબસ કંપનીનું" નામ આપે છે, પણ ખાનબહાદુર શેઠ બહમનજી બે. પટેલે, "રાસ્ત ગોફતારમાં" એક લંબાણ ચર્ચાપત્ર લખી, તે ખોટું પાડી આપેલું છે.

વટિના" તેઓ એક સેક્રેટરી હતા. એજ વખ્તથી તેઓ પોતાના પિતાસાથ વેપારનું કામ કરવા લાગ્યા; અને ઈ. સ. ૧૮૩૫ માં તેઓ પોતાના પિતાની ધીકતી પેઢીના એક ભાગ્યા થયા. ઈ. સ. ૧૮૩૭ માં તેઓ પહેલા પૂણે ગયા હતા, ત્યારથીજ પૂણા શહેર તેમનું માનીનું રહેઠાણ થઇ પડયું. આ વખ્તપર પૂણાના મોબેદો વચ્ચેનો કાંઇ કજીઓ આપણા જવાન શેઠે પતાવી આપી, ત્યાં સારી લોકપ્રિયતા મેળવી હતી. એજ સાલમાં શેઠ ખરશેદજીને "રોયલ એશિયાટીક સોસાયટિના" એક સભાસદ ચુંટી કાઢવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૪૧ માં તેઓને "એલ્ફિનસ્ટન ઇનસ્તિટયુશનના" એક કારભારી નિમવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૪૨ માં તેઓ સુલેહના અમલદાર થયા હતા. ઈ. સ. ૧૮૪૫ થી તેઓ જી. આઈ. પી. રેલ્વેના એક ડિરેકટર હતા. તેઓ વળી મુંબઇની યુનિવર્સીટીના એક "ફેલો" અને 'કારપોરેશનના' સભાસદ હતા. જે વખ્તે તેમના પિતાને વિલાયતનું "ફ્રીડમ-ઑફ-ધી-સિટી-ઑફ-લન્ડનનું" મોટું માન મળ્યું, તેજ વખ્તે તેમને ત્યાંની "કલાક-મેકર્સ એસોસિએશને" પોતાના એક મેમ્બર નિમી, તેમને મોટું માન આપ્યું હતું. એ ઊપરાંત પોતાના પિતાજીને લગતાં દરેક ખાતાંનો વહિવટ ચલાવવામાં તેઓ સામેલ હતા.

ઇ. સ. ૧૮૫૯ માં, પહેલા સર જમશેદજીનાં મરણથી, શેઠ ખરશેદજીને "બેરોનેટનો" ખિતાબ મળ્યો. પહેલાં તેઓ સર ખરશેદજી તરીકે ઓળખાતા હતા, કારણ "જમશેદજી જીજીભાઇ" નામ ધારણ કરવાને લગતો કાયદો હજી પસાર થયો ન હતો. પિતાના મરણ પછી તેઓ "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્તિટયુશનના" પ્રમુખ, અને પંચાયતના ટ્રસ્ટીઓના સરનશીન થયા હતા.

તા. ૨૭ મી એપ્રિલ ૧૮૬૦ ને દિવસે તેઓ ઇંગ્લાન્ડના પ્રવાસે જવાને મુંબઇથી પોતાના ત્રણ મિત્રો અને સાત પારસી નોકરો સાથ સ્ટીમર "બોમ્બેમાં" ઊપડી ગયા હતા. એડન ખાતે આવી લાગતાં, પારસીઓએ,

પોતાની કોમના વડા શેઠને સારો આવકાર આપ્યો હતો. જુને મહિનામાં તેઓ ઈંગલાન્ડ જઈ પુગ્યા, અને ત્યાં તેમને ઘણું માન મળ્યું· કારણ "સર જમશેદજી જીજીભાઈ" નામ ઈંગલાન્ડમાં પણ પ્રખ્યાત થઈચૂકેલું હતું. તા. ૨૦ મી જુન ૧૮૫૦ ને દિવસે, નામદાર મહારાણી વિક્ટોરિયાએ તેમની સાથ ખાસ મુલાકત કરી હતી, અને પોતાના ખાનદાનને અમીરપદ બક્ષનાર શહેનશાહબાનુને નમન કરવાની તક, સર ખરશેદજીને મળી હતી. તેજ રાતના થએલા મોટા "સ્ટેટ બૉલમાં" હાજર રહેવાનું બાદશાહી ફરમાન નામદાર મહારાણી તરફથી તેમને મળ્યું હતું. ત્યાં પણ સર ખરશેદજીનો સારો આદરસતકાર થયો હતો. લન્ડનથી તેઓ અગ્રેજી અમીરો અને હિદુસ્તાનસાથ વેપાર ચલાવતા મોટા અગ્રેજી વેપારીઓની પરોણાગત ભોગવવાને જૂદે જૂદે શહેર ફર્યા હતા. ત્યાંથી તેઓ સ્કાટલાન્ડની રાજધાની ઍડિનબર શહેરમાં ગયા હતા, જ્યાંના વેપારીઓએ તેમને સારૂં માન આપ્યું હતું; ૭૮ મી હાયલાન્ડ રીજમીટના સઘળા લશ્કરી અમલદારો, સર ખરશેદજીની મુલાકત લેવાને તેમના ઊતારાનાં મકાને આવ્યા હતા; કારણ આ પ્રખ્યાત બહાદૂર રીજમીટની પરોણાગત પહેલા સર જમશેદજીએ આગળ મુંબઇમાં કરી હતી. ઍડિનબરથી ઊપડી જતાં, સાના સ્ટેશનપર, સર ખરશેદજીને નામદાર મહારાણી વિક્ટોરિયાસાથ ન ધારેલી મુલાકત થઈ હતી. સર ખરશેદજીપર નજર પડતાં તેમને ઓળખી કાઢી, પોતાની આગળ બોલાવી મંગાવી કેટલીક મિનીટ, સુધી નામદાર મહારાણીજીએ તેમનીસાથ ખાસ વાતચીત કરી હતી. અકટોબર ૧૮૫૦ સુધી સર ખરશેદજી ઈંગલાન્ડ વિગેરે દેશોમાં ફર્યા હતા. પછી તેઓ મુબઈ આવવાને ઊપડ્યા: પણ તે પહેલાં ત્યાંના ગરીબોને મદદ કરવા માટે લૉર્ડ મેયરપર તેઓએ રૂ. ૨૦૦૦ મોકલી આપ્યા હતા. તા. ૨૫ મી ડિસેમ્બર ૧૮૫૦ ને દિવસે, સ્ટીમર "ઓરિસ્સામાં" તેઓ સહિસલામત અને મિત્રોસહિત મુંબઈ આવી પુગ્યા, અને એજ વખ્તથી કાયદાપૂર્વક પસાર થયલું પોતાનું બાપીકું નામ "સર જમશેદજી જીજીભાઈ" તેઓએ ધારણ કર્યું.

ઈંગલાન્ડથી પાછા ફર્યા પછી, સર જમશેદજી મુંબઈ અને પૂનામાં રહેવા લાગ્યા. પૂના શહેર તેમનું વધારે માનીતું હતું. સુખમાં એકાદ બે વર્ષ વધુ કાઢયા પછી, કમબખ્ત શેર સત્તાનો વખ્ત આવી લાગતાં, તેમની બાપીકી દોલત તેમાં ધસડાઈ ચાલી. પોતાના ભાઈ શેઠ રૂસ્તમજી સાથના વેપારમાં તેમને મોટી ખોટ ગઈ. બાપીકી દોલતનો મોટો ભાગ ધસડાઈ ગયો, પણ બન્ને ભાઇઓએ કોઇને રડાવ્યા નહિ; સઘળાનું આખર દરકારથી પતાવ્યું. ખરચ ઘટાડી તેઓ વધુ સાદાઈથી રહેવા લાગ્યા. સર જમશેદજીની દોલત ઓછી થઈ પણ પ્રજા વચ્ચે તેમનું માન જરાકે ઓછું થયું ન હતું. ઇ. સ. ૧૮૬૭ માં મુંબઇની સરકારે તેમને પોતાની લૅજીસ્લેટિવ કાઊન્સિલના એક સભાસદ નિમ્યા હતા. ઑનરેબલ સર જમશેદજીએ આ માનવંત ઓહ્દો, ગવર્નર સર સેમોર ફીટ્‌ઝરાલ્ડની આખી કારકીરદી દરમ્યાન, ઇ. સ. ૧૮૬૭ થી ૧૮૭૨ સુધી ભોગવ્યો હતો. એમના વખ્ત પ્રમાણે, તેઓએ ત્યાં પ્રજા સેવા સારી બજાવી હતી. મુડદાં ઠેકાણે પાડવાને લગતો એક ધારો, એમના વખ્તમાં, કાઊન્સિલ આગળ રજુ થયો હતો. એ વખ્તે ઑનરેબલ સર જમશેદજીએ પ્રજાપક્ષે ઉભા રહી, તે ધારાસામે જબરી લડત ચલાવી હતી, અને તેમ કરી પારસી કોમનીજ નહિ, પણ આખા શહેરના રહીશોની સારી સેવા તેઓએ બજાવી હતી.

ઈ. સ. ૧૮૬૭ માં દખણ કૉલેજમાટે એક મકાન બાંધવાને, બીજા સર જમશેદજીએ સરકારને એક લાખ રૂપિયાની ભેટ કરી હતી. તા. ૧ લી જાનેવારી ૧૮૬૮ થી તે મકાન વિદ્યાર્થીઓમાટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. વળી પોતાના માનવંત પિતાજીને નામે ચાલતી ઇસ્પીટાલમાં, જગ્યાની તંગાસ પડવાથી કેટલોક વધારો કરવાને સરકાર આતૂર હતી, તે કામ હાર પાડી આપવાને આપણા બીજા બેરોનેટે રૂપિયા ૫૦૦૦૦ પચાસ હજાર સરકારને આપ્યા હતા. "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્તિટ્યુશનની" મુંબઇની મોટી શાળામાં અભ્યાસ કરવા, બહાર ગામના પારસી વિદ્યાર્થીઓ આવે, તેમને "સ્કાલરશિપ" આપવા માટે એ ખાતાને રૂપિયા ૧૦૦૦૦ દસ હજારની ભેટ તેઓએ કરી હતી.

એ ઊપરાંત હજારો રૂપિયાની ન્હાની મોટી સખાવત, પોતાના પિતાજીના વખ્તમાં અને તેમના મરણ પછી, તેઓએ પોતે કરી હતી, જેની વિગતવાર નોંધ લેવાની આ પ્રકરણમાં જગ્યા રહેતી નથી

ઈ. સ ૧૮૭૦ માં, નામદાર મહારાણી વિક્ટોરિયાના બીજા પુત્ર ડયુક ઑફ ઍડિનબર–ને હાલના "કોબર્ગના" રાજપતિ, હિંદુસ્તાનમાં ફરવાને આવ્યા હતા, તેમને મુંબઇના શહેરીઓ તરફનો આવકાર દેવામાં બીજા સર જમશેદજીએ આગેવાન ભાગ લીધો હતો, તથા તેમની ઉત્તર તરફની મુસાફરી વખ્તે, ખંડાળામાં તેમની સારી પરોણાગત તેઓએ કરી હતી. પાછળથી આગ્રાની મોટી દરબારમાં, લોર્ડ નોર્થબ્રુકના ખાસ ઇજનથી, તેઓ પોતાના દીકરાઓ સાથ ત્યાં હાજર થયા હતા ત્યાં બીજા સર જમશેદજીને સારૂ માન મળ્યું હતુ.

ઈ. સ. ૧૮૭૭માં નામદાર મહારાણી વિકટોરિયાએ "કયસરે હિન્દનો" ખિતાબ ધારણ કર્યો, તેનું બાદશાહી જાહેરનામું વાંચવાને, લોર્ડ લીટને, દિલ્હી શહેરમાં એક બાદશાહી દરબાર ભરી હતી, જ્યાં ઘણાંક રાજાઓ, સરદારો વિગેરે હાજર થયા હતા: આ દરબારમાં પધારવાનું નોતરું, લોર્ડ લીટને, સર જમશેદજીને દીધું હતું. પોતાના દીકરાઓસાથ તેઓ દિલ્હી દરબારે હાજર રહેવાને મુંબઇથી ગયા હતા. અલાહબાદ તરફ રેલવે ટ્રેનને કાંઇ અકસમાત થતાં, સર જમશેદજીને જબ્બરો આવેશ (Shock) થયો હતો. તે છતાં દિલ્હી દરબારમાં તેઓ હાજર થયા હતા, જ્યાં તેમનો સારો આદરસતકાર થયો હતો. ત્યાંથી મુંબઇ પાછા ફરી, લથડતી તબીયત લીધે તેઓ ખંડાળે ગયા, જ્યાંથી તેઓ પૂણે આવી રહયા. થોડા વખ્તમાં પોતાના પિતાની માફક તેઓ પણ જલંદરના રોગથી પતકાઇ પડયા; તેઓની બિમારી ધાસ્તી ભરેલી થઈ પડી, અને આખરે તા. ૧૧ મી જુલાઇ ૧૮૭૭ ને દિવસે બપોર થતાં, બીજા સર જમશેદજી જીજીભાઇ પણ બહેસ્ત મુકામ પામ્યા.

મુંબઈમાં, આ માઠા સમાચાર માલમ થતાંજ, સર્વ કોમમાં ભારે ગમગીની ઊપજી હતી. ગોદી, શેર બજાર, કાપડ બજાર, તથા સર્વ શાળાઓ અને બીજાં જાહેર ખાતાંઓ બંધ રાખવામાં આવ્યાં હતાં; પારસી ધંધાદારીઓએ તો તદન હડતાળ પાડી હતી; પારસી રોજીંદાં વર્તમાનપત્રો એક દિવસ પ્રગટ કરવામાં આવ્યાં ન હતાં; અને સઘળે શોક પથરાઇ રહ્યો હતો. તા. ૧૨ મીએ તેમની લાસ અવ્વલ મંજલ લઈ જવામાં આવી હતી. પાયદસ્તની ક્રિયામાં પૂણાના તથા મુંબઇથી ખાસ ગયલા આગેવાન પારસીઓ સામેલ થયા હતા: પારસીઓ પાછલ દખણના સરદારો, મોટા યુરોપિયન અમલદારો, કમાનડર-ઇન-ચીફ અને છેલ્લે ગવર્નરની ગાડીઓની હાર લાગી રહી હતી; એવી રીતે સર્વ માનસાથ તેમની પાયદસ્ત ક્રિયા પૂરી થઇ હતી.

તા. ૧૮ મી જુલાઈ ૧૮૭૭ ને દિવસે, તેમની યાદગારી જાળવી રાખવામાટે વિચાર કરવાને એક જાહેર સભા બોલાવવાનો વિચાર કરવાને

એક ખાનગી સભા, સર ફ્રેંક સટરના પ્રમુખપણાં હેઠળ, 'ફ્રામજી કાવસજી ઇનસ્તિટયુટના' હોલમા ભેગી મળી હતી, અને શેરિફ મારફતે જાહેર સભા બોલાવવાનો ત્યાં ઠેરાવ થયો હતો. તા. ૧૧ મી આગષ્ટે, ટાઊન હોલમાં મુબઇના શહેરીઓની એક સભા મળી હતી અને મુમબઇના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા આ વખ્તે ભાપણ કરતા, પારસીઓની ઇરાની ઓલાદની વખાણપર વખાણ ગવર્નર સાહેબે ચલાવી હતી! બીજા સર જમશેદજીની યાદગારી રાખવાનાં ફંડમા આસરે રૂપિયા ૪૦૦૦૦ ચાલીસ હજાર ભરાયા હતા, જેનો જૂદો ઉપયોગ કરવા બદલ, એક બીજાં ખાતાં સાથ, તે ભેળી નાખવામાં આવ્યા છે

બીજા સર જમશેદજીને ત્યાં બધાં મળી પંદર બાળકોની વૃદ્ધિ થઈ હતી. આઠ દીકરી પાછળ તેમના વારસ દીકરાનો જન્મ થયો હતો તેઓ પોતાની પાછળ ત્રણ દીકરા અને છ દીકરીઓને હૈયાત મેલી ગયા હતા તેમનાં મરણ પછી તેમના વડા દીકરા શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી, પચીસ વર્ષની જવાન વયે, ત્રીજા બેરોનેટ થયા હતા. એ સાહેબને વિષે આપણે આગળ વાંચીશું [૪]

---

[૪] બીજા સર જમશેદજી જીજીભાઈની જાહેર જીદગીનો અહેવાલ ઘણોજ ટુકમા લેવો પડયો છે, જે વિગતોમાટે, "પારસી પ્રકાશના બન્ને દફતરો અને "મુબઈનો બહાર ઉપરાત, એમના મરણ વખતે લખાયલી બે ન્હાની કિતાબોને આ પ્રકરણ આભારી છે એક તો "નશીમના" તખ્ખલુસવાળાથી લખાયલી "ગોહરે જીદગી" નામની બેતબાજીમા રચેલી એમના જન્મચરિત્રને લગતી કિતાબ છે, અને બીજી "પ્રીંટર્સ પ્રેસમાથી" બાહેર પડેલી—"મર્હુમ નેક નામદાર ઉમરાવ સર જમશેદજી જીજીભાઈ, બીજા બેરોનેટ સી એસ આઈ. ની જીદગીનો ટુંક અહેવાલ" એ નામની એક ન્હાની ચોપડી છે.



# પ્રકરણ ચોત્રીસમું.

## સર જમશેદજીનુ કુટુંબ. (ચાલુ)
## ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ.

He was a man, take him for all in all,
I shall not look upon his like again.

*Shakespeare.*

ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇની ઝળેદાર અને હાતમ સરખી ટુક કારકીરદીની ટુક નોધ હવે આપણે લેવી છે. તેમની હાતેમ સરખી જીંદગીનું પુરેપૂરૂં વર્ણન લખવાને આ પુસ્તકથી વધુ મોટાં પુસ્તકની જરૂર છે.[1] સખાવતના એ ખરા સરદારને અત્રે ઇનસાફ આપવા બેસવું, એ તદન ન બને એમ છે. અત્રે આપેલી ટુક વિગતો, તેમનાં મહાભારત કામોની નોંધના એક સાંકળિયાં—અને તે પણ અપૂર્ણ સાંકળિયાં—સમાન છે.

શેઠ રૂસ્તમજીનો જન્મ, મુંબઇ શહેરમાં, રોજ ૨૨ મો, માહ ૪ થો ૧૧૯૪ યજદજર્દી અને તા. ૨૩ મી જાનેવારી ૧૮૨૪ ને દિવસે થયો હતો. તે દિવસે, પહેલા સર જમશેદજીએ સારૂં ધર્મદાન કર્યું હતું;

[1] આ અદના લખનારે શેઠ રૂસ્તમજીનું જન્મચરિત્ર, લંબાણથી લખવાને, વિગતવાર નોંધ એકઠી કરવા માંડી છે. ખોદા મહેરબાનીસાથ જો તે જન્મચરિત્ર પ્રગટ થવા પામશે, તો શેઠ રૂસ્તમજીની રેલના રેલા સરખી સખાવતનું વર્ણન વાંચતાં, વાંચનારની અજાયબીનો પાર ન રહેશે. મર્હુમ શેઠ રૂસ્તમજીની સખાવતનો સામટો સરવાળો, પહેલા બેરોનેટની સખાવતના આંકડાથી વધી જાય છે!

અને પોતાના મિત્રોને એ બનાવની ખુશાલીમા એક જ્યાફત આપી હતી. વર્ષે પૂગતાં શેઠ રૂસ્તમજી ધામધુમસાથ મહેતાજીની નિશાળે શરૂઆતની કેળવણી લેવા દાખલ થયા હતા, અને ત્યારપછી ખાસ ઊસ્તાદોના હાથ હેઠળ અગ્રેજી ભાષાની કેળવણી લીધી હતી તા. ૧૪ મી જાનેવારી ૧૮૩૬ ઈ. સ. ને દિવસે, શેઠ રૂસ્તમજીનાં લગન ઘણીજ જવાન વયે, બાઈ સુનાબાઈ મનચેરજી તબાકસાથ થયાં હતાં અને આ લગન ઘણાં સુખી નિવડ્યાં હતાં આ લગનની ખુશાલીમાં શેઠ જમશેદજીએ સર રૉબર્ટ ગ્રાન્ટ ગવર્નરને એક ખાસ "બૉલ" આપ્યો હતો. શેઠ રૂસ્તમજીને ત્યાં પહેલાં એક બેટાનો જન્મ થયો હતો, પણ અફસોસ! તે બાળવયમાંજ મરણ પામ્યો હતો.

તેઓને એક કારોબારી ઠેરવવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૫૫ માં તેઓ જુની મુંબઈ બેંકના એક ડિરેક્ટર થયા હતા. બીજે સાલ તેઓએ "બોર્ડ-ઑફ્-કનઝર્વન્સીના" સભાસદનો ઓધ્ધો ખાસ દબાણુથી કબુલ્યો હતો. ઈ. સ. ૧૮૫૯ માં પહેલા સર જમશેદજીનું મરણ થતાં, એમને રૂપિયા ૧૮૦૦૦૦૦ અઢાર લાખની બાપીકી મીરાસ ખાસ મળી હતી. જેસાથ બોહોળો વેપાર ચલાવી, એક વાર તેઓ કરોડપતી થયા હતા. ઈ. સ. ૧૮૬૧ નાં જાનેવારી મહિનામાં, સર જ્યોર્જ રસલ કલાર્કે શેઠ રૂસ્તમજીને લૅજીસ્લેટિવ કાઊન્સિલના એક સભાસદ નિમ્યા હતા. એવણુ સર્વથી પહેલા પારસી કાઊન્સિલર થયા હતા. ઑનરેબલ શેઠ રૂસ્તમજીએ ગવર્નરની કાઊન્સિલમાંથી પ્રજાની સારી સેવા બજાવી હતી. "લાઇસન્સ ટૅક્સ" જેવા અઘટિત કરો સામે તેઓએ ત્યાં જબરી લડત ચલાવી હતી; અને એકવાર તો પોતાના માનવત ઓધ્ધાનું રાજીનામું પણુ આપ્યું હતુ. તે છતાં સરકારે તેમને પાછા નિમ્યા હતા; અને આખરે જ્યારે તેઓ કાઊન્સિલમાંથી "રીટાયર" થયા, ત્યારે સરકારે એક ખાસ ઠેરાવ બહાર પાડી, તેમની કિંમતી સલાહોમાટે તેમનો ઊપકાર માન્યો હતો. ઈ. સ. ૧૮૫૯ માં શેઠ રૂસ્તમજી પારસી પચાયતના એક ટ્રસ્ટી થયા હતા, અને તે સાલથીજ તેમની મોટી સખાવતો શરૂ થઈ.

દુકાળના આફતકારક વખ્તોમાં, શેઠ રૂસ્તમજીએ લાખો રૂપિયાની બાદશાહી સખાવત કરેલી છે. ઈ. સ. ૧૮૬૦ ના દુકાળનાં ફંડમાં તેઓએ રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર ભર્યા હતા. ૧૮૬૨ માં અમેરિકાની લડાઇને લીધે, ઈંગલાન્ડનાં લેંકેશાયર પ્રગણાના વણકર લોકો ભારે તંગીમાં આવી પડયા હતા, તેમને મદદ કરવાનાં ફંડમાં રૂપિયા પાંચ હજાર તેઓએ ભર્યા હતા. ઈ. સ. ૧૮૬૭ માં ગુજરાતમાં જબરી મોંધવારી ચાલી રહી હતી. એ વખ્તે ગરીબ જરથોસ્તીઓમાં વહેચવા માટે રૂપિયા ૧૫૦૦૦ પંદર હજાર શેઠ રૂસ્તમજીએ મોકલી આપ્યા હતા, તથા ભરૂચ, નવસારી, ગણુદેવી, બીલીમોરા, વલસાડ, ઊદવાડા, દમણુ, તારાપોર વિગેરે તરફ વસ્તા જરથોસ્તીઓને પોતાની ગીરોથી અનાજ પણુ પૂરો પાડયો હતો. એજ સાલમાં મદ્રાસ ઇલાકાના કનજીવરામ

પ્રગણામાં, ત્યાંના વણકરો ભૂખે મરતા હતા, તેમને મદદ કરવા માટે, પોતાના વડા ભાઇ બીજા સર જમશેદજી તથા શેઠ ખરશેદજી ફરદુનજી પારેખસાથ મળીને રૂપિયા ૨૫૦૦૦ પચીસ હજાર તે તરફ મોકલી આપ્યા હતા. ઈ. સ. ૧૮૬૪ માં રત્નાગીરી જીલ્લામાં ભારે મોંઘવારી ચાલુ થઇ હતી, તે વખ્તે ત્યાંના ગરીબોમાં મફત વહેંચવાને, હજારો રૂપિયાની કિંમતના અનાજની એક હજાર ગુણો તે તરફ મોકલી આપી હતી, જેમાંથી લગભગ પાચસે કુટું-બનું ગુજરાન ઘણાક મહિનાઓસુધી થયું હતુ. એજ સાલમાં ગુજરાતમાં બીજો દુકાળ પડયો. તેનું સંકત ભારે હતુ સરકાર પોતાથી બનતું કરતી; તેમની મદદે શેઠ રૂસ્તમજી આવ્યા અને રૂપિયા ૮૦૦૦૦ એંસી હજારની કિમતના અનાજની હજારો ગુણો, ખેડા, અહમદનગર, સુરત અને ભરૂચ જીલ્લાઓમાં, નાતજાતના જરાકે તફાવત વગર, ગરીબોમાં વહેચવાને તેઓએ મોકલી આપી. શેઠ રૂસ્તમજીની સખાવતથી છક થઇ જઈ, બરોડા રેલ્વે કંપનીએ આ સઘળો અનાજ દુકાળવાળા જીલ્લાઓમાં મફત પુગા-ડયો હતો. એજ પ્રમાણે દખણમા ચાલતા ભારે દુકાળ વખ્તે, એક પણ શબ્દ જાહેરમાં આવવા દીધાવગર રૂપિયા એક લાખની કિમતનો અનાજ, તે તરફના ગરીબ લોકમાં મફત વહેંચવાને સરકાર મારફતે મોક-લાવી આપ્યો હતો! કેટલેક મહિને પાછલથી આ છુપી સખાવત, છેક કલકત્તેથી જાહેર થઈ આવી હતી. એજ વખ્તપર "ખેડા રીલીફ ફંડમાં" શેઠ રૂસ્તમજીએ રૂપિયા ૪૦૦૦ ચાર હજાર ભરી, બીજા રૂપિયા ૨૦૦૦ બે હજાર, ત્યાંના કલેકટરપર ગરીબોને સસ્તો અનાજ અપાવવામાટે વાપ-રવાને મોકલ્યા હતા આ પ્રમાણે લાખો રૂપિયાની હાતેમ સરખી સખા-વત શેઠ રૂસ્તમજીએ દુકાળીઆઓને મદદ કરવા પાછલ કરી હતી.

આગ કે તોફાણ જેવા ઇશ્વરી કોપના પ્રસગે ઘણાક નિરાધાર થઇ પડે છે, તેવે પ્રસંગે પોતાના પિતાજીની માફક શેઠ રૂસ્તમજી પણ ભારે સખાવત કરતા. ઈ. સ ૧૮૬૨ માં સુરત શહેરના નાનપરાનાં બજારમાં મોટી આગ લાગી હતી તે વખ્તે નિરાધાર થઈ પડેલાં લોકોને છુપી મદદ કરવાને, રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર, શેઠ રૂસ્તમજીએ સુરતના કલેકટરપર મોકલી

આપ્યા હતા. વળી ઈ. સ ૧૮૬૫ માં મલબાર કિનારાપરની મોટી આગ વખ્તે આ શેઠે હજારો રૂપિયાની મદદ તે તરફનાં નિરાધાર લોકોને કરી હતી, એજ પ્રમાણે અને એજ સાલમાં માથેરાનનાં બજારમાં લાગેલી મોટી આગ વખ્તે રૂપિયા એક હજાર, ખબર માબળતાં, તુરત તેઓએ મોકલી આપ્યા હતા. એને આગળ વર્ષે એટલે ઈ. સ. ૧૮૬૪ માં કલકત્તા શહેરમાં એક બારે તોફાણ થઈ આવ્યું હતું દરિઆનાં પાણી એકદમ થોડીક વારમાં ૩૦ ફૂટ જેટલાં ઊંચે ચઢી ગયાં હતાં, અને તેથી ઘણાંક વહાણો ડુબી ગયાં હતાં, જેથી હજારો જીવની અને લાખો રૂપિયાની ભારે ખોહવારી, આપણાં આ પાયેતખ્ત શહેરમાં, થઈ રહી હતી. આવી આફતમાં ગેરફતાર થયલાંઓને આસરો આપવામાટે નાણાં ભેગાં કરવાને, મુંબઈ પ્રજાની એક જાહેર સભા બોલાવવામાં આવી હતી, અને એક મોટું ફંડ એકઠું કરવાનું ત્યાં નકી થયું હતુ. આ વખ્તે તરતની મદદની ઘણી અગત્ય હોવાથી, શેઠ રૂસ્તમજીએ રૂપિયા ૨૫૦૦૦ પચીસ હજાર, પોતાની તરફથી ખાસ મદદ માટે કલકત્તે, મોકલી આપ્યા હતા, અને પાછળથી બીજા રૂપિયા ૭૫૦૦ સાડા સાત હજાર, એજ કામનાં જાહેર ફંડમાં ભરી આપ્યા હતા. કલકત્તાખાતેની તેમની સખાવત વિષે લખતાં, ત્યાંનાં "સેલર હોમને" માટે આપેલી રૂપિયા ૧૦૦૦૦ દસ હજારની, તેમની બીજી સખાવત યાદ આવે છે.

કલકત્તાનાં તોફાણને પૂરો એક મહિનો નહિ થયો, એવામાં, તેની દક્ષિણ તરફ આવેલાં એકવારનાં પ્રખ્યાત મસલીપટ્ટમ શહેરમાં એક ભયંકર તોફાણ થઈ રહ્યું. આખો એક દિવસ આ નાસદાયક તોફાણ ચાલુ રહ્યું હતું; અને તેમાં આશરે દસ હજાર માણસો અનેક રીતે માર્યાં ગયાં હતાં. આ તોફાણની ખબર પડતાંજ, શેઠ રૂસ્તમજીએ રૂપિયા બે હજાર ગરીબને તરતની મદદ આપવાને ત્યાંના અમલદારોપર મોકલ્યા હતા.

દુકાળ, આગ અને તોફાણ વખ્તે મોટી બાદશાહી મદદો કરવામાંજ શેઠ રૂસ્તમજી પોતાના માનવંત પિતાને પગલે ચાલી બેઠા ન હતા. કેળ-

વણીની બાબતમાં પણ, તેઓએ પોતાના પેદરની સખાવતોની નકલ કરી હતી. "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્ટિટયુશનની" શાળાઓને તેઓએ સારી મદદ કરી હતી. ધોબીતળાવપરની એ ખાતાંની નિશાળ, એમની સખાવતથી હસ્તીમાં આવી હતી. પારસી કોમના છોકરાઓને મુંબઈ તેમજ ગુજરાતનાં મૂખ્ય શહેરોમાં ગુજરાતી સાથ અંગ્રેજી ભાષાની કેળવણી આપવામાટે સ્કૂલો સ્થાપવાને આ સખી ગ્રહસ્થે રૂપિયા ૭૦૦૦૦ સીત્તેર હજારની થાપણ સરકારને કરી આપી હતી. પોતાના સખી પિતાજીને નામે ચાલતી નિશાળોમાં, વિદ્યાર્થીઓને 'સ્કાલરશીપ' અપાવવામાટે રૂપિયા ૮૦૦૦ આઠ હજાર, એજ શેઠે જૂદા કાઢી આપ્યા હતા. એ ઉપરાંત ન્હાની મોટી રકમો મળી, લગભગ રૂપિયા એક લાખથી વધારે પારસી કોમના જવાનોને શરૂઆતની કેળવણી અપાવવાનાં કામમાં આ મોટા દિલના શેઠે ખરચેલા હતા.

ચઢતી કેળવણીની પિછાન કરનાર પણ શેઠ રૂસ્તમજી હતા. દેશીઓને "બેરિસ્ટરનો" ધંધો શિખવામાટે પોતાને ખરચે ઈંગલાન્ડ મોકલી આપવાને, ઈ. સ. ૧૮૬૩ માં, તેઓ બાહર પડયા. આ કામમાટે રૂપિયા ૧૫૦૦૦૦ દોઢ લાખ જૂદા કાઢવામાટેની એક યાદી પણ તેઓએ છપાવી પ્રગટ કરી. આ ફંડમાંથી એકી વખ્તે પાંચ વિદ્યાર્થીઓને લાભ આપવાની ગોઠવણ કરી હતી. મુંબઈથી ત્રણ અને કલકત્તા અને મદ્રાસથી એકેક ચંચલ વિદ્યાર્થીને, પોતાને ખરચે ઈંગલાન્ડ મોકલવાની, શેઠ રૂસ્તમજીની મરજી હતી. દરેક વિદ્યાર્થી પાછલ ત્રણ વર્ષનો રૂપિયા ૩૦૦૦૦ નો.ખરચ ગણવામાં આવ્યો હતો. મુંબઈ, કલકત્તા અને મદ્રાસથી જૂદા જૂદા ચંચલ વિદ્યાર્થીઓને ઈંગલાન્ડ મોકલવામાં આવ્યા હતા. કલકત્તેથી ગયલો બાબુ ઉમેશચંદ્ર બાનરજી શેઠ રૂસ્તમજીને ખરચે "બેરિસ્ટર" થઈ આવ્યો હતો. મદ્રાસથી ગયલો વિદ્યાર્થી ઈંગલાન્ડમાંજ મરણ પામ્યો હતો; જ્યારે મુંબઈના વિદ્યાર્થીએ (તે હાલના ઑનરેબલ શેઠ પીરોજશાહ મેહેરવાનજી મેહતાએ) ઈંગલાન્ડ ગયા પછી શેઠ રૂસ્તમજીની મદદ લેવાને ઉપકાર સાથ ના પાડી હતી. કેળવણીનાં કામોને દીધેલાં આવાં ઉત્તેજન માટે

મુંબઈની સરકારે તેમનો ઉપકાર માન્યો હતો, અને તેમને યુનિવર્સિટીના એક "ફેલો" નિમ્યા હતા.

હુનર ઉદ્યોગના એક મુરબ્બી શેઠ રૂસ્તમજી હતા. પોતાના પિતાજીને નામે ચાલતી મુંબઈની "સ્કૂલ ઑફ આર્ટને" તેઓએ સારી મદદ કરી હતી. હુનર ઉદ્યોગની આ શાળા રીમતી હાલતમાં આવી પડી હતી તે વખતે, તેને પગભર કરવા, અને તેમાં જોઈતા સુધારા અને ફેરફાર કરાવવાને તેઓ સરકારને રૂપિયા ૧૫૦૦૦૦ દોઢ લાખની મદદ કરવાને બાહર પડયા, અને જો સરકાર તે મદદ કબુલ રાખે, તો તરત રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજાર શેઠ રૂસ્તમજીએ સરકારમાં ભરવાની મરજી જણાવી. સરકારે તેમની મદદ કબુલ રાખી; અને શેઠ રૂસ્તમજીએ આપેલા રૂપિયા ૭૫૦૦૦ પચોતેર હજાર વસુલ કરી લીધા. પાછલથી બીજા રૂપિયા ભરવાને બદલે બાકીના રૂપિયા પંચોતેર હજારનું બ્યાજ ઘણાંક વર્ષ સુધી, તેઓએ અને લેડી જમશેદજીએ સાથે ભર્યું હતું.

શેઠ રૂસ્તમજીની ઈ. સ. ૧૮૬૨ ની ગુજરાતની મુસાફરી યાદગાર રહી ગયલી છે, તેનું વિગતવાર વર્ણન કરવાની, કે તેમની તે વખ્તની લાખો રૂપિયાની સખાવતની નોંધ વટીક કરવાની અત્રે જગ્યાજ નથી. દમણ ગામમાં તેઓએ ભારે સખાવત કરી હતી. ત્યાંની શાળામાટે એક મોટું મકાન પોતાને ખરચે બંધાવી આપ્યું હતું, જે પાછલ સઘળા મળી, રૂપિયા ૮૭૦૦૦ સીતીઆસી હજાર ખરચવામાં આવ્યા હતા. આ મોટી ઈમારતને તેઓએ પોતાનું નામ આપવા દેવા બદલ, તે વખ્તના પોર્ટુગલના રાજાનું નામ, તેને અપાવ્યું હતું. ઈ. સ. ૧૮૬૪માં ભારે ધામધુમ સાથ આ મકાન બાંધવાનું શરૂ થયું હતું. આ ક્રિયા વખ્તની તેમની દમણની મુલાકત દરમ્યાન, પોર્ટુગીઝ સ્વસ્થાનના એક ગવર્નર-જેનરલના દરજ્જાની બરાબરનું સર્વ માન, તેમને આપવાનો ખાસ હોકમ પોર્ટુગલના રાજા તરફથી આવેલો હતો. શેઠ રૂસ્તમજીની આવી બાદશાહી સખાવતથી હેરત રહીને, પોર્ટુગલના રાજાએ, પોતાની પસંદગી દેખાડવાને, શેઠ રૂસ્તમજીને "નાઈટ

ઑાફ ધી ઓરડર ઑાફ ટેરિસ ઍન્ડ એસ્પાડાનો" પોર્તુગીઝ "નાઈટનો" ખિતાબ બક્ષ્યો. ઈ સ. ૧૮૬૬ મા શેઠ રૂસ્તમજી પોતાની ખાસ સ્ટીમર "માર્ગરેટ ક્રાફર્ડમાં" સહેલ કરવાને ગોવા શહેર ગયા હતા. ગોવાનો ગવર્નર જેનરલ તેમને આવકાર દેવાને સ્ટીમરપર આવ્યો હતો. પછી સરકારી મહેલમાં શેઠ રૂસ્તમજીને લઈ જઈ, એક દરબાર ભરી, ઉપલા ખિતાબની સનદ તથા તે સાથનો સોનાનો ચાંદ, શેઠ રૂસ્તમજીને એનાયત કર્યાં હતાં, તથા જતી વેળા તેમને એક ગવર્નર-જેનરલની પદ્દી બરાબરનું સર્વ બાદશાહી માન આપ્યું અને અપાવ્યું હતુ. પચધાતુની બે તોપો આ વેળાએ શેઠ રૂસ્તમજીને ગોવાના ગવર્નરે ભેટ કરી હતી. તેમજ શેઠ રૂસ્તમજીએ રૂપિયા ૩૦૦૦૦ ત્રીસ હજાર ગરીબોમાં વહેચવાને આપ્યા હતા. પારસી પ્રજા તરફથી પોર્તુગીઝ સર 'નાઈટનો' ખિતાબ તથા તેની સાથનો ચાંદ શેઠ રૂસ્તમજીને મળેલો હોવાથી, અંગ્રેજ સરકારે તેનો જાહેર ઉપયોગ કરવાની, ભારે દીલગીરીસાથ, શેઠ રૂસ્તમજીને મના કરી હતી. પણ શેઠ રૂસ્તમજીને તેની દરકારજ કયાં હશે? કારણ તેમની દરેક સખાવત ખિતાબ માટેની નહિ, પણ ખરાં દિલની માલમ પડેલી છે.

દમણથી, ઉદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા અને અમદાવાદની તેમની પાદશાહી ઠાઠમાઠની યાદગાર મુસાફરીનું વર્ણન અત્રે થઇ શકતું નથી. એ શહેરો વચ્ચે લાખો રૂપિયાનો ધર્મ અને લાખો રૂપિયાની છુપી સખાવત કરી આપણા હાતેમ શેઠીયા મુંબઈ પાછા ફર્યા.

ઑાનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈએ, પારસી કોમમાટે ઘણાં ધર્મનાં કામ કર્યાંછે, પણ સૌથી વધારે તેઓએ પારસી કોમની એક અમુક સેવા બજાવી છે. આજથી આસરે ચાળીસ વર્ષપર પારસી નસેસાલારોનો જુલમ કેવો હતો, તેનો અનુભવ હાલના ઘણાક જેઠોને હશે. એક સબને ઊંચકવાના તેઓ રૂપિયા પદરથી ત્રીસ અને કોઈવાર ચાળીસથી પચાસ પણ માંગતા! માંગ્યું દામ આપવાછતાં, તેઓની આકોશાતગરની ચાલથી લોકોનાં દિલ ભારે દુ:ખી થતાં. પારસીઓનાં

આ જુલમ ટાળનારાઓમાં મુખ્ય શેઠ રૂસ્તમજી હતા. પારસી પંચાયતના અગ્રાળશેને સમજાવી પોતાની આગેવાની હેઠળ, તેઓએ જરથોસ્તી રવાનોને અંત્વલ મંજલ પુગાડવાનું એક ફંડ ઈ. સ. ૧૮૬૦ માં સ્થાપ્યું. તેમની શરૂઆતની મદદથીજ આ ફંડ ટકી શક્યું. પહેલાં શેઠ રૂસ્તમજીએ આ ફંડમાં રૂપિયા ૭૦૦૦ સાત હજાર ભરી આપ્યા હતા, અને પાછળથી બીજા રૂપિયા ૨૫૦૦૦ પચીસ હજાર વ્યાજ વાપરવામાટે, પારસી પંચાયતને સ્વાધીન કર્યા હતા. શેઠ રૂસ્તમજીની આગેવાની હેઠળ સ્થાપેલું આ ખાતું આજે ધીકતું ચાલુ છે, અને તેની કુલ પુંજી હાલ લગભગ રૂપિયા ચાર લાખની થવા જાય છે. તેની આવકમાંથી નસેસાલાર તથા ખાંધીયાઓને બાંધેલા પગાર મળે છે, અને તેથી તેમનાપર પારસી પંચાયતનો અંકોશ રહે છે.

દરદીઓનાં દુ:ખ ટાળવાની બાબતમાં પણ, શેઠ રૂસ્તમજી જેવા હાતેમ નરે ઘણું કરેલું છે. ભાયખલા સર જમશેદજી ઈસ્પિટાલમાં રગતપીતીયાઓમાટે એક 'વાર્ડ' બાંધવાને શેઠ રૂસ્તમજીએ રૂપિયા ૮૦૦૦૦ એંસી હજાર સરકારને આપ્યા હતા. ઊદવાડા, દમણ, અને બીલીમોરા ખાતે જૂદે જૂદે વખ્તે દવાખાના નિભાવવાને તેઓએ રૂપિયા ૧૭૦૦૦ સત્તર હજાર ખરચેલા હતા. નવસારીનાં દવાખાના પાછલ તેમને રૂ. ૪૭૦૦ નો ખરચ થોડા વખ્તમાં થઈગયો હતો. ઇ. સ. ૧૮૬૪ માં લન્ડનની ઇસ્પીટાલો તથા ધર્મનાં દવાખાનાં અને બીજાં ધર્મખાતાંઓને મદદ કરવાને શેઠ રૂસ્તમજીએ ૧૫૦૦૦ પંદર હજાર પાઊન્ડ યાને રૂપિયા દોઢ લાખ પોતાના આડતિયા ઑનરેબલ મી. ક્રાફર્ડ મારફતે લાના 'લૉર્ડ મેયરપર' મોકલી આપ્યા હતા, જેમાંથી રૂપિયા એક હજારથી, વીસ હજાર સુધીની રકમ, ત્યાંનાં જૂદાં જૂદાં ધર્મખાતાંઓમાં વહેંચી આપવામાં આવી હતી. શેઠ રૂસ્તમજી આ બાદશાહી સખાવતથી ઈંગ્લાન્ડ અને હિંદુસ્તાનમાં તેમની ભારે વખાણું થઈ રહી હતી. ઈંગલાન્ડથી તેમને માટે ઉપકાર માનનારાં ઘણાં માનપત્રો આવ્યાં, અને ઘણાંક અંગ્રેજી મંડળોએ તેમને પોતાની મંડળીના સભાસદ નિમ્યા હતા; કોઈ મંડળી તરફથી તેમને-

માટે સોનાનો ચાંદ આવ્યો, અને સર્વથી વધું, લન્ડન શેહરે તેમને મોટામાં મોટું માન આપ્યું. ઇ. સ ૧૮૬૪ નાં જુન મહિનામાં, "ફ્રીડમ-ઑફ-ધી-સિટી ઑફ-લન્ડનનાં" મોટા માનની તેમનાપર નવાજેશ થઈ. લાયકને આ લાયક માન મળ્યું હતું.

ધર્મશાળાઓ અને ઊતારાનાં ન્હાનાં મોટાં ઘણાંક મકાનો, શેઠ રૂસ્તમજીએ રેલ્વે સ્ટેશનો નજદીક બંધાવેલાં છે. ભરૂચની સ્ટેશન નજદીકની ધર્મશાળા રૂપિયા ૨૦૦૦૦ વીસ હજારને ખરચ એ શેઠે બંધાવી આપી હતી. પારડીની તેવીજ ધર્મશાળા પાછલ તેઓએ રૂપિયા દસ હજાર ખરચ્યા હતા. મુંબઇમાં ગ્રાન્ટરોડ સ્ટેશન આગળની ધર્મશાળા પાછલ તેઓને રૂપિયા એક લાખ દસ હજારનો ખરચ થયો હતો. એ ઊપરાંત ભાહાં ગામમાં એક પૂલ નવેસરથી બંધાવવા પાછલ તેઓએ રૂપિયા ૧૫૦૦૦ પંદર હજાર ખરચી નાંખ્યા હતા. ખડાળાનું એક તળાવ સમારવા પાછલ તેમને રૂ. ૭૦૦૦ થયા હતા, ઘોઘા, ભાવનગર, માંગરોલ, મહુવા, ધારગંધ્રા, લીમડી વિગેરે ઠેકાણેની પાંન્જરાપોળને સઘળી મળી રૂ. ૨૨૭૫૦ ની મદદ કરી હતી. લાચાર ઇરાનીઓને સુદરેહ કુસ્તી પહેરાવવા માટે રૂ. ૪૦૦૦ તથા તેમને પરણાવી આપવાનાં એક ફંડમાટે રૂપિયા ૫૦૦૦, બીલીમોરાના દોખમાં આસપાસ દિવાલ બાંધી લેવાને રૂ. ૪૦૦૦, સર જમશેદજી ઝંદ મદ્રેસાનાં ફંડમાં રૂ. ૩૦૦૦, ગણદેવી નસેસાલારના ફંડમાં રૂ. ૨૩૦૦, ગણદેવીનાં દોખમાનાં ફંડમાં રૂ. ૧૫૦૦, સર જમશેદજીનો પૂણાનો બંડ તથા તેને માટે ખાસ નવો સાંચો વિગેરે મગાવવાના કામ પાછલ રૂપિયા ૮૦૦૦૦, સુરત ફારસી મદ્રેસામાટે રૂ. ૬૦૦૦, મુંબઇ "નેટિવ જેનરલ લાયબ્રેરીને" ચોપડીઓ ખરીદવામાટે રૂ ૨૦૦૦, ગોવાના ગરીબોમાં વહેંચવામાટે રૂ. ૩૦૦૦૦, પોરબંદરનાં આંધલાં વિગેરે નિરાધારની પરવસી કરવાને એકવાર મોકલેલા રૂ ૧૫૦૦, "ડિસ્ટ્રીક્ટ બેનીવોલેન્ટ સોસાયટીના" ફંડમાં રૂ. ૧૦૦૦, "કૉલેજ-ઑફ-સાયન્સ" તે પૂણાની ઇજનેરી કૉલેજનાં મકાનમાં રહેનાર વિદ્યાર્થીઓમાટે બિછાણા વિગેરે સામાન ખરીદવાને રૂ. ૧૦૦૦૦, 'પૂણા કૉનવેન્ટ સ્કૂલના' ફંડમાં રૂ. ૧૫૦૦, સાંનીજ

"ડેવીડ સાસુન એસાયલમમાટે' રૂ. ૨૫૦૦, એલ્ફિનસ્ટન કોલેજને મદદ કરવાના ફંડમાં રૂ. ૧૭૦૦, બુદેલખંડના દુકાળનાં ફંડમાં રૂ. ૧૦૦૦૦, અને એવી બીજીન્હાનીને મોટી, દેશની અને પરદેશની, સઘળી જાત અને સઘળી કોમનાલોકોમાટેની, કોઇએ હજીસુધી બરાબરી નહિ કરેલી, એવી સખાવત શેઠ રૂસ્તમજીએ કરી હતી ! પણ તેની વિગત આ જગ્યાએ કેમ લખાય ?

પણ તેમની સખાવતનો છેડોજ કયાં હતો ? ગીશોનના વિદ્યાર્થીઓને વૈદક અભ્યાસ આગળ વધારવાની ગોઠવણ કરી આપવાને શેઠ રૂસ્તમજીએ, એકી વખ્તે રૂપિયા ૩૦૦૦૦ ત્રીસ હજારની રકમ કાઢી આપી હતી, તેની યાદ આજ કેટલાને છે ? તેવી સખાવત આજ કોણ કરે છે ? ધોબીતળાવ સામેનું બાર લાઇટનું ઉંચું સ્થંભ રૂપી ફાનુસ અને વિકટોરીયા ગાર્ડન્સના મધમાં સુદર ફાનુસો, તથા એક સ્ટીમનો મોટો બુંબો, આ જ શેઠે આપણાં શહેરને ભેટ આપ્યાં હતાં એવી તેમની જાતજાતની અને મોટાં દિલની ન્હાની મોટી સખાવત હતી. તેમની સખાવતનો ચોક્કસ સરવાળો ગણી કાઢવો, એ પૃથ્વી અને સુરજ વચ્ચેના નક્કી તફાવતની ગણત્રી કરી લેવા જેવુજ અને ન બને એવું મુશકેલ છે.

શેઠ રૂસ્તમજી જેવા સખી નર પણ, જાલેમ જમાનાની ચુગાલમાંથી છટકવા પામ્યા નહિ. આખરે જમાનાના ફરતાં ચક્રમાં તેઓ સપડાયા! તેમની આબાદીનો સુર્ય અસ્ત થયો, અને તેની પાછલ તેમની જીદગીની સીહા રાત પંથરાઈ! શેર સટ્ટાના પાયમાલીના વટોળીઆમાં આપણાં આ સખી શેઠીયા પણ ફસયા. રૂના વેપારમાં તેમને ભારે ખોટ જવા લાગી. મોટે ભાવે ખરીદેલો રૂ પાણીને મુલે વેચવો પડયો; તેમનીસાથ વહિવત રાખનારી મોટી મોટી ધીકતી પેઢીઓની ડુબાડુબ થવા લાગી, અને તેથી એમણે પણ મોટો ધોક્કો પુગ્યો. શેઠ રૂસ્તમજીને સઘળો વહિવત બંધ કરવો પડયો. કારણ તેમની પુંજી ૮૦૦૦૦૦૦ એસી લાખની અને દેવું ૧૩૦૦૦૦૦૦ એક કરોડ અને ત્રીસ લાખનું જાહેર થયું! તેઓએ પોતાના માગનારાઓને રડાવ્યા નહિ સરકારી લવાદોને હાથ પોતાની સઘળી

માલમીલકત આપી, અને જે કાંઈ તેમને ભાગે લવાદોએ સામા કાલવાલા કરી, અને માગી લઇ આખમાં આંસુ લાવી, આ પ્રમાણિક ધણીને પાછું આપ્યું, તે પર શુક્રાના કરી, પોતાનો બાકીનો વખ્ત પૂરતી આબરૂ દરકાર સાથ એકાંતમાં પસાર કર્યો.

પણ દુઃખ અને આફત એકવાર આવ્યાં, તો જલદી ચાલી જતાં નથી. પોતાની દૌલત ખોહોવાનાં દુઃખ કરતાં, ભારે સંસારી દુઃખો આ ભલા નરનાં નસીબમાં હતાં. ઈ. સ. ૧૮૬૭ માં એમનાં ધણીઆણી બાઈ સુનાબાઈનું મરણ નિપજ્યું, તેમનેમાટે શેઠ રૂસ્તમજીને ભારે ગમ થયો. પોતાના માનીતા શેઠપર પડતી, આ એકેક પછીની આફતો જોઈ, પારસી કોમમાં એ ભલા મરદમાટે ભારે લાગણી ઊશકરાઈ રહી હતી, અને જેટલું માન એ શેઠને તેમના જાહેજલાલીના વખ્તમાં ન મળ્યું હશે, તેથી બમણું માન સર્વ કોમનાં લોકો તરફથી આ શેઠને પાછલથી મળવા લાગ્યું ઈ. સ. ૧૮૬૪ માં તેઓનાં બીજી વારનાં લગન થયાં હતાં.

ઈ. સ. ૧૮૬૪ માં એકવાર ભયંકર માંદગીમાથી જો કે તેઓ સાજા થવા પામ્યા હતા, પણ આખરે તેમનું કુટુંબી દરદ જલદર તેમને લાગુ પડયું આખરે તેઓની અજલ નજદીક આવી લાગી. મહાલક્ષ્મીના બંગલામાંથી તેમને કોટનાં બાપીકાં મકાનમાં લાવવામાં આવ્યા, જ્યાં સનીવાર તા. ૧૩ મી એપ્રિલ ૧૮૭૨ ને દિવસે તેઓ મરણ પામ્યા. ભારે માનસાથ તેમનાં 'સ્વાનને,' પારસી કોમે અવ્વલ મંજલ પુગાડયું. ઘટતા માનસાથ તેમનો શોક પારસી કોમે પાળ્યો. પાછલથી તેમની યાદગારી જાળવી રાખવા માટે પારસીઓની એક જાહેર સભા ભેગી મળી હતી, અને એ યાદગારીનાં ફંડમાં રૂપિયા વીસ હજાર ભરાયા હતા! હા! વાંચનાર માહેબ! એક હાથે એકી વખ્તે વીસ હજારની વીસ વખ્ત અને વીસ વાર સખાવત કરનારની યાદગારીના ફંડમાં એક આખી કોમે વીસ હજાર રૂપિયા ભર્યા! આ યાદગારીના ફંડથી

નહિ, પણ તેમની હાતેમ સરખી સખાવતોથી શેઠ રૂસ્તમજીનું નામ આજે પણ યાદ થતું રહ્યું છે અને રહેશે.[૧]



[૧] ઑનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇને લગની આ સઘળી હકીકત-માટે "પારસી પ્રકાશનાં" બંન્ને દફતરો, તથા "મુંબઈનો બહાર" પુસ્તકને, તેમજ બેત-બાજીમાં રચેલી, મી કાવસજી દીનશાહ કેઆસની "અહેવાલે રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ" નામની કિતાબને આ લેખક તદન આભારી છે. એક પુસ્તક ભરાઈ જાય, એવી બાબતોને એક પ્રકરણમાં સમાવતાં, ઘણીક બાબત ટુંક કરવી પડી છે, અને ઘણીક બાબત પડતી નાંખવી પડી છે. પહેલા સર જમશેદજી અને શેઠ રૂસ્તમજી સરખા હાતેમ દિલના નરો એક સદીમાં એક વાર જન્મ લે છે. શેઠ રૂસ્ત-મજીની દોલત શેર સત્તામાં ઘસડાઈ ગઈ ન હતે, તો હાતેમની સખાવતોને પણ તેઓ ભુલાવતે. ઈ. સ. ૧૮૬૩ માં તેઓએ પોતાનું વસિયત નામું કર્યું હતું; તેમાં રૂપિયા ૫૧૦૦૦૦૦ એકાવન લાખ હિંદુસ્તાનની સરકારને આપવા જણાવ્યું હતું, કે તેની વાર્ષીક આવકમાંથી, આગ, તોફાણ, રેલ, અને દુકાળજેવા આફતને વખતે હિંદુસ્તાનનાં ગરીબ લોકને આસરો આપવો. [જુઓ પારસી પ્રકાશ દફતર ૨ જું, પાને ૪૦૧] પણ અફસોસ! હિંદુસ્તાનની ગરીબ પ્રજાને કમ નસીબે અને શેર સત્તાના ખુંવાર વખતને લીધે, શેઠ રૂસ્તમજીનું ધારેલું કામ પાર પડ્યું નહિ. એકીવારે એકાવન લાખ રૂપિયાની સખાવત કરવાનું દીલ ધરાવનાર એવા મહાન નર આપણે કદી પણ ફરી જોઈશું?



# પ્રકરણ પાંત્રીસમું.

## સર જમશેદજીનું કુટુંબ. (ચાલુ)

### ૧. શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઈ.
### ૨. બાઈ પીરોજબાઈ જમશેદજી જીજીભાઈ.

There are instances of millionaires' sons, unspoiled by wealth, who being rich, still perform great services in the community. Such are the very salt of the earth, as valuable as unfortunately, they are rare*

શેઠ સોહોરાબજી, સર જમશેદજીના સર્વથી ન્હાના અને તેથી લાડકા દીકરા હતા. "ભાઈ" સોહોરાબજી પણ બેરોનેટ ખાનદાનના, અને બાપના નામને દીપાવનાર એક સપૂત બેટા હતા. બાપ કે ભાઇઓ જેટલી લાખો રૂપિયાની જાહેર સખાવત કદાચ તેઓએ કરી ન હશે, તોપણ તેમની સખાવત થોડા લાખ રૂપિયાની તો હતીજ, તેમજ તેઓ સાહિત્યના ખરા પુંજારી અને તેના એક મુરબ્બી હતા.

શેઠ સોહોરાબજીનો જન્મ મુંબઇમાં તા. ૨૪ મી અક્ટોબર ૧૮૨૫ ને દિવસે થયો હતો. માલેતુજાર બાપના અનેક લાડો વચ્ચે મોટા થઇ, સમજમાં આવતાં, ગુજરાતી ભાષાની જોઈતી કેળવણી લઇ, તેઓ તે

* Mr. Andrew Carnegie, in "*The North American Review.*"

વખ્તની "નેટીવ ઍડયુકેશન સોસાયટીની" સરકારી સ્કૂલમાં જોડાયા હતા. તેમજ પ્રખ્યાત અને લોકપ્રિય પારસી, શેઠ નવરોજજી ફરદુનજી તેમના એક ખાનગી શિક્ષક હતા, તથા મી. ડબ્લ્યુ સ્પેનસરના હાથ હેઠળ અંગ્રેજી ભાષાની ખાસ તાલીમ તેઓએ લીધી હતી. ન્હાનપણથીજ ફારસી ભાષાના અભ્યાસનો તેમને શોખ હતો. અને જવાનીના વખ્તમાં તે ભાષાની સંગીન તાલીમ, મોગલ, ઈરાની અને મોબેદ ઉસ્તાદોને હાથ તેઓએ લીધી હતી, જેથી કરી એ ભાષાપર તેઓ એટલી હદસુધી કાબુ મેળવી શક્યા હતા, કે ઘણીક અસલ ફારસી બેતો અને ગજલો તેઓ જોડી અને બનાવી જાણતા હતા. જવાનીથીજ તેમને વિદ્યાભ્યાસનો ભારે શોખ હતો જ્યારે તેમના વખ્તના જવાન શેઠો, નાચ રંગ કરવા કરાવવામાં અને એવીજ ઉતરતી મોજ મજાહમાં પોતાનો વખ્ત ગુમાવતા, ત્યારે આ જવાન અભ્યાસી, હકીમો, અને ઓલમાઓસાથ બેસી, કે વિદ્યાર્થી વર્ગસાથ મેલાઈ ભાષણો કે વાદવિવાદ ચલાવવામાં મજાહ સમજી લેતા. ટુંકમાં શેઠ સોહોરાબજીની અભ્યાસી તરીકેની કારકીરદી ઘણીક રીતે તેમની પછીના વખ્તના મર્હુમ શેઠ જમશેદજી નસરવાનજી પીટીટને મળતી આવતી.

૧૧ વર્ષની ન્હાની ઉમ્મરે તેમનાં લગન, બાઈ બચુબાઈ તે શેઠ મેહેરવાનજી જીજીભાઈનાં દીકરીજોડે, તા. ૧૪ મી જાનેવારી ૧૮૩૫ ને દિવસે થયા હતાં. આ દિવસે શેઠ સોહોરાબજી તેમજ તેમના ભાઇ રૂસ્તમજીના લગનની ખુશાલીમાં સર જમશેદજીએ ભારે ધામધુમ કરી હતી. ૧૬ વર્ષની જવાન વયથી શેઠ સોહોરાબજીએ જાહેરમા ન્હાનો મોટો ભાગ લેવા માંડયો હતો. ૧૮૪૭ માં તેઓ "ગ્રાન્ડ જ્યુરર" થયા હતા. ઈ સ ૧૮૪૪ માં તેઓ પોતાના પિતાજીની પેઢીના એક ભાગ્યા થયા હતા, અને એજ વખ્તથી એક વિદ્યાભ્યાસી તરીકે તેઓ જાહેરમાં આવવા લાગ્યા.

ઈ. સ. ૧૮૪૮ માં "તોહફએ જમશીદ" નામની એક કિતાબ તેઓએ પ્રગટ કરી હતી. "કેલિલ્હ દાનેશ" નામનાં એક જાણીતાં

ટરસી ચોપાનિયાનો આ ગુજરાતી તરજુમો હતો. સર જમશેદજી જીજી-ભાઇએ પોતાના જવાન દીકરાની આ ન્હાની ચોપડી પોતાને ખરચે છપાવી, પ્રગટ કરી આપી હતી. ઇ. સ. ૧૮૫૧ માં "**તકવીયતે દીન માઝ-દયસનાં**" નામની એક બીજી ચોપડી શેઠ સોહોરાબજીએ પ્રગટ કરી હતી અરાબ્બી "**અહુદ નામેહનો**" આ ગુજરાતી તરજુમો હતો.

જુન ૧૮૫૩ માં "**રાહેપારસા**" નામનું તેમનું સઘળાંથી જાણીતું પુસ્તક પ્રગટ થયું હતુ. પ્રાણી હત્યા કરવી સજાવાર નથી તેમજ પ્રાણી હત્યા કરી, જાનવરનું માંસ ખાવુ ના રવા છે, એવું લખાણુ કરી, આ કિતાબમાં ઝંદ, પહેલવી, અરાબ્બી, ફારસી, અંગ્રેજી, લાટીન અને સંસકૃત ભાષા-ઓમા લખાયલાં એવીજ બાબતનાં પુસ્તકોમાંથી અનેક ઉતારાઓ પોતાની તકરારના ટેકામાં તેઓએ ટાંકી બતલાવ્યા હતા. આ પુસ્તકે તે વખ્તપર જબરી ચર્ચા ઊભી કરી હતી. પારસીઓએ માંસ ખાવુ કે ન ખાવું, તે બાબે દરેક છાપામાં જબરી તકરાર અને ભારે છાપાછાપી ચાલી રહી હતી. એ બાબતને લગતાં કેટલાંક ચોપાનિયાંઓ આમનસામન છાપવામાં આવ્યાં હતાં, અને લગભગ બે વર્ષ સુધી એ તકરાર તાજી રહી હતી.[1] શેઠ સોહોરાબજી એક તરેહનું લખનાર અને બીજી રીતે વર્તનાર ન હતા. એજ વખ્તપર તેઓએ માંસ ખાવાનું છોડી દઈ અનફ્ળશાકનો ખોરાક લેતો કર્યો હતો.

ઈ. સ. ૧૮૫૫ ની શરૂઆતમાં "ફિલોસૉફિક ઇનિસ્તિટયુટ" નામની એક મંડળી, શેઠ સોહોરાબજીની આગેવાની અને ઉલટમંદ કારભાર હેઠળ સ્થાપવામાં આવી હતી તેનો હેતુ મુબઈમધે વિદ્યા, હુન્નર તથા સામાન્ય જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો. શેઠ સોહોરાબજી જેવા વિદ્યાભ્યા-સીને, તેને સજીવન રાખી આબાદ હાલતમાં લાવવાની ભારે હોંશ હતી, પણ આ મંડળી લાંબો વખ્ત ટકી શકી નહિ તોપણ તેની ૨૬ માસની હસ્તીમાં, મંડળીએ ઘણાંક જાહેર ભાષણો કરાવ્યા હતાં, જેમાંનું એક

[1] જુઓ "પારસી પ્રકાશ" દફતર ૧ લુ પાને ૬૧૮.

ભાષણ—"માણસ જાતની હૈયાતી અને તેની ફરજો"—શેઠ સોહોરાબજીએ કહ્યું હતું. આ ભાષણની એક સુંદર ચોપડી "જોહુરે ઝેન્દગાની[2]"—એ નામે ઇ.સ. ૧૮૫૬ માં છપાવી પ્રગટ કરવામાં આવી હતી. ઈ. સ. ૧૮૬૯ માં "તોસીફે જરથોસ્ત" નામનું એક પુસ્તક આપણા શેઠીયા-લેખકે પ્રગટ કર્યું હતું. જરથોસ્તની સિફતમાં લખેલા ફારસી બેતોનો ગુજરાતી તરજુમો આ પુસ્તકમાં આપવામાં આવ્યો હતો હિંદુસ્તાનનો બલવો દબી જઈ, આખા દેશમાં પાછી સુલેહ અને સમાધાની થઇ રહી, તેમાટે સર્વ પ્રજાએ પોતાના ધર્મ પ્રમાણે, ઈ. સ. ૧૮૫૯ ના જુલાઈ માસમાં સરકારના હોકમને માન આપી જાહેર બંદગી કરી હતી. શેઠ વાડીઆજીના આતશબહેરામમાં પારસીઓએ શોક્ર-ગુજારી કરી હતી. આ વખતે શેઠ સોહોરાબજીએ પોતે, પોતાની જોડેલી ખાસ ગુજરાતી બંદગી વાંચી સંભળાવી હતી.[3] ઈ. સ. ૧૮૭૨-માં પોતાના મિત્ર અને મુનશી, એરવદ ઊસાભાઈ સોહોરાબજીનું ટુક જન્મ-ચરિત્ર એ શેઠે લખ્યું હતું. તેમજ તેમની યાદગારી જાળવી રખાવવાને એક ફંડ એકઠું કરવામાં તેઓએ આગેવાન ભાગ લીધો હતો. ઈ સ ૧૮૫૦ માં તેઓને "એશિયાટીક સોસાયટીના" એક સભાસદ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા, ઇ સ. ૧૮૫૫ માં સરકારે તેમને "જસ્ટીસ-ઑફ-ધી-પીસ" બનાવ્યા હતા. વળી ઈ. સ. ૧૮૬૦ માં તેઓને આપણી યુનિવરસીટીના એક "ફેલો" નિમવામાં આવ્યા હતા.

શેઠ સોહોરાબજીની એક વિદ્યાભ્યાસી તરીકેની કારકીરદીને અમે મુખ્ય અગત્ય આપી છે, કારણ તેઓ પણ સખી હતા, તેમાં કાંઈ નવાઈ રહી ન હતી. સર જમશેદજીના એક દીકરા, પોતાના બાપ તથા ભાઈઓ માફક સખાવત કરે તેમાં નવાઈ શાની? પણ તેઓ બેરોનેટ ખાનદાનનાં એક વિદ્યાભ્યાસી અને જાહેર લખનાર તરીકેજ વધારે પ્રખ્યાત થયા હતા: તે છતાં તેમની સખાવત પણ ઓછી નોંધવા જેવી નથી.

---

[2] એ પુસ્તક આજે પણ વાચવાલાયક લેખાશે.
[3] તેની નકલમાટે જુઓ "મુંબઈનો બહાર" પાને ૭૩૫-૭૩૭.

નાદાર દેવાદારોને તુરંગમાંથી છોડવવા, તેમનાં ન્હાની મોટી રકમનાં દેવાં ભરી, કંગાલ હાલતમાંથી તેમનો છુટકો કરી આપવો, એ જાતના ધર્મમાં, શેઠ મોહોરાબજી મોટી મજાહ લેતા જણાયલા છે. વાંચનારને યાદ હશે, કે સર જમશેદજીની શરૂઆતની અને પહેલી સખાવત પણ એજ જાતની હતી. વારંવાર નિરાધાર દેવાદારોનો છુટકો કરાવવામાટે જૂદી જૂદી વખ્તે મળી, રૂપિયા વીસથી પચીસ હજાર, શેઠ મોહોરાબજીએ એવા ધર્મમાટે ખરચ્યા* હતા. ઈ. સ. ૧૮૫૦ માં, પોતાના પિતાજીની વર્ષીપર, એવા દેવાદારોને રૂ. ૬૦૦૦ તેમનાં દેવાપેટે ભરી આપી, તેઓને છોડવ્યા હતા. વડોદરાના એવો કેદીઓને પણ એક વાર રૂ. ૫૦૦૦ આપી છોડવ્યા હતા. અમદાવાદના કેદીઓને પણ તેજપ્રમાણે એક વાર રૂ. ૧૫૦૦ આપી, તેમને છોડવ્યા હતા ઘણુંજ કરૂણાજનક સંજોગો વચ્ચે દીવાની કેદખાને ફસેલી એક પારસી બાઇને પણ તેઓએ સારી રકમ ભરી કેદમાંથી છોડાવી આપી હતી.

પિતાજીનાં મરણ પછીજ એમની સઘળી સખાવત શરૂ થઇ હતી. ઈ સ. ૧૮૬૦ માં "પેટ્રિઆટીક ફંડમાં" રૂ. ૭૫૦ તેઓએ ભર્યા હતા એવીજ રકમ એજ સાલમાં વાડીઆજીવાળાં ગોદીઓના સુતાર ફંડમાં આપી હતી ઈ. સ ૧૮૬૩ માં "સોસાયટિ-ઑફ-સેન્ટ-વિનસેન્ટ-ડી-પૉલ" નામની એક ખ્રિસ્તી મંડળીને રૂ. ૭૦૦ આપ્યા હતા એજ સાલમાં "નેટીવ જેનરલ લાયબ્રેરીમાટે" ચોપડીઓ ખરીદવાના ફંડમાં તેઓએ રૂ. ૧૫૦૦ ભરી આપ્યા હતા. કલકત્તાના કોઇ કેપ્ટન ગાર્ડનરનાં નિરાધાર બાળકોમાટે થયલાં ઊઘરાણામા તેઓએ રૂ. ૧૦૦૦ ભર્યાં હતા. સુરત જીલ્લાનાં માંડવી ગામની આગ વખ્તે નાશ પામેલાં ઘરો ફરીથી બંધાવી લેવાને, ગરીબોમાટે તેઓએ રૂ ૫૦૦૦ મોકલ્યા હતા. એજ જીલ્લાના, તે વખ્તના મોંઘવારી ફંડમાં રૂ. ૧૫૦૦ શેઠ સોહોરાબજીના હતા એક વેળાએ પૂણા શહેરના કોઇ ખ્રિસ્તી "ઑરફેનેજનાં" છોકરાંઓને, પોતાની એકાદ વર્ષગાંઠપર રૂ. ૨૫૦૦ ના નવા કપડાં કરાવી આપ્યાં હતા, તથા તે "કૅથોલીક કોનવેંટના" મકાન ફંડમાં રૂ. ૧૦૦૦ ભર્યાં હતા.

શેઠ સોહોરાબજીની આ સામાન્ય સખાવત હતી, તેમની મુખ્ય સખાવત, તેમના ગુજરાત તરફના યાદગાર પ્રવાસ દરમ્યાન થઇ હતી ઇ. સ. ૧૮૬૪–૬૫ માં તેઓએ ગુજરાતની મુસાફરી કરી હતી. દમણ, ઊદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા અને અમદાવાદ શહેરોની તેઓએ મુલાકત લીધી હતી અને ન્હાનો મોટો, જાતજાતનો અને નાત જાતના તફાવત વગરનો ધર્મ તે તરફ તેઓએ કર્યો હતો. રાંદેર ખાતે એક શાળા ચાલુ કરવાનાં ફંડમાં તેઓએ રૂ. ૫૦૦૦ પાંચ હજાર આપ્યા હતા. નવસારીખાતે એક લાયબ્રેરી સ્થાપવાની તેમને અરજ થઈ હતી, જે તેઓએ મંજુર રાખી, તે કામ માથે લીધું હતું, પણ પાછલથી કંઇક સબબને લીધે તે પડતું નાંખવામાં આવ્યું હતું. ભરૂચ શહેરમાં પ્રખ્યાત નર્મદા નદી કિનારે એક મોટો ઓવારો શેઠ સોહોરાબજીએ બંધાવી આપ્યો હતો, તેમજ ત્યાંની સરકારી ઇસ્પીટાલનું મકાન બાંધવાને રૂપિયા ૩૦૦૦૦ ત્રીસ હજારની રકમ કાઢી આપી હતી. વડોદરામાં તેઓ લાંબો વખ્ત રહ્યા હતા. એકવાર ત્યાંના કોઈ સ્કૂલ ફંડમાં શેઠ સોહોરાબજીએ રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર ભર્યા હતા. એ રાજ્યની વરતાલ નામની જગ્યાપરનું તળાવ, નવેસરથી બંધાવવા માટે રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર તેઓએ ત્યાંની હિંદુ મહાજનને આપ્યા હતા. તેમજ શહેરમાં અને કેમ્પમાં ધર્મશાળાઓ બંધાવી આપવા પાછલ આસરે રૂપિયા ૧૦૦૦૦ દસ હજારથી વધારે ખરચ્યા હતા. અમદાવાદમાં પણ, શેઠ સોહોરાબજી પોતાની સખાવતનો મીઠો પમરાત મુકતા આવ્યા હતા. ત્યાંની "ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને" દર સાલ ઇનામની હરીફાઈ સાથનો નિબંધ લખાવવામાટે રૂ. ૨૫૦૦ ની થાપણ ભેટ કરી હતી. તેમને નામનું આ ઇનામ આજસુધી અપાતું રહ્યું છે. ત્યાંની, એક પ્રખ્યાત નામસાથ જોડાયલી, "હેમાભાઈ ઇનસ્તિટ્યુટને" તેઓએ રૂ. ૨૦૦૦ ની મદદ આપી હતી, તેમજ "ટ્રેનીંગ કૉલેજ અને લાયબ્રેરીને" રૂ. ૫૦૦૦ હજાર ભેટ કર્યા હતા. એટલુંજ નહિ, પણ પોતાના જાતભાઇઓને માટે, એક મોટી ધર્મશાળા, તેના સર્વ સરંજામસાથ રૂપિયા ૧૫૦૦૦ પંદર હજારને ખરચે બંધાવી આપી

હતી. એ વખતપર નવસારી પાસેનાં તવડી ગામનાં દ્રાખમાંતે 'ઘ્જવાની' પવિત્ર ક્રિયા કરવામાં આવી હતી, જે વખ્તે મુંબઈ અને વડોદરેથી ખાસ 'સ્પેશિયલ ટ્રેનો' પારસીઓ માટે પોતાને ખરચે તેઓએ ફરતી કરાવી હતી. તેમજ ત્યાં મીઠાઇનું જમણ કર્યું હતું અને હજારો રૂપિયાનો બીજો ધર્મ કરવાને તેઓ ચુકયા ન હતા.

પણ તેમની સર્વથી મોટી અને સાથે ઉપયોગી સખાવત, સુરત હાઇ સ્કૂલનાં મકાનને લગતી હતી. સુરતના તે વખ્તના જડજ મી. પીનેહની સુચનાથી એ મકાન બાંધવામાટે પોતાની તરફથી રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીસ હજાર સરકારને આપવાની માગણી શેઠ સોહેરાબજીએ કરી. સરકારે તે માંગણી કબુલવાથી ઈ. સ. ૧૮૬૫ માં રૂપિયા ૩૫૦૦૦ તેઓએ સરકારને આપ્યા હતા. વળી જે જગ્યાએ શાળાનું આ મકાન બાંધવાનું નક્કી થયું હતું, તે જગ્યાપર આવેલાં કેટલાંક ઘરોના ધણીને તે જગ્યાપરના દાવા છોડી દેવામાટે બદલાની રકમ આપવા પાછળ બીજા રૂપિયા ૩૫૦૦ તેઓએ ખરચ્યા હતા. ઇ. સ. ૧૮૬૯ માં શાળાનું આ મકાન બંધાવા માંડયું હતું. અને તા. ૮ મી જાનેવારી ૧૮૭૨ ને દિવસે તે ખુલ્લું મૂકવાની ક્રિયા તે વખ્તના કલેકટરે કરી હતી. સર જમશેદજી અને તેમના દરેક દીકરાઓએ કેળવણીનાં કામને સદા ઊત્તેજન આપ્યું છે, તે વાંચનારે હવે જોઇ લીધું હશે. આ મકાનમાં મૂકવામાટે, પહેલા સર જમશેદજીનું એક મોટું પુતળું શેઠ સોહેરાબજીએ ખાસ બનાવી મંગાવ્યું હતું જેની એક જોડ "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્ટિટયુશનની" મુંબઈ કોટની શાળાનાં મોટાં મકાનમાં પણ એજ શેઠ તરફથી ગોઠવી મુકાવેલું છે.

શેઠ સોહેરાબજીની ઉપલી સઘલી સખાવત મુખ્ય કરી ૧૮૬૪ અને ૧૮૬૫ નાં ખ્રિસ્તી સાલોમાં થઈ હતી. છેલ્લાં સાલની આખેરીએ કે ઇ. સ ૧૮૬૬ ની શરૂઆતમાં ઓરિસ્સાના દુકાળ ફંડમાં રૂપિયા ૨૦૦૦૦ વીસ હજારની મોટી રકમ શેઠ સોહેરાબજીએ ભરી હતી; આ

તેમની છેલ્લી મોટી સખાવત હતી. શેર સત્તાની ખાનાખરાબીના વમળમાં પોતાના ભાઈઓ બેગા, શેઠ સોહોરાબજી પણ સપડાયા, અને રૂપિયા ચાલીસ લાખની મોટી ખોટનો જબરો ફટકો ખમી, જાહેર જાહોજલાલીભરી જીંદગી તેઓ છોડી બેઠા એ વખ્તથી વિદ્યાભ્યાસ અને એકાંતમાં તેઓ વખ્ત પસાર કરવા લાગ્યા, પણ ધનથી નહિ તો, તન મનથી વખ્ત આવવે તેઓએ પોતાનાં શહેરની અને પોતાના જાત ભાઈઓની સેવા બજાવવી ચાલુ રાખી શેઠ મોહોરાબજી આપણી 'કોરપોરેશનના' એક સભાસદ હતા લોકોપર અનેક જાતના કર વધારવામા આવે, તે સામે તેઓ વારંવાર લડત ચલાવતા અને તેથી તેઓ કેટલાક આપમતલખીઆઓની ખફગીમા આવી પડતા. એક વાર તો તેમની ચુંટણીને લગતાં મત ગણવામાં દેખ'તી ગફલતી કરી તેમને બદલે એક બીજા ગ્રહસ્થને ચુટી કાઢયા હતા. આ વખ્તાપર શેઠ મોહોરાબજીની તરફની ખરી પ્રજા લાગણી પ્રગટી નિકળી હતી, અને આખરે તેમને ઇનસાફ મળ્યો હતો હુગરવાડીના પ્રખ્યાત કેસ વખ્તે પણ એ શેઠ પ્રજાપક્ષે રહયા હતા, અને તેમ કરતા'તેમને પારસી પચાયતના અકાબરોસાથ ખતપત કરવી પડી હતી, પણ તેઓ પોતાના મુદ્રાલેખ "સાદાઈ અને સચ્ચાઈ" એને વળગી રહી, સચ્ચાઈનીજ પક્ષ ધરી રહયા હતા બીજા બેરોનેટનાં મરણ પછી, સર જમશેદજીના હૈયાત રહેલા એકપુત્ર દીકરા તરીકે તેઓને પારસીઓ ઘણું માન આપતા છેલ્લાં વર્ષો તેઓએ તદન એકાંતવાસમાં પસાર કર્યાં હતાં છેલ્લે સુધી વિદ્વાનોને બનતો આસરો આપ્યો હતો છેલ્લેસુધી તેઓએ સખી દિલ દેખાડયુ હતુ, અને કહે છે, કે એકવાર જ્યારે તેઓ પોતાના તગદરતીમા આવેલા એક મિત્રને જોઇતી મોટી મદદ કરી ન શકયા, ત્યારે તેનો હાથ ધરી, પોતે ફોકે ફોક રડયા હતા! એવુ તેમનું મોટું દિલ હતુ!

શુક્રવાર તા. ૨૬ મી મે ૧૮૮૨ ને દિવસે જલદરના બૂરા અને જાણે કુટુંબી થઈ પડેલા રોગથી, શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઈ મરણ પામ્યા એ વખ્તે તેમની ઊમ્મર ફક્ત ૫૬ વર્ષની હતી. તેઓ પોતાની

પાછલ એક વિધવા, ત્રણ હૈયાત દીકરા અને પાંચ દીકરીઓનું કુટુંબ મૂકી ગયા હતા. પારસીઓએ પોતાના માનીતા બેરોનેટના આ માનીતા બેટાને—છેલ્લી વારનું ઘટતુ માન આપ્યું હતું, કારણ તેમની પાયદસ્ત વખ્તે, તે વખ્તે દૂર ગણાતા તેમના તાડદેવના બંગલામાં, પારસીઓની એક મોટી અને વગવાળી મજલીસ ભેગી મળી હતી. જુની પોલિસ કોર્ટવાળું મકાન શેઠ સોહોરાબજીએ પોતાનાં કોટનાં રહેઠાણમાટે બંધાવ્યું હતું, જે બંધાવવા પછી રૂસ્તો પોહોળો કરવામાટે, તે વખ્તના ઊભેલા કોટની દિવાલ ભાંગી, પાછી થોડે દૂર નવેસરથી કેટલોક ભાગ બાંધવો પડયો હતો, એવી જાહોજલાલી ભરી લાગવગ શેઠ સોહોરાબજી પણ ધરાવતા હતા. તેઓની તે જાહોજલાલી ગઈ છે, પણ બાપ અને ભાઇઓ માફક સખાવતનાં તેમનાં સાદાં કામોથી તેમનું નામ પણ આપણા વચ્ચે યાદગાર છે અને રહેશે.[૪]

## બાઈ પીરોજબાઈ જમશેદજી જીજીભાઈ.

સર જમશેદજીના ત્રણ પ્રખ્યાત દીકરાઓનું વર્ણન અત્રે પૂરૂ કરતાં, તેમનાં હૈયાત રહેલાં એક દીકરી બાઈ પીરોજબાઈ આપણને યાદ આવે છે. પહેલા બેરોનેટના દીકરી, બીજા બેરોનેટના બહેન, કે ત્રીજા અને ચોથા બેરોનેટના ફોઈ તરીકે, તેમજ બેરોનેટ ખાનદાનના વડાં હૈયાત બાનું તરીકે તેમનો દરજ્જો પારસીઓમાં મોટો ગણાવો જોઇએ. "સરના પીરોજબાઈ" એ નામે આજે પણ કોઈ તેમને ઓળખી કાઢી શકે છે. બાઇસાહેબ પીરોજબાઇનો જન્મ, મુંબઇ મધે સર જમશેદજીના બહારકોટનાં જુના ઘરમાં, રોજ ૫ મો માહ. ૪ થો સાલે ૧૨૦૩ યજદજંદી, એટલે

---

[૪] શેઠ સોહોરાબજી જમશેદજી જીજીભાઈની જીંદગીને લગતી ઉપલી હકીકતની નોંધ, એમના વડા બેટા શેઠ નસરવાનજી સોહોરાબજી જમશેદજી જીજીભાઇએ આ લેખકને પૂરી પાડવાની મહેરબાની કરી હતી, જેમાટે એ શેઠનો તે બહુ આભારી થયો છે. દીલગીરી એટલીજ છે, કે આ શેઠે હાથ આપેલી ઘણીજ કિંમતી નોંધોનો, લેખકની મરજી છતાં, તેનો પૂરતો અને સંતોષકારક ઉપયોગ થયો નથી. ખોદા કરશે તો તેવો ઉપયોગ કરવાનો પણ વખ્ત આવશે.

ઈ. સ. ૧૮૪૪ ના સાલમાં થયો હતો. સર જમશેદજીના જાહોજલાલીનાં વખ્તમાં, આ બાઇએ કેવી રીતે બાળપણનો સુખી વખ્ત પસાર કર્યો હશે, તેનું હવે કલ્પિત થઇ બેસતું વર્ણન લખવાની જરૂર નથી. આ બાઇએ વખ્ત પ્રમાણે સારી કેળવણી લીધી હતી. એમના જવાનીના વખ્તમાં સ્ત્રીઓને ગુજરાતી ભાષા પણ લખતાં વાંચતાં શિખવા દીધામાં આવતું ન હતું, તેવા વખ્તમાં એ બાઇએ ગુજરાતી ભાષાનું જરૂરજોગ જ્ઞાન મેળવવા ઊપરાંત, એક અંગ્રેજી બાનું શિક્ષકના હાથ હેઠળ અંગ્રેજી ભાષાનો પણ મન માનતો અભ્યાસ કર્યો હતો. સ્ત્રી કેળવણીની તે વખ્તમાં સુદલ શરૂઆત પણ થયલી ન હતી, તે વખ્તમાં સ્ત્રી કેળવણીના હિમાયતીઓને ભારે ખમવું પડતું. એવા વખ્તમાં પણ સર જમશેદજીએ છોકરીઓમાટે નિશાળો સ્થાપી હતી, તેમજ પોતાના કુટુંબની બાનુઓને યોગ્ય કેળવણી અપાવી હતી.

ઇ. સ. ૧૮૪૫ માં, બાઈ પીરોજબાઈનાં લગન તેમના મામાના દીકરા, શેઠ શાપૂરજી ધનજીભાઈ ફરામજી બાટલીવાળા સાથે થયાં હતાં. સર જમશેદજીના પહેલા દસ્તગીર અને મુરબ્બી શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળાના તેઓ દીકરાના દીકરા થતા હતા. એ શેઠનો જન્મ ઈ. સ. ૧૮૨૮ માં થયો હતો. મી. બોઝવલ અને એરવદ સોહોરાબજી ડોસાભાઈ મુનશીના હાથ હેઠળ તેઓએ અંગ્રેજી તથા ગુજરાતી અને ફારસી ભાષાઓની કેળવણી લીધી હતી. અંગ્રેજી સાહિત્યાનાં પુસ્તકો વાંચવાનો તેમનો શોખ જબરો હતો. સર જમશેદજીએ એવણને પોતાના જમાઇ કર્યા હતા, તથા પોતાના દીકરાઓ માફક એ શેઠને પણ ચાહતા હતા, તેમજ પોતાની પેઢીપર તેમને પણ કામકાજમાં સામેલ કરેલા હતા. પોતાના સારા વખ્તમાં શેઠ શાપૂરજીએ જાહેર કામમાં ઠીક ભાગ લીધો હતો, તેમજ ગરીબોને ન્હાની મોટી ઠીક મદદ કરી હતી. પાછલથી એવણે ઘણીજ એકમાર્ગી જીંદગી ગુજારી હતી. ૬૮ વર્ષની ઊમ્મરે, તા. ૨૮ મી જુલાઇ ૧૮૯૬ ને દિવસે, એ શેઠ સર જમશેદજીનાં કોટનાં મોટા ઘરમાં મરણ પામ્યા હતા.

બાઇ પીરોજબાઇએ પણ ન્હાની મોટી સખાવત કરેલી છે, પણ તે ઘણી-ખરી છુપી અને વારવાર નનામી થયલી સમજાય છે. તોપણ પોતાના ચાલતા વખ્તમાં આ બાઇ પોતાના બાપ ભાઇઓથી તદન પછાત નહતાં. "જરથોસ્તી રવાનોને અબ્જલ મંજલ પુગાડવાનાં ફંડમાં" તેમજ ઇરાનના દુકાળનાં ફંડમાં તથા પોતાના એક દીકરાનાં મરણ વખ્તે તેમના પૂણ-માટે 'સર જમશેદજી ઇનસ્ટિટયુશનનાં' ફંડમાં તેઓએ હજાર કે પાંચ હજારની સારી રકમ ભરી આપી હતી.

આ બાઇની એકાંતુ જીંદગી વિષે વધુ જણાવવા જેવું શું હોય! તેઓ હાલ એકાંત જીંદગી ગુજારે છે તેમાં ખલલ કરવાની શી જરૂર? પહેલા સર જમશેદજીનાં ફરઝંદોમાંનાં એકલાં બાઈ પીરોજબાઈ હવે આપણી વચ્ચે રહ્યાં છે તેમના પ્રખ્યાત અને પરગજુ પિતાને, ચાર દાહેકા પછી પણ, પારસીઓ જરાક ભુલ્યા નથી, એમ જાણી તથા સાંભળીને તેમને સંતોષ થતો હોવો જોઇએ.

સર જમશેદજીનાં ફરઝંદોની હકીકત અત્રે પૂરી થાય છે, પણ તેમના ખિતાબના બીજા વારસો વિષે હવે લખવાનું રહ્યું છે.





# પ્રકરણ છત્રીસમું.

## સર જમશેદજીના વારસો.

૧. સર જમશેદજી જીજીભાઈ C. S I (ત્રીજા બેરોનેટ.)
૨. સર જમશેદજી જીજીભાઈ (ચોથા બેરોનેટ.)

"કામેલ કુદરતના તેવણ સુધ્ધા ગ્રહસ્થ હતા. પોતાના માથાના બાલની ટોંચથી તે બુટની તળેટી સુધી, રેસેરેસ, તેવણમાં ગ્રહસ્થાઈ ખરપા થઈ રહેલી હતી અમીરી ખવાસ એ સાહેબમાં હતો; એમનું દેલ મોમ મીસાલ નરમ હતું, એમના બાપદાદાનું હાતમી દેલ, દયાવંત લાગણી અને નબળાંની કદરશનાસી, કાંઈ અજબજેવી રીતે એવણમાં ઊતરી રહેલાં હતાં."

"જામે જમશેદ" તા ૧૮-૭-૧૮૯૮.

ત્રીજા સર જમશેદજી જીજીભાઇને મરણ પામ્યાને લાંબો વખ્ત થયો નથી; તેવણનો દયાળુ ચહેરો અને ખાનદાની રોમ આપણી નજર આગળથી ઘણા વારનો દૂર થયો નથી આ માયાળુ અને વિવેકી ગ્રહસ્થમાટે ચાલતો સુગો વિલાપ હજી બંધ પડયો નથી. તેઓ મરીજશે, એટલા જવાન વયમાં ચાલ્યા જશે એવો ખ્યાલ કોઇને પણ ન હતો. આ પુસ્તક લખવા માંડયું, ત્યારે તેવો ખ્યાલ તેના લખનારને તો સ્વપ્ને પણ ન હતો. તેમનાં પહેલા મુરબ્બીનાં આ અદના જન્મચરિત્રની એક નકલ, તેમને હાથોહાથ પુગાડી, તેમની તરફના કદાચ શાબાશીના બે બોલ મેળવવાની આશા આ લખનારને હતી. અફસોસ! તેમ બન્યું નથી! દોરંગી દુનિયાં અત્રે આ કલમપાસ જૂદુંજ દર્શન કરાવે છે. ખુદરતના હોકમને નમી તેમ કરવું પડેછે.

શેઠ માણેકજી ખરશેદજી જમશેદજીનો જન્મ, મુંબાઈ શહેરમાં, તેમનાં કોટનાં બાપીકાં મોટાં ઘરમાં, રોજ ૮ મે માહ ૬ થે સને ૧૨૨૦ યજદજર્દી અને તા. ૩ જી માર્ચ ૧૮૫૧ ને દિવસે થયો હતો, જે વખ્તે તેમના મુરબ્બી પહેલા સર જમશેદજી જીજીભાઈ હૈયાત હતા, અને પોતાના વારસને સાં વારસની વૃદ્ધિ થવાથી તેમને તથા તેમનાં મોટાં કુટુંબને ભારે ખુશાલી ઊપજી હતી. સાધારણ રીતે બાળવય પસાર કીધા પછી, પોતાના માતાપિતાની દેખરેખ હેઠળજ, તેમને, શરૂઆતની કેળવણી આપવામાં આવી હતી. જ્યારે શેઠ માણેકજી માત્ર છ વર્ષના બાળક હતા, તે વખ્તપર, ઇ.સ. ૧૮૫૭માં નામદાર શાહેનશાહબાનું વિકટોરીયાએ, તેમના માનવંત મુરબ્બીને "બેરોનેટ"નો વંશપરંપરા ઉતરતો માનવંત મોટો ખિતાબ બક્ષ્યો. આથી બાળક માણેકજી ભવિષ્યના બેરોનેટ લેખાવા લાગ્યા, અને એક ભવિષ્યના બેરોનેટ લાયકનીજ કેળવણી તેમને આપવાનું નક્કી થયું. આણુ ખાતેની "લોરેન્સ એસાઈલમ" નામની સ્કૂલના એક શિક્ષક, મી. ડબ્લ્યુ. એચ. હેમિલટનને ઈ. સ. ૧૮૬૩ માં તેમના તથા તેમના ભાઈ શેઠ કાવસજીના અંગ્રેજી ઊસ્તાદ ઠેરવવામાં આવ્યા. તેમના હાથ હેઠળ બંને ભાઈઓએ સાથે અભ્યાસ ચાલુ રાખી, શેઠ કાવસજીએ ઈ. સ. ૧૮૭૧ માં, અને શેઠ માણેકજીએ ઈ. સ. ૧૮૭૨ માં, મુંબાઈ યુનિવર્સિટીની "મેટ્રીકયુલેશનની" પહેલી પરિક્ષા પસાર કરી હતી. ત્યારબાદ શેઠ માણેકજીએ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજ અને પુણાની દખન કૉલેજમાં "ઓનરરી ટર્મસ" ભરી અંગ્રેજી ભાષાનો કેટલોક અભ્યાસ આગળ વધાર્યો હતો.

તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૭૨ ને દિવસે શેઠ માણેકજીનાં લગન, તેમનાં ફોઈ, તે પહેલા સર જમશેદજીના એક પૂરાં દીકરી બાઈ પીરોજબાઈનાં બેટી બાઈ જરબાઈ શાપૂરજી ધનજીભાઈ બાટલીવાળા સાથ થયાં હતાં, જે વખ્તે આપણા ત્રીજા બેરોનેટની ઊમ્મર માત્ર ૨૦ વર્ષની અને લેડી જરબાઈની વય ફક્ત ૧૫ વર્ષની હતી.

ઈ સ. ૧૮૭૩ થી શેઠ માણેકજીની જાહેર જીંદગી શરૂ થયલી લેખાશે— કે જે વર્ષમાં પારસી મુલેહના અમલદારોએ શેઠ માણેકજીને પારસી "મેટ્રિ-

મોનિયલ કોર્ટના" એક ડેલીગેટ ચુંટી કાઢયા હતા. એજ સાલમાં તેઓ પોતાના પિતા અને ભાઇ સાથ લોર્ડ નોર્થબ્રુકનાં ઇજનથી આગ્રા ખાતેની દરબારમાં પધાર્યા હતા, તેમજ પાછલથી ઈ. સ. ૧૮૭૭ માં દિલ્લીની પ્રખ્યાત બાદશાહી દરબારમાં હિંદી સરકાર તરફથી તેમને ખાસ નોતરૂં થયું હતું. ઈ. સ. ૧૮૭૫ માં તેઓને 'જસ્તીસ–ઑફ–ધી–પીસનું' કમીશન મળ્યું હતું, તથા એજ સાલમાં યુનિવર્સીટીના એક "ફેલો" સરકાર તરફથી તેમને નિમવામાં આવ્યા હતા., તે વખતપર તેઓ સર્વથી જવાન ઊમ્મરના એક "ફેલો" લેખાયા હતા.

ઈ. સ. ૧૮૭૭ ના જુલાઇ મહિનામાં તેમના પિતાજી બીજા બેરોનેટનું મરણ થયું, અને છવીસ વર્ષની ભરજવાન અને કાચી વયે, તા. ૧૧ મી જુલાઈ ૧૮૭૭ ને દિવસે તેઓ ત્રીજા સર જમશેદજી થયા. તા. ૨૯ મી જુલાઈ ૧૮૭૭ ને દિવસે તેમને પારસી કોમના વડા અકાબર નિમવામાં આવ્યા હતા, જે નિમણુક કરવાને પારસી અનજોમનની એક અસાધારણ મોટી સભા, "આલબ્લેસ બાગમાં" ભેગી થઇ હતી, જ્યાં સર કાવસજી જેહાંગીર રેડીમની–(કે જેવણુ લહડેલી તબીયતને લીધે કવચીતજ ઘરમાંથી બહાર નિકળી શકતા તેઓ પણ) હાજર થયા હતા, અને લોકો તેમની ગાડીના ઘોડાઓ છોડી નાંખી, તેમની ગાડી અંદર ઘસડી ગયા હતા. આ વગવાળી અનજોમને સર્વાનુમતે, ત્રીજા સર જમશેદજીને પારસી કોમના વડા અકાબર ચુંટી કાઢયા હતા. તા. ૧૦ મી આગષ્ટ ૧૮૭૭ ને દિવસે એ અનજોમનના પ્રમુખ મર્હુમ શેઠ ફરામજી નશરવાનજી પટેલપર એક પત્ર લખી સર જમશેદજીએ આ ઓધ્ધો સ્વિકાર્યો હતો. આ વખ્તે તેઓએ પારસી અનજોમનને વચન આપ્યું હતું કે—"જરથોસ્તી અનજોમનની સેવા બજાવવામાં અમારા બહેસ્તનશીન મુરબ્બી સાહેબો પહેલા તથા બીજા બેરોનેટ પોતાની ખાસ ફરજ સમજતા હતા, તે પ્રમાણે અમો પણ અનજોમનની સેવા બજાવવામાં, અમારી ખાસ ફરજ સમજીશું, અને જે મોટું માન અનજોમન તરફથી અમને આપવામાં આવ્યું

છે, તેને લાયક થવાને અમારા જેન્નતગુઝીન મુરબ્બીજીઓને પગલે ચાલવાની અમારી કોશીશ સદા ચાલુ રાખીશું."

ઈ. સ. ૧૮૭૯ માં ગવર્નર સર રીચર્ડ ટેમ્પલે ત્રીજા સર જમશેદજીને પોતાની ધારાસભાના એક અધિકારી નિમ્યા હતા. ઑનરેબલ સર જમશેદજી જીજીભાઇએ આ ઓધ્ધો ત્રણ ત્રણ વાર પાછા નિમાઇ, ઈ. સ. ૧૮૮૫ સુધી ભોગવ્યો હતો. એજ સાલમાં (૧૮૭૯ માં) સુલેહના અમલદારોએ સર જમશેદજીને "કૉરપોરેશનના" એક સભાસદ નિમ્યા હતા. ઇ. સ. ૧૮૮૬ થી તેઓની "કૉરપોરેટર" તરીકેની નિમણુક સરકાર તરફથી છેલ્લે સુધી થતી રહી હતી. વળી સરકારે તેમને પૂણાની "સુબર્બન મ્યુનિસીપેલીટીના" એક સભાસદ નિમ્યા હતા અને ઇ. સ. ૧૮૮૪ થી તેઓ તેના પ્રમુખ હતા. એજ સાલમાં નામદાર મહારાણી વિકટોરિયાની સરકારે તેમને "કમપૅનિયન–ઑફ–ધી–સ્ટાર–ઑફ–ઇંડિયાનો" અથવા C. S. I. નો ખિતાબ, મહારાણીજીની વર્ષગાંઠને દિવસે બક્ષ્યો હતો. ઇ. સ ૧૮૮૬ માં ઇરાનના મર્હૂમ શાહ નાસરૂદીને, પારસી કોમના અકાબર તરીકે સર જમશેદજીને એક ચાંદ ભેટ મોકલ્યો હતો, જે મુબઇના ઇરાની કોનસલ–જેનરલે,સર જમશેદજીને ઘટતાં માનસહિત હાથોહાથ ભેટ કર્યો હતો. ઈ. સ. ૧૮૯૨ માં સર જમશેદજી સુરત ખાતે પધાર્યા હતા. તેમજ ઇ. સ. ૧૮૯૫ માં અમદાવાદ શહેરની મુલાકત લીધી હતી, જે બન્ને મુલાકત વખ્તે પારસીઓએ પહેલા સર જમશેદજીના આ નબીરાને ઘટતું માન આપ્યું હતું. ઈ. સ. ૧૮૯૩ માં સરકારે તેમને "દખણ કૉલેજ" તથા "સ્કૂલ ઑફ આર્ટના" એક ટ્રસ્ટી નિમ્યા હતા.

ઇ. સ. ૧૮૭૭ થી સર જમશેદજીને અનેક જાતની જાહેર ફરજો બજાવવી પડતી. પારસી કોમના વડા અકાબર તરીકે તેમજ મુબઇના એક આગેવાન નગરશેઠ તરીકે તેમને ઘણી જાહેર સભાઓમાં ભાગ લેવો પડતો. ઘણુંક માનવંત પરોણાઓની પરોણાગત કરવી પડતી; અને પોતાને માથે આવેલી તે ફરજો તેઓ ચલાકી અને સાલેસાઇથી

બજાવતા. ઈ. સ. ૧૮૮૦ ની માર્ચ મહિનામાં તેઓએ સર રીચર્ડ ટેમ્પલનાં માનમાં એક જાહેર મિળાવડો કર્યો હતો. એજ સાલમાં એવીજ પરોણાગત તેઓએ સરકારી કાઊન્સિલના એક સભાસદ ઑનરેબલ મી. ઍલેકઝાન્દર રોજર્સની કરી હતી. ઇ. સ. ૧૮૮૨ માં નામદાર મહારાણીજીનો પ્રાણ લેવાની કોશીશ કોઈ દીવાના પુરૂષે કરી હતી, જે અલબત્તે નિષ્ફળ નિવડી હતી, તેમાટે પારસી કોમે મોટી શુકરગુજારી કરી, પોતાની તરફની મુબારકબાદીનો તારનો પેગામ સરજમશેદજી મારફતે ઇંગ્લાન્ડ પ્રિન્સ-ઑફ્-વેલ્સપર મોકલ્યો હતો.

ઇ. સ. ૧૮૮૪ માં લોકપ્રિય વાઇસરાય લોર્ડ રિપનની યાદગારી જાળવવાને ફંડ એકઠું કરવા વિગેરેમાટે બોલાવેલી મુંબઇના શહેરીઓની જાહેર સભાના સર જમશેદજી પ્રમુખ હતા. તેમજ લોર્ડ રિપનને આવકાર દેનારૂં મુંબઈ શહેરનું માનપત્ર, આખી મુંબઇની પંચરંગી પ્રજાના પ્રતિનિધિ તરીકે તેઓએ તે વાંચી સંભળાવ્યું હતું; વળી એજ વખ્તપર લોર્ડ રિપનને એક મોટું ખાણું એમની તરફથી આપવામાં આવ્યું હતું. ઈ. સ.૧૮૮૫ નાં માર્ચ મહિનામાં વિદાય થતા ગવર્નર સર જેમ્સ ફરગુસનના માનમાં 'ઇવનીંગ પાર્ટીનો' એક મોટો મિળાવડો તેઓએ કર્યો હતો. તેમજ નવા ગવર્નર લોર્ડ રેને, શહેરના પ્રતિનિધિ તરીકે આવકાર આપવાનું તેમને હાથ આવી પડયું હતું. બીજે સાલ ઇ. સ. ૧૮૮૬ માં લોર્ડ ડફરીન મુંબઈઆવ્યા હતા, તેની પરોણાગત પણ સર જમશેદજીએ કરી હતી. ઈ. સ. ૧૮૮૭ માં સખી શેઠ દીનશાહજી માણેકજી પીટીટને નામદાર મહારાણીજીએ નાઇટનો માનવંત ખિતાબ બક્ષ્યો, તે વખ્તે આખા મુંબઈ શહેરમાં ભારે ખુશાલી પથરાઈ રહી હતી, અને સર દીનશાહજીને અનેક જાતનાં માનો તથા ઘણાંક માન પત્રો આપવામાં આવ્યાં હતાં, જેનો આગેવાન ભાગ આપણા ત્રીજા બેરોનેટે લીધો હતો. એજ સાલમાં દેશીઓના એક શુભેચ્છક સર વિલ્યમ વેડરબર્નને માન આપનારી જાહેર સભાના તેઓ પ્રમુખ હતા. ઈ. સ. ૧૮૮૯ માં પુણા શહેરમાં ગાયકવાડ સર સયાજીરાવની પધરામણી થઈ હતી, જે વખ્તે સર જમશેદજીએ તેમને એક મેજબાની આપી હતી. ઈ સ.

૧૮૯૦માં નામદાર માહારાણીજીના દીકરા ડયુક-ઑફ-કોનાટની છેલ્લી મુલાકત લેવાની દેશીઓને એક તક આપવામાટે તેઓએ "ઇવનીંગ પાર્ટીનો" મોટો મિળાવડો ત્રીજા સર જમશેદજીએ કર્યો હતો. ઇ. સ ૧૮૮૯ માં "ક્રાફર્ડ કેસના" સમધમાં પોલિસના કોઈ "ઓમાની" નામના અમલદારે સર જમશેદજી અને આખી પારસી કોમની ગીબત કરી હતી, જે સામે "પ્રોટેસ્ટ" કરવાને અને સરકાર આગળ ફરિઆદ રજુ કરવાને બોલાવેલી પારસી અનજોમનની મોટી સભાના તેઓ પ્રમુખ હતા. ઇ. સ. ૧૮૯૧ માં હિંદુ માહજને ચીમોડની પાંજરાપોળને લગતી ગૌશાળા સર જમશેદજીને હાથ, એક આગેવાન મિળાવડા સનમુખ, જાહેર ક્રિયાસાથ, ખુલ્લી મેલાવી હતી

પણ જાહેર મિળાવડાઓ અને જાહેર સભાઓમાં આગેવાન ભાગ લઈ કે મોટા પરોણાઓની મહેમાનદારી કરી, સર જમશેદજીને બેસી રહેવાનું ન હતુ. સર જમશેદજીને ઘણાક આગેવાન અને જાહેર ખાતાઓ સાથ સંબંધ હતો. પારસી પંચાયતના પ્રમુખ અને તેના લાખો રૂપિયાના ફંડના વડા ટ્રસ્ટી તરીકે તેમને માથે ભારે જોખમ અને મોટી જવાબદારી હતી, પારસીઓને લમતાં આ ઊપયોગી અને આશીરવાદ સમાન ધર્મફંડોની તેઓએ બાપદાદાને પગલે ચાલી સદા સારી જતન કરી હતી, અને જો કે તેઓની માફક લાખો રૂપિયા આ ફંડમા ધર્મખાતે આપવાની તેમને નસીબનત તક મળી ન હતી, તોપણ ધનથી નહિ, એટલું વધારે તન અને મનથી આ ફંડોની ખિલવણી કરવામાં, બીજા ટ્રસ્ટી સાહેબોસાથ ત્રીજા સર જમશેદજીએ આગેવાન ભાગ લીધો હતો.

પોતાના મુરબ્બીને નામે ચાલતાં મોટાં કેળવણી ખાતાં— "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્ટિટયુશનના" તેઓ પ્રમુખ હતા, અને ધરપચ વગર પોતાને લાયકની મદદ તેને સદા કરતા રહ્યા હતા. મુમ્બઈની હિંદુ પાંજરાપોળના તેઓ નામના નહિ પણ કામના પ્રમુખ હતા. આ પાંજરાપોળને પગભર કરનાર મુખ્ય પહેલા સર જમશેદજી હતા, અને તેની ભલી યાદમાં હિંદુ મહાજને તેમના નણીરાને

પણ પોતાના કાયમ પ્રમુખ નિમ્યા હતા. ઇ. સ. ૧૮૮૪ માં સ્થાપેલી પારસી આગેવાન કલ્બ–તે "રિપન કલ્બના"–તેઓ ઘણાંક વર્ષોસુધી પ્રમુખ હતા. ઇ. સ. ૧૮૮૫ માં શેઠ ખરશેદજી નસરવાનજી કામાની યાદગારી જાળવી રાખવાની નેમથી વિદ્યાર્થીઓને અનેક રીતે ઉત્તેજન આપવાને સ્થાપેલાં ફંડના તેઓ પ્રમુખ હતા. ઇ. સ. ૧૮૮૮ માં શેઠ નસરવાનજી માણેકજી પીટીટે "પારસી ઑરફનેજ" નામનું જે માહામારત અને અતીઉપયોગી ખાતું સ્થાપ્યું હતું, તેના પહેલા પ્રમુખ પણ, ત્રીજા સર જમશેદજી હતા. ઇ. સ. ૧૮૮૯ થી તેઓ મુબઈ યુનિવર્સીટીના નાણાં ખાતાંના એક આગેવાન અધિકારી હતા. ઇ. સ. ૧૮૯૩ માં શેઠ સોહોરાબજી શાપૂરજી બંગાલીની યાદગારી જાળવવાને ફંડ એકઠું કરવામાટે નિમેલી કમિટીના તેઓ પ્રમુખ હતા, અને તેમાટે નાણાં એકઠાં કરાવવામાં તેઓએ ઊલટ ભર્યો ભાગ લીધો હતો. ઇ. સ. ૧૮૯૫ માં સરકારે તેમને મુંબઇનાં "પોર્ટ-ટ્રસ્ટના" એક અધિકારી નિમ્યા હતા. એ ઉપરાંત ઘણીક આગેવાન આબરૂદાર કંપનીઓના તેઓ પ્રમુખ કે ડિરેકટર હતા. સઘળે, તેઓ પોતાનો દરજ્જો જાળવી રાખવા છતાં, બધા સાથ સભ્યતા અને સાલેસાઇથી કામ લેતા.

ઇ. સ. ૧૮૯૩ નાં જુલાઈ મહિનામાં તેમના એક પૂરા વારસ બેટા જવાન શેઠ ખરશેદજી પંદર વર્ષની કાચી અને જવાન વયે, ભર ઊમેદો ભ્રષ્ટ કરી, મરણ પામ્યા. આ જવાનનાં કવખ્તે નિપજેલાં અકાળ મરણથી તેનાં માબાપને જબરો ફટકો લાગ્યો હતો, અને તે માટે આખી પારસી કોમે જબરો અફસોસ કર્યો હતો. અનેક ઠેકાણેથી સર જમશેદજી માટે અંતઃકરણની ખરી દીલસોઝી પ્રગટી નિકલી હતી; અને એ રાંક મહરૂમની ખરી લોકપ્રિયતા તે વખ્તે જણાઈ આવી હતી. જવાન વયમાં જતા રહેલા આ નોજુવાન મેહરૂમનો જન્મ તા. ૧૧ મી નવેમ્બર ૧૮૭૮ ને દિવસે થયો હતો, અને કહે છે, કે ખાનદાની નામ દીપાવે એવી ઘણી આશાઓ, એ ઊપરતા જવાને દેખાડેલી હતી. પણ તે આશાઓ ફળરૂપ કરવાને, ત્રીજા બેરોનેટના આ એક પૂરા વારસ જીવ્યા નહિ, અને તેમનું



CURSETJI MANEKJI C JAMSETJI Esq.

શેઠ ખરશેદજી માણેકજી, ખરશેદજી જમશેદજી.

મરણ તા. ૨૮ મી જુલાઈ ૧૮૯૩ ને દિવસે થયું. પોતાના આ એક પૂરા વહાલા બેટાને નામે, ત્રીજા સર જમશેદજીએ રૂપિયા ૫૦૦૦ નું એક ધર્મ-ખાતું પારસી પંચાયતના દફતરમાં પડાવી આપ્યું હતું.

ઇ. સ. ૧૮૯૭ માં નામદાર મહારાણી વિકટોરિયાની "ડાયમંડ જુબીલીના" તવારીખમાં સદા નોંધાઈ રહેનાર યાદગાર હીંગામપર, સર જમશેદજી ઇંગલાન્ડ ગયા હતા. પોતાના વહાલા બેરોનેટને હાથે, નામદાર મહારાણીજીને મુબારકબાદીનું માનપત્ર પૂગાડવાની પારસી કોમને ઘણી હોંશ હતી, પણ રાજ્યકી સંજોગો લીધે તેમ બની શક્યું ન હતું. તા. ૧ લી મે ને દિવસે તેઓ ઇંગલાન્ડ જવાને મુંબઇથી ઊપડી ગયા હતા. તે પહેલાં પારસી કોમે, તેમને સારૂં માનપાન આપ્યું હતું. લન્ડનની વિકટોરિયા ગોદીમાં જઈ લાગતાં, તેમને ત્યાંની ન્હાની પારસી અનજોમને દીલોજાનથી આવકાર દીધો હતો, તેમજ "ઇમ્પીરિઍલ ઇનસ્તિટયુટના" બાદશાહી દીવાનખાનામાં તેમને આવકાર દેનારૂં માનપત્ર તેઓએ એનાયત કર્યું હતું. નામદાર પ્રિન્સ-ઑફ-વેલ્સ, ડયુક-ઑફ-કોનાટ વિગેરે બાદશાહી અને અમીરી શ્રહસ્થોએ સર જમશેદજીની મહેમાનદારી કરી હતી. "ડાયમંડ જુબીલીના" દિવસની મહારાણીજીની યાદગાર બાદશાહી સ્વારી નિકલી, તે વખ્તે સર જમશેદજીને દેશી રાજાઓની સાથ, ખાસ જગ્યા આપવામાં આવી હતી. ખુદ નામદાર મહારાણીજીએ, સર જમશેદજી તથા તેમનીસાથ વિલાયત પધારેલાં તેમનાં દીકરીની ખાસ મુલાકાત, "બકીંગહૅમના" બાદશાહી મહેલમાં, તા. ૨૪ મી જુનને દિવસે લીધી હતી. સર જમશેદજી લન્ડનથી યુરોપનાં બીજા શહેરોની મુલાકાત લેવાને ગયા હતા. પારીસ, રોમ, જીનોવા, ફલોરેન્સ, પાઇઝા, ત્યુરીન વિગેરે પ્રખ્યાત શહેરોની મુલાકાત તેઓએ લીધી હતી, અને લગભગ ૭ મહિનાની સફર તથા મુસાફરી કરી અકટોબર ૧૮૯૭ માં, તેઓ પાછા મુંબઈ આવી લાગ્યા હતા.

યુરોપથી પાછા ફર્યા પછી, ત્રીજા સર જમશેદજી લાંબો વખ્ત જીવવા પામ્યા નહિ. તેઓની દેહ લડડતી ચાલી; તેમની નબળી પડતી હાલતથી, સ્નેહી અને મિત્રમંડળમાં ચિંતા પેદા થવા લાગી. કહેછે કે જલંદરના ખૂરા

રોગે તેમનાપર પણ ગલઓ કર્યો હતો, પણ એટલામાં રવિવાર તા. ૧૭ મી જુલાઈ ૧૮૯૮ ને દિવસે તેઓ મરણ પામ્યા. તેમનું મરણ લગભગ ઓચિંત થયું હતું; તેઓ એટલા જલદી મરણ પામશે એમ થોડાનેજ ખબર હતી. પણ બનનારી બની, અને ત્રીજા સર જમશેદજી પણ ૪૬ વર્ષની ભર જવાન વયે, એક વિધવા અને બે દીકરીઓ પોતા પાછળ મૂકી મરણ પામ્યા. બીજે દિવસે, "મજગામ કૅસ્ટલમાંથી" તેમની પાયદસ્ત કાઢવામાં આવી હતી, જે વખતે હજારો પારસીઓ હાજર થયા હતા, અને ગંભીર દબદબા અને યોગ્ય માન સાથ જવાન ત્રીજા બેરોનેટને, તેઓ અવ્વલ મજલ પુગાડી આવ્યા હતા. સર જમશેદજીનાં મરણથી પારસી કોમમાં ભારે વિલાપ ઊપજ્યો હતો, ઘણેક ગામે અને શહેરે તેમજ મુંબઈમાં તેમના ઊઠમણાંની ક્રિયા થઈ હતી, અને તે વખ્તે તેમનાં ખેશીઓએ આસરે રૂપિયા ૧૩૦૦૦ તેર હજારનો ધર્મ કર્યો હતો. સર જમશેદજીનાં મરણમાટે પોતાની દીલગીરી દેખાડવા તથા લેડી જરબાઈ અને કુટુંબીઓપર દીલાસાપત્રો મોકલવા-માટે પારસી અનજોમનની એક સભા, સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટના પ્રમુખપણા હેઠળ ભેગી મળી હતી. તેમજ ગવર્નર લૉર્ડ સૅન્ડ-હર્સ્ટનાં પ્રમુખપણા હેઠળ મુંબઈના શહેરીઓની એક જાહેર સભા ટાઉન હોલમાં ભેગી થઈ હતી, જેમાં પારસીઓજ નહિ, પણ દરેક કોમના આગે-વાનો હાજર હતા. આ સભામાં સર જમશેદજીની યાદગારી રાખવામાટે ફંડ એકઠું કરવાનો પણ ઠેરાવ થયો હતો.

ત્રીજા સર જમશેદજીના પુરૂપ વારસ કોઈ રહ્યા ન હતા. તેમનાં એક વડાં દીકરી, બાઈ દીનબાઈનાં લગન, 'પીટીટ બેરોનેટસીના' વારસ, શેઠ જીજીભાઈ ફરામજી દીનશાહજી પીટીટસાથ થયલાં છે, અને બાઈ કુવરબાઈ નામનાં એક બીજા બેટી પણ ત્રીજા સર જમશેદજી પોતાની પાછળ મૂકી ગયા છે. તેમનો "બેરોનેટનો" ખાનદાની ખિતાબ, તેમના હયાત રહેલા બે ભાઈઓ શેઠો કાવસજી અને જમશેદજીમાંથી વડા હયાત ભાઈ—શેઠ કાવસજીને મળ્યો છે, જેઓ "બેરોનેટસીની" સનદ પ્રમાણે તા. ૧૭ મી જુલાઈ ૧૮૯૮ ને દિનથી, ચોથા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ તરીકે ઓળખાય છે.

ત્રીજા સર જમશેદજીની સાદી અને એક માર્ગી જીંદગીની આ ટુક નોંધ છે. આજના વખતપ્રમાણે લાખો રૂપિયાની સખાવત કરવાનું અને બાપના બાપ અને કાકાઓ જેવી સખી ઊદારતા દેખાડવાનું તેમનાં નસીબમાં ન હતું; તોપણ તેઓ સખી દિલના હતા, અને કોઇને પણ નારાજ કરી પાછા ન ફેરવતા. ગરીબ કે તવંગર, ન્હાના કે મોટા, સર્વને તેઓ એકસરખા ગણતા, અને સર્વને એક સરખો આવકાર આપતા. પહેલા બે બેરોનેટ કરતાં, આ રાંક બેરોનેટને પોતાનાં મોટાં નામ અને અમીરી ખાનદાનનો દરજ્જો જાળવી રાખવાનું કામ ભારે હતું. કરોડો રૂપિયાની બાપીકી દોલત હવે રહી ન હતી, જુના શેઠીયા વર્ગનો દોરદમામ જતો રહયો હતો, કોમમાં કેળવાયલો વર્ગ વધ્યો હતો, તે છતાં ત્રીજા સર જમશેદજી, કરોડો રૂપિયાની દોલત વગર, ઠાલી દોરદમામ અને ધોંધાટ કર્યાવગર, પોતાની વધુ કેળવાયલી કોમનો પ્યાર હાથ કરી શક્યા હતા, પોતાનો દરજ્જો જાળવી શક્યા હતા, અને પોતાનાં મરણ વખ્તે, પ્રખ્યાત બાપીકું નામ અસલ જેવુંજ અમ્મર, ઝળેદાર અને લોકપ્રિય રાખી, પોતાના વારસ ભાઇને આપી ગયા હતા. જેવણને લગતી ટુંક હકીકત લખી, બેરોનેટના ખાનદાનની તવારીખનો છેડો લાવીશું.

## સર જમશેદજી જીજીભાઈ, ચોથા બેરોનેટ.

[ શેઠ કાવસજી ખરશેદજી જમશેદજી ]

શેઠ કાવસજી ખરશેદજી જમશેદજી, તે હાલના ચોથા સર જમશેદજીનો જન્મ, મુંબઇમાં, રોજ ૫ મો અસપંદાદ માહ ૭ જો ખોરદાદ સન ૧૨૨૨ યજદજર્દી અને તા. ૨ જી નવેમ્બર ૧૮૫૨ ને દિવસે થયો હતો, જે વખ્તે તેમના પ્રખ્યાત બપાવા હૈયાત હતા. ત્રીજા બેરોનેટ અને શેઠ ખરશેદજીની ઊમ્મરમાં માત્ર વીસ મહિનાનો ફર્ક હતો, અને તેથી દરેક રીતે બન્ને ભાઇઓને સાથે સાથે અને એક સરખી રીતે ઊછેરી મોટા કરવામાં આવ્યા હતા. માબાપની દેખરેખ હેઠળ તેમને એક સરખી તરતીબ મળી હતી, એકજ ઊસ્તાદના હાથ હેઠળ તેઓએ અંગ્રેજી ભાષની તાલીમ લીધી હતી. આપણને પાછળથી જાણીતા થયલા મી. ડબ્લ્યુ એચ. હેમિલ્ટન તેમના

"ઊસ્તાદ હતા. ઇ. સ. ૧૮૭૧ માં શેઠ કાવસજીએ આપણી યુનિવર્સીટીની 'મૅટ્રિક્યુલેશનની' પરિક્ષા પસાર કરી હતી, જે તે વખ્તના અસાધારણ બનાવથી પારસીઓમાં ઘણી ખુશાલી ઊપજી હતી, તેમજ ગવર્નરે વતીક, 'ચૅન્સેલર' તરીકે "કાનવેકેશનમાં" ભાષણ કરતાં, બેરોનેટ ખાનદાનના આ નબીરાને ખાસ મુબારકબાદી આપી, તેમને માટે સારૂ ભવિષ્ય વર્તયું હતું. ઇ. સ. ૧૮૭૩ માં તેઓએ આર્ટસની પહેલી પરિક્ષા–F. E. A.–પસાર કરી હતી, અને અંગ્રેજી ભાષાનો કેટલોક અભ્યાસ આગળ વધાર્યો હતો. પોતાના મર્હુમ વડા ભાઇનાં લગનને દિવસે–તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૭૨ ને દિવસે શેઠ કાવસજીનાં લગન પણ, તેમનાં એક બેહેની, બાઈ સાહેબ ગુલબાઈ તે શેઠ રૂસ્તમજી અરદેસર વાડીઆના દીકરી જોડે, ભારે ધામધુમથી "મજગામ કૅસ્ટલનાં" બાપીકાં મકાનમાં થયાં હતાં. ચોથા સર જમશેદજીની ઊમ્મર તે વખ્તે માત્ર ૨૦ વર્ષની હતી. ઈ. સ. ૧૮૭૭ માં બીજા બેરોનેટનું મરણ થતાં, શેઠ કાવસજીના વડા ભાઈ શેઠ માણેકજી ત્રીજા સર જમશેદજી લેખાવા લાગ્યા. શેઠ કાવસજી પણ હવે કાંઈ ઉપયોગી જીંદગી ગુજારવાનો વિચાર કરવા લાગ્યા. બીજા શેઠીઆઓના દીકરાઓ માફક, તેમને અયાસી જીંદગી પસંદ ન હતી. તેઓએ સરકારી નોકરી પસંદ કરી, અને જાતે કેળવાયલા હોવાથી તેવી નોકરી મળતાં, વખ્ત લાગ્યો નહિ. તા. ૫ મી જુલાઇ ૧૮૭૯ ને દિવસે શેઠ કાવસજી સરકારી નોકરીમાં જોડાયા. સરકારે તેમને નિમક ખાતામાં એક કલેકટરની પદી સાથ નિમ્યા, અને પોતાની જાતી ચંચલાઇથી તેઓની પદી વર્ષો વર્ષ વધતી ચાલી, અને જ્યારે તેમના વડા ભાઇ મરણ પામ્યા, ત્યારે તેઓ છેક બીજા વર્ગના કલેકટરના ચઢતા ઓહદાપર આવ્યા હતા, અને જો સરકારી નોકરીમાં ચાલુ રહેવાનું થને, તો ખચ્ચીત થોડા વર્ષમાં તેઓ મોટા સરકારી ઓધેદાર થઈ પડતે. શેઠ કાવસજી, એક નામદાર બેરોનેટના નબીરા, તેવાજ એક બાપના બેટા, અને બીજા એક બેરોનેટના ભાઇ હતા, અને જો ચાહતે, તો ગમે એવી રીતે પણ અયાસી જીંદગી મોજમજાહમાં ગુજાર્યા જતે, પણ તેવી જીંદગી આ સ્વતંત્ર શેઠને પસંદ ન હતી. પ્રમાણિક અને વફાદાર નોક-



SIR JAMSETJI JEEJEEBHAI, THE FOURTH BARONET

સર જમશેદજી જીજીભાઈ, ચોથા બેરોનેટ

રીમાં, વાજબી રીતે તેમને કાંઇ ખોટી શરમ લાગી નહિ, અને તેથી તેઓ જાતી મહેનતથી પોતાને માટે સ્વતંત્ર અને માનવત ઓહ્દો મેળવી શક્યા. હાલના શેઠીયાના દીકરાઓને, શેઠ કાવસજીનો દાખલો નકલ કરવા લાયક થઈ પડવો જોઈએ. ઓગણીસ વર્ષસુધી શેઠ કાવસજીએ સરકારી નોકરી બજાવી હતી, અને તે વખ્તમાં તેમને ગામેગામ અને શહેરે શહેર ફરવું પડ્યું હતું, જ્યાં સઘળે તેઓ પોતાનાં કુટુંબ સાથ એકાંત જીંદગી ગુજારતા હતા.

ઇ. સ ૧૮૯૩ માં ત્રીજા સરે જમશેદજીના એક પૂરા વારસ દીકરા જવાન શેઠ ખરશેદજી મરણ પામ્યા અને શેઠ કાવસજી "જમશેદજી બેરોનેટસીના" દેખીતા વારસ થયા.

તા. ૧૭ મી જુલાઈ ૧૮૯૮ ને દિવસે ત્રીજા બેરોનેટ મરણ પામ્યા અને શેઠ કાવસજી તે દિવસથી ચોથા સર જમશેદજી થયા. તેમના ભાઇનાં મરણ વખ્તે તેઓ કારવારખાતે હતા, જ્યાંથી તેઓ બનતી સગવડે મુંબઇ આવવાને નિકલી પડ્યા. પારસી કોમે તેમને મુંબઇમાં યોગ્ય આવકાર આપ્યો, અને એકદમ એકમતે તેમના ભાઇની જગ્યાએ કોમના વડા અકાબર તરીકે તેમને કબુલ રાખ્યા. ૨૧૦૦ પારસીઓની સહીમાથનું એક અરજપત્ર પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોપર મોકલવામાં આવ્યું, કે ત્રીજા સર જમશેદજીની જગ્યાએ ચોથા સર જમશેદજી જીજીભાઇને પારસી કોમના વડા અકાબર જાહેર રીતે નિમવા. પારસી અનજોમનની આ અરજ માન્ય કરી, પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ પારસી સમસ્ત અનજોમનની મોટી જાહેર સભા તા. ૭ મી આગષ્ટ ૧૮૯૮ ને દિવસે, "આલબ્લેસ બાગમાં" બોલાવી હતી. આસરે બે હજાર પારસીઓ તે સભામાં હાજર થયા હતા. બુઝર્ગ સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટને સરનશીનની ખુરશી આપવામાં આવી હતી. આ સભામાં ત્રીજા સર જમશેદજીનાં અકાળ મરણ માટે પારસી અનજોમનનો ખેદ જાહેર કરનાર ઠેરાવો પસાર કીધા પછી, શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ નીચલો ઠેરાવ પારસી અનજોમન આગળ રજુ કર્યો કે—

"મર્હુમ ત્રીજા બેરોનેટ સાહેબ સર જમશેદજી જીજીભાઇ પોતાના વખ્તમાં આપણી અનજુમનના ધર્મ ફંડના ટ્રસ્ટી સાહેબો તથા અકાબરો તથા બીજા આગેવાનોને પોતાની સાથે લઇને, મુંબઇની જરથોસ્તી અનજુમનને લગનાં કામકાજો જે પ્રમાણે ચલાવતા હતા, તેજ પ્રમાણે તેવણના ભાઇ, સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટે હવે પછી કામકાજ ચલાવવું, તથા પ્રમુખનો જે દરજ્જો સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બેરોનેટ ભોગવતા હતા. તે દરજ્જો સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટને આપવાનો ઠેરાવ આ સભા કરેછે."

શેઠ નવરોજી જેહાંગીર ગામડીયાના અને આખી અનજોમનના સર્વાનુમતી ટેકાસાથ આ ઠેરાવ સર્વાનુમતે પસાર થયો હતો. પાછળથી આ ઠેરાવની નકલ સર દીનશાહજીએ, એક પત્ર લખી, ચોથા બેરોનેટ સાહેબપર મોકલી આપી હતી, જેવણે વળતો પત્ર લખી પારસી કોમના વડાનો ઓહદો કબુલ રાખતાં પારસી અનજોમનની પોતાથી બનતી સેવા કરવાનો વચન લગભગ પોતાના વડા ભાઇનાં બોલોમાંજ આપ્યો હતો.[૧]

ચોથા બેરોનેટ સાહેબની જાહેર જીંદગી હજી હમણાં શરૂ થાયછે. તેઓ એક "જસ્તીસ-ઑફ-ધી-પીસ" તથા કારપોરેશનના સરકાર તરફના સભાસદ છે. તેઓ પારસી કોમના વડા અકાબર, તથા પારસી પંચાયતના વડા ટ્રસ્ટી અને તેના પ્રમુખ થયા છે. "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇનસ્તિટયુશન" જેવાં મોટાં કેળવણી ખાતાંના તેઓ પ્રમુખ છે. એ ઉપરાંત બીજાં ઘણાંક જાહેર ખાતાંઓ સાથ તેમનો સંબંધ થશે, ઘણીક જાહેર ફરજો તેમને બજાવવી પડશે, ઘણીક રીતે પારસી કોમના પ્રતિનિધિ તરીકે તેમને કોમને લાભનાં કામો કરવાં પડશે, જે સઘળા

[૧] મર્હુમ ત્રીજા બેરોનેટ, સર જમશેદજી જીજીભાઈ તથા હાલના બેરોનેટ સાહેબને લગતી સર્વ અગતની નોંધ માટે, આ લેખકનો મુળ આધાર, ખાનબહાદર શેઠ બહમનજી બેહેરામજી પટેલે "જામે જમશેદમાં" પ્રગટ કરેલાં કિંમતી લખાણો છે. મુખ્યત્વે કરી તા. ૧૯ મી જુલાઈ ૧૮૯૮ ના "જામે જમશેદના" અંકપરથી ઘણી ઉપયોગી વિગતો આ લેખકને હાથ લાગી છે.

તેમની ઝમેદ ર કારકીર્દીની નોંધ લેવનું કામ, કોઈ બીજા નસીબવત લેખકને હાથ રહેશે. બાપ દાદાનું કીર્તિવત નામ સર્વ રીતે જાળવવાને ખોદા તેમને સર્વ ભલી શક્તિ બક્ષે, એવી આપણી સાદી પણ ખરા દિલની દુવા છે. ખોદા તેમને સારી તંદરોસ્તી આપતા રહે અને તેમનો વારસ વસીલો વધે એવુ આપણું ચહાવું છે. પારસી કોમને લાભનાં, પારસી કીર્તિમાં વધારો કરનારાં, અને પારસી કોમને મગરૂર કરનારાં કામો, તેમને હાથ સદા થતાં રહે, એવી આપણી આશાભેર ઊમેદ છે, જે ખોદા ચોથા સર જમશેદજીનો નેગેહબાન, રેહનુમા અને રક્ષક થઇને પાર પડી આપે, એવુ આપણું માગવુ છે, તેમજ પારસી કોમે પોતે નિમી, પોતે કબુલી મંજુર રાખેલા, અને તેમને પ્યારૂં "સર જમશેદજી" નામ ધરાવનાર, આ અમીરી ગ્રહસ્થની બાજુમાં સદા ઊભા રહી, તેમને સદા મદદ કરી, "સર જમશેદજી" નામની આગળી કીર્તિ, આગળી જેબ અને આગળો દરજ્જો, ગમે એવા ચઢતા કે પડતા, સકત કે સુખના વખ્તમાં, જાળવી રાખવાને સદા મદદ કરવી જોઇએ, એવુ અમારૂં કહેવુ છે; કારણ પહેલા સર જમશેદજીથીજ પારસીઓ વધારે જગઆશકારા થયા છે, અને તેથી "સર જમશેદજી" નામ એકલું આ ચોથા બેરોનેટનું નહિ, પણ આખી પારસી કોમનું નામ અને પારસી કોમનો શણગાર અને પારસી કોમનો પોતાનો વારસો છે.

ચોથા સર જમશેદજીને ત્યાં એક વારસ બેટાની વૃદ્ધિ થયલી છે, જેઓ હાલ એકત્રીસ વર્ષની ઊમ્મરના ઊછરતા જવાનિયા છે જવાન શેઠ રૂસ્તમજી કાવસજી ખરશેદજી જમશેદજી જીજીભાઇનો જન્મ, તા. ૬ થી માર્ચ ૧૮૭૮ ઇ સ અને પારસી રોજ ૧૮ મો માહ ૬ ઠો સન ૧૨૪૭ યજદજર્દીને દિવસે થયો હતો. ઇ. સ. ૧૮૮૪ થી તેમને કેળવણી આપવાનુ શરૂ કરવામાં આવ્યું હતું. સરકારી 'એલ્ફિનસ્ટન મિડલ સ્કૂલમા' તેઓએ અગ્રેજી ભાષાની કેળવણી લેવા માંડી હતી, જ્યાંથી તેઓ 'સેંટ ઝેવિયર સ્કૂલમાં' દાખલ થયા હતા. સરકારી નોકરીમાં તેમના પિતાજીની બહારગામ બદલી થવાથી, તેઓ પાછલથી 'રત્નાગિરી હાઇ સ્કૂલમાં' જોડાયા' હતા, જ્યાંથી પહેલી વારની કોશીશમાંજ, તેઓએ ઇ. સ. ૧૮૯૫ના

સાલમાં, મૅટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરી હતી જવાન શેઠ રૂસ્તમજીને ઉમ્મરે પૂગ્યાને પૂરતો વખ્ત થયો નથી, એટલે તેમની જાહેર કારકીરદી વિષે લખવાનો વખ્ત પણ આવ્યો નથી, પણ વખ્ત આવતાં તેઓ પણ પોતાના પ્રખ્યાત મુરબ્બીઓને પગલે ચાલશે, એવી નક્કી આશા રાખીશું

બીજા સર જમશેદજીના ત્રણ દીકરાઓમાંના બે સાહેબો, તે મર્હુમ ત્રીજા તથા હાલના બેરોનેટવિષે લખ્યા પછી, અને સર જમશેદજીના વારસોને લગતું આ પ્રકરણ ખતમ કરવા પહેલાં, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી, તે બીજા બેરોનેટના સર્વથી ન્હાના દીકરાવિષેની કાંઇક નોંધ અત્રે લેવી અગત્યની છે.

શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી જીજીભાઇનો જન્મ મુંબઈ શહેરમાં, ઇ. સ ૧૮૬૦ માં થયો હતો. જવાન વયથીજ તેમને કેળવણી આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. 'સેંટ મેરી સ્કૂલમાં' તથા ખાસ ઉસ્તાદોના હાથ હેઠળ તેમને અંગ્રેજી ભાષાની કેળવણી આપવામાં આવી હતી. ઈ સ. ૧૮૮૧ ના સાલમાં, તેઓએ મૅટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરી હતી. ત્યારપછી તેઓએ એલ્ફિનસ્ટન તથા ડખન કોલેજમાં કેટલોકવાર વધુ અભ્યાસ કર્યો હતો. તા. ૬ થી ફેબ્રુઆરી ૧૮૮૨ ને દિવસે, શેઠ જમશેદજીનાં લગન, તેમનાં ફોઇ બાઈ પીરોજબાઇ જમશેદજી જીજીભાઇના એક બેટી, બાઇ આવાંબાઇ શાપુરજી બાટલીવાળા સાથ થયાં હતાં. ઇ. સ. ૧૮૮૩ માં શેઠ જમશેદજીને સરકારે, એક "જસ્તીસ-ઑફ-ધી-પીસ." નિમ્યા હતા, તેમજ મે ૧૮૯૦ માં, તેઓને, પારસી 'મેટ્રિમોનિયલ કોર્ટના' એક 'ડેલીગેટ' ઠેરવ્યા હતા. તા. ૨૫ મી માર્ચ ૧૮૯૩ ને દિવસથી, શેઠ જમશેદજી, "સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલેન્ટ ઇનસ્તિટયુશનના" એક કારોબારી થયા હતા. ઇ. સ. ૧૮૯૫ માં, મુંબઇ શહેરના "જસ્તીસ-ઑફ-ધી-પીસનાં" મંડળે, તેમને મુંબઇની "મ્યુનિસીપલ કોરપોરેશનના" એક સભાસદ ચુંટી કાઢ્યા હતા. તા. ૩ જી આગષ્ટ ૧૮૯૮ ને દિવસથી, શેઠ જમશેદજીને પારસી પંચાયતના એક ટ્રસ્ટી નિમવામાં આવ્યા હતા. શેઠ જમશેદજીને ત્યાં ચાર બાળકો-બે છોકરા

અને બે છોકરીની-વૃદ્ધિ થયલી છે. તેમના વડા બેટા ભાઈસાહેબ રૂસ્તમજીનો જન્મ તા. ૧ લી મે ૧૮૮૪ ને દિવસે થયો હતો, જેથી તેઓ હાલ પંદર વર્ષની ઊમ્મરે પુગી ચુકેલા છે. તેમના બીજા બાળક બેટા ખરશેદજીની ઊમ્મર માત્ર બે વર્ષની છે.

* * * * * * * *

પ્રિય વાંચનારા! પહેલા સર જમશેદજી અને તેમનાં કુટુંબીઓનાં જન્મ-ચરિત્રનો છેડો હાં આવે છે. એક ઝવેદાર જીંદગીનો અહેવાલ આખરે ખતમ થાય છે. એક પ્રસિદ્ધ પુરૂષનાં પરોપકારી કામોનું વર્ણન પૂરૂ થયું છે. સખાવતના સરદારની સિફતમાં લખવાનું હવે કાંઇ બાકી રહ્યું નથી.

પહેલા સર જમશેદજી જેવા બીજા નર કયારે મળશે? એ મહાન નરની બરોબરી કરનાર ધણી કયારે બાહર પડશે? એ પરોપકારી પારસી અદરૂપની જગ્યા હાલ ખાલી છે અને સદાકાળ ખાલી રહેશે.

શું પહેલા સર જમશેદજીની જગ્યા સદાકાળ ખાલી રહેશે? શું પારસી કોમ બીજા એક "સર જમશેદજી" પેદા ન કરશે? ના! એમ બનેજ કેમ? સખાવત માટે પ્રખ્યાત થયલી એક કોમમાં 'સખાવતના સરદાર' ન હોય એ કેમ બને?

પારસી કોમ સખાવતના એવા સરદાર વગર તદન ખાલી રહેવી નથી. જે કોમમાં "સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ" જેવા પરોપકારી શેઠીયા હોય, તે કોમમા સર જમશેદજીની જગા તદન ખાલી પડનાર નથી પારસી કોમને એ થોડી મગરૂર કરનાર બીના નથી.

પારસી કોમ અને મુંબઇની પ્રજા, પહેલા સર જમશેદજીને કદી ભુલશે નહિ. એ ખાનદાનની સખાવતનો મોટો રેશો બંધ થતાં, એ ખાનદાનન આગળા યાદગાર નબીરાઓની વખાણ ગાવાને, પારસી કોમનું મોહ પણ બંધ થઇ જશે નહિ.

તદરોસ્ત અને દુધાળી એક ગાય કેટલાં વર્ષ દુધ આપી શકે? તેમ એકજ ખાનદાન કેટલા ડાહેકા સખાવતનો રેશો ચલાવે? તેપ્રમાણે સર જમશેદ-

જીનાં ખાનદાને પાંચ ડાહેકાસુધી, સખાવતનો જે રેલો ચલાવી મૂક્યો હતો, તેનો પણ બારીક છેડો આવી રહે, તેમાં શી નવાઈ?

બસ! સર જમશેદજી અને તેમનાં ખાનદાને પૂરતી સખાવત કરી છે; તેઓએ પારસી કોમને પૂરતી મદદ કરી છે; પોતાની ફરજ તેઓએ પૂરતી બજાવી છે; પારસી કોમનું નામ તેઓએ પૂરેપૂરૂં જગઆશકારા કર્યું છે; પારસી લોકનો મરતબો તેમનાથી પૂરતો વધ્યો છે; પારસીઓએ તેમનાથી ઘણાં સુખ જોયાં છે; અને ઘણાં માન મેળવ્યાં છે. પારસી કોમ, એ ખાનદાનપાસ હવે વધારે અને નવી સખાવત માંગવાનો દાવો કરે નહિ, પણ એ ખાનદાનની આગળી અને હાતેમ સરખી સખાવતોની યાદમાં, પારસી કોમ એ ખાનદાનની ત્રીજી શું, પણ ત્રીસમી પેઢીના વારસને પણ, પહેલા સર જમશેદજી જીજીભાઈની યાદ ખાતર, સદા એક સરખું અને લાયક માન આપતી રહેશે.



# વધારો.

## વધારો—ક

### સર જમશેદજીની વખાણમાં જોડાયલી કવિતાઓ, બેત અને ગાયનો.

### સર જમશેદજીનાં મરણમાટે કવિ દલપતરામનો વિલાપ.

(રાગ પરજ.)

અરે કોણ આદમી એવો રે—જડે જમશેદજી જેવો.—ટેક.

કર્મ ધરી પુરુષારથ કાજે, કીધાં કરોડો કામ;
જીવતાં જુગભર આ દુનિયામાં, નિશ્ચળ રાખ્યું નામ—અરે કોણ ૧

મુંબઈ બંદર મંદિરનો એ તો, મોટો ભાગ્યો મોભ;
ભર દરીયે કુવા-થંભ[1] ભાગ્યો, હવે થાશે શાથી થોભ?—અરે કોણ ૨

ઘોર[2] ઘણો થયો વાટેને ઘાટે, હાટે પડી હડતાળ;
હિંમત રાખીને હાય પોકારે, કોણ બૂઢા કોણ બાળ.—અરે કોણ ૩

સાંભળી શોક સંતાપ ધરે જન, ભારે ભવન ભવન;[3]
નાવવાળે શઢ ઊંધા નાખ્યા, પ્રલયનો[4] જાણી પવન.—અરે કોણ ૪

---

૧ વહાણનો કૂવાથંભ. ૨ અવાજ. ૩ ઘરે ઘર. ૪ પ્રલય-અંત કાળની મોટી રેલ.( Delnge)

કોરટના કારભારિએ કીધાં, કોરટનાં બધ કાજ;
ચારપગાં પણ ચારો ન ચાખે તો, નર કેમ ખાય અનાજ—અરે કોણ ૫
જોતાં જણાયો સૂરજ ઝાંખો, ભાસિ[1] ભૂમિ ભયંકાર;
લોક પજા સહુ શોકમાં લાગે, સૂનો દિસે સંસાર—અરે કોણ ૬
દવાખાનામાં દરદથી દુઃખિયાં, લોક રૂવે લાચાર;
નિશાળ માંહિ નિશાળીયા રૂવે, યાદ કરી ઉપકાર.—અરે કોણ ૭
પાંજરાપોળનાં પ્રાણી પોકારે, એનો ગયો આધાર;
સાહેબ લોકનો ગયો સનેહી, ડાહાપણનો દેનાર.—અરે કોણ ૮
કોણ ફિકર હવે લોકની કરશે, હરશે હરકત ત્રાસ;
અતરનો અભિલાખ[2] ઉચરશે, પરજા કોની પાસ?—અરે કોણ ૯
હિંદુસ્થાનનો હતો હિમાયતી, પામરનો[3] પ્રતિપાલ;[4]
નેક શાણી સરકારનો સૂબો, ડાપણદાર દયાલ.—અરે કોણ ૧૦
માનવી માતર જે જે જગતમાં, જૂદી જૂદી બધી જાત;
સાંભળતાં શોક સાગરમાં પડી, વારેવારે કહેવાત.—અરે કોણ ૧૧
ખાલી દિસે રતનાગર ખેતર, ઉજડ જેમ આ વાર;
ખરેખરો ખેડુ હતો તે ખોયો, ખરી ખાંતે[5] ખેડનાર—અરે કોણ ૧૨
સવત ઓગણીસેં પંદરાનો, ચાલતાં ચેતર માસ;
ક્યાંથી અભાગણી બારશ આવી, તે ઉપજાવ્યો ત્રાસ.—અરે કોણ ૧૩
વિજળીએ જઇ વાત પહોંચાડી, ઠેકાને ઠામો ઠામ;
સાંભળતાં થયાં સર્વે ઉદાસી, કોઇ કરે નહિ કામ.—અરે કોણ ૧૪
પોણોસો વરસ ઊપર નવ પુરા, માંહિને ગણિયે માસ;
ભૂતળ આયુશ એટલું ભોગવી, વળતી કીધો સ્વર્ગવાસ—અરે કોણ ૧૫
ધર્મ ધુરધર[6] ધીરજ ધારી, પામ્યો પ્રભુનો પથ;[7]
જન્મ કથા કવિતાથી જેના, ગરવા[8] બનશે ગ્રંથ.—અરે કોણ ૧૬

---

૧ દેખાઈ. ૨ ઊમેદ. ૩ ગરીબનો ૪ પાળનાર. ૫ મહેનતથી ૬ ધર્મની ધુસરી ધસડનાર. ૭ માર્ગ. ૮ મોટા.

નારીનરો જેનાં નામને રોશે, પુરો સંભારીને પાડ;
જેને છાએ જમશેદ ગયા હશે, ઝાંઝાં રોશે ઝાડ.—અરે કોણ ૧૭
ભારત[1] ચીન વિલાયતમાં જેણે, મેળવ્યું મ્હોટું માન;
વિધવિધ ઉપકાર વખાણે, આખો દેશ ઈરાન;—અરે કોણ ૧૮
'નાઈટનું' ઉપનામ અપાયું, બીજું એ 'બારોનેટ';
જનનો હેતુ મહારાણીએ જાણી, ભાવે કર્યો ચાંદ ભેટ—અરે કોણ ૧૯
બેશ[2] તળાવ કુવા પુલ બાંધ્યા, પાણીની હરવા પ્યાશ;
ધિંગી[3] રચાવી ધર્મશાળાઓ, કંઈ નવ રાખી કચાશ.—અરે કોણ ૨૦
સુરત નવસારી ને પુનાના, સજ્જનો પુરે સાખ;
રૂપૈયા પરઉપકારમાં આપ્યા, લેખે પચીસ લાખ.—અરે કોણ ૨૧
મહાજનનો એ તો મોવડી[4] હતો, દેશ કિલ્લાનું કમાડ;
કલ્પતરૂ[5] કલિકાળમાં[6] કહિયે, લોક લડાવણ લાડ—અરે કોણ ૨૨
થયા નથી, ને–થનાર નથી, નર જગમાં જેની જોડ;
સ્વારથ ને પરમારથનાં જેણે, કીધાં કામ કરોડ—અરે કોણ ૨૩
પારશિયોનીજ[7] પરમ[8] પુરૂષનાં, નામ લેશે જે ઠામ;
સ્નેહ સહિત સદાય સંભારશે,[9] નિર્મળ જેનું નામ —અરે કોણ ૨૬
એ મહાન પુરૂષને મળવાની મોટી, હૈડામાં રહી ગઈ હામ;
ગણી ગણી ગુણ ગ્રંથમા ગુંથીને, રાખત દલપતરામ*—અરે કોણ ૨૭

---

૧ હિંદુસ્તાન ૨ સારા. ૩ મોટી. ૪ વડો. ૫ સઘળા ઉમેદ પૂરી પાડનારૂં એક કલ્પિત ઝાડ. ૬ કળજૂગ ૭ પારસી. ૮ પોતીકાં. ૯ યાદ કરશે

* કવિ દલપતરામની આ કવિતા સર જમશેદજીના મરણ વખ્તે, તા. ૨૦ મી મે ૧૮૫૯ ના "મુંબઈ આબ્રૂકના" અંકમા પહેલીવાર પ્રગટ થઈ હતી, પણ તે ઘણી અધૂરી અને અશુદ્ધ છપાઈ હતી, મી પટેલનાં "મહાજન–મંડળ" નામના પુસ્તકપરથી હાલમા આ કવિતા ઉતારી લીધી છે [પાને ૧૦૦૭.]

## સર જમશેદજીનાં મરણમાટે મી. "મનસુખનો" શોક તથા શિખામણના સુંદર સુખનો.*

ઊઠરે ઓ જીગર તું બીદાર હાં થા,
સુસ્તી ને ગફલતથી હુશીઆર હાં થા.
કે જમના જહાદો જીવો વાટેછે,
આ અજલનું મેદાંન બહુ કોશાદેછે.
તાંહાં જાવુંછે તુંહુનેબી આખર અંજાંમ,
તેજ જગે તાહારો છે છેહેલો આરાંમ.
તાંહાં સરદાર ને સીપાઇઓ કુલ સાથછે,
તાંહાં અમીર ને ફકીરનો મીલાપછે.
ખુદ પાદશાહનું તખત તાંહાં કરકટીછે,
તાંહાં માલ અને મીલકત સીહા મટ્ટીછે.

ગમે એવો હસે તું મોટો સરદાર,
પણ અનધારી ખાકજ છે તાહારો કરાર.
મોહોટાઈ ને તુનદાઈનું નથી તાંહાં કાંમ,
બદી કરસે તુંને ગોલાંમનો ગોલાંમ.
પાદશાઈ સવારી તાંહાં અકાર થસે,
ભલો તાહારો પેઆદો તાંહાં સરદાર થસે.
આ જગતનાં ચમનમાં તું ગુલ હોસે,

* મી. મનસુખનાં "ગંજનામહમાંથી" અને આપેલી થોડીક બેતો ઉતારી લીધામાં આવી છે; બેતબાજીની તેની રચના સંભાળવામાટે, ભાષા કે જોડણીમાં કાંઈ ફેરફાર કરવામાં આવ્યો નથી. એને લગની પૂરેપૂરી બેતોમાટે વાંચો, મી. મનસુખનું "ગંજનામું" પાને ૪૦૭ થી ૪૧૭.

ઇઆ હમતું ને બોલતું તું બુલબુલ હોસે,
મણ સેવટે કાંટાથીજ ઘાહેલ થસે,
ઊપાએ તારો કરનાર—તાહારાં ફેલ થસે.
વાસતે એ ગંભીર ને દાનાંવ દીલ નર,
સદા રાખજે સાહેબના , ઈનસાફનો દર. ૨.

કે શુંની આવી દુનીઆમાં સઊછે અબસ,
નહી રેહેસે દોલત ને રૂપ—રંગ ને કસ,
સેવટ રેહેસે તાહારો તો કરતુકજ ઇઆર,
અગર કરસે છુપું—અગર આશકાર,
પણ સાહેબના ઈનસાફથી બચનાર નથી,
બદલો તાહારો કોઈ બાંહાંને ટલનાર નથી.
ભલી ભલાઈજ કરવીછે આહ સજાવાર,
બાકી નથી રેહેવાનું કંઈ યાદગાર. ૩.

"બેહદ જેની રોશનાઈ—ને બેહદ ચેરાગ,
નો મનગાર છે દીપતો જેમ નઓરોજનો બાગ,"
તેબી ફરતો રેહેછે, હર સોબ અને શાંમ,
નથી તેહેને બીલકુલ એક પલનો આરાંમ.
જમાંનો નથીજ આપતો તેહેને ફુરસત,
કે ભોગવે એક પલનીબી તે કંઈ રાહત.
કુદરત કુલે મશગુલછે રંજમાંજ સદા,
રંજથીજ થાએચ રાહત કે હોરમત પેદા. ૪.

એજ રીતનાંછે આએ કુલ દુનીઆનાં કાર,
ન જાણે કોઈ છુપાં—નહી કોઈ આશકાર.
અગર તું જમાં હોએ કંઇબી અકલ એ ભાઈ,

તો રાખજે જીગરમાં તે ભવનીજ આગાહી.
કરતો રેહેજે આખેરનોજ હરદમ વીચાર,
નો રાખતો ગરદન પર તકસીરનો ભાર.
બદન રનજમાંજ રાખેલું ઠરસે રવા,
ભલાં કાંમની રંજમાંજછે જીંનતની રાહ. ૫.

હવે સાંભલ એ ભઇકે ,ગજબ ,હાંછે,
બદ સંતાપ ને સેતમ કુલ અજબ હાંછે.
સનસારી મીઠાસ કુલ થાએઓછે જેહેર,
હવામાંથી નીકલેછે દુખ ભરી લેહેર,
આતશબી મારેછે પુર થનડી હાએ,
બરફ ગમથી બંલી કરેચ હાએ વાએ,
કુલ પંખી ને પરવાંનાં મારેછે બુમ,
કે આ શેહેરનો ચેરાગ ખુદ કાંહાં થએો ગુંમ ? ૬.

રોશનીનું થાએઊચ હાં અંધારૂં કેમ ?
આ રંગીલાં ગુલનું મોહોડું કાલું કેમ ?
આ ચમનનો માલી તે કાંહાં જઈ છુપો ?
તે કાંહાં ગીઓ પારસીની કોમનો સુબો ?
કાંહાં ગીઓ ઊદીઓગનો નેકનામ વીરો ?
કાંહાં ગીઓ વેપારની સંફનો તુરો ?
મુંબઈના "મરચંટનો" માંનવંતો કાંહાં ?
મુફલેસનાં જીગરોનો બલવંતો કાંહાં ? ૭.

જોસે જગનાં લોકો કે આફત હાંછે,
નેક નર જાંહાં મરે તાંહાં રાહત કાંહાંછે ?
સુખ જાંહાંથી નાહાસે તાંહાં બાકી રેહે સુ ?

સુખ જેહેની જાએ તે સીધુ કેહે સું?
જુદાઈ જેહેનો સાથી તે રડે નહી કાંએ?
ગમજ જેહેનો ખોરાક તે મરે નહી કાંએ?
ઊમેદ જેહેની જાએ તેહેને ગમત તે સું?
પનાહ જેને નહી તેહેને હીમત તે સું? ૮.

ગમે *કોણુને ખરેઓ કે રડેઓ નહી તે?
જીવેઓચ. કોણુ એવો કે મરેઓ નહી તે?
જીવવું તેમ મરવું તો સજાવારછે,
મધુર ગુલની સાથે જેહેરી ખારછે,
પણુ એવા નરનુ મરણુ ખરી ધારછે,
એવા નર જાંહા મરે તાહાં અધકારછે,
એવા નરનાં મોહોત ઉપર ધીકારછે,
મોહોત તેહેનેજ ભલુ જે બદકારછે. ૯.

'હાતમ' સરખા ખવાસનો અમીરી 'જંમ'
કરણી જેહેની સફા,—સખી જેહેનો દંમ.
એકીન જેહનું નીરમલ, ખોદા જેહનો એક,
દીન જેહેની બરતર, દુનીઆદ જેહેની નેક,
બખત જેહનું રોશન, ને બદન કવી,
ધ્રુજે જેહેની ધમકીથી "બુધ" ને "રવી,"
નહી હતો જેહેમાં કઈ ખાલી દમાંમ,
હતી જેહેમાં ઈનસાનની ખુબી તમાંમ. ૧૦.

તે નર જેવો મરે તો કોણુ નહી રરે?
કોહોલા કેમ,—જીવે જાંહાં સહીઓ મરે?
દરીઆેજ જાંહાં સુકાએ, તાહા મછી રેહે કાહાં?

સરદાર જા'હાં નાબુદ તાંહાં કેમ હોએ પનાહ ?
માલો જા'હાં વીખરાએ–તાંહાં ચલીઆં રેહે કેમ ?
હુલા—–આંધરા સીપાઈ તે કેમ મારે નેમ. ?
જે મરસે તેજ ફરીને મરનાર નથી,
એવાજ નરો હર વખત મલનાર નથી. ૧૧.

ખરો દાંનાવ જા'ણુજે તુ' 'જમ. નેજ' એ ભાઈ,
કીધી જેણે જગમાં નેકીજ સ'ગ. આશનાઈ,
ખાઈ—પીઈ—ખવાડીને બખશીશ કુલ,
લઈ ગયો સેવટ જગમાં જસરસ અમુલ.
વરસ પોણોસોની––—જગની સફર
માં સોસેઆ અનેક રીતનાં ર'નજ ને રગર,
પોહુતો સલામત ધારેલે જ મુકાંમ,
જીહીતીઓ ખરી હીમતથી માંન અને નાંમ. ૧૨.

જમાવ કીધો કોશેશથીજ ગ'જ બેશુમાર,
સનસાર ખેતમાં વાવેઆં ખુબીવ'તાં જાહાર.
પછે ચાહીશ નીરાંતે ચાખવાને ફલ,
પણ કીધો જમાંનાએ અચબુચ નીસફલ!
હુસદખોરી આંખ તે પર કીધી કરડી,
બેવફાઈની પીઠ તે સ'ગ એક દ'મ મરડી,
ફે'કેઓ તેનાં તન ઊપર જાલ'મ એક રોગ,
થાએઓ તેજ રોગનો એનેક "જમ" ખુદ ભોગ. ૧૩.

અજલના શરાબની આવી જેહારે લેહેર,
ચાહી તેહેના જીવે પેલી જગની સેર.
કીધો ' તેણુ કુચનો કુલ અસબાબ તઈઆર,

દીઠું નહી હાં લ'બાન રેહેવા સજાવાર.
કીધી તેણે નરમીથીજ સઊને આગાહી,
કે એ સેઆંણી નારી,—એ દાંનાં દીલ ભાઈ,
કરજો તહમો આ માહારી કુચપર વીચાર,
ખરી અગત અગાઊ રેહેજો સઊ તઈઆર.
ખાકી • બદન • ખાકનેજ હાં સોંપવાનુછે,
હાથનુંજ • કીધું તે જગમાં લઈ જાવુંછે.
જર અને માંન છે જેમ તકલીદી ખાખ,
ઊંમર આપરીછે જેમ વેહેતું-રેલતું આબ.
થઈચિ માહારી લગભગ હાં પાકી ઊમર,
રંજ—સખતી ખેચીનેજ મેલવીઊ જર,
દાંનાવનાજ કોલ મુજબ કીધા કુલ કાંમ,
ઊદીઓગ કીધો સતથી મેં સોબ અને શાંમ. ૧૪.

ઘણી હુમી——ખુશી ને રમુજ મેં જોઈ,
જે જોઇઊછે મેં તે જવાલ જોમે કોઈ.
દીધોછે તે દાદારેજ મહને જે જર,
તે સોપુંચ હું તમોને-કુલ હાલ ગજર.
કરજો "રબ" નાંજ ખુશીથી હર દમ શોકર,
દુરબીનની રાખજો હર કામમાં નજર,
લેજો નાચાર બેચારની દુવા ઓફરીન,
સાચવજો જીગરમાં ઈઅજદાંનીજ દીન. ૧૫.

નસીઅત મારી રાખજો એ ભાઈ સદા ઇઆદ,
બીજી વાતો કરજો તું સદાબરી બાદ.
વલી બીજા સાંભલ તું મખુંન ઓતંમ,

કે સુખમાં નાં ભુલતો સાહેબને એકદંમ.
રખે થતો તેથી હરગેજ નામોરાદ,
કે નામોરાદ નેએચ હર રીતે ઈજા જીઆદ.
સંતોશમાંજછે દુખનો ઓંતંમ ઊપાય,
સંતોશ વીના કુલ સુખો બરબાદજ થાય. ૧૬.
એટલું બોલી થાએઓ તે અચબુચ બેતાબ,
નહી ચાલી તકદીર પાશ તદબીરની વાત.
આવી લાગી અજલના પારધીની જાર,
થએઆ તેમાં "જમશેદજી સર" ગીરફતાર.
શેકાર પેરે પકરાઈઊ તેમનુ રવાંન,
જગત દીસી તેમને ખરૂં બીઆબાંન.
હકીમોની હીકમતો થઈ કુલ નાચાર,
નહી આએઓ દુનીઆનો જર ને માલ કાર. ૧૭.
હધારસોને પચાસ ને નવનાં સને,
ઇસવી માસ એપરેલના ચઊદમે દને,
બાર ઉપર બે ની બદ રાતને સમે,
કુચ કીધી જગથી તે નાંમવર "જમે,"
કીધી સઊને સેવટની છુપી સલાંમ,
ગીઓ જાથુક સવરગનાં સુખીઆરે ગાંમ.
સદા દીપતા ચાંદલાથી ચેહેરો રંગીઓ,
નેક કીરતીનું કુંકું કપાલે લઈ ગીઓ. ૧૮.
કારેગ થાએઓ "જારે જગથી નેક "જંમ,"
ઊપજે તેનાં કુટંબને અતીસે ગમ,
થાઈ તેમની ખુશીની શેશની સીહા,

અવાજ નીકલા અફ્સોસના હુ હો ! ને હા !
કંઇએ કીધાં તંનપરના વસતરો ચાંક,
કંઇએ ભીંજવી આંસુથી જમીનની ખાક,
કીધા કોઇએ ગમથી ચેહેરા ખુનદાર,
કીધા કોઇએ જુદાઈમાં દીલ સોગદાર. ૧૯.

આવેઆ લોકો હર કોમનાં સેંકડો હજાર,
થએઆ સઉના જીવડા અતીસ બેકરાર,
એકની જુદાઇથી કુલ ગંમગીન થએઆ,
રૂખસાર તેમનાં દુખથી કુલ રંગીન થએઆ.
ગોયા ઊગેઓ ગમનોજ તે દીન આફ્તાબ,
કીધું સઉનાં તનનું લોહી બારીને આબ,
જલ—પાંન-ને જમીન કુલે બલતી થઈ,
ખુશાલ દીલની આલંમ કુલે રરતી થઈ. ૨૦.

ગરમ ગમની ગરમીથી પુર થઈ ચશમ,
વેહેતા જહુરા પેરે વહીઊં આબ નરમ.
ફેલાઈઊં બદ આફ્તનું ગોયા વાદલ,
સહુવાર થઈ ગોયા કાલી રાતમાં બદલ.
ચરંદા——પરંદાં——ને માહીંઓ તમાંમ,
ગોયા પાંમેઆં ગેબથી એ મોહોતનો પેગાંમ'
કીધી ગંમથી છુપી ને જાહેર ફરીઆદ,
ચાહી તેહેના રવાંનપર તે "રબ" ની દાદ ૨૧.

કીધી તેહેના કરતુકની બહુ બહુ વખાણુ,
રડી તે પર ફરતી જમીન ને જમાંન,
આએ "રંગીન મુંબઈનાં શેહેરની રઇએત,

શેઠાંણી—ગોરાંણી ને—ચાકર ને શેઠ,
ગુલ પરનાં બુલબુલ ને ઘરપરના કાગ,
બોલેઆં તેહેની ખુબીના હજારો ફાગ,
કે "સર" જેવો સફરમી પુતર નેક,
નહી જણસે માતાઓ જગમાં હરગેજ. ૨૨.

રહેઓ જગમાં નજદીક તે પોણોસો સાલ,
પણ છોડી ગીઓ સેવટ કુલ જર અને માલ.
કીધી જીવની વસતીથી કાએઆ ખાલી,
પોતે જઈ જીવતાંને સોંપી જનજાલી.
એવીજ રીતનોછે હાલ સઊનો એ ભાઈ,
અગર તુને હોએ તંગી, ઇઆ પાદશાહી.
અગર બંધે જગની હોએ તુંને દાંનાઈ,
તોબી તુને નહી મલસે જગથી વફાઈ. ૨૩.

ગુજરેઓ તે હીંમતી ખુદ નર નાંમદાર,
રહી તેહેનીજ ભલાઈ હાં કુલ ઇઆદગાર,
થઈ તેહેની જગો આએ ભવથી ખાલી,
ગઈ જગની સફરની કુલ જંજાલી.
આ જગછે એ ભાઈ ગોઆ ધરમસલા,
નહી રેહે મુસાફર તાંહાં સઘલીજ વેલા.
એક ઠાંમથી નીકલીને જાએચ બીજે ઠાંમ,
ભુડું—ભલું સોસેચ સફરમાંજ તમાંમ. ૨૪.
સેવટ ઠડેચ જઈને તે અસલી મુકાંમ,
સફરનીજ અજમાએશ તેહેને આવેચ કાંમ.
નથી રેહેતું નેક કે બદ જગમાં સાબેત,

અપટને છે જીંદગી તમામ ખાલી વેઠ
જે રનજ એ ચી જગનો જર કરેચ જમાવ,
જે લોભ અને હવસનોજ રેહેચ આશનાવ,
દોલત ને હોરમત ને મેહેલો બુલંદ,
નહી ઠડસે સેવટ કોઇને ફાએદેમદ ૨૫.

ગીઓ મોટી ભલાઇથીજ "જમ" નામવર,
આઓં તેહેનીં જગે પનોતો પીસર,
હતી જેહેના દીલમા નેક પીતાની પદ,
ભાએગ જેનુ રોશન ને હીમત બુલંદ
એવીજ રીતનીછે આએ જગની રસમ,
બેટાથી રેહેચ પીતાનુ નામ ને કરમ
બેટાનેજ છે બાવાના ઊધરતા લાર,
છે જગમા બેટોજ બાપનો છેહેલો આધાર ૨૬.

---

## "સર જમશેદજી"

[ મર્હુમ જમશેદજી નસરવાનજી પીટીટના કવિતા સંગ્રહમાથી ]

જેમ પ્રસારે પવન ફૂલ સુગંધ અતિ હાસે,
તેમ પાથરી તે એવી દયા મયા ચોપાસે,
કે દુખ, ડર, સેતમ, દર્દે થયા તેને વાસે,
ને ચીંઠડેહાલ ગરીબાઈ, હેબત ખાતી, નાહસે,
જે ઊત્તરમા જીવ લઇને નાહસી, દોજખમા જઇ કાપે,
આ ધારી જ્યા રાજ કરેછે, સૃષ્ટિને છેક નાકે.

---

## મર્હુમ સર જમશેદજી જીજીભાઈ બેરૅનેટની કીર્તિ*

(ગજલ.)

ધન ધન જમાને જમશેદ, કલા તાહરી પાકી—
ફાની કાયા ફના થઈ, કીરતિ રહી બાકી. ધન ધન.

એ સખાવતના શાહ ધરમના ધણી—
એ દૌલતના દરિઆવ, બખશેશના બાગી. ધન ધન.

એ એશિયાના હીરા, યુરોપના વીરા—
હિંદુસ્તાના ઊમરાવમાં ગયો નામ રાખી. ધન ધન.

એ "ગોલકંડાના" ઝહવેર, સીલાનના મોતી—
આસ્ટ્રેલિયાના જહવેર, કાલીફોરનિયાની ચાંદી. ધન ધન.

એ દોલતના દરખ્ત, ખજાનાના ખેલ—
તારા દ્રવ્યના જહરાથી જગે લીલોત્રી લાગી. ધન ધન.

એ હોરમતના ઉમરાવ, આબરૂના હાકેમ—
માન અકરામના બાણુપર, ઈજતે નેમ તાંકી. ધન ધન.

સરદાર "સર" બખતાવર બેરોનેટ—
વિકટોરિઆએ કર્યો, તને શાકી. ધન ધન.

ઉમરાવોની શંફમાં લન્ડનનું 'ફ્રીડમ'—
તે પાદશાહજાદીએ દીધુ તને આકી. ધન ધન.

એ ઉગમણુની આંખ, આથમણુના નાક—
ચોખુંડ પૃથ્વીએ, દેહે પંકાયલી પાખી. ધન ધન.

---

* "પારસી કસરત અને ગુજરાતી ગાયન મંડળીના" એક મિળાવડા વખ્તે ગવાયલી ગજલ [તા ૫-૧૧-૧૮૫૯.]

યુરોપ એશિયા, આફ્રિકા એમેરિકા—
એ ચોખંડ ખંડ, તને જોયે તાકી. ધન ધન.

ધનવાન, મૌનવર્ત, પુત્રવાન પૂરા—
એ શુરા મરદ ભાયેગશાલી ગાડીને હાંકી. ધન ધન.

એ ધરમનાં ધાંકણુ, કયાનીઓના ઢાંકણુ—
હમજાતીઓના હીત સારૂ, હરદમ કસી છાતી ધન ધન.

એ જગંમીત્ર દાતાર, જરથોસ્તી ફેડનાં મુળ—
એ પ્રાકરમી પરતાપી, પારસીઓમાં કીર્તિ તે રાખી ધન ધન.

ઓ પચના પરમુખ, પરોપકારી પુન્યવાન—
પારસીઓનાં દરેક 'ફંડમાં' આગેવાની તે ચાખી. ધન ધન.

એ પૃથ્વી પ્રસીદ્ધ પરદુખ ભંજન—
એ શકલગુણી, ગરીબો સારૂ મોટી રકમ નાંખી. ધન ધન.

ઈસ્પીગલ, પુલ, પારસી કેલવણી ખાતુ—
એ ઉંચા સોદાગર, બેહદ ખાતાં તાહરી પાટી ધન ધન.

એ શુભાગ્ય સોદાગર; વીરરશ વેપારી,—
નોશેરવાન બદો, કીર્તિ ગાય તારી. * ધન ધન.

---

* છાપેલી આપેલી ઉપરની ગજલ જેવા, સર જમશેદની વખાણમાં જોડાયલા ખ્યાલો અને ગરબાઓ ઇત્યાદિનો મોટો સમુહ કદાચ કોઈક મહેનતથી એકઠો કરવામાં આવ્યો હતો, પણ હાલના વાચક વર્ગને તે મુદલે પસંદ આવે, એમ ન લાગવાથી તે સઘળુ અત્રે દાખલ કર્યું નથી

# સર જમશેદજીની યાદે આજની ઓલાદ.

[ મી. "રફિકની" ખાસ રચેલી ગજલ ]

ભલો જે જાન લઇને માન ગયો આ જહાંનથી ચાલી,
જમાનાને શીખાડી: "ચાલ એ નરની ભલે ભાલી;
"ભલી જે જીંદગી રાખે તનો મન જાનથી પાકી,
"જિગર જગનાં કણુ નહીં રહે તેની ખુશ યાદથીઃ ખાલી;"
કહો કોણને દિલે નહીં યાદ ભલા સર જમનું ખુશ બખ્ત નામ,
સખિદિલ જે હજારોને હજ્જરોથી ગયો પાલી;
ઉગે બાગે ફુલોની વેલ, ચંપાનો મહકતો ખેલ,
ફેલાવી તેમ સુગંધ દિલે સખાવતનું સુખડ બાલી;
ખરાબે ગયેલું તેરવે જેમ ભલો માલમ પોતાનું જહાજ,
ગરીબોની લઇને દાઝ તેરવ્યાં સંકટો ટાલી;
કંઇકોની રખાવી લાજ, કરોડોને ભણાવી પાઠ,
હુનર એલમનાં ફુલોથી ફુલાવી મગજની ડાલી;
ગગનમાં જહાં તુલીક સુરજ ને ચંદાનું રહેશે તેજ,
રહેશે નૂર નરનું તે નહીં શકશે કોઈ ખાલી; *
ગગન જેના ગુણો ગાય, મહાથી નૂર અંકાય,
પુકારે જગ ખુશંદી, ગાય કીરતી ન્હેર ને નાલી;
ગુજરતાં નહીં ગુજર્યો તે, સુગંધથી લ્હા પમર્યો જે,
સુગંધ શાની? સખાવતની, અરે ઇશ! કયાં એવો વાલી?
ખુદા! એ ખાનદાનને આસમાને સુખ સેતારો પુર,
ઝમકતો રહે! સદા તું રાખ તેમના હાથને ઝાલી;
'રફિક,' બકવા બધી શાની? નકામી તેં તરજ તાણી,
રચાઇ ત્હાં બાગ એવો કે ભુલાશે નહીં તેનો માલી.

---

* અટકાવી

# વધારો—ખ

## સર જમશેદજીની જાહેર સખાવતની બનતી સંપૂર્ણ ટીપ.

[ છેલ્લા કોલમમાં જણાવેલાં પાનાંપરથી દરેક સખાવતની પુરતી વિગત મળશે ]

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૨૨ | શેઠ ખરશેદજીનાં લગનને દિવસે દેવાદારોને છોડવ્યાં ... ... ... ... ... | ૩૦૪૦ | ૧૨૫ |
| ૧૮૨૫ | "નેટિવ એડયુકેશન સોસાયટીની" શાળા-માટેનાં મકાન બાંધવાનાં ફંડમાં... ... | ૭૦૦ | ... |
| ૧૮૨૬ | "કલકત્તા હૅરલ્ડના" અધિપતીનાં ફંડમાં. | ૩૫૦ | ૧૬૩ |
| ૧૮૨૭ | "નેટિવ એડયુકેશન સોસાયટીનાં" ફંડમાં. | ૧૧૦૦૦ | ૨૦૫ |
| ,, | "એલ્ફિનસ્ટન પ્રોફેસરશિપ" સ્થાપવામાટે... | ૭૦૦૦ | ૫૦ |
| ૧૮૨૯ | "એડયુકેશન સોસાયટીનાં" ફંડમાં ... | ૧૦૦૦ | ૨૦૫ |
| ,, | "ઇસ્ટ ઈંડિયન એસોસિએશનનાં" ફંડમાં... | ૩૦૦૦ | ... |
| ૧૮૩૨ | મુંબઈ, કોલાબા ઓબઝર્વેટરી આગળનો કુવો બંધાવવામાટે ... ... ... ... | ૩૨૦૦ | ૧૧૬ |
| ,, | કટક જીલ્લાના દુકાળ ફંડમાં ... ... ... | ૫૦૦ | ૧૧૦ |
| ૧૮૩૩ | શેઠ ખરશેદજીનાં પહેલાં ધણીઆણીનાં ઊઠમણાં વખ્તે પારસી પંચાયતનાં ફંડમાં ... ... | ૧૫૦૦ | ૮૧ |
| ,, | "રાતા સમુદ્રને" રસ્તે હિંદુસ્તાનનો વેપાર ખિલવવાને ઊભાં કરેલાં ફંડમાં ... ... | ૧૦૦૦ | ૩૯ |
| ,, | કારે ગામનો એક કુવો બંધાવવા માટે ... | ૬૦૦ | ૧૧૪ |
| ,, | ભાહાં ગામનો નવો પુલ બંધાવવાનો ખરચ. | ૭૩૦૦ | ૧૧૯ |
| ૧૮૩૪ | એ સાલના 'મુકતાદ' તાંકણે સુરતના પારસી-ઓમાં વહેંચવામાટે ... ... ... | ૧૫૦૦ | ૮૧ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૩૫ | 'ફલેર સ્કોલરશિપ' સ્થાપવાનાં ફંડમાં ... | ૧૫૦૦ | ૫૦ |
| ૧૮૩૬ | બહાદુર કેપ્ટન સૅન્ડને ઇનામ આપવા માટે... | ૫૦૦ | ૩૬ |
| ,, | મુમ્બઈના કિલ્લાની "ચર્ચગેટ" અને "એપોલોગેટ" આગળે પેહોળી કરવાનાં ફંડમાં. | ૧૫૦૦ | ૪૨ |
| ,, | શા. મોતીચંદ અમીચંદની યાદગારી જાળવવાનું ખાસ ફંડ સ્થાપી આપ્યું ... ... | ૩૦૦૦૦ | ૧૪૨ |
| ૧૮૩૭ | સુરતની મોટી આગ વખ્તની જૂદી જૂદી મદદનાં ... ... ... ... ... | ૩૫૦૦૦ | ૧૦૩ |
| ,, | એ સાલના દખણુ દેશના દુકાળ ફંડમાં ... | ૧૫૦૦ | ૧૧૧ |
| ,, | થાણાં શહેરની ખાડીપર પૂલ બાંધવાનાં ફંડમાં ... ... ... ... ... | ૧૫૦૦ | ... |
| ૧૮૩૮ | મુંબઇની પારસી અનજોમને બાંધવા ધારેલાં દોખમાં ફંડમાં ... ... ... | ૧૨૨૪૦ | ૯૯ |
| ,, | ઊત્તર હિંદુસ્તાનનાં દુકાળ ફંડમાં ... ... | ૧૦૦૦ | ... |
| ૧૮૩૯ | "કરનાક સ્કાલરશિપનાં" ફંડમાં ... ... | ૧૦૦૦ | ૫૨ |
| ,, | મુંબઈ અને દેશાવરો ખાતે ગહમ્બાર કરવાને "ટ્રસ્ટ ફંડ" સ્થાપ્યું ... ... | ૧૬૮૫૦૦ | ૮૫ |
| ,, | મુમ્બઇનો "એસ્પ્લેનેડ"માં "ઑસાહિબાગ" બાંધવાનો ખરચ | ૭૦૦૦૦ | ૮૯ |
| ,, | ખંડાળાની ધર્મશાળા પાછળ ખરચ્યા ... | ૨૦૦૦૦ | ૧૨૧ |
| ,, | "સર જમશેદજી જીજીભાઈ ઇસ્પીટાલના" નિભાવ ફંડમાટે સરકારને આપ્યા. ... | ૧૦૦૦૦૦ | ૨૩૬ |
| ,, | તેનું મકાન બાંધવાને સરકારે ખરીદેલી જમીનમાટે વધારાના ખરચનાં આપ્યા... ... | ૪૦૦૦ | ૨૩૭ |
| ,, | એ ઇસ્પીટાલ માટે એક મકાન બંધાવ્યું ... | ૫૦૦૦૦ | ૨૩૭ |
| ૧૮૪૦ | સર ચાર્લસ ફોરબસનાં પૂતળા-ફંડમાં ... | ૩૦૦૦ | ૩૬ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૪૦ | ડયુક-ઑફ-વેલીંગટનને મુબારકબાદી આપવાનાં ફંડમાં ... ... ... ... | ૨૫૫૦ | ૫૨ |
| ૧૮૪૧ | પ્રિન્સ-ઑફ-વેલ્સનો જન્મ થયો, તેની ખુશાલીમાં દેવાદારો છોડવ્યા ... ... . | ૩૦૦૦ | ૫૨ |
| ,, | પૂણાનાં પારસીઓમાટે અનજોમન ફંડ સ્થાપવામાં મદદના ... .. ... ... | ૧૦૦૦૦ | ૯૫ |
| ૧૮૪૨ | અફઘાનિસ્તાનની લડાઇમાં માર્યા ગયલાઓની વિધવાઓને મદદ કરવાનાં ફંડમાં. | ૧૦૦૦ | ૫૩ |
| ,, | સુરતનાં આંધળાં લુલાંને મદદ કરવાનાં ,, | ૫૨૫ | ૮૨ |
| ,, | મી. જેમ્સ મૅથિસનની યાદગારીનાં ફંડમાં ... | ૧૦૦૦ | .. |
| ,, | યુરોપનાં હૅમબર્ગ શહેરના આગનિવારણ ફંડમાં ... ... ... ... ... | ૬૦૦૦ | .. |
| ,, | સુરત સયદપરાની આગ વખ્તે મદદના મોકલ્યા | ૫૦૦૦ | ૧૦૬ |
| ,, | પૂણા શહેરમાં એક પુલ બાંધવાનાં ફંડમાં ... | ૨૫૦૦ | ૧૧૯ |
| ૧૮૪૩ | ઊદવાડાની મુલાકાત વખ્તે ધર્મદાન વિગેરેમાટે. | ૪૦૦૦૦ | ૧૫૦ |
| ,, | "ગ્રાન્ટ મેડિકલ કૉલેજનાં" ફંડમાં પહેલીવાર અર્પ્યા ... ... ... ... ... ... | ૧૦૦૦ | ૨૫૧ |
| ૧૮૪૪ | ઑનરેબલ જી ડબ્લ્યુ ઍન્ડર્સનની યાદગારીનાં ફંડમાં ... ... . . ... | ૧૦૦૦ | ૩૭ |
| ,, | ગણદેવી, બીલીમોરા, અને મહુવા ગામને ગહમ્બારો કરવા વાસ્તે ભેટ આપ્યાં ... | ૧૪૦૦ | ૯૦ |
| ,, | પૂણા શહેરની દરેમહેર બાંધવા પાછળ ખરચ્યા | ૪૫૦૦૦ | ૯૬ |
| ,, | એ સાલની મુંબઈ બજારગેટની મોટી આગવખ્તે સિપાઇઓને ઇનામ આપવામાટે... | ૧૦૦૦ | ૧૦૬ |
| ,, | પૂણાનો બંધ બાંધવામાટે સરકારને આપ્યા | ૭૫૦૦૦ | ૨૮૧ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૪૪ | ઈંગલાન્ડથી તેનેમાટે સાંચા વિગેરે મંગાવવાનો અને ઇજનેરના પગાર વિગેરેનો બીજો ખરચ... ... ... ... ... ... | ૯૮૦૫૦ | ૨૮૨ |
| ૧૮૪૫ | શેઠ જેહાંગીર ખ. તારાચંદનાં ઊઠમણામાં | ૫૦૦ | ૮૧ |
| ,, | માહિમ અને વાંદરાની ખાડી વચ્ચે મોટો પૂલ બાંધવાને લેડી જમશેદજીસાથ ખરચ્યા | ૧૫૫૮૦૦ | ૨૫૮ |
| ,, | એ પુલપર દેખરેખ રાખનાર સરકારી ઇજનેર કેપ્ટન ક્રુકશાન્કને ઇનામના આપ્યા. ... | ૫૦૦૦ | ૨૬૪ |
| ,, | એ પૂલ બાંધનાર કંટ્રાકટર મી. જમશેદજી દોરાબજી નાયગામવાળાને ઇનામના આપ્યા. | ૧૫૦૦૦ | ૨૬૪ |
| ,, | માહિમની બાજુ તરફ "લેડી જમશેદજી રોડ" બાંધવાનાં ખરચના... ... ... ... | ૨૨૦૦૦ | ૨૬૫ |
| ,, | ઘોરબંદરનું એક તળાવ ઊંડું કરી, ફરી બંધાવી અપાવ્યું ... ... ... ... | ૬૦૦૦ | ૧૧૮ |
| ,, | મુંબઈ "બેલાસિસ રોડની" ધર્મશાળાનું મકાન બંધાવી આપ્યું ... ... ... ... | ૫૭૪૦૩ | ૨૭૨ |
| ,, | એજ મકાન માટે વધારાના ખરચના આપ્યા. | ૮૦૦૦ | ૨૭૨ |
| ,, | એ મકાનમાટે જમીન ખરીદવાને ખરચેલા... | ૧૦૦૦૦ | ૨૭૨ |
| ,, | મિત્ર ફરામજી પે. દાવેચાનાં ઊઠમણામાં | ૫૨૫ | ... |
| ૧૮૪૬ | બહેન બાઈ નવાજબાઈનાં પૂણ્યમાટે ધર્મ કર્યો | ૬૧૦૦ | ૮૧ |
| ,, | આયરલાન્ડના દુકાળ ફંડમાં... ... ... | ૧૦૦૦૦ | ૧૧૨ |
| ૧૮૪૭ | દસ્તુર એદલજી દોરાબજી સંજાણાની યાદગારી રાખવાનાં ફંડમાં ... ... ... ... | ૧૦૦૦ | ૮૧ |
| ,, | મુંબઇ "એપોલો સ્ટ્રીટની" આગ વખ્તે, સેલરોને ઇનામ અપાવ્યું ... ... ... | ૧૫૦૦ | ૧૦૭ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૪૭ | અનરેરી તરફ એરલા-પારલાનો પૂલ બંધાવ્યો. | ૪૦૦૦ | ૧૨૦ |
| ,, | "ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટ સોસાયટીને" નિભાવ ફંડ કરી આપ્યું ... ... ... ... | ૫૦૦૦૦ | ૨૭૨ |
| ,, | એજ ખાતાંને લેડી જમશેદજીને નામે આપ્યા. | ૨૦૦૦૦ | ૨૭૩ |
| ૧૮૪૮ | મિત્ર શેઠ મનચેરશાહ ધનજીમહેતાનાં ઊઠમણાં વખતે ધર્મ કર્યો ... ... ... | ૧૫૦૦ | ૮૧ |
| ,, | ખેશી, ભાઈ મીઠીભાઈ બરજોરજી માણેકજી વાચ્છાના ઊઠમણાં વખ્તે ... ... ... | ૨૭૫૦ | ૮૧ |
| ,, | કલકત્તાની "પૅરેન્ટલ ઍકેડૅમિક ઇનસ્તિટયુશનનાં" ફંડમાં ... ... ... ... | ૨૦૦૦ | ૨૦૬ |
| ,, | ઈંગલાન્ડની ડૅવનપોર્ટ શહેરની લશકરી સ્કૂલને મદદના ... ... ... ... | ૧૦૦૦ | ૨૦૭ |
| ,, | "ગ્રાન્ટ મેડિકલ કૉલેજ" માટે "બૂક ફંડ" સ્થાપી આપ્યું ... ... ... ... | ૧૦૦૦૦ | ૨૦૭ |
| ,, | "ગ્રાન્ટ મેડિકલ કૉલેજ" માટે "પ્રાઇઝ ફંડ" સ્થાપી આપ્યું ... ... ... ... | ૫૦૦૦ | ૨૦૭ |
| ,, | "ગ્રાન્ટ મૅડિકલ કૉલેજ ટૅક્સિકોલૉજી ફંડ". .. .. ... ... ... | ૩૦૦૦ | ૨૫૧ |
| ,, | "સ્ટુડન્ટસ લિટરરી ઍન્ડ સાયનટિફીક સોસાયટીને" મદદ ... ... ... ... | ૫૦૦ | ૨૦૭ |
| ,, | "સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલેન્ટ ઇનસ્તિટયુશનને" સ્થાપી ચાલુ કરવાને રોકડા રૂપિયા ત્રણ લાખ તથા બંગાલ બેંકના ૨૦ શેરો વિગેરે મળી કરી આપેલી મોટી થાપણ ... ... ... | ૪૪૦૦૦૦ | ૨૧૨ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૪૯ | "ગ્રાન્ટ મેડિકલ કૉલેજ" માટે 'રીડ સ્કૉલરશિપનાં' ફંડમાં ભર્યા. ... ... ... | ૫૦૦ | ૩૭ |
| ,, | નવસારી "જમશેદ બાગની" ધર્મશાળા બાંધવા પાછળના સર્વે ખરચના ... ... | ૨૦૦૦૦ | ૧૨૧ |
| ,, | "યુરોપિયન પેન્શનર્સ ફંડમાં" ... ... | ૫૦૦૦ | ... |
| ૧૮૫૦ | ભાણેજ, બાઈ રતનબાઈ હીરજીભાઈ સરાફનાં ઊઠમણા વખ્તે ... ... ... | ૫૦૦ | ૮૧ |
| ,, | બાઈ ખરશેદબાઈ રૂસ્તમજી સરાફનાં ઊઠમણા વખ્તે. ... ... ... ... | ૫૦૦ | ૮૧ |
| ,, | સાસુ, બાઈ મોતલીબાઈ ફરામજી બાટલીવાળાનાં ઊઠમણા વખ્તે ... ... ... | ૩૦૦૦ | ૮૧ |
| ,, | ગણદેવીના નસેસાલારોને પગાર આપવાને ફંડ કરી આપ્યું ... ... ... ... | ૫૦૦૦ | ૮૧ |
| ,, | નવસારીની દરેમહેરની ઇમારત બાંધવાનો કુલ્લે ખરચ ... ... ... ... ... | ૮૪૦૦ | ૭૭ |
| ,, | નવસારીની તેમની યાદગાર મુલાકાત વખ્તે છુટક ખેરાતના આસરે રૂપિયા ... ... | ૧૦૦૦૦૦ | ૧૬૦ |
| ,, | "સુરત ચૅરિટી ફંડ" સ્થાપ્યું તેની થાપણના. ... ... ... ... | ૧૨૫૦૦૦ | ૧૫૮ |
| ,, | "નવસારી ચૅરિટી ફંડ" સ્થાપ્યું તેની થાપણના ... ... ... ... ... | ૬૨૫૦૦ | ૧૫૮ |
| ,, | "સર જમશેદજી જીજીભાઈ ઇસ્પીટાલમાં" ટાવરનું એક મોટું ઘડિઆલ મુકાવવાના... | ૮૫૩૧ | ... |
| ૧૮૫૧ | ઑનરેબલ જે. પી. વિલોબીનાં ફંડમાં ... | ૬૦૦ | ૩૭ |
| ,, | શેઠ ફરામજી કાવસજી બનાજીનાં ફંડમાં ... | ૬૦૦ | ૩૮ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૫૧ | "સ્કુલ-ઑફ-ઇનડસ્ત્રી"–તે હાલની સાસન ઊદ્યોગ શાળાનાં ફંડમાં ... ... ... | ૧૭૫૦ | ૪૬ |
| ,, | લાચાર ઘરાનીઓમાટે, ચોપાતીની ધર્મશાળા-માટે જોઇતી જગ્યા ખરીદવાનાં ફંડમાં... | ૨૦૦૦ | ૮૧ |
| ,, | મુમ્બઈ, ભાયખલાતરફ 'ડીકનું તળાવ' ફરી બંધાવવાના ખરચના ... ... ... | ૨૩૦૦૦ | ૧૧૮ |
| ,, | પોતાના દીકરાઓના બાળકોની નવજોતની ખુશાલીમાં પારસી પંચાયતને ધર્મખાતે આપ્યા ... ... ... ... ... | ૩૦૦૦ | ૧૩૨ |
| ,, | "સર જમશેદજી ઇસ્પીટાલસાથે" સુવાવડ-ખાનાનું એક મકાન બંધાવવાને સરકારને આપ્યા ... ... ... ... ... | ૩૦૦૦૦ | ૨૫૩ |
| ,, | લેડી જમશેદજી પુલની વાદરા કરખાની બાજુના બેરસ્તાઓ બાધવાને ખરચ્યા ... | ૬૦૨૪ | ૨૬૬ |
| ૧૮૫૨ | સર અર્સકીન પેરીની યાદગારીનાં ફંડમાં ... | ૧૦૦૦ | ૩૮ |
| ,, | મુમ્બઇ 'સેલર હોમના' ફંડમાં .. ... | ૨૦૦૦ | ૪૭ |
| ,, | 'બોમ્બે એસોસિએશનના' ફંડમાં ... | ૩૦૦૦ | ૪૭ |
| ,, | મુમ્બઇની પાંજરાપોળને ઇ. સ. ૧૮૩૫ થી ૧૮૫૨ સુધી "લાગાના" ભર્યા ... ... | ૮૦૦૦૦ | ૧૪૩ |
| ,, | એજ ખાતાંને ઓછામાં ઓછાં બીજા પરચુ-રણ એ વખતપર આપ્યા ... ... ... | ૨૦૦૦૦ | ૧૪૩ |
| ,, | પાટણ શહેરની પાંજરાપોળને મદદના ... | ૪૦૦૦ | ૧૪૪ |
| ૧૮૫૩ | મુમ્બઈ બજારગેટને નાંકેનો કુવો બાંધવા પાછળ. | ૧૩૬૬ | ૧૧૬ |
| ,, | નવસારીની નિશાળનું મકાન બાધવાનો ખરચ | ૧૨૦૦૦ | ૨૦૭ |
| ૧૮૫૪ | ડયુક-ઑફ-વેલીંગટન મૅમોરિયલ ફંડમાં...... | ૫૦૦૦ | ૫૮ |

| સાલ | વિગત | રકમ | પાનું. |
|---|---|---|---|
| ૧૮૫૪ | સુરતની દરેમહેર બંધાવવા વિગેરેના ખરચના. | ૧૫૦૦૦ | ૯૪ |
| „ | ઊપલી દરેમહેરનાં નિભાવ ફંડમાં ... ... | ૫૫૦૦ | ૯૪ |
| „ | સુરત "એલાહિબાગનું" મકાન બાંધવા પાછલ. | ૩૪૦૦ | ૯૪ |
| ૧૮૫૫ | "પૅટ્રિઆટિક" ફંડમાં ... ... ... | ૫૦૦૦ | ૫૮ |
| „ | શેઠ ખરશેદજીનાં એક દીકરી બાઇ જીવણબાઈ હોમજી ખ. દાદીશેઠનાં ઊઠમણા વખતે... | ૨૩૦૦ | ૮૧ |
| „ | મુંબઇનાં મેદાનનાં જૂના જૂના કુવાઓ પાછલ. | ૭૦૦૦ | ૧૧૭ |
| „ | લન્ડન-"ફ્લૅાક મેકર્સ ઍસોશિએસનનાં" ફંડમાં | ૨૦૦૦ | ૨૯૩ |
| „ | ઇરાનના જરથોસ્તીઓને સુદરેહ કુસ્તી પૂરી પાડવાને ઇરાન મોકલી આપ્યા ... ... | ૫૦૦ | ... |
| „ | નવસારીની ઊતરતી જાતના લોકપર ચાલુ રહેલો "સુક્ષ વેરો" નામનો કર કાઢી નાંખવાને ગાયકવાડ સરકારને જૂમલે ભરી દીધા* ... ... ... ... | ૧૧૯૦૭ | ... |
| ૧૮૫૬ | સુરતના પ્રખ્યાત કોટવાલ અરદેસર ધનજીશાહ બહાદુરનાં ઊઠમણા વખતે... ... ... | ૧૫૦૦ | ૮૨ |

* આ કરવિષેનું લખાણુ ઘટતી જગ્યાએ થયુ નથી. કેટલાક લખનારાઓ, સર જમશેદજીએ, રૂ. ૧૭૦૦૦ ભરી "અનતોલખાનો કર" કાઢી નખાવેલો જાણાવે છે; પણુ તેમાં તેમની ભુલ લાગે છે. એ કરમાટે એટલી મોટી રકમ ભરવાની હતી જ નહિ. "સુક્ષવેરો" નામનો એક બીજો કર, વછીઆત લોક ઉપરનો વડોદરાના એક હિંદુ તટીયે, મોબેદોપરનો દેસાઈ ખુરશેદજીએ, બહેદીનોપરનો સર જમશેદજીના સસરા શેઠ ફરામજી બાટલીવ.લાએ,અને ફક્ત બાકી રહેલી હલકી વરણનાં લોકો પરનો કર તેમની અરજથી, પહેલા સર જમશેદજીએ કાઢી નંખાવ્યો હતો, એમ નવસારીવાલા મી સોહોરાબજી મનચેરજી દેસાઈ અમને લખી જણાવે છે.

